સમભાવથી વાંચનારને તો આ જીવનના નાયકનાં લક્ષણો તરફ વધારે ને વધારે પક્ષપાત થશે.

આ કાર્ય શરૂ કર્યું ત્યારે ધારેલું કે દોઢસો બસો પાનાનું નાનું પુસ્તક થશે પરંતુ જેમજેમ તે છપાતું ગયું તેમ કદનો ખ્યાલ પછીથી જ આવ્યો. લગભગ ૫૦૦ પાનાનું પુસ્તક હવે પછીના જમાનાને સ્વર્ગસ્થનું ચરિત્ર લખવાને પ્રેરે અથવા તેમને વિશે સારો ખ્યાલ બાંધવામાં સહાયભૂત થાય તો અમારો આ પ્રયત્ન સફલ થયેલો ગણાશે. સદ્‌ગતનાં સર્વ સંતાન તરફની આ તેમને અર્પેલી નિવાપાંજલિ છે, જે જન સમાજ આગળ લાવતાં તેમને એક યશસ્વી પિતાનાં બાળકો હોવાનો ગર્વ થાય એ સ્વાભાવિક છે.

જે જે લેખકોએ અમારી માગણીને માન આપીને ખાસ લેખો લખી આપ્યા છે તેમનો આભાર માનવાની તક લઇએ છીએ.

તા. ૧૮–૫–૩૪ સુશ્રુત રમણભાઇ નીલકંઠ.

# લેખકોનું સૂચિપત્ર.

| લેખક. | પૃષ્ઠ. |
|---|---|



સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

જન્મ સને ૧૮૬૮. સ્વર્ગવાસ સને ૧૯૨૮.

HREE KRISHNA PRINTERY

# સ્વ. સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ.

## નોંધ

### સદ્દગત રમણભાઈ

સર રમણભાઇ ગુજરાતને રડતી મૂકીને ચાલી નીકળ્યા છે. [રમણભાઈ એ ગુજરાતના આધુનિક જીવનનો ઇતીહાસ. રમણભાઈ એટલે સંસારસુધારો. રમણભાઇ ગરીબના બેલી હતા. અમદાવાદના શહેરી જીવનમાં તેઓ ઓતપ્રોત રહેતા. ગુજરાતી ભાષાની તેમની સેવા ઊંચા પ્રકારની હતી. તેમની શુદ્ધ નીતિની અસર તેમના સંબંધમાં આવનારની ઉપર પડયા વિના રહેતી જ નહિ. રમણભાઈ નો વિનોદ તેમનાં પુસ્તકોમાં નીતરી આવે છે, પણ તેમણે જિંદગીને વિનોદરૂપે નહોતી જોઇ. જિંદગીને તેમણે કર્તવ્યપરાયણ કરવામાં તેની સાર્થકતા માની. કોઇ પણ શુભ કામમાં રમણભાઇની મદદ હોય જ. દેશહિતના કામમાં તેમનો ફાળો પૂરતો જ મળે.

જે જે વસ્તુને રમણભાઈએ સેવારૂપ માની હોય, તેમાં પોતાનું શરીર કસી નાંખવામાં તેમણે કદી પાછું પગલું નથી ભર્યું. પોતાની સખત માંદગીમાં પણ અને રાજ્યપ્રકરણમાં પૂરો મતભેદ હોવા છતાં તેમણે વલ્લભભાઇની મ્યુનિસિપાલિટીની સેવાની કિંમત જાણી હતી, ને તેમને પ્રસંગો પડતાં પૂરી મદદ દેતાં ચૂકયા જ નથી. અમદાવાદની જાહેર સંસ્થાઓ એવી ભાગ્યે જ હશે કે જેણે રમણભાઇના નામની ઇચ્છા ન રાખી હોય.

આવા ગુજરાતના રત્નનો વિયોગ તેમના કુટુંબીઓને જ સાલે એમ નથી, પણ એ વિયોગદુઃખમાં ગુજરાત આખી ભાગીદાર છે.

આજકાલ રૂઢિ એવી થઇ ગઇ છે કે જે રાજ્યપ્રકરણમાં અને તેમાંયે જે જલદ રાજ્યપ્રકરણમાં ભાગ ન લેનારા હોય તેમની શાંત, અદષ્ટ સેવાની કિંમત ઓછી અંકાય છે. મારો નમ્ર મત છે કે આ ભૂલ છે. કાળ તો એ ભૂલ સુધારી લેશે. જે માણસ એક પણ વિધવાનાં આંસુ લુછે છે, જે એક પણ બાળાને લગ્નના નામે ઓળખાતા પશુયજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની નિસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે; ને સંભવ છે કે મહાધુરંધર રાજ્યપ્રકરણી યોદ્ધાની લડત ભૂલાઇ જશે, ત્યારે આવી ખુણેખોચરે થતી સેવા ફળ આપ્યાં જ કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે, તે સેવા તો ખરી છે જ. આવી સેવા રમણભાઈની હતી. તાળીના અવાજો પણ તેમને ભાગે આવ્યા હતા. પણ રમણભાઈને જેની કોઇ દહાડો દરકાર નહોતી તેનું વર્ણન શું? રમણભાઇ તો વીર યોદ્ધા હતા. જુવાનિયાઓની કિકિયારી અને સીસોટી વચ્ચે પણ પોતાના વિચારને ને પોતાના સ્થાનને વળગી રહેતાં તેમને કોણે નથી જોયા? એમના ગુણો આપણામાં ઊતરો એમ આપણે પ્રાર્થના કરીએ.

મોહનદાસ કરમચંદ ગાંધી.

નવજીવન તા. ૧૧-૩-૨૮ રવિવાર

# સ્વ. રમણભાઈ નીલકંઠ

: રોળા :

ખીલી સંધ્યા ખરી: સકળ ઝંખાઇ દિશાઓ,
ને એમાં તુજ આત્મ સર્યો સુંદર રસરંગી
વરંતો નિજ હાસ્ય સુમંદ વિનોદ તરંગી
ભૂલી છેક અશાન્ત અચેતન કાળનિશાઓ.

નિરખી જીવન છાંય અમે સ્મરણોનાં સંગી
સ્તવીએ અક્ષર પ્રાણ હૃદયભરતી કવિતાનો,
પવિત્ર અંતર ભક્તિમયી પ્રાર્થિત પ્રભુતાનો,
નગરધર્મના ગોપ સમો સત્કર્મઉમંગી.

તારો નમ્ર વિહાર, ઉચ્ચ સંસ્કાર સુગંધી,
ભૂમિ પુત્ર સુનીત! વરાયલ જનસેવાનો:
શીતલ તારાં શીલ લચી કુંજો રુપવંતી,
સરજે રસધર આત્મ સુમંગલ જગમેળાનો.

પણ સાહિત્ય સમાજ તણું જગ આ પળ ઊણું;
તારૂં સદ્‌ગત વીર! સદા સિંહાસન સૂનું.

૧૬ : ૬ : ૨૮ દેશળજી પરમાર
શનિ

# મુ. શ્રી. રમણભાઇ સંબંધી કેટલાંક સ્મરણો.

લગભગ છત્રીસ, સાડત્રીસ વર્ષનો પરિચય મુ. રમણભાઇ સાથેનો હતો. એટલે એમના જીવન વ્યવસાયનો જે ઉત્તમ ભાગ તેનાં ઘણા નિકટ પ્રસંગનાં સ્મરણો આજ થાય છે.

એમની બાળવયનો તો મ્હને ક્યાંથી જ અનુભવ હોય? પરંતુ એટલું યાદ છે કે એમનાં સગાંઓ એમ કહેતાં કે મહીપતરામભાઇના બે ન્હાના છોકરાઓ એક વખત સુરતની શેરીમાં રમતા હતા. તે વખતે એક સાધુ મહારાજ આવી ચઢ્યા. આસપાસ રમતાં છોકરાંઓ ઓટલા ઉપર ચઢી ગયાં. પણ રમણભાઇએ તો પાસે જઇને નમસ્કાર કર્યા. એમનો ચહેરો જોઇને જ એ સ્વામી બોલ્યા કે આ કોઇ મહાન્ પુરૂષ થવાનો છે. વાત તો વીસરાઇ ગઇ. પણ ભવિષ્ય ખરૂં પડ્યું.

રમણભાઇનાં લગ્ન વિદ્યાબ્હેન સાથે થયાં તે વર્ષ મ્હને બરોબર યાદ નથી. પણ ૧૮૯૧ની સાલમાં જ્યારે એલ એલ. બી.નો અભ્યાસ કરવા એ મુંબઇ રહ્યા ત્યારથી મ્હને બરોબર સ્મરણ છે. મ્હારા ઉપર એમને હમેશ ઘણો જ પક્ષપાત—પોતાને બ્હેન નહિ—તેથી મ્હને સગી બ્હેન કરતાં અધિક ગણી.

એમના ઉત્તમમાં ઉત્તમ સંસ્કારની છાપ મ્હારા ભાઇ ગટુલાલ તથા મ્હારા મન પર પાડવાના એમને અનેકાનેક પ્રસંગ મળ્યા. આદર્શ જીવન ગાળવાની એમની અભિલાષા અને સાથે એ આદર્શ

સ્હામા માણસમાં ઉતારવાની એમની ઇચ્છા; એ માટે સતત પ્રયત્ન કર્યા કરતા. સદ્‌ભાગ્યે વિદ્યા બ્હેને એમના શુભાશયો ગ્રહણ કર્યા પણ તેટલાથી સંતોષ ના થયો. અમે બે ન્હાનાં ભાંડુને વખતો વખત પોતાની પાસે રાખીને એમના શુભ સંદેશ આપ્યા.

પ્રાર્થના સમાજ તરફથી ચાલતા રવીવાર બાળનીતિ શિક્ષણ વર્ગમાં અમને ધર્મ, નીતિ, સાહિત્ય એમ વિધ વિધ પ્રકારનું જ્ઞાન આપ્યું. એ વર્ગનાં સ્મરણો થાય છે ત્યારે ફરી બાળક થઈને એમના ચરણ આગળ શિક્ષણ લેવાની જીજ્ઞાસા થઇ આવે છે. એમનામાં જેટલી શક્તિ હતી તેટલી બધી ઠાલવી નાંખતા પણ

वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे ।
न च खलु तयोर्ज्ञाने शक्तिं करो त्यपहंति वा ॥

ઇત્યાદિ પ્રમાણે અમારા મગજમાં કેટલું ગ્રહણ કરી શકાય? થોડાં થોડાં ફુલ વીણી લીધાં–પણ એટલું તો કબુલ કરવું જ પડે છે કે એ બાળક ઉમ્મરમાં એ ફુલની જે સુવાસ લીધી તે માટે તો અમારૂં સદ્‌ભાગ્ય જ સમજીએ છીએ! એ શિક્ષણના પ્રભાવથી જીવનના અનેક વિકટ પ્રસંગો અમને સરળ થયા છે, એમ હિંમતભેર કહી શકાય. એ શિક્ષણ પ્રસગે જે શુદ્ધ, સુંદર, આનંદમય વાતાવરણ જામતું તે કદી વિસરી શકાય નહિં એવું હતું!

પોતે જે કાંઇ સારૂં જુવે, સારૂં અનુભવે તે બધાંનો લાભ પોતાના કુટુંબી જનોને આપવો એ તો એમનો હમેશનો સિદ્ધાન્ત અને અમને બન્નેને પોતાનાં બાળક જેવાં જ ગણેલાં એટલે જ્યાં જાય ત્યાં સાથે લઈ જાય! પરિણામે અમને અનેક સ્થળ જોવાનાં મળ્યાં, અનેક વિદ્વાન્ સ્ત્રી પુરૂષોના સંબંધમાં આવ્યા, અનેક વ્યાખ્યાનો, ઉપદેશ સાંભળવાના મળ્યા.

પોતે અભ્યાસ પુરો કરી રહેલા તોએ એ પુસ્તકોમાં એમને એટલો રસ રહેનો કે તેનું શિક્ષણ આપવામાં સંપૂર્ણ આનંદ માનતા.

ખાસ કરીને કન્યા શિક્ષણ અને સ્ત્રીશિક્ષણ ઊંચા પ્રકારનું આપવું એ તો એમની મહાન્ આકાંક્ષા. તેને જ લીધે વિદ્યાબ્હેનને શિક્ષણનો માર્ગ સરળ કરી આપ્યો. અને મ્હને તો ઈંગ્રેજી ચોથા ધોરણથી તે સાતમા ધોરણ સુધીનો સંસ્કૃતનો અભ્યાસ એમણે પોતે જ કરાવ્યો. પોતાને ગમે એટલું કામ હોય તો એ સ્હવારે કે રાત્રે દોઢ કલાક મ્હારા અભ્યાસ માટે આપ્યા વગર એક દિવસ રહે નહિ હું ને મ્હારા ભાઇ બન્નેને આ શિક્ષણનો લાભ મળ્યો. એમની શિક્ષણપદ્ધતિ ભલભલા પ્રોફેસરને હઠાવે એવી હતી. એટલું સચોટ, પદ્ધતિસર, ને નિયમસર, શિક્ષણ આપતા કે એમનું શીખવેલું મગજમાંથી ભુંસાય જ નહિ. શીખવવા બેસે તે વખતે ખરા જ ગુરૂ બનતા. પ્રેમ દર્શાવતા અને મક્કમતાથી શીખવતા. ચાનક આવવા માટે ઘણીવાર કડક પણ થઇ શકતા. રાતની વખતે ઝોકાં આવી જાય તો ચમક દેખાડતા! પોતાના અમુલ્ય વખતનો ભોગ અમારે માટે આપતા! એ ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકાય?

રમણભાઇનું જીવન ત્રણ વિભાગમાં વ્હેંચી શકાય. છેક ન્હાનપણનો તો ખ્યાલ કાંઇ નથી પરંતુ વચલાં વીસ વર્ષ એમનાં બહુજ ઉત્તમ ગયાં. ત્યાર પછીનાં છેલ્લાં વીસ વર્ષમાં કામના બોજાને લીધે એમનો જીવન રસ સુકાઈ ગએલો એમનાં આપ્તજનને લાગતો. એમનો આનંદી, ટીખળી, રમુજી સ્વભાવ બદલાઇ ગયો. કામના ભાર તળે ચગદાઈ ગયો. અને એટલા કર્તવ્યદક્ષ કે એક પણ કામ ઓછું કરી શકે નહિ. મ્યુનીસીપાલીટીના પ્રેસીડેન્ડ તરીકે એટલું કામ પડતું કે એમને તે ઉપરાંત સાહિત્યની સેવા કરવાનો અવકાશજ મળતો નહિ. આપ્તજનોને ઘણી વાર લાગતું કે ભદ્રંભદ્ર, હાસ્ય મંદિર, રાઇનો પર્વત, જ્ઞાનસુધાના લેખક પ્રૌઢ વયમાં પોતાના અનુભવનો લાભ ગુર્જર પ્રજાને બહુ સારી રીતે આપી શકે. પણ મ્યુનીસીપાલીટીના કામને એમણે સાહિત્ય કરતાં વધારે મહત્વ આપ્યું. ને વારંવાર કહેતા કે આ કામ કાંઇ જેવું તેવું છે? હું કાંઈ યશ મેળવવા કામ કરતો નથી! મને જે

માર્ગ સત્ય લાગે છે તે માર્ગે હું મ્હારૂં કર્તવ્ય કરૂં છું. ભલે લોકો મને નિંદે તેની મ્હને પરવા નથી! સત્યને માર્ગે જ સદા પ્રયાણ કરતા. એક પક્ષ એમણે પોતાનો કર્યો નહિં. જે બાજુ સત્ય અને ન્યાય એમને લાગે તે એમનો પક્ષ એજ એમની પદ્ધતિ હતી. રાજકીય બાબતમાં એમના મત મૉડરેટ પક્ષના હતા, છતાં મ્યુનીસીપાલીટીમાં શ્રી. વલ્લવભાઈની પ્રમુખ તરીકેની ચુંટણી વખતે વલ્લવભાઈને જ વોટ આપેલો. ખરા કામની કદર બરોબર કરી જાણતા. પૂજ્ય શ્રી. ગાંધીજી માટે તો અત્યન્ત પૂજ્ય ભાવ હતો. છેક છેલ્લા મંદવાડ વખતે એટલા અશક્ત થઈ ગયા હતા છતાં શ્રી. ગાંધીજી તેમની ખબર કહાડવા આવ્યા હતા. તેમને વળાવવા દરવાજા સુધી આવેલા. આ લાગણી અન્યોઅન્ય હતી. હમણાં જ ગાંધીજીએ પ્રાર્થના સમાજના પોતાના વ્યાખ્યાનમાં કહ્યું હતું કે હું તો રમણભાઈનો ભક્ત છું.

રમણભાઈમાં જે ઉચ્ચ ગુણો હતા તે કહેવા માંડીએ તો એમ લાગે કે એ સકળ ગુણ સંપન્ન હતા! પણ ખરેજ એમનામાં ખોટું શું હતું તે શોધવું મુશ્કેલ છે. જીવનમાં સાદા, નમ્ર, સરલ, શાન્ત, પરગજુ ઉત્સાહી, દૃઢ નિશ્ચયી, કર્તવ્ય પરાયણ, સત્ય વચની, નિરાભિમાની હતા. ખરા જીવનના વૈષ્ણવ જન કહીએ તેવા હતા. આનંદ ભોગવતા પણ જીવનને માત્ર આનંદનું સાધન કદી ગણ્યું ન હોતું. જીવનની ગંભીરતા પૂરી સમજ્યા હતા અને તેથી કર્તવ્ય-(duty) એજ એમણે ધર્મ ગણ્યો હતો. પ્રભુમાં અનન્ય શ્રદ્ધા તેને બળે જીવન વ્યવસાય ઘણોજ સરળ થઇ પડયો. પરમાત્માના એક વહાલા સંતાન હતા એમ અત્યારે કહીએ તો જરા ખોટું નથી. નિષ્ફળતા એ શું ચીજ છે તે એમણે પોતાના જીવનમાં જાણ્યું નથી. દરેક વખતે પ્રભુ કૃપાથી એમનો પાસો સવળો પડતો. પોતાનું ધાર્યું તે ના બન્યું એવો એમને અનુભવજ થએલો નહિં. બાળકપણથી તે છેક છેવટની ઘડી સુધી કોઇ પણ પ્રકારની અગવડ એમને વેઠવી પડી નહોતી. પ્રસંગજ નહોતો આવ્યો. છતાં એવા કાંઈ સુંવાળા નહોતા કે ના વેઠી શકે પણ જીવન

માર્ગ જ તદ્દન સુસરલજ વહ્યો ગયો. સરસ્વતી, લક્ષ્મી સંતતિ જગતમાં જે સુખનાં સાધનો તે એમને પ્રાપ્ય થયાં. તે પ્રમાણે મનનું સ્વાસ્થ્ય અને શાન્તિ પણ મેળવ્યાં.

એટલાં કામ એમને કરવાનાં હોય કે એક મજૂરની માફક સ્હવારના સાતથી તે રાતના બાર વાગ્યા સુધી વાંસો વાળવાની એમને નવરાશ ના મળે. છતાં મનને કામનો ઉદ્વેગ નહિં. શાન્ત મન અને દરેક કામ ચોક્કસ. કામનો નિકાલ બહુજ જલદી લાવી શકતા. એમની રોજની ટપાલ એટલી બધી છતાં કોઇને જવાબ દેવામાં ઢીલ નહિં. દરેકને વળતી ટપાલેજ જવાબ લખવાનો નિયમ. એ નિયમનો કદી ભંગ કરેજ નહિં—આ પ્રમાણે જૂના કામનો બોજો ચઢે જ નહિં.

કામમાં ચોકસાઇ તો એટલી બધી કે આટલાં કામ સાથે શી રીતે પહોચી વળતા તે સહુને નવાઈ લાગતી. સત્તરવાર પોતાના ઓરડામાંથી બહાર જાય; તે દરેક વખત કબાટનું તાળુ તપાસી જુવે. રાતની વખતે ઘરનાં એક એક બારી બારણાં બરોબર દીધેલાં છે કે નહિં તે તપાસી જુવે. રોજનો પાઇએ પાઇનો હિસાબ ચોક્કસ પોતે જ લખે. પોતાની ચોકસાઇ એટલી બધી કે બીજાના કામને માટે વિશ્વાસ નહિં—અને બને પણ એવું કે કદી એમનું કામ બીજાને કરવા આપ્યું હોય અને તે બહુ કાળજીથી કર્યું હોય છતાં એમને ભૂલ મળી જ આવે! ને એ કારણને લીધે બનતા સુધી પોતાનું કામ કદી કોઈને સોંપે નહિં! પોતાને જોઈતી વસ્તુ—પાણી સુદ્ધાં કોઇની પાસે માંગીને કદી લે નહિં. રજવાડી લોકો બૂટ મોજાં હજુરીઆ પાસે પહેરે ને કઢાવે તેની તો એમને બહુ જ ચીઢ. બહારગામ મુસાફરી તો પુષ્કળ કરતા પણ કદી પોતાની સાથે નોકર રાખે નહિં.

છેલ્લાં વીસ વર્ષનો જ રમણભાઇનો જેને પરિચય હશે તેને એમ લાગે બદંબદ, અને હાસ્ય મંદિરના કર્તા તો કોઇ અન્ય વ્યક્તિ

જ હશે. પણ એમને એ ઉંમરમાં જેમણે જોયા હશે તેમને ખાત્રી હશે કે કેટલા આનંદી ને ટીખળી એ હતા. વકીલોના મંડળમાં કે ઘરમાં પણ વાતો કરવા માંડે તો પેટ પકડીને આખી મજલીસ હસી પડે! એમને નિકટના મિત્રો—જેના આગળ પોતાનું અંતઃકરણ ખુલ્લું કરીને વાત કરે એવાનો એક નહોતા. રા. મણિશંકર ભટ્ટ શરૂઆતમાં ઘણા નિકટના સ્નેહી થયા હતા ખરા. રા. કૃષ્ણલાલ ઝવેરી પણ એમના ખાસ સ્નેહી ઠેઠ સુધી હતા. એ બન્ને આગળ વાત કરનાર રમણભાઈ અને ભદ્રંભદ્રના કર્તા તે એકજ વ્યક્તિ હોવામાં કોઈને શક રહેતો નહિં.

વકીલાતનો ધંધો અને અમદાવાદની મ્યુનીસીપાલીટીના પ્રમુખપદના બોજાએ એમનો હાસ્યરસ—બલ્કે સઘળો જીવન રસ સૂકવી દીધો એ અફસોસની વાત છે!

ગુજરાતનો નવિન ઇતિહાસ લખાશે તેમાં રમણભાઇનું સ્થાન મોખરે રહેશે. સાહિત્યકાર તરીકે, સમાજ સેવક તરીકે અગ્રગણ્ય નાગરિક તરીકે એમને ઘણીજ ઊંચી કક્ષામાં મૂકી શકાય.

પ્રાર્થના સમાજનાં એમનાં ઉપદેશમાંથી એમના જીવનની ચાવી મળી આવે છે. પ્રભુ ઉપર અડગ શ્રદ્ધા, એજ એમનો દંડ હતો અને એજ દંડ હાથમાં ગ્રહણ કરીને જીવન યાત્રા કરી હતી. બીજા હાથમાં જ્ઞાનનો દીપ રાખતા અને તે સ્થળે સ્થળે પ્રગટાવતા. પ્રાર્થના સમાજની વેદી ઉપરથી એમનાં વ્યાખ્યાનો સાંભળવાનો જેને લાભ મળ્યો હશે તેને રમણભાઇની ધર્મપરાયણતાનો સંપૂર્ણ ખ્યાલ હશે.

એમને સંગીત નહોતું આવડતું છતાં સંગીત સાંભળવાનો બહુજ શોખ હતો. અને તેની અસર પણ એમના મન ઉપર બહુજ થતી. એક વખત પ્રાર્થના સમાજમાં રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથે પ્રાર્થના માળામાંથી ' દયાસિંધુ ત્હારે બારણે પુકારૂં દીનબાળ ' એ પદ બહુજ ભાવના સહિત ગાયું હતું. તે વખતે એમના મન પર ભક્તિની

એટલી ઊંડી છાપ પડી ગઇ કે તરતજ એક ભક્તિ ભાવનું કાવ્ય એમના મગજમાંથી ઉત્પન્ન થયું.

સ્ત્રીઓ ગરબા ગાય તેના પણ અક્ષરે અક્ષર સાંભળે અને યોગ્ય પ્રશંસા કરીને ઉત્સાહ આપે !

ધાર્મિક સામાજીક સુધારો કરવો એ એમનો જીવન મંત્ર હતો. આ કામમાં એ બહુજ દૃઢતા રાખતા અને ઉદ્દામ વિચાર ને આચાર રાખતા. છતાં કોઇ પણ વ્યક્તિ સાથે એ ઘર્ષણમાં આવતા નહિં. પરંતુ કદીપણ બે પક્ષની ઢોલકી એમણે વગાડી નથી.

જ્ઞાતિ ભેદમાં એ માનતા નહિં ખુલ્લી રીતે આર્યન બ્રધર હુડના પ્રીતિભોજનમાં એમણે ભાગ લીધો હતો. ન્યાતે એમની સ્હામે પગલાં લેવાનો નિશ્ચય કર્યો તો તેની સ્હામે તે જરા ઘવા નહિં. તેથી ન્યાતનો કજીઓ પણ વધ્યો નહિં ને જરા પણ ઘર્ષણ થયું નહિં. ને વ્યક્તિ તરીકે કોઈ પણ નાગરે એમની સ્હામે વિરોધ કર્યો નહિં. ઉલટું જ્યારે એમનું અવસાન થયું ત્યારે અમદાવાદની નાગર ન્યાતના એકાએક ગૃહસ્થ એમની દહન્ ક્રીયામાં આવ્યા હતા. દરેકને એમને માટે માનની વૃત્તિ હતી.

જે પ્રમાણે જ્ઞાતિ ભેદના વિષયમાં તેજ પ્રમાણે વિધવા પુનર્વિવાહ માટે પણ એમનો તેટલોજ આગ્રહ હતો. છતાં કદી એમણે કોઈને દૂભવ્યા નથી કે કોઈની સાથે ઊંચાં મન નથી કર્યાં. દયા, ક્ષમા, જે શાન્તિનો જે પ્રમાણે ઉપદેશ આપતા તે જ પ્રમાણે આચરણમાં મુકતા.

આ મહાન્ પવિત્ર વ્યક્તિ માટે જેટલું લખીએ તેટલું ઓછું છે. **कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन** એ ગીતા વાક્ય એમની કર્તવ્યનિષ્ઠાની કુંચી હતી. એમને આ જીવનમાં ક્ષોભ કર્યો નથી. શાન્તિમય જીવન ગાળ્યું છે ને પ્રભુ પ્રત્યે અડગ શ્રદ્ધા રાખી છે. પરમાત્મા એમને સનાતન્ શાન્તિ આપો !

સૌ. શારદા મ્હેતા

## રમણભાઇ.

> "મુજ જીવન કેરું રહસ્ય ઊંડું
> બન્ય પ્રેરક, ચાલક, શાસક તું."

પ્રભુમય જીવન જે'ની ભાવના હતી,–જીવનભાવના; ભાવનાને જીવનમાં ઉતારવાનું વિષમ કાર્ય જે'ણે મ્હોટે અંશે સિદ્ધ કર્યું; એ રમણભાઈની આ બે પંક્તિયોમાં પૂરેલી પ્રાર્થના નિષ્ફળ ના ગઈ. સાઠ વર્ષનું આયુષ્ય ભોગવ્યું, એ આયુષ્યમાં કર્તવ્યનિષ્ઠાથી પ્રેરાયલી વિવિધ કાર્યરેખાઓ વડે, એ આયુષ્યનું દ્વિગુણ પ્રમાણનું મહાચિત્ર આલેખ્યું. એ રમણભાઈના નિકટ સંસર્ગમાં આવેલો હું શું બોલું ? હજી મૌન આદેશનારી લાગણીની તીવ્રતા ક્ષીણ થઇ નથી. છતાં કર્તવ્યવશ થઇને કાંઇક બોલું.

સંસારસુધારક, સાહિત્યસેવક, અને દેશસેવક–એમ રમણભાઈ વિશે કેટલાક વિભાગાત્મક ઉદ્‌ગાર કરે છે. હું

**દેશસેવક**

'દેશસેવક' એ એક જ શબ્દમાં સર્વ લક્ષણોને સમાવિષ્ટ કરીશ. દેશસેવા કાંઇ રાષ્ટ્રવિષયક કાર્યમાં પરિસમાપ્ત થતી નથી. દેશસેવા ધર્મ, સમાજ, અને રાષ્ટ્ર એ ત્રિવિધ માર્ગમાં વ્હેનારી સ્રોતસ્વિનીઓ છે; એ સ્રોતસ્વિનીઓનો ત્રિવેણી-સંગમ રમણભાઈના જીવનકાર્યમાં સુભગ રીતે થયો હતો. માટે જ 'દેશસેવક' એ એકશબ્દાત્મિકા સંજ્ઞા હું સદ્‌ગતને આપું છું. એ સેવાને અંગે સાહિત્યસેવા, એ અનેક સાધનોમાંનું એક રમણભાઇના

હાથે વપરાયું હતું. વિદ્વત્તા, કવિત્વશક્તિ, વિવેચકશક્તિ, ઇત્યાદિ પોતાની સર્વજ્ઞાનસંપત્તિ રમણભાઇયે દેશસેવાને અર્થે દેશને સમર્પણ કરી. માટે જ હેમને હું દેશસેવક સંજ્ઞાથી ઓળખાવીશ.

**ધર્મને અંગે સેવા**

રમણભાઇની ધર્મને અંગે સેવા પ્રથમ લઇયે. આ લેખને માટે લીધેલું જીવનસૂત્ર જ જણાવી આપે છે કે હેમની સર્વ પ્રવૃત્તિમાં પ્રેરકબળ પ્રભુપરાયણતાનું હતું. આ રીતે ધાર્મિક સુધારાની પ્રવૃત્તિ રમણભાઇને વિશે સમગ્રવ્યાપિની બની. અલબત્ત એ પ્રવૃત્તિનાં દૂરતમ બીજ તપાસતાં તરત જણાશે કે ગુજરાતમાં ધાર્મિક સુધારાના આદ્ય ચાલક ભોળાનાથ સારાભાઇ અને એ કાર્યમાં એઓના નિત્ય સહચારી મહીપતરામ રૂપરામ ( રમણભાઇના પિતા ) એ બેએ સ્થાપેલી અને વૃદ્ધિંગત્ કરેલી પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિમાં રમણભાઇના જીવનની ઉછેર હોવાથી એ હેમનું સજીવના આપતું વાતાવરણ જ બનેલું હતું. પિતાની તરફથી મળેલો આ વારસો રમણભાઇયે પોતાની વિદ્વતા, સંસ્કૃત તેમ જ અંગ્રેજી ધર્મસાહિત્ય, તત્ત્વજ્ઞાન, ઇત્યાદિના ગ્રન્થોનું વાંચન ઇત્યાદિ વડે વિશેષ સમૃદ્ધ કર્યો હતો. માર્ટિનોની ધર્મપરાયણ તત્ત્વજ્ઞાનની અન્વીક્ષા રમણભાઇના માનસિક બંધારણમાં પોષકબળ પ્રેરનારી થઇ હતી. પ્રાર્થનાસમાજની વેદિ ઉપરથી કરેલાં રમણભાઇનાં વ્યાખ્યાનો સૂક્ષ્મ વિવેચકબુદ્ધિ અને ધાર્મિકભાવનાથી–ધર્મબળ અર્પનારી ભાવનાથી–સજીવ બનતાં હતાં. એ વ્યાખ્યાનોનો સંગ્રહ પ્રગટ થાય તો ગુજરાતને અમૂલ્ય લાભ થાય તેમ છે. એ વ્યાખ્યાનોમાંનાં મુખ્ય બે વ્યાખ્યાનો સંપૂર્ણદર્શન અને સ્થાયી ગુણલક્ષણવાળાં આ લેખ લખતી વખતે મ્હને ઉપસ્થિત થાય છેઃ (૧) ઐશ્વરી નીતિ વિશેનું વ્યાખ્યાન અને (૨) સદાચરણબળ વિશેનું વ્યાખ્યાન. ઐશ્વરી નીતિના વ્યાખ્યાનમાં પ્રતિપાદન કરેલું તત્ત્વ એ હતું કે આ જીવનમાં પાપપુણ્યનો બદલો હંમેશાં મળે જ છે એમ નથી બનતું, ઇશ્વર ઉપર નૈર્ઘૃણ્ય વૈષમ્યનો દોષ આરોપાય એવી ઘટના જીવનમાં નજરે

પડે છે,–એ સ્થિતિનું સમાધાન બીજાઓ ભલે અનેક રીતે કરવા મથે, પણ એની ખરી કૂંચી તો માનવી નીતિ અને ઐશ્વરી નીતિ એ બે વચ્ચેના મૂલગત ભેદમાં જ રહેલી છે.

**સદાચરણ બળ વિશે વ્યાખ્યાન**

સદાચરણ બળ વિશેનું વ્યાખ્યાન વળી વિશેષ મહત્ત્વના તત્ત્વનું પ્રતિપાદન કરનારું હતું. **अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः। अनिच्छन्नापि वार्ष्णेय बलादिव नियोजितः॥** એ અર્જુને કૃષ્ણ ભગવાનને પૂછેલા પ્રશ્નનો ઉત્તર ભગવદ્‌ગીતામાં અપાયો છે ખરોઃ–**काम एष क्रोध एषः** ઇત્યાદિ ખુલાસો આપ્યો છે ખરો. પરંતુ રમણભાઇ એથી કાંઇક આગળ વધીને અથવા જુદા જ મીમાંસાપ્રદેશમાં પ્રવેશ કરીને એ પ્રશ્નનો ઉત્તર આપે છે. શ્રેય અને પ્રેય એ બે આકર્ષણોની સંમુખ ઊભો રહેલો માનવ એ બેમાંથી કિયાનો સ્વીકાર કરે છે તે સદાચરણ કરવાના બળના પ્રેરકબીજ ઉપર આધાર રાખે છે. એ બળ કેવળ પોતાની જ શક્તિમાંથી માનવને નથી પ્રાપ્ત થતું; એ બળનો દાતા પરમ દયાળુ પિતા જ છેઃ

**जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं न च मे निवृत्तिः।**
**केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि॥**

એ શ્લોકનું ખરું હાર્દ એ જ છે કે પાપથી નિવૃત્ત થવા માટે અને પુણ્યમાં પ્રવૃત્ત થવા માટે બલપ્રાપ્તિનું ગૂઢ મૂળ પ્રભુદયામાં જ છે. રમણભાઇ આ વ્યાખ્યાનમાં આ શ્લોકનો ઉપયોગ થયેલો નથી યાદ આવતો, પરંતુ તત્ત્વ એ જ પ્રતિપાદિત કરાયું હતું. આ તત્ત્વનું દર્શન રમણભાઇ ને ભોળાનાથ સારાભાઈની પ્રાર્થનામાળામાંના એક અર્થગર્ભ વચનમાંથી થયેલું હતુંઃ

રહમે સ્વ–ઇચ્છાબલસુક્રિયાની
ધરો પ્રભુ શક્તિ પ્રપૂર્ણતાની.

પોતાની જ ઇચ્છાના બળથી સુક્રિયા–સદાચરણ–કરવાની શક્તિ તો પ્રપૂર્ણ પ્રભુમાં જ છે, અપૂર્ણ માનવમાં નથી; એ આ પંક્તિઓમાંથી પ્રગટ થયેલું તત્ત્વ રમણભાઇના વ્યાખ્યાનમાં સમર્થ રીતે ચર્ચાયું હતું. મણિશંકર ભટ્ટના અનુપમ કાવ્ય–" વસન્તવિજય "–માં એ તત્ત્વ પ્રતિપાદન થએલું " મકરન્દ " સંજ્ઞાધારી રમણભાઇજીએ એ કાવ્યની ટીકામાં સૂચવ્યું હતું. સદાચરણ માટે સદસત્ વચ્ચે વિવેક કરવા માટે જ્ઞાન એકલું બસ નથી. બલદાતા કોઇ બીજો સમર્થ પુરુષ આવશ્યક છે,–એ મતની વિરુદ્ધ સૉક્રેટિસના વાદનો આશ્રય લઇને ભલે આચાર્ય આણંદશંકર આગ્રહપૂર્વક સિદ્ધાન્ત સ્થાપે. પરંતુ એ સિદ્ધાન્તમાં માનવની ઇચ્છાશક્તિના સ્વરૂપનું અને તત્ત્વનું વિસ્મરણ થાય છે.[1]

**ધાર્મિક સુધારામાં હૃદયનું અર્પણ**

ધાર્મિક સુધારાને અંગે રમણભાઇનું આ તો બુદ્ધિવિષયક સમર્પણ આપણે દૃષ્ટિગોચર કર્યું. પણ હેમની એ દિશામાં હૃદયજન્ય સેવા પણ ખરા દિલની હતી એ સર્વને વિદિત હશે એમ કહેવામાં કેટલાક એ સ્વરૂપ ન જોનારા અથવા એ સ્વરૂપ તરફ નેત્ર મીંચી રાખનારા પંક્તિઓને ગણનાની બહાર મૂકવા પડશે. પ્રાર્થનાસમાજની સંસ્થા ભોળાનાથનો જીવનમંત્ર બની હતી. ત્હેમની સાથે અને ત્હેમના પછી મહીપતરામ અને લાલશંકર તે કાર્યના સમર્થ ચાલક થઇ પ્રવર્ત્યા હતા, તેજ રીતે રમણભાઈએ એ કાર્યધુરા ખરી ભક્તિથી ઉપાડી લીધી હતી. છેવટની અસાધ્ય માંદગીમાં શરીરે અસમર્થ થયા છતાં રમણભાઇ પ્રાર્થનામન્દિરની ઉપાસના ચૂક્યા નથી. એક આક્ષેપ પ્રાર્થનાસમાજ ઉપર મૂકાય છે; તે એ કે હવે એ સંસ્થાનું તાબૂત ઠગમગી ગયું છે, ડુબાડવું જ બાકી છે. આમ માનનારા

---

1 આચાર્ય આણંદશંકરે આ પ્રમાણે સિદ્ધાન્ત સૂચવ્યો છે, સિદ્ધાન્ત નહિ,–માત્ર પોતાની માન્યતા સૂચવી છે:

"હું ચારિત્રની બાબતમાં ચોક્ખો સોક્રેટિક–સોક્રેટિસનો અનુયાયી –છું નીતિ તે જ્ઞાન અને અનીતિ તે અજ્ઞાન; જ્ઞાનમાં નીતિ સમાઈ જ જાય, અને અનીતિ તે જ્ઞાનને અભાવે જ મંભવે. હું મનુષ્યની એવી દુષ્ટતા કે નિર્બળતા માનતો નથી કે 'મને સારો માર્ગ સૂઝે છે છતાં હું ખોટે માર્ગે ચાલુ છું.' એમ એ ખરેખર કહી શકે. પણ આ જ્ઞાન એટલે લાભાલાભની ગણતરીની સમઝણ એમ નહિ, પણ નીતિની પ્રતિભા–નીતિનું એના સુન્દર અને પ્રતાપી સ્વરૂપમાં નેત્ર આગળ ઝગમગવું."

('તન્તુયજ્ઞ'—'વસન્ત,' જ્યેષ્ઠ ૧૯૮૦ પૃષ્ઠ ૧૯૪)

આચાર્ય આણંદશંકર જરાક આટલું અસ્પષ્ટ રાખે છે; નીતિના સુન્દર અને પ્રતાપી સ્વરૂપના નેત્ર સમક્ષ ઝગમગાટ થયા છતાં અનેકાનેક પામર માનવો વિપથ જાય છે, એ માનવજીવનના વ્યવહારમાં નિત્ય અનુભવનો વિષય છે. પછી એમ દલીલ રજુ કરે, કે એ પામર જનોને ખરો ઝગમગાટ થયો જ ના ગણાય, તો એ પ્રકારના સાંખ્યસ્વીકાર વિશે કશું નહિં કહિયે.

અથવા મનાવનારા માણસો મળી આવે છે. એ આક્ષેપકોને રમણભાઇનો બહુ અર્થગર્ભ ઉત્તર હતોઃ પ્રાર્થનાસમાજના કાર્યબળનું માપ હેના પ્રગટ અનુયાયીઓની સંખ્યાવડે, સાપ્તાહિક ઉપાસનામાં અપાતી હાજરીવડે, માપવામાં ભ્રમ થાય છે; દેશમાં ધર્મની વિશુદ્ધ ભાવના કેટલી અને કે'વી સૂક્ષ્મરૂપે વ્યાપ્ત થઈ છે, પ્રગટ માન્યતામા ગમે તે હોય, પણ જીવનમાં, જીવનની ભાવનામાં ગુજરાતના પુત્રો કે'વા શુદ્ધ આદર્શોથી દોરાય છે,–એ જોઈશું તો તે ધાર્મિક સુધારાનો વાવટો ફરકાવનાર, सत्यमेवजयते૦ના ધર્મધ્વજમાંના અક્ષરોને ભૌતિક રૂપથી પર રહેલા અલૌકિક જ્વલંત તેજમાં પ્રગટાવનાર, પ્રાર્થના સમાજના કાર્યનું ફળ એમ ગૂઢ સત્ય જોનારું અને બતાવનારું રમણભાઈનું વચન મ્હને આજ સ્મરણમાં નરી આવે છે.

**સામાજિક સુધારા-ને અંગે સેવા.**

રમણભાઈની સામાજિક સુધારાને અંગે સેવા સતત ચાલી રહેલી હોવાથી હેનું સમગ્ર સ્વરૂપ ઘણા લોકો જોઈ નથી સક્યા. રમણભાઈ પોતાના નિસર્ગ લબ્ધ સૌજન્યને પરિણામે જાહેર પ્રવૃત્તિમાં વિરોધીઓ જે હશે ત્હેની તરફ અંગત સંબંધ દ્વેષરહિત રાખી સકતા હતા; તેટલા ઉપરથી કેટલાક સંસારસુધારાના કટ્ટા વિરોધી લોકો રમણભાઈના સાંસારિક સુધારાને "ઉદાર" વિશેષણ આપીને હવે વખાણે છે. અને તે માત્ર ઇતર સુધારકો ઉપર નિન્દા પ્રહાર કરવા માટે જ; જો કે એ કટ્ટા વિરોધીઓ આજ સુધારાની સ્તુતિ આ રૂપમાં પણ કરે છે, તે જોતાં સંસારસુધારાના પક્ષનો અચિન્તિત વિજય જ ગણાશે. ભલે. પણ આ "ઉદાર" સુધારો રમણભાઈને વળગાડવામાં સત્યદર્શન કેટલું છે તે જોવાની જરૂર છે. રમણભાઈની સંસારસુધારાની હિમાયત કેવી કડક, નમતું ના મૂકનારી (uncompromising), હતી તે જોવા માટે સંસારસુધારના ઇતિહાસ ઉપર વિહંગદષ્ટિ નાંખવાની જરૂર છે. નર્મદાશંકરના સમયમાં એક સમયે ઉચ્છૃંખલ સુધારો હતો, નવલરામભાઈ લખે છે તેમ[૨] "જાહેરમાં હિંદુઓને મદ્યમાંસની તજ્વીજથી ભ્રષ્ટ કરનાં આવ્યો ખાધેલો નહિ" હેવો નર્મદનો સુધારો એકવાર હતો. તે જ સમયે દલપતરામનો સુધારાનો ઉપદેશ શાણો, ધીમો જોમ વિનાનો પણ હતો. પછી મહીપતરામ, ભોળાનાથ, અને સહકારી સ્વરૂપે નવલરામ સુધારાના રણક્ષેત્રમાં પ્રવિષ્ટ થતાં કાંઈક ઉત્સાહ, જોમ, ધસારો તને કાંઈક સમતોલના હેવા અંશ પ્રવિષ્ટ થયા. ભોળાનાથનું અવસાન ઈ. સ. ૧૮૮૬ માં થયું. નવલરામ—બાળલગ્નનિષેધક સભાના મુખ્ય તન્ત્રી એ સભાની પત્રિકામાં આવેશ ભર્યા કરાણ લેખો લખનાર નવલરામ, એ પછી—ઈ. સ. ૧૮૮૮ માં દેહ છોડીને ગયા. તે પછી ત્રણ વર્ષની અંદર એટલે ઈ. સ. ૧૮૯૧ માં મહીપતરામ

૨ "નવલગ્રંથાવલિ આવૃત્તિ ભા. ૧ લો પૃષ્ઠ ૩૫૬.

–સુધારાના ઉછાળા, ઉત્સાહપૂર્ણવાણી અને વર્તનથી, મારનારા મહીપતરામ પણ–સ્વર્ગે સંચર્યા. આ પછી સંસારસુધારાનો કર્તવ્યભાર બાળક રમણભાઇના ઉપર પડ્યો. એ કર્તવ્યનો નિર્વાહ રમણભાઇએ કે'વા ઉત્સાહથી આરમ્ભ કરીને કર્યો છે તે ધ્યાનમાં રાખીશું તો હેમના સુધારાને નિર્બળ, પોચા, એ શબ્દોના અર્થમાં 'ઉદાર' નહિં જ કહી સકાય. મહીપતરામના મરણ વિશે મહુવાના ઉત્સાહી કવિ વલ્લભ પોપટે તે સમયે જ પદ્યો રચેલાં. ત્હેમાં રમણભાઇ સંબન્ધે લખે છે કે "ન્હાનાં તો પણ સિંહનાં બાળક" તે સર્વાંશે સત્ય જ નીવડ્યું. બાવીસ ત્રેવીસ વરસની ઉમર રમણભાઇની હતી તે વખતે સંમતિ વયના કાયદાનો ખરડો રજૂ થતાં આખા હિંદુસ્થાનમાં ખળભળાટ વ્યાપ્યો હતો. રૂઢપક્ષના પ્રાચીનો સબળ દલીલોને અભાવે અન્ધ શ્રદ્ધાને ઉશ્કેનારા અને વિરોધીઓને ગાલીપ્રદાન કરનારા લેખોના વરસાદ વરસાવતા હતા. એ રણસંગ્રામમાં રમણભાઇએ, તથા હેમના સહકારી મિત્રોએ, "જ્ઞાનસુધા"માં જે જોસભેર યુદ્ધ ચલાવેલું, ખાસ કરીને મણિલાલ નભુભાઇના "સુદર્શન"માં પ્રગટ થતા લેખોની સ્હામે યુદ્ધ ચલાવેલું, તે સ્મરણમાં રાખનાર પુરુષ રમણભાઇના સુધારાને સત્ત્વહીન–ઉદાર એટલે સત્ત્વહીન–કદી પણ નહિં કહી સકે. "સુદર્શન"ના તર્કચ્છલનું મર્દન કરનારા રમણભાઈમાં ઉત્સાહ, શૂરતા, સામર્થ્ય પ્રકાશી રહ્યાં હતાં. એ જ અરસામાં સ્વ. પ્રોફેસર કાશીરામ દવે–ન્હાનાલાલ કવિના "ગુરુદેવ"- પોતાનું નામ પ્રગટ કર્યા વિના આ રણક્ષેત્રમાં ધીર વીર સ્વરૂપે પ્રવિષ્ટ થયા હતા. "સ્ત્રી પુરુષના સમાન હક" એ મથાળાનો હેમનો લઘુ નિબન્ધ આજ પણ નિર્વિકાર, સમતોલ અન્વીક્ષણના નમૂના રૂપ લાગે એમ છે. મણિશંકર ભટ્ટે 'સુદર્શન'નાં વિષય દોરનારાં લખાણો જોઇને રમણભાઇને ખાનગી પત્રમાં લખેલું કે We must try to baffle his satanic activities; (આ મતલબનું વચન હતું). સારાંશ એ કે આ પ્રકારના ઉત્સાહ, શૂરતા, વડે સજીવ વાતાવરણમાં પ્રવૃત્ત

થયેલી રમણભાઇની સંસારસુધારા માટેની લડતને ઢીલી દર્શાવવાનો પ્રયત્ન કરનારા ઇતિહાસ અને સત્યનો લોપ જ કરનારા ગણાશે.

**રમણભાઇનો સુધારો ઉદાર હતો?**

પણ જરાક થોભિયે. રમણભાઇનો સુધારો 'ઉદાર' હતો એ વચનની પરીક્ષા કરીયે. રમણભાઇનામાં ઉદારતા એ વિશિષ્ટ હૃદયગુણ હતો ખરો; પરંતુ 'સત્ય'નો ત્યાગ કરનારી, સત્યનો ભોગ આપનારી, ઉદારતા હેમની નહોતી. ઉદારતા હમેશાં વિશાળ દર્શન કરી શકે છે, સંકુચિત દર્શન નથી કરતી; પગના નખની આગળ ન જોઇ સકનારા લોકોથી ભિન્ન દર્શન ઉદારતાનું હોય છે. તથાપિ સત્યની માગણીઓ ખોટી ઉદારતાને વિરોધી હોય છે. ખરું જોઇયે તો સત્યનાં બે સ્વરૂપ છે. (૧) દૃઢતા (*Accuracy*) નિશ્ચિતતા; અચલતા; (૨) વિશાલતા. સત્ય જેમ દૃઢ પગલું સૂક્ષ્મ બિન્દુ ઉપર મૂકે છે, તેમ, બીજે પક્ષે, વિશ્વમાં વ્યાપેલી વિશાલ સમૃદ્ધિનું દર્શન ઉદાર નજર નાંખીને કરે છે. **અણોરણીયાન્ મહતો મહીયાન્** એ પરમાત્માના સ્વરૂપમાં જે સત્ય રૂપ છે તે રીતે ઉદારતા અને દૃઢતા (સૂક્ષ્મતા) બંને અંશો સત્યમાં સમાય છે. રમણભાઇના મનના બંધારણમાં આ બંને સદંશ હતા. આ ગુણ રમણભાઇને ઇતિહાસના વિષય ઉપર પ્રીતિ હતી ત્હેમાંથી ઉદ્ભવેલો લાગે છે. ઇતિહાસદૃષ્ટિની ઉદારતા અને સૂક્ષ્મ સત્યનિષ્ઠા એ બંને ગુણ હેમનામાં હતા.

**ઉદારતાનાં ઉદાહરણો.**

એ રમણભાઇની ઉદારતાનાં અનેક ઉદાહરણો આપવામાં આવે છે. એક ઉદાહરણ જોડણીના ગ્રન્થમાં આપવામાં આવ્યું છે. સાહિત્યપરિષદે નીમેલી જોડણી-કમિટીને અંગે રમણભાઇયે અમુક છૂટ મૂકેલી તે વિશે કાંઇક ભ્રમ રહેવાનો સંભવ છે. હમણાં બે ત્રણ વર્ષ ઉપર સાહિત્યપરિષદ્‌ને જોડણીના નિયમ ઘડવામાં રમણ-

ભાઇયે કરેલી મદદ વિશે જ કેટલાક એ ઉલ્લેખ સમજયા છે. પરંતુ એ છૂટ મૂકવાનો ઇતિહાસ કાંઇક વધારે જૂનો છે. સાહિત્યપરિષદ્‌ની પ્રથમ બેઠકમાં જોડણીની અવ્યવસ્થા દર્શાવનારો નિબન્ધ વંચાયા પછી હેને અંગે થયેલી સૂચનાને અનુસરીને "જોડણીકમિટી" નીમાઇ. ત્હેમાં રમણભાઈ, આણંદશંકર, કેશવલાલ ધ્રુવ, નરસિંહરાવ અને કૃષ્ણલાલ ઝવેરી એટલા મેમ્બરો હતા. એ કમિટી પોતાનો રિપોર્ટ બે ત્રણ પરિષદો ચાલી ગઈ છતાં રજૂ ના કરી સકી. છેવટે વડોદરામાં ચોથી સાહિત્યપરિષદ્ ભરાઈ ત્હારે રિપોર્ટ રજૂ થયો. એ રિપોર્ટ વખતે પણ એક બાજૂ પરિષદ્‌નું કાર્ય ચાલ્યે જાય અને બીજી બાજૂ જૂદા ખંડમાં જોડણીકમિટી છેવટની સૂચનાઓવાળો રિપોર્ટ ઘડે એમ થયું હતું. એ છેવટની બેઠકમાં અનેક પ્રશ્નો સમ્બન્ધે અરસપરસ છૂટછાટ મૂકવાના પ્રસંગ આવ્યા હતા. હકારના ઉચ્ચારના શ્રવણ અને લેખનને વિશે રમણભાઇ હકારના પૂરા વિરોધી હતા, (એટલે સૂધી કે આણંદશંકર પૂર્વે 'મ્હારૂં' શબ્દમાં હકાર દર્શાવતા હતા તે રમણભાઇયે જ હેમના લખાણોમાં બંધ કરાવ્યો હતો; માત્ર એક શબ્દમાં શા માટે દર્શાવવો કરીને). 'છતાં મ્હેં કમિટી આગળ એક સ્થિતિ રજૂ કરી કે હકાર ભાષામાં છે અને લેખનમાં હેવો પ્રવિષ્ટ થયો છે કે તે હવે જવાનો નથી; તે વાત ધ્યાનમાં ઊતારીને રમણભાઇયે છૂટ મૂકી, અને હકારનું શ્રવણ થાય ત્હાં દર્શાવવો પણ શબ્દના શરીરમાં કિયે સ્થળે દર્શાવવો તે માટે અનિશ્ચિતતા કરાવી વિકલ્પને સ્થાન આપ્યું. આ રીતે રમણભાઇયે ઉદારતા દર્શાવી હતી.

સારાંશ એ કે "ઉદારતા" એ રમણભાઇનો જાતિગુણ હતો. હેમના સુધારાને તે ગુણ ચઢાવવો એ ભૂલ્ય જ છે; ભૂલ્ય નહિ, પણ સ્વેચ્છાથી સ્વીકારેલી ભૂલ્ય જ છે. આમ કહેવામાં હું ભૂલ્ય નથી કરતો; બે અઢી વર્ષ ઉપર મુંબાઇમાં સાહિત્યપરિષદ્ ભરવાની પૂર્વે પ્રમુખપદનો પ્રશ્ન ઉપસ્થિત થતાં રમણભાઈની વિરુદ્ધ જે મંડળે

-આણંદશંકર, ગાંધીજી, ઇત્યાદિ અન્ય નામો ઉપસ્થિત કરીને તુમુલ મચાવેલું હતું તે મંડળનામાં ગૂઢ પ્રેરક મનોદશા શી હતી? એ જ કે રમણભાઈ સાંસારિક સુધારાના અગ્રણી હતા, અને તે માટે પ્રમુખપદ માટે અનિષ્ટ હતા. તે જ મંડળમાંના કેટલાક અત્યારે રમણભાઇના સુધારાની પ્રશંસા કરવા લાગ્યા છે. તે પ્રશંસાને ઉપર હું કહી ગયો તેમ સુધારાના વિજય તરીકે વધાવી લઇશું.

**સુધારાનો વિજય**

સુધારાના આ વિજયમાં 'ભદ્રંભદ્ર' ને પણ સ્તુતિપાત્ર બનાવનારું સ્થાન મળી ગયું જોઇને સંતોષ જ થાય છે. એક સમય હેવો હતો—એ હાસ્યરસ ને કટાક્ષ-લેખના સમર્થ ગ્રન્થની પ્રસિદ્ધિના સમયથી તે પછી કેટલાંક વર્ષ સુધીનો સમય હેવો હતો—કે રમણભાઇ અને હેમનાં સ્વજનો ઉપર પણ નિન્દાવર્ષણો નિન્દ્ય નિન્દાવર્ષણો, ખાનગીમાં તેમ પ્રસિદ્ધ રીતે, પૂર જોસમાં થયાં હતાં. એ નિન્દાવૃત્તિને પોષનારા વર્ગમાંના આજ રમણભાઇના અવસાનને લગભગ બીજે જ દિવસે એ ગ્રન્થનું ખરું સ્વરૂપ જોઇ સક્યા છે. અને એ ગ્રન્થ માટે રમણભાઇની સ્તુતિ કરવા લાગ્યા છે તે પણ સુધારાનો વિજય ગણવો જોઇશે.

**"ભદ્રંભદ્ર"**

"ભદ્રંભદ્ર" નામ લેવાની સાથે જ રમણભાઇની સાહિત્ય-પ્રવૃત્તિમાં પ્રવેશ થઇ જાય છે. એ ગ્રન્થને ક્યદાં સ્થાન આપવું? સાંસારિક સુધારાના વિષયમાં કે સાહિત્યપ્રવૃત્તિમાં? એમ ક્ષણભર પ્રશ્ન થાય છે. ઉત્તરઃ બન્નેમાં. સાંસારિક સુધારાના યુદ્ધમાં એ ગ્રન્થનો જન્મ થયો, અને સાહિત્યકલાના નવીન સ્વરૂપ તરીકે એ ગ્રન્થની દેહઘટના થઇ. "માધવબાગની સભા" એ શબ્દો જ 'ભદ્રંભદ્ર'ના મંગલાચરણનું સ્મરણ કરાવે છે અને એ વચનના ધ્વનિમાં અપૂર્વ

સ્થાન લે છે. સંમતિવયના કાયદાના ખરડાની વિરુદ્ધ થયેલાં પોકળ સિંહગર્જનો જે સભાઓમાં ઇ. સ, ૧૮૯૧ ના સમયમાં થયાં હતાં, ત્હાં યાત્રા કરીને જવાને, ત્હાં જઇને પોતાનું સિંહગર્જન મેળવવાને, ભદ્રંભદ્ર અમદાવાદથી ઊપડેલાનું દર્શન આપણને પ્રથમ થાય છે. એ સભામાં વસ્તુતઃ ભદ્રંભદ્ર એ વ્યક્તિ હાજર હતી કે કેમ? ત્હાં હેમનું સિંહગર્જન કોઇએ વસ્તુતઃ સાંભળ્યું હતું કે કેમ? એમ પ્રશ્ન કોઇ કરશે જ નહિં. વાચકનામાં કલ્પનાશક્તિનું પ્રાબલ્ય હશે, હાસ્યરસનું બીજ હશે, તો એ સભામાં તો ભદ્રંભદ્રને સ્થૂલ દેહમાં નહિં પણ સૂક્ષ્મ શરીરમાં જોઈ જ સકશે અને હેમની વાણીનું ધન્ય શ્રવણ કર્યું જ હશે; અથવા તો એ સૂક્ષ્મ શરીરે સ્થૂલ દેહ ધારણ કરીને ભદ્રંભદ્રની શરીરની સ્થૂલતા પણ પ્રત્યક્ષ કરી હશે. "માધવબાગની સભા" એ નામ આ ગ્રન્થે અમર કર્યું છે; રમૂજના પ્રસંગોમાં એ વચનનો અનેક વાર અનેક રીતે વિનિયોગ કરાવ્યો છે.

**હાસ્યરસનું સાહિત્ય**

આમ સાંસારિક સુધારાના યુદ્ધમાં જન્મ પામેલા આ અપૂર્વ ગ્રન્થને હવે આપણે રમણભાઈની સાહિત્ય-પ્રવૃત્તિના દર્શનમાં સંક્રાન્ત કરીશું. ગુજરાતી ભાષામાં હાસ્યરસના ગ્રન્થો અતિ વિરલ હતા. પ્રેમાનન્દની કૃતિયોમાં અલ્પાંશે જે હાસ્યરસનું દર્શન છે તે વિરલ સ્થળમાં અને જુદા જ સ્વરૂપનું છે. નવલરામનું "ભટનું ભોપાળું" ('આનંદચંદા' એમ નામાન્તરવાળું) મોલિએરના ફ્રેન્ચના અંગ્રેજી ભાષાંતર ઉપરથી રચેલું, કાંઇક નવીન કૃતિ જેવું હોઈ નવીન હાસ્યરસનું નાટક પ્રથમ જ નજરે પડે છે. (હાસ્યરસની વાર્તાઓના ટુચકા કંઠસ્થ સાહિત્યમાં રહેલા અથવા એ પ્રકારના સાહિત્યમાંથી સંગ્રહેલા ગણનામાં લેવાશે નહિં). આ સ્થિતિમાં 'ભદ્રંભદ્ર' હાસ્યરસનું અપૂર્વ પુસ્તક અંતર્ગુણને બળે તથા સાહિત્યની ઇતિહાસસ્થિતિને યોગે ગણી સકાશે. સર્વેન્ટિસે ડોનક્વિગ્ઝોટ અને

સાંકો પાન્ઝા જેવાં હાસ્યરસનાં પાત્રો સર્જીને અસાધારણ ગુણવાળી કથા ઘડીને મધ્યકાળમાં યૂરોપમાં પ્રવર્તેલી "નાઇટ એરંટ્રી" (Knight errantry)—વીરચર્યા—નાં ખામીવાળાં સ્વરૂપોને મીઠા સમભાવયુક્ત ઉપહાસનો વિષય બનાવ્યાં. રમણભાઇયે કાંઈક એ જ પ્રકારની પ્રેરણાનો પ્રવાહ કલ્પનામાં ઝીલીને સાંસારિક (અને કાંઈક અંશે ધાર્મિક) સુધારાની વિરુદ્ધ પ્રવર્તતી પ્રાચીનતાના પૂજકોની શોચનીય અન્ધતાને તેવા જ ઉપહાસનો વિષય બનાવીને ભદ્રંભદ્ર અને અમ્બારામને સર્જ્યા. ડિકન્સના 'પિક્વિક પેપર્સ'માંનો કોર્ટમાં મુકદ્દમો ચાલ્યાના પ્રસંગનું પ્રતિબિમ્બ નહિં પણ તેથી પ્રેરાયલું નવીન સર્જન—ભદ્રંભદ્ર ઉપર ચાલેલા ફોજદારી કેસમાં પ્રગટ કર્યું. આ રીતે પાશ્ચાત્ય હાસ્યરસ અને કટાક્ષલેખનું અનુકરણ પણ નહિં, તો પછી અપહરણ તો નહિં જ, હેવી અપૂર્વ કૃતિ ગુજરાતી પ્રજાને રમણભાઇયે સમર્પી છે, તે અનેક કારણોને લીધે અમર જ રહેશે. આ કથાના વિકાસમાં વલ્લભરામ, પ્રસન્નમનશંકર ઉર્ચી મામાં, પ્રાજ્ઞ નખોદિયો પ્રાજ્ઞ ઘોરખોદિયો, સંયોગીરાજ ઇત્યાદિ પાત્રોની સૃષ્ટિ ખડી કરી રહેનાં મૂળ બિમ્બ જીવનમાં દીઠેલાં માણસોમાં કાંઇક છે ને કાંઇક નથી અને તેટલે અંશે અંગત પ્રહારનો દોષ રમણભાઇ ઉપર કેટલાકોએ મૂક્યો પણ હશે. પરંતુ આનન્દની વાત છે કે એ પ્રકારનો દોષ મૂકનારા સજ્જનો આજે રમણભાઇના અવસાનને બીજે દિવસે એ જ પાત્રોની સૃષ્ટિમાં રહેલા રમૂજી અંશોની કદર કરવાને આગળ પડ્યા છે. લેખનીનૃત્યાલયી પાંડિત્યદમ્ભી સંસ્કૃતમય શૈલીનો ઉપહાસ 'ભદ્રંભદ્ર'માં સ્થળે સ્થળે ઊભરાય છે. તે અંશની પણ એ જ વર્ગ આજ ખરી કીમત આંકીને સ્તુતિ કરે છે. આ રમણભાઇનો અને સુધારાનો વિજય એમ ત્રીજી વાર કહું ? 'ભદ્રંભદ્ર'માં તંદ્રાચંદ્રનો વરઘોડો ઇત્યાદિ કેટલાક ભાગમાં જરાક રસની શિથિલતા થાય છે, એમ લાગે છે. છતાં સમગ્ર ગ્રન્થમાં તો રસ પૂર વેગમાં અને સુશ્લિષ્ટ પ્રવાહમાં વ્હેતો સર્વને લાગશે:—

આ અપૂર્વ કૃતિની રચના ઊપજાવવાની શક્તિ રમણભાઇમાં ક્યાંથી આવી? હેમની સાથે સતત અને લાંબા પરિચયને આધારે હું કહી સકું છું. રમૂજી સ્વભાવ, હાસ્યરસની સૂક્ષ્મવૃત્તિ એ ગુણ હેમનામાં નિસર્ગલબ્ધ હતો, કાંઇક અંશે પિતા તરફથી ઊતરી આવ્યો હતો. કવિ કલા-

**હાસ્યરસની શક્તિની નિદાન-પરીક્ષા**

કાર વગેરે ઘડયા ઘડાતા નથી. જન્મથી જ જન્મે છે. એ સત્ય હાસ્યરસના વિધાતા માટે પણ લાગુ પડતું છે, તથાપિ હાસ્યરસની કૃતિ પ્રગટ થવા માટે આવશ્યક સામગ્રી શી છે તે જોઇએ. પ્રમાણનું ભાન (sense of proportion), આત્મમહિમા (self-importance)નો અભાવ, રમૂજના પાત્ર તરફ સહાનુભૂતિ (sympathy) અને માનવલક્ષણ અને જીવનસ્રોતનો સૂક્ષ્મ દર્શનથી અભ્યાસ; આ મુખ્ય સામગ્રી જેને લભ્ય હોય તે હાસ્યરસની રમત રમી સકે છે. રમણભાઇની કને એ સર્વ સામગ્રી સહજ રૂપે લબ્ધ હતી. માટે હેમનો આ દિશામાં વિજય થયો. 'ભદ્રંભદ્ર' એ હાસ્યરસનો રમણભાઈનો આકરગ્રન્થ ગણાય. બાકી 'હાસ્યમન્દિર'માં સંગ્રહેલા હેમના લેખો પણ હેમની આ દિશામાં પ્રગટ થતી શક્તિ અને કલાના સારા નમૂના છે. રમણભાઈની કને ન્હાના ન્હાના રમૂજી ટુચકાનો અખૂટ ભંડાર હતો. તે હેમની સાથે સંસર્ગમાં આવેલા સર્વ માણસોને અનુભવગોચર વાત હશે. એ ટુચકાઓ કોઇ એકઠા કરીને પ્રગટ કરે તો પણ એક આકર્ષક પુસ્તક બની રહે એમ છે. ઉદાહરણો આપવાનું આ સ્થાન નથી.

ઈતર સાહિત્યમાં પણ રમણભાઇનો ફાળો અપૂર્વ ગુણવાળો છે. કાવ્યકૃતિઓની સંખ્યા અલ્પ છતાં કવિત્વગુણ હેમાં કીમતી જણાઇ આવે છે. 'તું ગઇ,' 'તત્કાલમહિમા,' 'પ્રભુમય જીવન' ઈત્યાદિ કાવ્યોને ચિરંજીવ ગણવાને બાધ નથી. રમણ-

**રમણભાઇ કવિ તરીકે**

ભાઇનો કાવ્યની શરીરઘટના સંબન્ધે દૃઢ મત હતો. રા. ન્હાનાલાલ કવિની

છન્દ વિનાના છન્દ (કે સ્વચ્છન્દ)ની યોજના માટે એ સહાનુભૂતિ ન્હોતા રાખતા. એ પ્રકારની રચના પ્હેલ પ્રથમ "જ્ઞાનસુધા"માં 'વસન્તોત્સવ' કાવ્યદ્વારા રમણભાઇયે સ્વીકારી તે એ પદ્ધતિની રચના તરફ સંમતિથી નહિં, પણ કેવળ ન્યાયવૃત્તિ અને નિષ્પક્ષપાત ભાવથી પ્રેરાઈને જ. એ પ્રકારની રચનાનાં દૂષણ દર્શાવનારું ચર્ચાપત્ર મ્હેં 'જ્ઞાનસુધા'માં પ્રગટ કરાવ્યું ત્હેમાં રમણભાઈનું ઉત્તેજન માનીને મ્હેં જે ફરિયાદ કરી ત્હેનો ઉત્તર તન્ત્રી તરીકેની નોંધમાં રમણભાઇયે આપેલો તે આ બાબતમાં પૂરતું પ્રમાણ બને છે. એ વાંચવા લાયક છે તેથી ઉતારું છું:—

* * * નરસિંહરાવના મતને અમે સર્વથા અનુકૂળ છીએ. આ પત્રિકામાં પ્રસિદ્ધ થયેલાં 'છન્દ અને પ્રાસ' નામના વિષયમાં જણાવેલા વિચાર અમારા છે કે કેમ એ વિશે રા. નરસિંહરાવ લખે છે તેમ ભૂલ થવાનો સંભવ છે ખરો, પરંતુ વસ્તુસ્થિતિ બહુધા સુવિદિત છે.[3] વળી પ્રેમભક્તિને છન્દ વિશેના પોતાના મતનો ગંભીર આગ્રહ હોવાથી વાચક વર્ગ સમક્ષ તે માટે પરીક્ષા સારું મૂકનાં વાચકોનું વલણ પ્રથમથી બાંધી લેવાનો અન્યાય "પ્રેમભક્તિ" તરફ ન થાય માટે અમે મૌન ધારણ કરેલું. આ પ્રાસંગિક તટસ્થતાને લીધે રા. નરસિંહરાવની સબળ ચર્ચાનો લાભ થયો છે, માટે એવી સર્વ ચર્ચાને અમે તથા 'પ્રેમભક્તિ' અભિનન્દન આપીશું.

"છન્દની ખામી છતાં 'પ્રેમભક્તિની' ઉચ્ચ રસિકતાથી 'વસન્તોત્સવ'માં રુચિકરતા રહેલી તેથી આ પત્રિકાના વાચકો સમક્ષ એ નિબન્ધન રજુ કર્યું છે."[4]

---

3 'મકરન્દ' તખલ્લુસથી રમણભાઇના લેખ આવતા હતા અને 'જ્ઞાનસુધા'નાં તન્ત્રી તરીકે તો નામ પોતાનુંજ પ્રગટ હતું તેથી આ ખુલાસો.

૪ મૂળ 'જ્ઞાનસુધા' અત્યારે અસુલભ હોવાથી આ ઉતારો 'મનોમુકુર' પૃ. ૧૫૭-૧૫૮-માંથી કરીને મૂક્યો છે. એ મૂળનું જ પ્રતિબિમ્બ છે.

'પ્રેમભક્તિ'એ રા. ન્હાનાલાલનું 'તખલ્લુસ' હતું તે સર્વવિદિત છે. એ સમયમાં રા. ન્હાનાલાલ રમણભાઇના શિષ્ય જેવા હતા તે બધાને ખબર નહિં હોય.

**કાવ્યનું શરીર છન્દ આવશ્યક**

છન્દ રૂપી શરીર કાવ્યને આવશ્યક છે એ રમણભાઈનો દઢ મત હોવાનું કારણ એ જ છે કે હેમનું આરમ્ભથી વલણ એ દિશામાં હતું આ કારણથી છન્દોભંગ રમણભાઇને અક્ષમ્ય જ લાગતો. આ લાગણી, છન્દની ઘટનાની પરીક્ષા સહજોપલબ્ધ કર્ણસિદ્ધિથી રમણભાઇ સેવી સકતા એમ મ્હને નથી લાગતું. કેમકે છન્દની યોજનાની કસોટી પંક્તિયોના ઉચ્ચારણને આધારે કર્ણશક્તિ વડે કરવાને બદલે અનેક વાર શ્રુતિઓનાં માપ કાંઇક યાન્ત્રિક ધોરણે ગણતરીથી કરતા મ્હેં હેમને અનેક વાર જોયા છે. પરંતુ કદી ચૂક હેમનામાં થતી નહિં.

**પિંગળજ્ઞાન વિશે આગ્રહ**

છન્દ સંબન્ધે રમણભાઇનો આ પ્રકારનો મત–આગ્રહયુક્ત મત –હોવાને લીધે કાવ્ય રચનારને પિંગળના જ્ઞાન અને અભ્યાસની આવશ્યકતા છે એમ રમણભાઇએ છેવટ સૂધી દઢ મત ધારણ કરેલો છે. હેમની છેવટની વિવેચનકૃતિ, ૮ મી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે કરેલું વ્યાખ્યાન, આ વાતને પૂર્ણ સાક્ષી આપે છે. હેમાંનાં આ વચનોઃ—

"આ કારણથી સર્વ લેખકો પિંગળનો અભ્યાસ કરતા અને પિંગળનું અનુસરણ કહતા. હવે પિંગળનું અજ્ઞાન પ્રસર્યું છે. અને તેની મર્યાદાના નિયમનો ભંગ કરવામાં વિશેષતા છે એમ મનાવા લાગ્યું છે. માટે, નિયમસર રચના વડે કવિતાનાં આન્દોલન તથા સુન્દરતા સચવાય છે એ ધ્યાનમાં રાખી નિયમનો આગ્રહ કરવો આવશ્યક છે. તેનો અપકર્ષ થયો છે. અને વિરસતા હોય ત્યાં તે

છતાં પિંગળને અનાદર કર્યાથી ખુબી આવી છે એમ મનાય છે. આને પરિણામે કાવ્યસાહિત્યમાં શિથિલતા વ્યાપી છે.[5]

"ગુજરાતી કાવ્યસાહિત્યમાં આથી ક્ષતિ થાય છે. એ સામર્થ્ય જ્યારે યથાર્થ રીતે જળવાશે ત્યારે કાવ્યસાહિત્ય આગળ વધવાનું શક્ય થશે.[6]

**ઇતર સાહિત્ય**

રમણભાઇની સાહિત્યકૃતિયો, હાસ્યરસ, અને કાવ્યકૃતિ શિવાય અન્ય ક્ષેત્રમાં પણ વિવિધ હતી. વિવેચનો ભાષાશાસ્ત્રમાં અન્વેષણો, નાટકરચના;–આ, એ ક્ષેત્રના મુખ્ય વિભાગ છે. પ્રથમ વિવેચન-કૃતિયો લઇયે. ગુજરાતીમાં આ સાહિત્યવિભાગનું દર્શન નવલરામે જ પ્રથમ કરાવ્યું છે. અને હેમના પછી રમણભાઇયે વિવેચકનું સ્થાન વિપુલ રીતે લીધું હતું. "નવલ વિવેચક જતાં શુન્ય સાર-

**વિવેચન.**

રતા ભાસે" એમ વલ્લભ પોપટે કહેલું વચન યાદ આવે છે, તે સાથે જ એ ગાદી રમણભાઇયે વિશેષ સામર્થ્યથી સાચવી તે પણ પ્રત્યક્ષ થાય છે. "કવિતા અને સાહિત્ય" નામથી પ્રગટ થયેલા ગ્રન્થમાં હેમની વિવેચનકૃતિયો બહુધા સંપૂર્ણ રૂપે ગોઠવાઇ ગઈ છે. એ ગ્રન્થમાં માત્ર ગ્રન્થાવલોકન જ નથી; કવિતા, રસ, ઇત્યાદિ વિષયોની સ્વરૂપમીમાંસાના લેખો સ્વતન્ત્ર રૂપે અથવા પ્રાસંગિક સંબન્ધે આવેલા છે. વિવેચક તરીકે રમણભાઇની રચનામાં સૂક્ષ્મદર્શન, શાન્ત તુલના અને નવીન પ્રદર્શન નજરે પડે છે. પ્રસંગ ઉત્પન્ન થતાં અકવિત્વ, અન્યાય, ઇત્યાદિ ઉઘાડાં પાડવામા સબળ વાણીનો ઉપયોગ પણ રમણભાઇયે નિર્ભય રીતે કર્યો છે. 'મ્હારી મજેહ'ની પારસી ગુજરાતી કાવ્યકૃતિયોની હસનીયતા બતાવતાં અથવા 'સાથે જમ્યાં ના દુધપાક ધારી' જેવી નર્મદની

૫. આઠમી સાહિત્યપરિષદમાં પ્રમુખપદેથી કરેલું ભાષણ. ગુજરાતી સાહિત્યપરિષદ મંડળ પત્રિકા, અંક ૧લો પૃષ્ઠ ૫૮મું.

૬. એજન, પૃષ્ઠ ૫૮મું.

અકવિત્વવાળી કલ્પના, અથવા 'અજાતણું યૂથના' 'એ' એ'' ઉચ્ચારમાં હસવા જેવી અર્થકલ્પના કરનારી દલપતરામની કૃતિયો, ઈત્યાદિનાં રસદૂષણો બતાવતાં રમણભાઇ અચકાયા નથી. આ કારણથી રમણભાઈ કેટલાકોને અપ્રિય થવા હશે ખરા. એટલું જ નહિં પણ "હૃદયવીણા"ના અવલોકનને પ્રસંગે એ ગ્રન્થમાંનાં કાવ્યો ઉપર મણિલાલ દ્વિવેદીએ કરેલા પ્રહારોમાં સમાયલી દૂષિત વૃત્તિ અને વાણીને ઊઘાડી પાડતાં રમણભાઇયે વિસ્તારથી ચર્ચા કરી છે. તેથી હેમના ઉપર પક્ષપાતનો દોષ પણ લોકો મૂકયા વિના રહ્યા નથી. એ 'પક્ષપાત'માં રમણભાઇની 'ઉદારતા' જોનારા કેટલાક એટલે સુધી કહેવા લાગ્યા છે કે રમણભાઇયે માત્ર ખાનગી ઋણ ફેડવા માટે આમ લખાણ કરેલું. આ તે રમણભાઇની સ્તુતિ કે વ્યાજસ્તુતિ તે સમઝી સકાતું નથી. અસ્તુ.

રમણભાઈનાં વિવેચનોમાં ક્વચિત્ અંગ્રેજી સાહિત્યકારોનાં ચિન્તનોમાંથી લંબાણવાળા ઊતારા ઇત્યાદિ અંશોથી વાચકને ઓજારૂપ રસહીનતા થાય હેવા પ્રકારો નજરે પડે છે ખરા. પણ એ દૂષણ હેમની સ્વભાવઘટનામાંથી જ ઉત્પન્ન થયું છે. પાંડિત્ય દર્શાવવાના હેતુથી નહિં, પણ પોતાના વિચારોને સમર્થન જ્યહાં જ્યહાંથી મળે તે પૂર્ણ રૂપે ઉપસ્થિત કરવાની મતલબથી, રમણભાઇયે એ માર્ગ લીધો જણાય છે. એમ કરવા જતાં વિવેચનનું કલાસ્વરૂપ લુપ્ત થાય છે. એ વાતનું વિસ્મરણ થઈ ગયેલું જણાય છે. હાસ્યરસની મીમાંસાનો લેખ પણ રમણભાઇની ઉત્તમ કૃતિ તરીકે મૂકી નહિં સકાય, હેનું કારણ કાંઇક આ સ્થિતિમાં જડશે. હાસ્યરસની કૃતિયોના આચાર્ય એ રસની મીમાંસામાં સફળ ના થયા એ વિધાતાની વામતા જ!

આઠમી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખપદેથી કરેલું વ્યાખ્યાન રમણભાઇની વિવેચકદૃષ્ટિનો વિલક્ષણ નમૂનો છે. એ વ્યાખ્યાનની ગુણદોષપરીક્ષા મ્હેં તે પ્રસંગે જ 'વસન્ત'ના "રિપોર્ટરપદેથી" કરી

હતી. એટલે અહીં પુનરુક્તિ કરવાની જરૂર નથી. પરંતુ જે સંજોગોમાં એ વ્યાખ્યાન ઘડાયું તે જાણનારને રમણભાઈની ઝીણવટ, નિશ્ચલ સમતોલતા, વિશદ દર્શન ઇત્યાદિ ગુણો માટે સવિશેષ માન ઉત્પન્ન થાય એમ છે. જે રોગે હેમને લગભગ બે વર્ષ સુધી લાચાર સ્થિતિમાં રાખ્યા તે રોગનો ગૂઢ આરમ્ભ–અજ્ઞાત રીતે–થઈ ચૂક્યો હતો; જાતે વ્યાખ્યાન લખવાનું સામર્થ્ય નહોતું, તેથી મુખવાણીથી બીજા કને લખાવતા હતા, વચમાં વચમાં માથામાંથી નાકદ્વારા લોહી પડતું હતું, સ્વજનો હેમને આ કામ છોડી દેવાનો આગ્રહ કરતાં હતાં. છતાં કર્તવ્યનિષ્ઠ રમણભાઈએ વ્યાખ્યાન ધીમે ધીમે પૂરું લખાવ્યું. આ સ્થિતિમાં લખાવેલા વ્યાખ્યાનમાં એ સ્થિતિમાં સંભવતાં દૂષણો તો હતાં જ નહિં. પરંતુ જે સ્થિર ગુણો ઉપર ગણાવ્યા તે ગુણો હેમને ક્ષણભર પણ તજી ગયા નહોતા હેનું એ વ્યાખ્યાન નવું પ્રત્યક્ષ સ્વરૂપ છે. મનની શક્તિ છેવટ સુધી સબળ રહી હતી.

**ભાષાશાસ્ત્રમાં અન્વેષણ**

ભાષાશાસ્ત્રમાં અન્વેષણના રમણભાઈના લેખો ગણતર હોઈ, ગૌણ સ્થાન લે હેવા છે. 'ગુજરાતી ભાષાનું બંધારણ,' 'ગુજરાતી ભાષાની ઉત્પત્તિ' અને 'જિપ્સી લોકોની ભાષા'–એ ત્રણ લેખો આ વર્ગમાં આવે છે. એ લેખોમાંના પ્રથમ લેખને વિષયભૂત કરીને મ્હેં સ્વતન્ત્ર[૭] ચર્ચા કરેલી છે જ. એ વિષયમાં પુરતા અવગાહનને અભાવે ઉત્પન્ન થયેલી ક્ષતિયોનું દર્શન મ્હેં તે સ્થળે કરાવ્યું પણ છે. છતાં, એટલું તો સ્પષ્ટ છે કે એ ક્ષતિયો બાદ કરતાં—એ ક્ષતિયોની અંદર પણ—રમણભાઈની બુદ્ધિની સૂક્ષ્મદર્શિની શક્તિ, અને શોધક વૃત્તિ પ્રત્યક્ષ તરી આવે છે. ભાષાને અંગે વ્યાકરણાદિકનો સૂક્ષ્મ અભ્યાસ રમણભાઈએ બાલ્યકાળથી કરેલો જણાય છે. 'જિપ્સી લોકોની ભાષા' વિશેનો લઘુ નિબન્ધ પૂનામાં

૭ "મનોમુકુર", પૃ. ૫૦૫–૫૬૭.

ગએલી ઓરિયેન્ટલ કૉન્ફરન્સમાં રમણભાઇએ રજૂ કર્યો હતો. એ કૉન્ફરન્સનો નિબન્ધસંગ્રહ પ્રગટ થયો છે. ત્હેમાં આ લઘુ નિબન્ધને પ્રવેશ મળ્યો નથી, એ ખેદની વાત છે

રમણભાઇનો આ પ્રકારના અન્વેષણમાં શોક હતો ત્હેનો એક ન્હાનો સરખો દાખલો નોંધવા જેવો છે. સૂરતમાં હેમના પિતાનું ઘર નવું બંધાતું હતું. તે વખતે યુવક રમણભાઇ દેખરેખ માટે રહેલા તે પ્રસંગનો લાભ લઇ સુનારી ઇત્યાદિ કામને અંગે વપરાતા પારિભાષિક શબ્દોની નોંધ હેમણે કરી લીધી હતી, એ હેમના મુખથી મ્હેં જાણ્યું છે. વાઘરી લોકોની ભાષાનો શબ્દસંગ્રહ આ રીતે જ કરવાની મ્હેં સૂચના કરેલી;–વાઘરી ને જિપ્સી લોકના જેવા જ એ કારણથી. આ નિબન્ધ એ સૂચનાનું પરિણામ હતુ કે કેમ તે હું કહી નથી સકતો.

ભાષાશાસ્ત્ર, વ્યાકરણ, ઇત્યાદિની ચર્ચાઓમાં જોડાવું તે કૃતિને "વિતંડા" નામ આપનારા પંડિતો રમણભાઇની આ દિશાની કૃતિયો ભૂલી જતા જણાય છે. એ ચર્ચાને અંગે વાદવિવાદમાં રમણભાઇને ઊતરવાનો પ્રસંગ જ નહોતો આવ્યો. પરંતુ કાવ્યતત્ત્વ સંબન્ધે ચર્ચામાં "મ્હારી મજેહ"ના કર્તાનો ઉપહાસ, નર્મદ દલપતની કવિતાના દોષોનું ઉદ્‌ઘાટન, સાંસારિક સુધારાના યુદ્ધમાં લખેલા વાદવિવાદરૂપ લેખો 'ભદ્રંભદ્ર'માં ઉપહાસવિષય બનાવેલાં પાત્રો, ઇત્યાદિનું વિસ્મરણ કરીને સાહિત્ય સંબન્ધી ક્ષુલ્લક વિતંડાઓ પાછળ ત્હેમણે સમય અને શક્તિનો વ્યય કર્યો નહોતો હેવી સ્થાપના કરનારા પંડિતોનાં નેત્ર કોણ ઊઘાડશે ?–અસ્તુ.

**નાટક સાહિત્યમાં ફાળો**

ગુજરાતી નાટકસાહિત્યમાં રમણભાઇનો ફાળો અલ્પ છતાં અનલ્પ છે. એક જ નાટક 'રાઇનોપર્વત' હેમણે ગુજરાતને આપ્યું છે. છતાં હેના અંતર્ગુણને લીધે હું હેને અનલ્પ કહું છું, પાત્રાલેખન, પ્રસંગયોજના, વસ્તુગ્રથન, કલાવિધાન,—સર્વ અંશોમાં સમર્થ ઘટકનાં દર્શન થાય છે. કથાનું મૂળ સામાન્ય 'ભવાઇસંગ્રહ'માંની લોકકથામાંથી લઇને હેમાં રૂપાન્તર ખરી

ચતુરાઈથી કર્યું છે. રમણભાઈનું પરલક્ષી હૃદયસંધારણ આ કૃતિમાં હેમને પૂરી સહાયતા આપી શક્યું છે. પરલક્ષી કલાકારમાં આત્મવિલોપન સાથે પરકીય હૃદયગુણસ્વભાવાદિક જોડે સમભાવયુક્ત સંયોગ કરવાની શક્તિ, માનવ જીવન અને સ્વભાવનું સૂક્ષ્મ અવલોકન એ સાધનથી પ્રવર્તતી શક્તિ, આવશ્યક છે. તે રમણભાઈમાં પૂર્ણપણે હતી. આ નાટકમાં પ્રાચીન પદ્ધતિની પ્રસ્તાવનાનો સંગ્રહ નથી. ૮ છતાં પતાકાસ્થાનક જેવો વિશિષ્ટ અંશ સંસ્કૃત નાટકઘટનામાંથી રમણભાઈએ ચતુરાઈથી યોજ્યો છે.

એ નાટકમાં કેટલાક લોકો દૂષણો બતાવે છે. એક તો દર્પણુપંથીવાળું દૃશ્ય હાસ્યજનક છે એમ કહેનારા કેટલાક છે, તે લોકો હેમાં રહેલી જીવનમાં માનવની મોહવૃત્તિ ( vanity ) ઉપર કટાક્ષદૃષ્ટિ, તેમ જ પર્વતરાજાના ઉપર હેમાં સમાયલી ટીકા સમજી સકતા નહિં હોય. દર્પણુપંથીની યોજનાની અપૂર્વતા, સજીવતા, નવીન રસ પૂરે છે તે દર્શન પણ કરાવવું પડશે ?

બીજું દૂષણ નાટકમાં વિધવાવિવાહની હિમાયત માટે આરોપેલા પ્રસંગ માટે મૂકાયું છે. આ વિશે કોઈકે સારો ઉત્તર આપેલો છે. ૯ તે ઉપરાંત સુજ્ઞ વાચકના મનન માટે જીવનના, સંસારના, વિકટ પ્રશ્નો રજૂ કરી હેનો ઉકેલ કલાથી લાવવા માટે દૂષણ દેવું એ માત્ર સુધારાપક્ષ તરફ વિરોધવૃત્તિનું કલાવિધાન તરફ અન્ધ બનાવ્યાનું જ

૮. ઇ. સ. ૧૯૧૫માં મુંબાઈની ગ્રાન્ટ મેડિકલ કોલેજના ગુજરાતી વિદ્યાર્થીઓએ એ નાટક ભજવતા મ્હેલાં મ્હારા પુત્ર નલિનકાન્તની સહાયતા, અભિનયમાં સૂચનાદિકની, માગવાને મ્હારી કને એ લોકો આવેલા. અને મ્હેં તે પ્રસંગ માટે સૂત્રધારની પ્રસ્તાવના પ્રાચીન પદ્ધતિની રચીને આપી હતી. (હજી તે મ્હારા સંગ્રહમાં મોજૂદ છે). સંસ્કૃત નાટકસાહિત્યમાં પ્રસ્તાવના પણી વાર નાટકકારની કૃતિ ના હોઇ અન્યની પણ આવતી, તે સ્થિતિ ધ્યાનમાં લેતાં આ મ્હારો સત્કાર વધારે પડતો નહિં ગણાય

૯. "સાબરમતી" પુ. ૧, અંક ૫-૬, ૨૯૮-૨૯૯ જુવો.

પરિણામ જણાય છે. આ શિવાય સ્ત્રીજાતિની અવદશા પરિહારવાને કમલા, રાઇ અને દુર્ગેશ કને સંકલ્પ કરાવે છે તે પ્રસંગમાં પણ સુધારક રમણભાઈ પોતાની માન્યતાને નાટકના પ્રસંગમાં કલાકારની રીતિથી જ ગૂંથે છે તે નિષ્પક્ષ દ્રષ્ટાને પ્રત્યક્ષ છે.

**'જયા જયન્ત' અને 'રાઇનો પર્વત' એ બેની સ્થૂલરૂપે તુલના**

રા. ન્હાનાલાલ કવિનું "જયા અને જયન્ત" અને રમણભાઇનું 'રાઇનો પર્વત' એકી વખતે જ પ્રગટ થયાં હતાં. બંને નાટકોના અપૂર્વ ગુણથી આકર્ષાઇને મ્હેં બંનેનું અવલોકન કરવાની પ્રતિજ્ઞા કરીને ઈ. સ. ૧૯૧૪-૧૫ માં આરંભ કર્યો. 'જયા અને જયન્ત'નું અવલોકન જ અણધાર્યા વિઘ્નોને લીધે અધૂરું રહ્યું, અને 'રાઇનો પર્વત'નું અવલોકન આરમ્ભાયું જ નહિં; મ્હને એ બાબત અસંતોષ થાય છે તે અત્યારે પશ્ચાત્તાપ રૂપમાં આવિર્ભાવ પામે છે. રમણભાઈનું "ઋણ" વાળવાને નહિં પણ ગુજરાતી નાટ્યસાહિત્યની વિવેચનદ્વારા સેવા કરવાને પ્રભુ મ્હને પ્રસંગ અને સામર્થ્ય આપો!

અત્યારે તો હું એટલું જ કહીશ,—સામાન્ય વિચાર દર્શાવીશ,—કે "જયા જયન્ત"માંની દિવ્ય અદિવ્ય લગ્નભાવના, હેમાંનાં અમાનુષ ઉડ્ડયનો, ઇત્યાદિથી અતિતૃપ્ત થઇને માનજીવનમાં ભમવાની માનવજીવનનાં કટુ સત્યનો ઉપભોગ કરવાની ઇચ્છા થાય, તો અક્ષમ્ય નહિં ગણાય, અને એ અનુભવો 'રાઇનો પર્વત' કરાવી શકે છે. રમણભાઇયે—આ નાટકો પ્રગટ થયાં તે પ્હેલાં બહુ સમય પૂર્વે એક બીજા જ પ્રસંગ માટે દૃષ્ટાન્ત આપ્યું હતું; કોઇ અંગ્રેજ ઉમરાવ હોટેલમાં જમવા ગયો. શી શી વાની છે, પૂછ્યું; સેવકે સુન્દર સુન્દર, મધુર મધુર, ચીજોનાં નામ કહ્યાં, "એ મ્હારે નહિં જોઇયે, હેવું હેવું મધુર મધુર ખાઇને તો હું ધરાઇ ગયો છું, કાંઇક કડવું ખાવાનું હોય તો મ્હને આપ." હાવી જ વૃત્તિ 'જયા અને જયન્ત' વાંચ્યા

પછી થાય તો "રાઇનો પર્વત" પેલી બીજી ઇચ્છા તૃપ્ત કરી શકે એમ છે. કારણ ઊઘાડું છે: "જયા અને જયન્ત"માંની દિવ્ય ભાવનાઓ, ઇત્યાદિ, અતિ સૂક્ષ્મ વાતાવરણના ઉચ્ચ પ્રદેશમાં આપણને વિચરાવીને, ત્ય્હાં જ રાખીને, ગૂંગળાવી નાંખનારી નીવડે છે; ideal world (ભાવનામય લોક)ની અવાસ્તવિકતા આપણને રૂંધી નાંખે છે. અથવા એ સર્વ ચિત્રો ઇન્દ્રધનુષના રંગો વડે, સાન્ધ્ય મેઘના રંગો વડે, સૂક્ષ્મ ચન્દ્રિકા વડે, આલેખાયલાં લાગે છે. જીવનના વાસ્તવિક, દૃઢ, સ્પર્શગમ્ય, પદાર્થોમાં, વૃત્તાન્તોમાં, ઊતરવાનું મન થાય છે. અને તે પ્રકારનું નિત્ય જીવનનું માનવયોગ્ય ભોજન "રાઇનો પર્વત" નાટકમાં મળે છે. યદ્યપિ કેટલીકવાર કલ્યાણકામનો અતિસંયમી (over-moderate) પ્રેમ આપણને નિરાશ કરે છે. અને તે વખતે આપણને ક્ષણભર અશક્ય ભાસતા ઉદ્દામ ઊભરાઓ જોવાની ઉત્કંઠા થાય છે, તથાપિ "જયા અને જયન્ત" નાટકને અંતે "અલૌકિક આત્મલગ્નની ભાવનામાં જોડાયલાં પણ દેહલગ્નની દૃષ્ટિએ પૃથક્ રહેલાં, એ અપૂર્વ જ્યોત્સ્નાના જેવા સૂક્ષ્મ પ્રવાહમાં સ્વતન્ત્ર હોડકામાં તરતાં એ નાટકનાં નાયકનાયિકાને જોઇયે છિયે, તે વખતે એ વિલક્ષણ તેજમાં આપણે તો ગૂંગળાઇ જઇયે છિયે, અને પુસ્તક બંધ કરી વિલક્ષણ ઊંચા વાતાવરણમાં ઊડતા ઊડતા ચાલ્યા જઇયે છિયે, ક્ય્હારે અને ક્ય્હાં પડીશું તે વિશે વિશ્વાસ રહેતો નથી."[૧૦]

રમણભાઈની નાટકકૃતિ એક જ છે. બીજું એક નાટક રચવાની તૈયારી હેમણે કરી હતી: આજથી થોડાંક વર્ષ ઉપર એકવાર વાંદરામાં એ મ્હને મળવા આવ્યા ત્ય્હારે હેની રૂપરેખા હેમણે કહી સંભળાવી હતી; હેમાં એક નવીન છંદની યોજના હેમણે કરવી ધારેલી તે છંદનું સ્વરૂપ તપાસતાં હેમાં ઊનતા કે અનવીનતા મ્હને લાગેલી, મ્હેં દર્શાવી અને હેમણે તરત હેમના સ્વભાવસિદ્ધ ન્યાયીપણાને બળે,

૧૦. "વસન્ત" વર્ષ ૧૩, અંક ૧૦ (કાર્તિક સંવત ૧૯૭૧, પૃ. ૫૯૨. 'જયા અને જયન્ત'નું મ્હારૂં અવલોકન.

તે તજી દીધી હતી. ઇત્યાદિ આજ સ્મરણમાં તરી આવે છે. એ નવું નાટક પૂર્ણ આકાર પામ્યું નહિં એ ખેદની વાત છે.

**રાષ્ટ્રિય સેવા.**

રમણભાઈની રાષ્ટ્રિયસેવાની ગુણપરીક્ષા હાલના સમયમાં થોડાક જ કરી સકશે ઉદ્દામ પક્ષમાં રહીને જ દેશની સેવા થાય એમ જે સમયમાં વ્યાપક માન્યતા હોય તે સમયમાં રમણભાઇ જેવાની દેશસેવા નિસ્તેજ ગણાય. પરંતુ વિનીત પક્ષમાં રહીને રમણભાઇયે જે સ્થિર સેવા કરી છે, તેમ જ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે તેમ જ મેમ્બર તરીકે જે સ્થિર કર્તઅનિષ્ઠ કામ બજાવ્યું છે, તે ખરેખર આપણને માન ઉપજાવે એમ છે. હેમના ઉત્તરકાળમાં સ્વજનો તરફથી આગ્રહ થતો કે મ્યુનિસિપાલિટીની પીડા હવે છોડી દ્યો, તો એ દઢતાથી કહેતા કે હું વકાલતનું કામ છોડું પણ મ્યુનિસિપાલિટીનું તો નહિં જ છોડું. રાષ્ટ્રિય પક્ષમાં હેમની પોતાના પક્ષની તરફ વફાદારી અદ્વિતીય હતી. ઘણા હેમને એ પ્રશ્ન તરફ શિથિલ કરવાનો પ્રયત્ન કરતા. ત્ય્હારે હેમનો ઉત્તર એક એ જ હતો કે party discipline, પક્ષને અંગે નિયમવશતા, એ ધર્મ તજાય નહિં હેવા છે.

**વકાલત; જનકલ્યાણનાં કાર્ય.**

વકીલ તરીકે રમણભાઈની તીક્ષ્ણ બુદ્ધિ હેમના ધંધામાં જેટલી કામ આવી હતી તેટલી જ હેમની વ્યવહારદૃષ્ટિ (common sense) પણ ઉપયોગી થઈ હતી. એ ધંધાને અગે અનેક પ્રસંગો હેમના હાસ્યરસ માટે સામગ્રી અણધારી પૂરી પાડતા હતા, ત્હેની જો નોંધ રાખી હોત તો રમૂજી ટુચકાનું લઘુ પુસ્તક લખાઇ જાત. 'ભદ્રંભદ્ર'માંના રમૂજી પ્રસંગો આલેખવામાં હેમના વકાલતના ધંધાએ પણ આડકતરી મદદ કરી છે.

જનકલ્યાણકારી (philanthropic) સંસ્થાઓમાં રમણ-

મુખ્ય જનકલ્યાણકારિણી સંસ્થાઓમાં રમણભાઈ કોઈને કોઇ સંબન્ધે જોડાયલા જ રહેલા હતા.

સ્વભાવલક્ષણ

રમણભાઈના સ્વભાવલક્ષણમાં સમતોલતા, ન્યાયદૃષ્ટિ, નિરભિમાન વૃત્તિ, વિનીત ભાવ, દૃઢતા, ઉદાર હૃદયવૃત્તિ, ક્ષમાશીલતા, આત્મવિલોપન-ઇત્યાદિ અનેક ગુણો હેમની જોડે સંપર્કમાં આવેલા જનોને પ્રત્યક્ષ થયેલા જણાય છે. હેનાં ઉદાહરણો અત્યારે નોંધવા જતાં લંબાણ થઇ જાય. સાહિત્યપ્રવૃત્તિને અંગે અનેક યુવકો હેમના શિષ્યરૂપે ઊછરીને આજ કીર્તિને શિખરે ચઢેલા હેમના ગુણ ભૂલી પણ ગયા હશે, અને હેમના ઉપર નિન્દાવર્ષણ પણ કરતા હશે, તેથી રમણભાઈની કીર્તિને ઝાંખ પ્હોંચવાનો ભય નથી. રમણભાઈનાં સર્વ લક્ષણોમાં હેમની રમૂજી વૃત્તિ સૂત્રવત્ પરોવાયલી રહેતી હતી હેનું એક ઉદાહરણ સાંભરી આવે છે. આઠમી સાહિત્યપરિષદ્ વખત એક વ્યક્તિને ખાસ માન આપીને પરિષદ્‌માં બોલાવવાનો ખાસ ઠરાવ લાવવાનો પ્રયત્ન એ વ્યક્તિના ભક્તો તરફથી થયો; એ સંબન્ધે ખાનગી વિષ્ટિઓ ચાલી, પરિષદ્‌નું કામ ચાલતું હતું તે જ વખતે ચાલી, રમણભાઈ દૃઢ રહ્યા, અને જ્હારે હેમને એ ઠરાવ લાવવા દેવા માટે આગ્રહ થવા લાગ્યો ત્હારે હેમણે એટલો જ ઉત્તર એ ભક્તોની તરફથી કહેણ લાવનારને આપ્યો કે "સાહિત્યપરિષદ્ એમ ઠરાવ કરે કે એ ભાઇને પરિષદ્ સમક્ષ ઊભા કરી સાત ખાસડાં મારવાં તો તે ત્હમે કબૂલ કરશો?" આ રમૂજી ઉત્તરમાં રહેલો કટાક્ષ એ ભક્તો સમજ્યા હો કે ના હો પરંતુ એ વિષ્ટિ ભાગી પડી અને પરિષદ્‌નું વ્હાણ એ વ્યક્તિ વિના જ હંકારાયું.

રમણભાઇના બાલ્યકાળથી શરૂ થઈ, હેમના યૌવનાકાળમાં નિત્ય સંપર્કથી પોષાઈ, હેમના ઉત્તરકાળમાં પૂર્ણ વિકાસ પામી, રમણભાઈ જોડેનો મ્હારો અંગત સંબન્ધ એટલો તો નિકટ અને સ્વજનભાવથી જોડાયલો હતો કે એ વિશે અહિં ઉલ્લેખ કરું તો સૌજન્યભંગ થાય.

માત્ર એ સંબન્ધને અંગે કેટલાક પ્રસંગો પ્રાપ્ત થયેલા તે વિશે નોંધ કરી સકાશે; 'કવિતા' વિશેનો રમણભાઈનો નિબન્ધ પ્રથમ જાણ્યામાં 'બુદ્ધિપ્રકાશમાં' પ્રગટ થયો,–કકડે કકડે; તે વખત સામાન્ય ચર્ચા વચમાં અધૂરી રહીને, પ્રસંગલબ્ધ ચર્ચા 'કુસુમ માળા' (તે વખતમાં તાજી પ્રસિદ્ધ થયેલી) વિશે લંબાણથી ગુણદર્શિની થયેલી વાંચી ત્હારે જ મ્હેં જાણ્યું કે રમણભાઈને મ્હારાં કાવ્યો ગમી ગયાં છે. એ પ્રસંગ પછી મ્હારે રમણભાઇ સાથે અનેક વાર ખાનગી ચર્ચાઓ થયેલી તે વખતે મતભેદ, ગુણદર્શન ઇત્યાદિ હેમણે કરેલાં, મ્હેં ઉત્તર આપેલા ત્હેની નોંધ મ્હેં કરી રાખેલી છે. હેમાંથી બે એક નોંધો પ્રગટ કર્યાથી રમણભાઇના વિવેચક તરીકે સ્વરૂપ ઉપર શુભ પ્રકાશ પડશે.

**મ્હારો અંગત સંબન્ધ અને પ્રસંગો**

(૧) 'હસવું'નાં રૂપાન્તરોમાં (હસ્યો, હશી, હશીને) તાલવ્ય થવાનો નિયમ ના લગાડો તો સારું હાસને અને દાંતને એટલો બધો સંબન્ધ છે, (હાસમાં દાંત દેખાય છે) કે એ અર્થના શબ્દોમાં દન્ત્ય અક્ષર ઘણે સ્થળે છે. स्मित smile, laugh, हस्.

મ્હારો ઉત્તરઃ ખરું; આ ઘણું કવિત્વવિવેચક કારણ છે, પણ ભાષાશાસ્ત્રને કવિત્વવિવેચન વચ્ચે યુદ્ધના સ્થળમાં કો'ને જય આપવો? ભાષાશાસ્ત્રમાં કવિત્વવિવેચને ચાચ બોળવા દેવી એ વાજબી છે કે કેમ તે વિચારવા જેવું છે.

[ स्मित અને smileના દાખલા કાંઈક દૂરાકૃષ્ટ જ હતા ]

(૨) ત્હમારા 'દિવ્ય કાવ્ય' માં

"સાહુ અદ્‌ભુત ભાવ કળે ન કળે,
કળતો કદી ઈશ્વરદત્ત પળે,"

એ પંક્તિયોમાં 'કળવું' તે શક્યાર્થ ધાતુ હોવાથી ગુજરાતી રૂઢિ જોડે વિરોધ આવે છે. મ્હારો ઉત્તરઃ ખરું છે. મ્હારી સરતચૂક

કબૂલ કરૂં છું. મરાઠી રૂઢિની અજ્ઞાત અસર અહિં થઇ હશે તે શરમ સાથે સ્વીકારૂં છું. અથવા એ અજ્ઞાત કવિત્વની છૂટ હશે. માટે

મન અદ્ભુત ભાવ કળે ન કળે,
કળતું કદીં ઇશ્વરદત્ત પળે.

એમ ત્હમારી સૂચના સ્વીકારીને ફેરવવું ઠીક છે. [11] પ્રાર્થનામાળા અંક ૧૦માના મ્હારા તોટકમાં પણ 'તુજ હેતુ ગભીર પૂરે ન કળે' એ પંક્તિમાં પણ એ પ્રકારની ભૂલ્ય છે તે મ્હેં સ્વીકારી હતી.

( ૩ ) રમણભાઈની ટીકાઃ—

" Wherever you deal with extension–whether of time or of space, or anything,—you are fond of converting it into—calling it–Music. That is one of your ruling principles of thought; quite peculiar to you; surely not bad, I mean. As Shelley sees Love every-where, Wordsworth sees Nature everywhere, so you see Music everywhere."

મ્હારો ઉત્તરઃ—

" Well, I am not quite conscious of this, I must confess. It may be working in my soul unconsciously. The critic very often (occasionally wrongly, though not necessarily so here

૧૧. આ ફેરફાર "કુસુમમાળા"ની બીજી આવૃત્તિ વખતથી જ કરેલો તે બાબત છઠ્ઠી આવૃત્તિની ટીકામાં પૃ. ૧૦૫મે ઉલ્લેખ ન્હૈ કર્યો છે. પરંતુ રમણભાઇયે એ ક્ષતિ બતાવ્યાનું એ ટીકામાં સ્વીકારવું રહી ગયેલું જણાયાથી આજ તે સ્વીકારૂં છું.

in this instance) discovers what the poet's mind is 'unaware of."

(૪) "ગભીરી ઘોર આ રજની"—Unpublished (then);

રમણભાઈ:--

"This is a unique piece, quite in a different line from the pieces in કુસુમમાળા. It seems you can free yourself from your own style (in કુસુમમાળા Wordsworth's influence is prevalent)—you are not the slave of your style of poetic thought. This piece is really wonderful and excellent. soaring higher than the highest flight of of Shelley's"

મ્હેં કશો ઉત્તર દીધો નહિં.

આ ચર્ચાના પ્રસંગ અને સ્થળનું સ્મરણ રમૂજ ઉપજાવનારાં છે. ઈ. સ. ૧૮૮૯ ના જુલાઇની તા. ૨૧ મીએ હું મુંબાઇમાં માધવદાસ રઘુનાથદાસ શેઠને ઘેર ઊતરેલો અને રમણભાઇ તે વખતે પડોશમાંની રામજી પુરુષોત્તમની ચાલમાં બે માળ ઉપર એક ઓરડીમાં રહેતા હતા. (ભણવા માટે રહેલા). ત્યહાંથી રાત્રે જમીને મ્હારે ઊતારે આવ્યા. આ બધી ચર્ચાઓ કરતે રાત્યના બાર વાગી ગયા. રમણભાઈ પાછા ચાલીમાં ગયા; ભૈયાએ મુખ્ય બારણું બંધ જ કરી દીધું હતું. તેથી એ પાછા મ્હારે ઊતારે આવ્યા. અને વળી કલાક બે કલાક ચર્ચા કરી. મ્હારા બન્ધુ, કૃષ્ણરાવ, આ વાત સાંભળ્યા પછી હમને હસવા લાગ્યા. અને વ્યસની લોકોના ખાનપાન, ગાનતાન, જેવું આ પણ dissipation (શક્તિક્ષય)નું જ ઉદાહરણ ગણીને કાંઇક હમારો દોષ જ હેમણે માન્યો.

ઉપર "ગભીરી ઘોર આ રજની" એ કાવ્ય વિશે ઉલ્લેખ કર્યો છે તે વખતે એ અપ્રસિદ્ધ હતું. પરંતુ રમણભાઇએ ખાંનગી રીતે

વાંચ્યું હતું. "કુસુમમાળા" પછીનાં કાવ્યોમાંનાં ઘણાં ખરાં રચાતાં તેમ તેમ હું રમણભાઈ, કૃષ્ણલાલ ઝવેરી વગેરે મિત્રમંડળ અને સ્વજનોમાં હસ્તલેખ વાંચવા માટે મોકલતો, તેથી એ કાવ્ય વિશે રૂબરૂ ચર્ચામાં વિચાર દર્શાવેલા. આમ મ્હારાં કાવ્યો લગભગ બધાં મિત્રોમાં ફરેલાં તેથી 'હૃદયવીણા' રૂપે પુસ્તક પ્રગટ થયું, ત્હારે રા. કૃષ્ણલાલને પૂર્વ પરિચયનો એક હેવો માયાભ્રમ થયેલો કે આ તો જોયેલાં, એનાં એ, અને ત્હેને પરિણામે "મૉડર્ન રૅન્યુ" માં "હૃદયવીણા" વિશે અભિપ્રાય નોંધતાં હેમણે ટીકા કરેલી કે નરસિંહરાવની માલ-સામગ્રી ( stock-in-trade ) ખૂટી પડી છે. 'કુસુમમાળા' અને "હૃદયવીણા" એ બે સંગ્રહની વચ્ચેનો ભેદ એ રીતે ભૂલી જ ગયા. સાર એ કે હેવી રીતે કાવ્યકૃતિયોને મિત્રમંડળમાં પર્યટન કરવાને મોકલવી નહિં! પણ રમણભાઈના મન ઉપર હેવો માયાભ્રમ થયો ન હોતો અને હેમની સૂક્ષ્મદર્શિની વિવેચકતા એ સ્થિતિથી અલિપ્ત રહી હતી. પરિણામે "હૃદયવીણા"નું અવલોકન[૧૨] હેમનું પ્રગટ હેવું થયું કે અમુક વર્ગે હેમના ઉપર અતિપક્ષપાત અને અંગત ઋણ વાળવાના હેતુનો આરોપ પણ કરી દીધો.

**સંગીત શક્તિની ઊનતા.** સંગીત અને પદ્યરચના વચ્ચે સમાનભૂમિ માત્ર કાલમાન-સંગીતદ્વારા-તાલદ્વાર-પ્રાપ્ત થાય છે; અને રમણભાઈને પદ્યબન્ધની માપગણના કર્ણશક્તિથી પૂર્ણ રીતે લભ્ય ન હોતી તે વાત મ્હેં ઉપર કરી છે જ; આ કાલમાન માટેની કર્ણશક્તિની ઊનતા. સ્વમાનસંગીત માટે જે કર્ણશક્તિ આવશ્યક છે તે રમણભાઈમાં

---

૧૨. "કવિતા અને સાહિત્ય," વૉલ્યુમ ૨જું, પૃષ્ઠ ૧૯૦-૧૯૮. રમણભાઈ જોડે Pathetic Fallacy ('વૃત્તિમયભાવાભાસ' હેમણે પાડેલું નામ, 'અસત્યભાવારોપણ' મ્હેં યોજેલું નામ ) એ વિષય ઉપર મ્હારો મતભેદ અને વાદવિવાદ "મનોમુકુર"માં જોનારને જણાશે કે હમે પરસ્પર પ્રશંસક મંડળના અંગભૂત નહોતા.

ન હોતી; હેમણે આરમ્ભકાળમાં સંગીતનું શિક્ષણ લેવાનો પ્રયત્ન કરેલો ખરો; પ્રાર્થનાસમાજના ગવૈયા ફતેહલાલ કને તાલીમ લેવા માંડેલી. પરંતુ સ રિ ગ મ શીખતે સ પછી ર સ્વર પ્રગટાવતાં સનો જ ધ્વનિ નીકળે, ઉસ્તાદ કહેઃ 'ઊંચો સૂર લ્યો.' તો ડોકું ઊંચું કરી સૂર તો સ નો સ જ નીકળે; નીચો સૂર લેવાનું કહે તો માત્ર ડોકું નીચું કરીને સૂર તો તેનો તે જ કાઢે; એ સ્થિતિ થવાથી આ પ્રયાસ હેમણે છોડી દીધો. આ ઊનતાનું ભાન, આત્મપરીક્ષણના બળથી, રમણભાઇને હતું જ. અને હેનું પરિણામ એક અનુપમ તર્ક અને ભાવના મિશ્રણવાળી કાવ્યકૃતિમાં આવ્યું. પ્રાર્થનામન્દિરમાં 'દયાસિન્ધુ! ત્હારે બારણે પોકારું દીનબાળ' એ ભજન મ્હારા બન્ધુ કૃષ્ણરાવના અનુપમ માધુર્યવાળા કંઠથી કલાયુક્ત એક દિવસ ગવાયું. રમણભાઇયે સાંભળ્યું. અને ૧૩ "બારણે પુકાર" નું સુંદર કાવ્ય પ્રગટ થયું એક અશક્તિમાંથી અન્ય શક્તિ પ્રગટ થઇ. આ આત્મશક્તિની ઊનતા એ કાવ્યમાં

"દીનકંઠ આ ભણી જ ગાનદ્વાર બંધ છે,
વાહ્‌મયી ન વ્યક્તિ તો પુકારું શું હું બારણે?"

એ પંક્તિયોમાં સ્વીકારનારા રમણભાઈ પ્રાર્થનામન્દિરની ઉપાસનામાં અન્ય જનો પોતાની ઊનતા ના સમઝનારા સંગીતમાં પોતાના અગીતના અવાજ ભેળવતા તેમ કરવું અનિષ્ટ જ ગણે. હેમણે તો

"નાથ! ભક્તપાળ! આત્મ આ પરે કૃપા કરી,
અન્યગાન સાથ ભેળી મૂક વાણી લ્યો સુણી."

૧૩. 'કાવ્યમાધુર્ય'માંનું કાવ્ય ૧૪૬ મું (પૃ. ૨૫૭-૨૫૯)-દ્વિ. સ. ૧૯૧૬ની આવૃત્તિ.

એ કાવ્યની ઉપર મ્હે નોંધેલી ઉત્પત્તિકથા રમણભાઇના મુખથી જ મ્હેં જાણેલી છે.

એ રસસાધક માર્ગ જ સ્વીકારવો ઇષ્ટ ગણ્યો.

અસ્તુ. ત્રણચાર દશકાની અપૂર્વ દેશસેવા, ત્રિવિધ દેશસેવા, કરીને રમણભાઇ આજે સનાતન મૌનમાં વિલીન થયા છે! મૌનમાં? ના હજી હેમને હું બોલતા સજીવ જોઉં છું. હેમના સ્થૂલ દેહનું અદર્શન થયું છે, સૂક્ષ્મ દેહ પણ આપણુ કુંઠિતશક્તિ માનવને અગોચર છે, પરંતુ [14] લક્ષણદેહથી રમણભાઇ ચિરંજીવ છે. એ રીતે હેમનાં સ્નેહીજનોને વિશેષ, અને હેમના સર્વ ગુણદ્રષ્ટાઓને પણ કાંઇક અંશે, રમણભાઇ પદે પદે પ્રત્યક્ષ છે. ૭ દસકાનું હેમનું જીવન, ચાર દસકાનું હેમનું કર્તવ્યપંથમાં - વિચરેલું જીવન, અલ્પ છે, એમ કદી લાગે તો સેનિકાનાં અનેક વચનોમાંનું આ એક વચન સ્મરણમાં આણીશું:

"As is tale, so is life: not how long it is, but how *good it is, is what matters*." (*Ep*. 8. 5.)

---

૧૪. 'લક્ષણદેહ' શબ્દ મ્હેં પ્રથમ યોજ્યો તે પ્રસંગના વ્યાખ્યાનમાંથી ઊતારો આપ્યાથી સુગમતા થશે:

"કોઈ મનુષ્યને આપણે પ્રત્યક્ષ દેખતા ના હોઇયે તે વખતે હેની દેહમૂર્તિ કલ્પનાબળથી જોઇ સકાય છે. આ પ્રત્યક્ષીકરણની સજીવતા કલ્પનાશક્તિના બળ ઉપર આધાર રાખે છે. પણ હેવો સમય આવે છે કે, માનવ-મનનું બંધારણ હેવું છે કે, ક્રમે ક્રમે દેહમૂર્તિની રેખાઓ સ્મરણપટ ઉપરથી ઘસાઇ જાય છે. હાવે વખતે એ મનુષ્યનું સ્વરૂપ બીજે જ પ્રકારે પ્રગટ પ્રત્યક્ષ થાય છે. હેનું લક્ષણ અર્થાત્ સ્વભાવ, ગુણ, સ્વભાવસૂચક વચનો, કૃતિયો, હાસ્ય, રુદન ઇત્યાદિ અંશો રેખારૂપ બની હેની લક્ષણમૂર્તિ પ્રગટ થાય છે. દેહમૂર્તિ કરતાં લક્ષણમૂર્તિ વધારે સ્થાયિ સ્વરૂપની હોય છે, દેહમૂર્તિ જડ સામગ્રીથી બનેલી, લક્ષણમૂર્તિ અણુ અંશે ચેતન સામગ્રીથી બનેલી હોય છે. તેથી આ સ્થાયિતા. આ લક્ષણદેહ આપણા આત્મામાં પ્રેરકબળરૂપે સ્થપાય એ રીતે તે વ્યક્તિ અમર બને છે.

(૨૯મી માર્ચ સને ૧૯૨૪ ને દિવસે 'ભગિનીસમાજ'માં ગોખલે સાંવત્સરિક પ્રસંગે કરેલું વ્યાખ્યાન.)

આ સદ્‌ભક્તના કરુણ અવસાનથી આપણને, માનવસુલભ નિર્બલતાને લીધે, અશ્રુસંયમ અસાધ્ય થાય તો તે જ ક્ષણે એ લક્ષણ-દેહને આપણાં હૃદયમાં પ્રસન્ન કરી સદા સ્થાયી દર્શન કરીશું, તો 'એ અશ્રુને ભક્તિમૌક્તિકમાં પલટાવી દો' એમ દયાળુ પિતાને પ્રાર્થના ઉચ્ચારીને દીનભાવું મૌન ધારણ કરીશું.

ॐ शान्तिः शान्तिः शान्तिः

| | |
|---|---|
| શાન્તાક્રુઝ, | નરસિંહરાવ ભોળાનાથ |
| તા. ૩૦–૩–૨૮ | વસન્ત ૧૯૮૪ |

## રમણભાઈ કવિ

("Poetry is the spontaneous overflow of powerful feelings; it takes its origin from emotion recollected in tranquillity; the emotion is contemplated till by a species of reaction, the tranqulilty gradually disappears, an emotion, kindred to that which was before the subject of contemplation, is gradually produced, and does itself actually exist in the mind."

—(Wordsworth: Preface to the Second Edition of his Poems.)

કવિ વર્ડ્સ્વર્થનું આ રીત્યનું કવિત્વરચનાની ઉત્પત્તિનું દર્શન છે; પ્રબળ લાગણીનો સ્વયંભૂ ઊભરો તે કવિતા; એ કવિતાનું–એ સ્રોતનું –મૂળ શાન્ત મનોદશામાં સ્મરણગોચર કરેલા ભાવસંચલનમાં છે; આમ ભાવસંચલન ચિન્તનવિષય બને છે, અને અન્તે એક જાતના પરિવર્તનને પરિણામે એ શાન્ત મનોદશા ક્રમે ક્રમે લુપ્ત થાય છે, ચિન્તનવિષય વસ્તુની પૂર્વે જે ભાવસંચલન હતું ત્હેને સજાતીય અન્ય ભાવસંચલન ક્રમે ક્રમે ઉત્પન્ન થાય છે, અને મનમાં વસ્તુતઃ અસ્તિત્વ ધારણ કરે છે. અર્થાત્ કોઈ પણ કારણથી ઉત્પન્ન થયેલું ભાવસંચલન–તે સંચલનનું શમન,–શાન્ત અવસ્થામાં ત્હેનું સ્મરણપટ ઉપર પુનર્દર્શન, એ સ્મરણદર્શનમાંથી વળી પૂર્વે અનુભવાયલા

ભાવસંચલનની ઉત્પત્તિ અને સ્થિતિ,–આ ક્રમ કવિતાની ઉત્પત્તિનો. આ રીતે પ્રબળ લાગણીનો સ્વયંભૂ ઊભરો, સ્વયંભૂપણાની અને ઊભરાની મૂળ દશા ઓળંગી જઇને, રચનાત્મક કલાસ્વરૂપમાં પરિણામ પામે છે.

રમણભાઈની કવિત્વરચનાનું નિદાન આ દર્શનમાં જડશે હેમનાં બધાંએ કાવ્યોની ઉત્પત્તિ આ માનસવ્યાપારદ્વારા થયેલી છે. ગમે તે ક્ષણે 'ચાલો કવિતા રચું' એમ વૃત્તિ રાખીને હેમણે રચના કરી જણાતી નથી; તેમ જ કવિતાને પ્રેરનાર ભાવસંચલન ઉત્પન્ન કરનારી વસ્તુ કે વૃત્તાન્ત ઉપસ્થિત થવાની સાથે તત્કાળ કવિતા રચી નાંખવાનું સાહસ પણ હેમણે કર્યું જણાતું નથી.

I lisped in numbers as the numbers came

હેવો પોપ કવિનો જેવો અસ્વાભાવિક દાવો હેમણે કર્યો નથી. આ કારણથી રમણભાઇની, સમગ્ર જીવનમાં, જે ઠરેલ વૃત્તિ જ્ણાી છે તે જ ઠરેલ વૃત્તિ હેમની કવિતામાં દૃષ્ટિગોચર થાય છે. આ સ્વરૂપને લીધે લાભ થાય છે કે હાનિ? હાનિ માત્ર એટલી કે બાહ્ય ઝળકાટથી આકર્ષાઇ જનારા વર્ગને રમણભાઈની કવિતા મન્ત્રમુગ્ધ નથી બનાવી દેતી. ત્હેના બદલામાં લાભ એ થાય છે કે હેમની કવિતામાં બાહ્ય આડમ્બર, વૃથા શબ્દોની ખોટી દીપ્તિ, છાપ પાડવાને ખાતર જ રચના રચવાને મોહ જે'ને હોય ત્હેની રચના જેવી પોકળતા,–ઇત્યાદિ લક્ષણો રમણભાઇની કવિતારચનામાં પ્રવેશ પામ્યાં નથી, અને બાહ્ય સ્વરૂપની અંદર પેશીને તત્ત્વદર્શન કરનાર વિવેચકને સહજ જડી આવે હેવાં લક્ષણો દેખા દે છે; લાગણીની શુદ્ધ સત્યતા, તે લાગણીનું પ્રતિબિમ્બ પાડવામાં અકૃત્રિમ, સરલ, સીધી, શૈલી, વિષય ઉપર સંબન્ધ ના રાખે હેવા વ્યર્થ, ફાલતુ, શબ્દાદિકનો અસ્વીકાર, ઇત્યાદિ દૃઢ ભૂમિ જોડે પદસ્થાપના કરનારાં લક્ષણો. આ કારણથી રમણભાઈ કવિ આકાશમાં સૂક્ષ્મ વાતાવરણમાં ઊડતા પણ નથી જણાતા, તેમ

પૃથ્વીના જડ પડ ઉપર પેટે ચાલનાર પ્રાણી પણ નથી બનતા. પતંગ ઊડાવનારાના હાથમાં પકડી રાખેલી દોરીના સંયમમાં રહીને આકાશમાં, મધ્યાકાશમાં, સલીલ વિહાર કરનારા પતંગના જેવી ચારુતા રમણભાઇની કવિતામાં હું જોઇ સકું છું.

રમણભાઇ કવિ એમ મ્હેં આ લેખનું મથાળું શા માટે રાખ્યું? કવિ રમણભાઇ એમ કેમ ના કર્યું? આ પ્રશ્નનો ઉત્તર ઉપર કરેલી સ્વરૂપપરીક્ષામાં કાંઇક જણાઇ આવશે. રમણભાઈ પ્રથમ રમણભાઇ અને પછી કવિ, પ્રથમ કવિ અને પછી અથવા તો કવિમાં લુપ્ત થયેલા રમણભાઇ—એમ નહોતું. કવિ બનતા નથી, જન્મે છે. એ વચનમાં કવિપદ માટે અંશતઃ ગર્વ ભર્યો દાવો રમણભાઇનો હોય એમ જણાતું નથી. કવિ બનતા નથી એ વચનમાં સત્ય અને અસત્ય એમ બે અર્ધ સમાયાં છે; ઇશ્વરદત્ત શક્તિ જે'નામાં છે જ નહિં અને છતાં કૃત્રિમ બળવડે કવિત્વરચના કરવા મથવું એમ જે માણસ કરવા જાય છે, ત્હેને માટે 'કવિ બનતા નથી' એ વચન સત્ય છે; આટલું અર્ધસત્ય. બાકી શક્તિનું બીજ આત્માના બંધારણમાં પ્રકૃતિલબ્ધ હોય, તે માણસ, અભ્યાસ, વિવેચનશાસ્ત્રનું પરિશીલન, માનવ જીવન, ઇતિહાસ ઇત્યાદિ સામગ્રીનું બુદ્ધિયુક્ત મનન કરીને બીજરૂપ શક્તિને ખીલવીને કવિ બની સકે—એ વાતનો નિષેધ કરવામાં અર્ધ અસત્યનું છે. આ રીતે જે વ્યક્તિ કવિ રમણભાઇ તરીકે પ્રગટ ન હોતી તે રમણભાઈ કવિ તરીકે ગુજરાતી સાહિત્યમાં હું જોઈ સકું છું.

ગયે વર્ષે રમણભાઇ જયંતીને પ્રસંગે રા. બ. ક. ઠાકોરે યોગ્ય જ કહ્યું હતું કે "રમણભાઇમાં સારા કવિનું બીજ કુદરતે મૂકેલું." પરંતુ એ વિધાનને વિશિષ્ટ કરનારો શબ્દ 'તો'—"કુદરતે તો મૂકેલું" એમ દાખલ કરીને આગળ વધીને કહે છે કે: "તથાપિ એ બીજ જ રહ્યું. ખીલ્યું નહિં," ત્યારે તો રા. બ. ક. ઠાકોરની સૂક્ષ્મ વિવેચકશક્તિ તરફ મ્હારી માનવૃત્તિ છતાં હું વાંધો લઉં છું. રમણભાઇનાં કાવ્યોની

એઓએ 'અધકચરી' સ્તુતિ કરી છે. ત્હેમાં પણ સ્તુતિના શર્કરા-પુટની નીચે અર્ધનિન્દાનો ઓળિયો હોય એમ ભાસ થાય છે. એઓની દૃષ્ટિએ "થોડી અમથી જ" કવિતાઓ રમણભાઈ કનેથી આપણને મળી છે, એમ ફરિયાદ છે; તેમ જ રમણભાઇનાં કાવ્યોમાંથી અમુક ઊતરતી પંક્તિનાં કાવ્યો બાદ કરતાં બાકીનાં બાર ચૌદ કાવ્યો "દરેક ન્હાનું પણ નિખાલસ અને અસરકારક ઊર્મિકાવ્ય છે; × × × અને શ્રદ્ધાભક્તિ અને કર્તવ્યબુદ્ધિના દ્વૈધીભાવનું દૈન્ય લગભગ દરેકમાં સમભાવ ઊપજાવી શકે એવું ઋજુ અને મનોહર વ્હે છે" એમ કરેલા સ્તુતિવિધાનમાં—અર્ધસ્તુતિમાં—કાવ્યોની સંખ્યાની અલ્પતા રા. બ. ક. ઠાકોરને મતે બીજની ખીલવટ ના થયાનું કારણ હોય એમ ભાસ થાય છે. સંખ્યાબન્ધ કાવ્યોની ભરતી હોય અને કવિત્વગુણ ના હોય, ક્લિષ્ટતા અવિશદતા, શુષ્ક તર્ક (conceit) ઈત્યાદિ દૂષણોથી સંગ્રહ દૂષિત હોય, તો એ સંખ્યાની ભરતીથી સાહિત્યને શો લાભ? આ વાત હું તો ભૂલી જઈ સકું નહિં—અસ્તુ.

આપણે હવે સામાન્ય ચર્ચામાંથી નીકળીને વિશેષમાં ઊતરીયે, જેથી ઉપર બતાવેલાં ધોરણોનું ઉદાહરણોથી સ્પષ્ટીકરણ થાય. દ્વિધા અર્થ થાય હેવી વાણીમાં રા. બ. ક. ઠાકોરે અમુક કાવ્યો બાતલ કર્યાં છે તે કવિત્વગુણમાં હીનપદનાં છે એમ ભાસ કરાવ્યો છે, તે જ કાવ્યો પ્રથમ જોઇશું:

### સર્વસ્વ.

દિલને ખુશી દેખું નહિં કરવી મઝા કંઇ ના ગમે,
ખુશ્બોદાર કવિતા વાંચતાં તે પણ પસંદ જ ના પડે.
કરૂં ખ્યાલ બીજી ચીઝના, પણ હોય દિલમાં એકલાં
નરગિઝ સરીખાં નૅન ને ઝુલ્ફાં છૂટાં દિલદારનાં.

ગમગીની રહે દિલમાં ઘણી બેચેનીથી ગમ ના પડે,
જુદાઇની લાચારીમાં ના મદદ કોઇની ગમે,

હાલત થઈ હાવી, જડે ત્યાં સબબ ત્હેનો શોધતાં
નરગિઝ સરીખાં નેન ને ઝુલ્ફાં છૂટાં દિલદારનાં.

માશૂકના દીદારમાં દિલ તલસતું આ રોજ રહે,
મુજ ખ્યાલમાં ને ખ્વાબમાં, ઝાંખું છબી હું તેની તેઃ
દૌલત બધી ઉમેદને મુજ જાન છે ત્યાં જ્યાં રહ્યાં
નરગિઝ સરીખાં નેન ને ઝુલ્ફાં છૂટાં દિલદારનાં.

શેના વડે છતાઇ ને લીધું ઝમાને નામ એ?
કયી ચીઝમાં બહુ જાદુ છે? ફિરદોસ દેખું શું દીઠે?
શેના વિના માનું બધું હું ખાકસાર જહાનમાં?
નરગિઝ સરીખાં નેન, ને ઝુલ્ફાં છૂટાં દિલદારનાં.

આ કાવ્ય રચ્યા પછી થોડી મુદતે રમણભાઇએ મ્હને વાંચી બતાવ્યું હતું તે વખતે કહેલું કે ફારસી કાવ્યોના ઢબની રીતે લખવાના ઈરાદાથી આ રચના કરી છે. આમ હેતુપૂર્વક રચના કરી ખરી, પણ હું ધારું છું કે હેમાં લગાર પણ કૃત્રિમતા આવી નથી, સ્વાભાવિકતાને અંગે જે સ્વયંભૂ સરલતા જોડાયલી છે, તે અહિં નજરે પડે છે. વળી હરિગીત છંદમાં આ રચના છે તે ફારસી પદ્યશાસ્ત્રમાં સ્વીકારાયેલા એક લયને મળતી જ હોવાથી ફારસી કવિત્વશૈલી વિચારાદિકની જોડે સુઘટિત રીતે જોડાઇ જાય છે.તેમ જ અન્ય કવિયોની [૧] "ગઝલો" માં આવતાં દૂષણો-છન્દનાં, અનુચિત રીતે સંસ્કૃત શબ્દો અને ફારસી શબ્દોના મિશ્રણ કરવાનાં, ઇત્યાદિ દૂષણો–આ કાવ્યોમાં સોધ્યાં જડે એમ નથી. મણિલાલ દ્વિવેદીની

૧ આપણા હાલના સાહિત્યમાં "ગઝલ" શબ્દ છન્દના નામ તરીકે ભ્રમથી વપરાયલો છે. "ગઝલ" એટલે અમુક પ્રકારનું પ્રણયગીત (love-ode, હેને છન્દના શાસ્ત્રમાં સ્થાન નથી. ગઝલ જુદા જુદા પ્રકારની ફારસી છન્દઃ-શાસ્ત્રમાં સ્વીકારાયલાં લયમાં હોઇ શકે. આ કારણથી "ગઝલ" શબ્દ મ્હેં અવતરણચિહ્નો વચ્ચે મૂક્યો છે.

"અમર આશા" નામની 'ગઝલ' માં 'સનમ,' 'વસ્લ,' 'ગરદન,' 'ઝખમ,' 'ઝમાન,' 'ખૌફ,' 'ખંજર,' 'કતલ,' 'કદમબોસી,' 'શમા,' 'પરવાના,' 'ખાર,' ઇત્યાદિ સુફીવાદના કોશના તથા અન્ય ક્ષેત્રના ફારસી શબ્દોના ભરાવની વચમાં 'અમર,' 'આશા,' 'મંત્ર,' 'સદા,' જેવા સંસ્કૃત શબ્દો જાતિવિરોધ દર્શાવે છે. હેમના જ 'કિસ્મત' નામના કાવ્યમાં તો 'નિજરૂપ,' 'પુષ્પમાલા,' 'સર્પ,' 'કાર્યકારણ,' 'પ્રેમ,' 'આશા,' 'શીશ,' 'અસ્તિ,' 'ત્યાગ,' 'તથાપિ,' 'ઉપાધિ,' 'અદ્વૈત,' 'દ્વૈત,'–વગેરે સંસ્કૃત શબ્દોની ભરતી ફારસી વાતાવરણને અભડાવે છે. 'કલાપી' ની'ત્યાગ,' નામની 'ગઝલ,' માં 'દિવાલ,' 'ઝુલ્મ,' 'વસ્લ,' 'દિલ,' 'કદ,' 'ખુશ,' 'ઇશ્ક,' 'કિસ્મત,' 'ચશ્મ,' 'કબર,' 'હિકમત,' વગેરે ફારસી શબ્દોની સાથે 'આનન્દ,' 'ફૂલ,' 'ઊર્મિ,' 'વારીધિ,' 'વ્યર્થ' એ સંસ્કૃત અને અ–ફારસી શબ્દોને એક પંક્તિમાં બેસાડી દીધાછે. 'હમારી પિછાન'–એ ગઝલમાં 'સ્પર્ધા' શબ્દ આખી ફારસી પંગતમાં એકલો પડી જાય છે. "આપની યાદી" માં 'આકાશ,' 'પાપ,' જેવા શબ્દોની પણ એ જ દશા છે. આ મુદ્દાને ઉદાહરણોથી વિસ્તારતાં અતિવિસ્તાર થઈ જાય તેથી આટલેથી જ બસ.

રમણભાઈના પ્રસ્તુત કાવ્યમાં લાગણીની તીવ્રતા છતાં આર્યતા માગી લે ત્હેવો સંયમ; કાવ્યઘટનામાં કલાના નિયમ માગી લે ત્હેવી પ્રમાણસાધક યોજના; ફારસી ગઝલ (પ્રણયગીત) ની રૂઢ વિચાર-શૈલીઃ— એ સર્વ ગુણો પ્રગટ થાય છે, રા. બ. ક. ઠાકોર 'નિખાલસ ઊર્મિકાવ્ય' ના વર્ગમાં આ કાવ્ય નથી સંઘરતા તે શા કારણથી હશે એ અગમ્ય વાત છે. 'ફલાણા કાવ્યના કર્તા એમ હેમના યશશરીરનું તિલક બને, હેમના નામ સાથે જોડાઇ જાય એવી રમણભાઇની કવિતાઓમાં એકકે નથી,'–એમ રા. બ. ક. ઠાકોરના વિધાનને ખોટું પાડનાર પ્રસ્તુત કાવ્ય, તેમ જ 'બારણે પુકાર' અને 'તું ગઇ' એ કાવ્યો હેમના વિવેચન ચક્ષુની સંમુખ ધરીએ તો અનુચિત નહિ

ગણાય. 'તું ગઈ' એ કાવ્યને ('રેખાશૂન્યતા,' અને 'પ્રભુમય જીવન,' એ કાવ્યોની સાથે) રા. બ. ક. ઠાકોર "કવિ રમણભાઇ સુમનનો મકરન્દ" કહીને સ્તુતિવિષય બનાવે છે, તે સાથે એઓની પૂર્વોક્ત ટીકા કાંઇક વિરોધમાં આવતી હોય એમ મ્હને તો લાગે છે.

'સર્વસ્વ' નામના કાવ્યમાં ફારસી શૈલી,–વિચારની અને વાણીની –પૂર્ણરૂપે સિદ્ધ થઈ છે, ત્હારે 'તત્કાલમહિમા' નામના રમણભાઇના કાવ્યમાં 'ના સુણ્યું તે ના સુણ્યું,' 'ના સુંઘ્યું તે ના સુંઘ્યું,' 'ના દીઠું તે ના દીઠું,' 'ના થયું તે ના થયું,' (તત્કાળ ચુમ્બન) ના, લીધું તે ના લીધું.' (યૌવન...સફળ) 'ના કર્યું તે ના કર્યું,'–એ વિવિધ રૂપની વિચારવૃત્તિની 'ચલ ધ્રુવપદ' નીશૃંખલામાં ફારસી કાવ્યરચના એક અંશ શિવાય અન્ય રીતે એતદ્દેશીય શૈલી પ્રગટ થાય છે. એમ થવામાં હું દૂષણ જોતો નથી. ફારસી શૈલીના એક જ અંશનો સ્વીકાર અને અત્રત્ય શૈલી જોડે ત્હેનો સંયોગ રસવિરોધ ઉત્પન્ન કરતો લાગતો નથી. એ કાવ્યમાં કેટલીક છન્દના દર્શને ક્ષતિયો છે તે આગળ ઉપર જણાવાશે.

રમણભાઇનાં કાવ્યોની સમગ્ર સમીક્ષા કરતા પ્હેલાં કાવ્યની ઉત્પત્તિ વિશે એક બીજી દૃષ્ટિથી નિરીક્ષણ કરીયે;–કવિ વર્ડ્ઝવર્થનો મત આરમ્ભમાં ટાંકયો છે. તે દૃષ્ટિથી કાંઇક ભિન્ન છતાં સહકારિણી દૃષ્ટિથી નિરીક્ષણ કરિયે. ભાવસંચલનમાં કવિત્વના સ્રોતનું મૂળ છે– એ ખરું. પરંતુ એક બીજો સહકારી વ્યાપાર આ કવિત્વનું પરિણામ આણવામાં પ્રવર્તે છે. તત્ત્વજ્ઞાન અને કવિતા એ બંને શક્તિયો સત્યનું દર્શન કરે છે અને કરાવે છે; પરંતુ તત્ત્વજ્ઞાનનો વ્યાપાર પૃથક્કરણથી થાય છે, અને કવિતાનો વ્યાપાર સંયોગીકરણથી થાય છે. આમ બંને દર્શનેચ્છુઓ જુદા જુદા માર્ગે પ્રયાણ કરે છે, તથાપિ તત્ત્વજ્ઞાનને પણ કવિતાનો વિષય બનાવી સકાય હેવા યોગ સંભવે છે. કવિતાનું ખરું નિદાન ભાવસંચલનમાં છે. તત્ત્વજ્ઞાન અને કવિતા એ

બંનેનો આરમ્ભ આશ્ચર્યની લાગણીથી થાય છે. બંનેની સમક્ષ જીવન, બ્રહ્માણ્ડ, બ્રહ્મ ઇત્યાદિને વિષય બનાવનારા મહાપ્રશ્નો ખડા થાય છે, અને બંનેની કુતૂહલવૃત્તિ-આશ્ચર્યવૃત્તિ-ને ઉત્તેજિત કરે છે, પરંતુ ભાવસંચલનનો અંશ પ્રવિષ્ટ ના થાય ત્હાં સૂધી કવિતા પ્રગટ થતી નથી; માત્ર આશ્ચર્યથી બસ થતું નથી. અલબત આશ્ચર્ય તે અદ્ભુત રસનો સ્થાયી ભાવ છે એ વાત સત્ય છે. તથાપિ માત્ર વૃત્તિની દશામાં અટકેલું આશ્ચર્ય તે કવિતાનો રૂપાન્તરવિધિ કરી સકશે નહિ. એ આશ્ચર્યની વૃત્તિ ભાવસંચલનના આકારમાં રૂપાન્તર પામે છે. ત્હારે અદ્ભુત રસનું સાધન બને છે. બીજી ભાવના પ્રવેશ થતાં બીજા રસ આવિર્ભાવ પામે છે. જગન્નાથ પંડિતે એક સ્થળે કહ્યું છે કે બધા રસમાં અન્તર્ગત બીજ દશામાં અદ્ભુત રસ છે. સારાંશ એ કે તત્ત્વજ્ઞાનની આશ્ચર્યવૃત્તિને કવિત્વપરિણામ ઉત્પન્ન કરવા માટે ભાવ સંચલનનું સંમિશ્રણ આવશ્યક છે. કોઈ વિરલ પ્રસંગે ઉચ્ચોચ્ચ કલ્પનાશક્તિ આ ભાવસંચલનનું કાર્ય કરે છે ખરી. ઉદાહરણ તરીકે અખાના 'બ્રહ્મલીલા' નામના હિન્દી કાવ્યમાંથી નીચેની પંક્તિયો લ્યોઃ-

परम चैतन आदि निरंजन। अकरता पद सो सदा।
अजा अल्प अर्वाक अंजन। भो जगत पलमें तदा॥

सगुण ब्रह्म सो स्तुतिपदारथ। दृष्टसुदारथस्वामिनी।
अखा ब्रह्मचैतन्यघनमें। भई अचानक दामिनी॥

અહિં પ્રથમ પંક્તિમાંનો ક્રમ તો માત્ર બ્રહ્મના સ્વરૂપ વિશે સામાન્ય વિધાન કરવામાં છે; એ નિરંજન ચિત્તત્ત્વ હેના અર્વાક્ પક્ષમાં- પરમાર્થ પક્ષની ઉલટી બાજુના વ્યવહાર પક્ષમાં-માયાથી અલ્પ પ્રમાણમાં અંજન-લેપ-પામે છે, કે એક પળમાં જગત

આ ક્રમમાં કવિની કલ્પનાદષ્ટિને ઊર્મિ-દર્શનનો આરમ્ભ થાય છે. પછી વધારે ઉચ્ચગામિની કલ્પનાનો પાયો સ્થાપતાં કવિ કહે છેઃ સગુણ બ્રહ્મ સ્તુતિરૂપ પૂજનનો વિષય બને છે–ક્યારે ? સર્વ દશ્યમાન જગતની સ્વામિની (માયા) બ્રહ્મરૂપી ચૈતન્યઘનમાં એકાએક દામિની (વીજળી) બનીને ઝબૂકે છે ત્યારે. આ છેવટના રૂપકમાં ઘન શબ્દમાં શ્લેષ છે તે તો સ્પષ્ટ છે જઃ ચિદંશનો જથો (ઘન) તે મેઘરૂપ અને હેને વ્યક્તરૂપ આપનારી વીજળી માયા. પરંતુ આ કેવળ રૂપકરૂપ અલંકારલીલા નથી; કવિના ઉચ્ચોચ્ચ કલ્પનાદર્શનમાં જન્મ પામેલી સ્વયંભૂ ઊર્મિ છે; તત્ત્વજ્ઞાનના સ્થિર ઘનમાં સહસા પ્રગટ થયેલી કલ્પનાદામિની છે.

આ ઉદાહરણમાં તત્ત્વજ્ઞાનની સામગ્રી લઇને કવિતાની ઘટના થઇ જોઇયે છિયે. કવિની ભઠ્ઠીમાં તત્ત્વજ્ઞાનને મૂકવાથી આમ કવિતા પ્રગટ થાય છે. એ ભઠ્ઠીનો અગ્નિ ભાવસંચલન, અને ક્વચિત્ પ્રસંગે (આ ઉદાહરણની પેઠે) ભાવસંચલનને મળતી કલ્પના અથવા દ્રષ્ટાનું દર્શન છે. આટલી ભૂમિકા સ્થાપીને હવે રમણભાઇનાં કાવ્યોનું વર્ગીકરણ કરીશું. તે માટે ઉપર કહેલી ચર્ચામાંથી સારભૂત અંશો અને તે માટે સંક્ષિપ્ત સંજ્ઞા સ્થાપવાથી સુગમતા થશે. ત્યારે–કવિતાના ઘટક–પ્રેરક–અંશ :

(क) ભાવસંચલન, (ख) કલ્પના; અને ત્હેમાં એ બેનું મિશ્રણ ભિન્ન ભિન્ન સ્વરૂપે થાય તે સ્થિતિ; જે દર્શાવવાને અર્થે (क) ની સંક્ષિપ્ત સંજ્ઞા ભાવ અને કલ્પના તે મૂલતઃ બુદ્ધિગત પદાર્થ છે તેથી (ख) માટે બુદ્ધિ, એમ વાપરીશું. ભાવપ્રધાન કાવ્ય અને બુદ્ધિપ્રધાન કાવ્ય એમ વિભાગ જોઇશું. પછી ભાવ અને બુદ્ધિ એ અંશોમાં—

ભાવ ગૌણ અને બુદ્ધિ મુખ્ય;
ભાવ મુખ્ય અને બુદ્ધિ ગૌણ,

અને
કેવળ ભાવમય અથવા
કેવળ બુદ્ધિમય;

એમ વિભાગો સંભવશે. ખાસ લક્ષમાં રાખવાનું એક એ છે કે કેવળ બુદ્ધિમય રચનામાં કલ્પનાનુ સ્વરૂપ ઉચ્ચોચ્ચ દર્શનને બળે ભાવની સમીપ સમીપજ આવવાથી કવિત્વસ્વરૂપ બંધાશે, અન્યથા નહિ.

તો રમણભાઇનાં કાવ્યોમાંથી પ્રથમ ભાવ અને બુદ્ધિના મિશ્રણવાળાંના નમૂના જોઇશું; હેમાં પણ એક અંગ ગૌણ અને બીજું પ્રધાન એ રીતે બે વર્ગવિભાગ પડશે, એ ઉપર કહ્યું જ છે. તો

ભાવ પ્રધાન અંગ અને બુદ્ધિ ગૌણ અંગ હેવાં કાવ્યો આ છેઃ

(૧) રેખાશુન્યતા
(૨) યાચના (અભંગમાં રચેલું કાવ્ય)
(૩) મૂલ્યજ્ઞાન પ્રાર્થના
(૪) ઇશ્વરાતાનું વહન.

આ ચારમાંથી 'યાચના' કાવ્યને સામાન્ય કોટિના પ્રાર્થનકાવ્ય તરીકે તજી દઇશું. 'મૂલ્યજ્ઞાન પ્રાર્થના' કાવ્યમાં ભાવ અને બુદ્ધિ એ બે વચ્ચે સમતોલતા છે એમ ક્ષણભર લાગશે. અપ્રતિમ વિશ્વેશ અને ઐહિક પદાર્થો એ બે વચ્ચે મૂલ્યની આંકણીમાં માનવગણની દૃષણયુક્ત તુલના કરવામાં ઐહિક પદાર્થોમાં ત્રણ ઉદાહરણો ગોઠવવાની કૃતિમાં બુદ્ધિવ્યાપારની પ્રવૃત્તિ છે, અને ખરી તુલનાશક્તિ પ્રાપ્ત કરવાની પ્રાર્થનામાં ભાવવ્યાપારનો પ્રવાહ છે.—એ બંને સમતોલ લાગશે; પરંતુ જરાક ઊંડું તપાસતાં જણાશે કે બુદ્ધિવ્યાપારે ગોઠવેલી પદાર્થોની પંક્તિની સાથે પ્રત્યેકને અંગે તેમજ અંતિમ પ્રાર્થનાના

આ ક્રમમાં કવિની કલ્પનાદષ્ટિને ઊચ્ચ દર્શનનો આરમ્ભ થાય છે. પછી વધારે ઉચ્ચગામિની કલ્પનાનો પાયો સ્થાપતાં કવિ કહે છેઃ સગુણ બ્રહ્મ સ્તુતિરૂપ પૂજનનો વિષય બને છે–ક્યારે ? સર્વ દશ્યમાન જગતની સ્વામિની (માયા) બ્રહ્મરૂપી ચૈતન્યઘનમાં એકાએક દામિની (વીજળી) બનીને ઝબૂકે છે ત્હારે. આ છેવટના રૂપકમાં ઘન શબ્દમાં શ્લેષ છે તે તો સ્પષ્ટ છે જઃ ચિદ્ઘનનો જથ્થો (ઘન) તે મેઘરૂપ અને હેને વ્યક્તરૂપ આપનારી વીજળી માયા. પરંતુ આ કેવળ રૂપકરૂપ અલંકારલીલા નથી; કવિના ઉચ્ચોચ્ચ કલ્પનાદર્શનમાં જન્મ પામેલી સ્વયંભૂ ઊર્મિ છે; તત્ત્વજ્ઞાનના સ્થિર ઘનમાં સહસા પ્રગટ થયેલી કલ્પનાદામિની છે.

આ ઉદાહરણમાં તત્ત્વજ્ઞાનની સામગ્રી લઇને કવિતાની ઘટના થઇ જોઇયે છિયે. કવિની ભઠ્ઠીમાં તત્ત્વજ્ઞાનને મૂકવાથી આમ કવિતા પ્રગટ થાય છે. એ ભઠ્ઠીનો અગ્નિ ભાવસંચલન, અને ક્વચિત્ પ્રસંગે (આ ઉદાહરણની પેઠે) ભાવસંચલનને મળતી કલ્પના અથવા દ્રષ્ટાનું દર્શન છે. આટલી ભૂમિકા સ્થાપીને હવે રમણભાઇનાં કાવ્યોનું વર્ગીકરણ કરીશું. તે માટે ઉપર કહેલી ચર્ચામાંથી સારભૂત અંશો અને તે માટે સંક્ષિપ્ત સંજ્ઞા સ્થાપવાથી સુગમતા થશે. ત્હારે–કવિતાના ઘટક–પ્રેરક–અંશો :

(क) ભાવસંચલન, (ख) કલ્પના; અને ત્હેમાં એ બેનું મિશ્રણ ભિન્ન ભિન્ન સ્વરૂપે થાય તે સ્થિતિ; જે દર્શાવવાને અર્થે (क) ની સંક્ષિપ્ત સંજ્ઞા ભાવ અને કલ્પના તે મૂલતઃ બુદ્ધિગત પદાર્થ છે તેથી (ख) માટે બુદ્ધિ, એમ વાપરીશું. ભાવપ્રધાન કાવ્ય અને બુદ્ધિપ્રધાન કાવ્ય એમ વિભાગ જોઇશું. પછી ભાવ અને બુદ્ધિ એ અંશોમાં—

ભાવ ગૌણ અને બુદ્ધિ મુખ્ય;<br>ભાવ મુખ્ય અને બુદ્ધિ ગૌણ,

અને

કેવળ ભાવમય અથવા

કેવળ બુદ્ધિમય;

એમ વિભાગો સંભવશે. ખાસ લક્ષમાં રાખવાનું એક એ છે કે કેવળ બુદ્ધિમય રચનામાં કલ્પનાનુ સ્વરૂપ ઉચ્ચોચ્ચ દર્શનને બળે ભાવની સમીપ સમીપજ આવવાથી કવિત્વસ્વરૂપ બંધાશે, અન્યથા નહિં.

તો રમણભાઇનાં કાવ્યોમાંથી પ્રથમ ભાવ અને બુદ્ધિના મિશ્રણવાળાંના નમૂના જોઇશું; હેમાં પણ એક અંગ ગૌણ અને બીજું પ્રધાન એ રીતે બે વર્ગવિભાગ પડશે, એ ઉપર કહ્યું જ છે. તો

ભાવ પ્રધાન અંગ અને બુદ્ધિ ગૌણ અંગ હેવાં કાવ્યો આ છેઃ

(૧) રેખાશુન્યતા
(૨) યાચના (અભંગમાં રચેલું કાવ્ય)
(૩) મૂલ્યજ્ઞાન પ્રાર્થના
(૪) ઈશ્વરાજ્ઞાનું વહન.

આ ચારમાંથી ' યાચના ' કાવ્યને સામાન્ય કોટિના પ્રાર્થનકાવ્ય તરીકે તજી દઇશું. ' મૂલ્યજ્ઞાન પ્રાર્થના ' કાવ્યમાં ભાવ અને બુદ્ધિ એ બે વચ્ચે સમતોલતા છે એમ ક્ષણભર લાગશે. અપ્રતિમ વિશ્વેશ અને ઐહિક પદાર્થો એ બે વચ્ચે મૂલ્યની આંકણીમાં માનવગણની દૂષણયુક્ત તુલના કરવામાં ઐહિક પદાર્થોમાં ત્રણ ઉદાહરણો ગોઠવવાની કૃતિમાં બુદ્ધિવ્યાપારની પ્રવૃત્તિ છે, અને ખરી તુલનાશક્તિ પ્રાપ્ત કરવાની પ્રાર્થનામાં ભાવવ્યાપારનો પ્રવાહ છે.—એ બંને સમતોલ લાગશે; પરંતુ જરાક ઊંડું તપાસતાં જણાશે કે બુદ્ધિવ્યાપારે ગોઠવેલી પદાર્થોની પંક્તિની સાથે પ્રત્યેકને અંગે તેમજ અંતિમ પ્રાર્થનાના

ઉદ્‌ગારમાં ભાવનું સ્રોત વિશેષ બળે વહન કરે છે. આ કલાવિધાનનું દૂષણ ના ગણતાં ભૂષણ ગણવાને હું તત્પર થાઉં એમ છે.

'ઇશ્વરાજ્ઞાનું વહન' કાવ્યમાં ભાવપ્રવાહનું બળ સ્પષ્ટ રીતે પ્રધાન છે; તોપણ બુદ્ધિવ્યાપાર તદ્દન લુપ્ત નથી. ઇશ્વરની આજ્ઞાનું વહન કરનાર સાધન તરીકે માનવભક્તને પ્રતિરૂપ રૂપકાન્તર્ગત ઉપમાનગણ દર્શાવ્યા છે. ત્ય્હાં અલંકારની પાછળ રહેલી બુદ્ધિ દર્શન દે છે તેટલે અંશે એ અંગ જોઈ સકાય છે. પરંતુ તે સર્વમાંથી તરી આવતો ભક્તિરૂપ ભાવ આખા કાવ્યને પ્રધાન રંગ સમર્પે છે. આ કાવ્યમાંની પૂર્વ ભાગની નીચેની પંક્તિયો એક અપૂર્વ રીતે મ્હારું ધ્યાન ખેંચે છે.

હું બાણ ત્હારું, પ્રભુ ! તું ધનુર્ધર,
હલેસું હું ને પ્રભુ ! છે તું નાવિક,
હું પીંછી ને તું પ્રભુ ! ચિત્રકાર છે,
હું સૂત્ર તું ને પ્રભુ ! સૂત્રધાર છે,
હું વેણુ છું ને પ્રભુ ! છે તું વાદક,
હું લેખની ને પ્રભુ ! છે તું લેખક,
હું ટંક ત્હારો, પ્રભુ ! શિલ્પકાર તું.
હું છું સ્રુવા ને પ્રભુ ! હોમનાર તું.

આ સાધન પરંપરાના નમૂના રજૂ કર્યા છે તે ઉપરથી કોઇને એમ ભાસ થાય કે માનવ તે માત્ર જડ સાધન જ છે. પાપપુણ્યની જવાબદારી હેને શિર નથી, તે માટે તો પ્રભુને જ આગળ કરવાનો છે, દેવો ધર્મદૃષ્ટિયે અપસિદ્ધાન્ત જ ઉપસ્થિત કરાયો છે. પરંતુ તેમ નથી. કાવ્યનો ઉત્તર ભાગ આ આભાસદૂષણનો ઉત્તર સૂચવે જ છે. પાપના સાધનનું સ્થાન નહિ, પણ પુણ્યના જ સાધનનું સ્થાન માનવ લે છે. અર્થાત્ પુણ્ય કર્મ માટે માનવે પોતાને જશ લેવાનો અહંકાર રાખવાનો નથી, પ્રભુનું 'સાચું શસ્ત્ર' થવા માટે પ્રાર્થના

છે. ઇશ્વરની આજ્ઞાનું વહન કરવા માટે પ્રાર્થના ( કાવ્યના મથાળામાં જ બતાવ્યા પ્રમાણે ) છે. તો પુણ્યપુંજ પાપની આજ્ઞા કદી કરે જ નહિં, પ્રભુની 'યોજના' સાધનારું સાધન માનવ છે, તો તે યોજના પાપગર્ભ હોય જ નહિં, પુણ્યમય જ હોય. રમણભાઇના હૃદયમાં સ્થપાયલા ધર્મસિદ્ધાન્તોની વિરુદ્ધ અર્થદર્શન થતું આ રીતે ટાળી શકાય છે.

પરંતુ મ્હને જે રીતે આ કાવ્ય ધ્યાન ખેંચનારું લાગે છે તે તો બીજું જ દર્શન છે. રા. ચાંપશી વિ. ઉદેશીનું એક મધુર અને સુન્દર યોજનાવાળું કાવ્ય આ પંક્તિયો વાંચીને સ્મરણમાં આવે છે,– જો કે એ વચ્ચે વિચારસાદશ્યનો અંકોડો નથી, માત્ર કાંઇક અગમ્ય રીતે કાવ્યની વસ્તુ તરફ કવિત્વવૃત્તિમાં, વિલક્ષણ સામ્ય નહિં, પણ સહોદરત્વ (સાહિત્ય-વિષયક સહોદરત્વ) મ્હને જણાય છે. રા. ચાંપશીનું કાવ્ય ઊતારવું પડશે.

મુજ પ્રાણરૂપ ફૂલે પ્રભો ! સુખકર સુગન્ધ ત્હમે થજો,
મુજ હૃદયસંગીતે પ્રભો ! સ્વ મધુર મન્દ ત્હમે થજો.
મુજ જીવનની દુખરાત્રિમાં પ્રભુ ! ચારુ ચન્દ્ર ત્હમે થજો,
મુજ જીવનના સુખવહનમાં સુન્દર તરંગ ત્હમે થજો.
મુજ પ્રતિ વિચારની વાદળીમાં વારિતત્ત્વ ત્હમે થજો,
મુજ હર્ષકમળ તણી મધુધારાનું સત્ત્વ ત્હમે થજો.
મુજ કલ્પનાના મેઘધનુષે રમ્ય રંગ ત્હમે થજો,
મુજ આત્મના ઊર્ધ્વ પ્રવાસે પાંખરૂપ ત્હમે થજો.

રમણભાઇના કાવ્યમાં પ્રભુ અને ભક્તની વચ્ચે સાધક અને સાધનનો સંબન્ધ છે. રા. ચાંપશીના કાવ્યમાં ભક્તના પ્રાણ, હૃદય, જીવન, વિચાર, હર્ષ, કલ્પના અને છેવટે આત્માનું ઊર્ધ્વ પ્રયાણ–એ સર્વ અને પ્રભુ એ બે અંગો વચ્ચે પૂર્વોક્ત સાધકસાધન-સંબન્ધ જેવો અલગ નહિં પણ નિકટતર સંબન્ધ, દેહ અને આત્મા જેવો સંબન્ધ દર્શાવાયો છે. એ દૃષ્ટિયે જોતાં રા. ચાંપશીના કાવ્યમાં ભાવ.

કલ્પના, અને દર્શન (vision)નાં બળ વધારે કવિત્વપૂરક બને છે. આ બંને કાવ્યની સરખામણી કરવામાં એકમાંથી બીજાને પ્રેરણા મળ્યાનો આક્ષેપ કરવાનું કારણ નથી.[૨] બંનેની વચ્ચે સૂક્ષ્મ સંવાદનું જ દર્શન થાય છે.

છેવટે આ વર્ગમાં 'રેખાશૂન્યતા' કાવ્ય ખાસ ગુણ વડે ધ્યાન ખેંચે છે. 'રેખાશૂન્યતા' એ પ્રથમ દર્શને ગૂઢાર્થ જણાતું નામ કેટલું સાર્થક છે તે કાવ્ય વાંચ્યાથી તરત જણાઈ આવે એમ છે. આ કાવ્ય પ્રથમ 'જ્ઞાનસુધા'માં પ્રગટ થયું હતું. આ સૃષ્ટિમાંના ઘણાક બનાવો બહુધા પ્રગટ થઈને લુપ્ત થાય છે. તે પોતાની પાછળ કાંઈક પદપંક્તિની રેખાઓ મૂકતા જોય છે; રવિ અસ્ત પામતાં, પોતાની પ્રતીતિ કરાવનારી દ્યુતિ જ્યોતિર્ગણમાં મૂકતો જાય છે; મેઘ વર્ષાઋતુમાં આવીને જતા રહ્યા પછી પાછળ જળનું પૂર સ્મરણચિહ્ન તરીકે મૂકી જાય છે. સરિતા સમુદ્રમાં ધસીને મળી જાય છે, પણ પોતાની પાછળ સતતપ્રવાહરૂપ સ્મરણચિહ્ન કાયમ રાખે છે;—પરંતુ આ કાવ્યના કર્તાનો શિશુબાલક જન્મીને જલદી જ મૃત્યુ પામ્યો રહેની પદપંક્તિ, રેખા, પાછળ ના મૂકી ગયો. માટે રેખાશૂન્યતા નામ આ કાવ્યને આપ્યું. એ રેખાશૂન્યતા માટે

આદર્શ બીજે કહિંથી લીધો રહે,
ન આજ રેખા રહી તું ગયો તે?

એમ કવિ શંકાપ્રશ્ન પૂછે છે. એ માટેનો આદર્શ કવિને માત્ર જડયો તો ખરો, ને તે કાવ્યના આરમ્ભમાં જ મૂકયો છે.

જેવી ફરંતી શરદભ્રછાય,
પડે, પડે, ને વળી ઊડી જાય;

---

૨. રા. ચાંપશીનું કાવ્ય ઇ. સ. ૧૯૨૫માં "કચ્છ વર્તમાન"માં પ્રગટ થયું હતું. અને રમણભાઈનું પ્રસ્તુત કાવ્ય ઈ. સ. ૧૯૧૧માં રચેલું છે. તથાપિ રા. ચાંપશીમાં હું આ પ્રસંગે અચિન્તિત સૂક્ષ્મ ગૂઢ સંવાદથી વિશેષ જોતો નથી.

ન છાય અભ્રો કંઇ રહે જ અંતે,
જતાં રહે સર્વ અદસ્ય પથે:
પ્રતીતિ ચિત્તે ન રહે કશાની,
સ્મૃતિ ન એકે ભ્રમણા વિનાની;
હતું કયું ને ન હતું કયું તે
જુદું પડે ના સ્મૃતિ–ભ્રાન્તિ પુંજે.
પ્રકાર ત્હેવો તુજ ધ્વંસ કેરો,
પ્રમાણુમાં સંશય માત્ર ત્હેનો.
છાયા હતી તો ગઈ અભ્ર સાથ,
અભ્રો હતાં તો નહિં તે–ન છાય.

આ સ્મૃતિ અને ભ્રાન્તિના સકુલ પુંજમાંથી કશું પણ વ્યક્ત સ્વરૂપ પાડી સકાય હેવું પ્રતિબિમ્બ અવશિષ્ટ ના રહે એ સ્થિતિ હોઇ શરદ્‌નાં વાદળાં અને ત્હેની છાયા જેવાં આ બાલકનાં જીવનની રંગભૂમિ ઉપર પ્રવેશ અને નિષ્ક્રમણ હતાં. પૂર્વોક્ત આદર્શોથી આ વિરુદ્ધ તો વિરુદ્ધ પણ આદર્શ તો આ બતાવ્યો; તો પછી કહિંથી આદર્શ ના લીધો એમ સૂચના જેવું કાવ્યના મધ્ય ભાગમાં આવેલું વચન પરસ્પર વિરોધ બતાવનારું થયું ? આમ શંકા ક્ષણભર થાય. પરંતુ આરમ્ભમાં શરદભ્રછાયાનું ચિત્ર તે બાલકના આગમનપ્રયાણ જોડે એક રૂપ જ ગણી લઇને–આદર્શ એમ–ભિન્ન યુગ્મ નહિં, પણ અભિન્ન રૂપ જ વૃત્તાન્ત ગણી લઈને–ચિત્ર મૂકાયું છે, એમ સમાધાન મળશે.

પરંતુ હું એક બીજો આરોપ આ કાવ્યના નામવિધાન માટે રજૂ કરું ? બાલકના મૃત્યુ પછી હેની સ્મરણરેખાશૂન્યતા શા માટે ગણવી ? કવિની આ અનુપમ કૃતિ તે રેખા–પદ્યપંક્તિ—કવિયે પોતાને માટે જે પ્રતિભાબળે પ્રત્યક્ષ કરી છે તે શું પર્યાપ્ત નથી ? તો પછી

—અત્રે નહિં અંક–ચિહ્ન,
છાયા ન, રેખા ન, ન દૃષ્ટિ લક્ષ્ય;

એમ કવિની ફરિયાદ માટે પ્રસંગ જ નથી એમ હું માનું છું.

આ કાવ્યમાં પ્રથમ દર્શને બુદ્ધિવ્યાપારનું પડ આગળ પડતું કોઇને લાગશે. રેખાઓ અને મૂળ પદાર્થનું પરસ્પર સંકુલતાભર્યું મિશ્રણ આરમ્ભની કલ્પનામાં આવી, આગળ જતાં રેખાચિહ્ન અને મૂળ પદાર્થનાં ઉદાહરણો (વિરોધ દર્શાવવા માટેનાં પ્રત્યુદાહરણો)– એ ઘરના કાવ્યોનો મ્હોટો ભાગ રોકતી જણાવાથી આમ બુદ્ધિવ્યાપાર આગળ પડતો લાગે એમ છે. પરંતુ તત્ત્વ જોતાં જણાશે કે આ સર્વ બુદ્ધિવિભ્રમ તે નદીના પાત્રમાં તળે રહેલો રેતીનો પટ છે, અથવા તો પાષાણમય પડ છે. અને ત્હેમાં રસપૂરક તત્ત્વ તો પ્રબળ, છતાં ધીરગતિ, ભાવજળનો જળપ્રવાહ જ છે.

છાયા હતી તે ગઈ અભ્ર સાથ,
અભ્રો હતાં તો નહિં તેન્ન છાય,

એમ સ્મૃતિ અને ભ્રાન્તિની મૂર્છાજનક દશામાંથી કવિના હૃદમાંથી ભાવસરિતા આપો આપ વ્હેવાની સાથે

હતો શું તું બાલ? અને ગયો છે?
કે ના હતો ને નથી તું ગયો રે?
કે તું હતો ને હજી એ રહ્યો છે?
એ સર્વ શંકા મુજ કોણ તોડે?

એમ પ્રબળ શોકમાં વ્હેતી શંકાઓ, ભાવજળથી ભીંજાતી બુદ્ધિવાલુકા, ભાવપ્રહાવમાં નિગૂઢ રહે છે, અને

**स्वप्नो नु माया नु मतिभ्रमो नु**

એ પ્રકારની કવિની મનોદશા પ્રતિબિમ્બિત થાય છે.

આ મનોદશામાં ભાવ અને બુદ્ધિ સમતોલ રહ્યા છે. એમ ભાસ થતો હોય, આ કવિના સ્વભાવસિદ્ધ સંયમને લીધે કદાચ એમ લાગે, તો કાવ્યની સમાપનપંક્તિયો એ ભ્રમનું નિરસન કરશે.

ચક્ષુ ઊઘાડયે નહિં તું જણાય,
ચક્ષુ મીંચ્યાથી નહિં ફેર થાય,

આમ ભાવબળનો ઉદ્‌ગમ થઇને.

મનુષ્યકાયા શકી ના જ રાખી

એ શોકોદ્‌ગાર પ્રગટ થઈ અન્તે શોકબળ ઊભરાય છે, અને કવિ–માનવહૃદયધારી કવિ–દુઃખ, નિરાશા, અસહાયતા, પ્રગટ કરનારા ઉચ્ચાર કરે છેઃ

ને યુગ્મ દુઃખી રહ્યું જોતું જોતું,
ગયો ગયો બાલ! ગયો ગયો તુ!

જીવનસાગરના નિર્જન કિનારા ઉપર સ્તબ્ધ ઊભું રહેલું યુગ્મ દૂર, દૂર, લુપ્ત થતી નૌકાની તરફ દીન ભાવથી જોઇ રહેલું આપણને અહિં કલ્પનાબળે દૃશ્યમાન થાય છેઃ

કાળેલ કોઇ છે ચીતારો ચિત્ર હાનું ચીતરે?[3]

બુદ્ધિ પ્રધાન ભાગે અને ભાવ ગૌણ સ્થાને હેવાં કાવ્યો નીચે પ્રમાણે મ્હને જડે છેઃ

| | |
|---|---|
| ૧ આશા. | ૫ ઇશ્વરેચ્છા. |
| ૨ તેજ અને તિમિરથી અતીત. | ૬ તુંગભદ્રા. |
| ૩ શતક્રતુ. | ૭ વિભૂતિપ્રાર્થના. |
| ૪ શ્રદ્ધાનો પ્રભાવ. | ૮ બિમ્બપ્રતિબિમ્બ. |

આ યાદીમાંથી બે ત્રણ કાવ્યો જ તપાસીશું.

---

૩ 'કાળેલ કોઇ છે ચીતારો ચિત્ર એવું ચીતરે,
નવયાવના ઘવરાવતી શિશુ છાતીં સરસું ચાંપીને.'

એ વહાલા પોપટની પંક્તિયો–"માને શીખામણ" નામના દા. ત્રિલોચનદાસ મોતીચંદ શાહના પુસ્તકમાં વર્ષો ઉપર વાંચેલી ત્હેમાંની પ્રથમ પંક્તિ–એક શબ્દ ફેરવીને–અહિં મૂકી છે.

તુંગભદ્રા—આ કાવ્ય કવિતાને યોગ્ય ઉપાદાન સ્વરૂપ માટે ખાસ ધ્યાન ખેંચે છે. પ્રકૃતિના પ્રથમ દર્શને સામાન્ય સ્વરૂપના જણાતા પદાર્થો કવિહૃદયને કેવી રીતે ઉદ્બોધક બને છે તે અહિં દૃશ્યમાન થાય છે. નદી જેવી નદી, શિલાસમૂહમાં સ્ખલિત ગતિથી અસ્ખલિત ચાલી જતો જલપ્રવાહ, એ પદાર્થો કવિની ઉરતન્ત્રીના ગૂઢ તારને કેવી રીતે સ્પન્દ આપે છે, એ પ્રગટ થાય છે.

આ તુંગભદ્રા નદી—મદ્રાસથી આવતાં જાણવામાં, રેલવેટ્રેન પૂલ ઉપર થઈને જતી હતી તે વખતે ટ્રેનમાંથી દીઠેલી તે નદી—નું કવિના હૃદયમાં પડેલું બિમ્બ શુષ્ક નહિં તેમ પ્રથમતઃ ભાવાર્દ્ર પણ નહિં હેવા વર્ણનની વાણીથી દર્શાવ્યું છે. નદીમાં જલનો પ્રવાહ અલ્પ અને શિલાઓનું દલ વેરાયલું પણ વિશેષ સ્થળ રોકનારું જણાય છે, આ કાવ્યમાં ભાવપ્રવાહની અલ્પતા અને બુદ્ધિનું વિશેષપણું જલપ્રવાહની અલ્પતા અને વિશેષતામાં અનાર્દ્ર શિલાઓની મૂર્તિમંત થાય છે—એમ કલ્પનાતર્ક થાય તો નવાઈ નહિં. છતાં શિલાગણ જલથી તદ્દન અસ્પૃષ્ટ નથી તેમ બુદ્ધિવ્યાપાર ભાવ-વ્યાપારથી તદ્દન મુક્ત નથી. કવિના હૃદયને આકર્ષણ જડયું તે આ નદીની અસાધારણ શક્તિમાં જ જડયું. જલના ઓઘનો ધોધાટ નહિં, તરંગોના ઉછાળા નહિં; મૂક, નીરવ, લક્ષ્ય સ્થળે લઇ જતી શાન્તિ જ આ નદીની મુખમુદ્રામાં દેખાઈ, અને કવિને પોતાના હૃદયમાંની ક્ષુબ્ધ દશાના વિરોધમાં આ સ્થિતિ જણાતાં મનોરથ થાય છે કે એ શાન્તિ શી રીતે પ્રાપ્ત થઈ તે જાણું;—

> તટે તટે એ નદીને હું જાઉં,
> ને શાન્તિ કેરું મૂળ શોધી કાઢું.

નદીના મૂળ સુધી જઇને એ શાન્તિનું રહસ્ય ત્હાંથી શોધવાની ઊર્મિ થતાં વાંત

અનેક હૈયાં થતી ઊર્મિ ચિત્તે
ને સર્વ રે હા! શમતી પછી તે;

આમ ભાવનો અંશ લુપ્ત નથી થતો—માત્ર બુદ્ધિના અંશની નીચે દબાયલો રહ્યો છે.

શતક્રતુ—આ કાવ્યમાં બુદ્ધિના અંશમાં, એ અંશને ભાવ-અંશ જોડે સંકલિત કરવામાં, કાંઇક ગૂંચવણ આવી ગઈ જણાય છે. બુદ્ધિવ્યાપારનું બીજ ચાતુર્યમૂલક છે. પણ ત્હેમાં પણ કાંઈક અન્તવિરોધ આવે છે, ભાવ-અંશમાં પણ કાંઇક તર્કવિરોધ જણાય છે. આમ છતાં પણ આ કાવ્યમાં કાંઇક આકર્ષણ છે, શાથી? ગૌણ પદે રહેલો છે છતાં ભાવ-અંશ હૃદયની "સાચાઇમાં" સ્થપાયો છે, ભક્તિ અને શ્રદ્ધાના દૃઢ પાયા ઉપર સ્થપાયો છે તેથી. આ સામાન્ય વિધાનો માટે આધાર, તપાસિયે: શતક્રતુ શબ્દનો મૂળ અર્થ બહુ જ્ઞાનવાળો (ક્રતુ=જ્ઞાન) ભૂલાઇ જઇને સો યજ્ઞ (ક્રતુ=યજ્ઞ) કરનારો એમ પ્રાચીન કાળમાંથી થયેલા રૂપાન્તરનો લાભ લઇને રમણભાઇ ચાલ્યા છે, તે તો જાણે સ્વીકાર્ય ગણાશે. પણ સો યજ્ઞ એમ ભરતખંડની કલ્પના, અને સો બળદ (શત ઉક્ષ) એક યજ્ઞમાં હોમવાની પ્રાચીન ગ્રીસ અને રોમની પ્રજાની રૂઢિ એ બે વચ્ચે મિશ્રણ થઇ ગયું છે. આ ઉપરાંત, સો યજ્ઞ અને માનવ હૃદયને રગેદી ખંડ ખંડ કરી નાંખનારી દુઃખપ્રાપ્તિયો એ વચ્ચે પણ મિશ્ર તર્ક ગૂંચવાયો છે. Broken Hearts એમ કાવ્યના મથાળામાં Hecatomb of Broken Hearts એ વચન છે તે હૃદયભંગની કલ્પના કાંઇક અંગ્રેજી કલ્પનાથી જન્મીને કાવ્યબીજ સ્થપાયું જણાય છે, તે તો ભલે; પણ આ તર્કશ્રેણીની ગૂંચવણ કાંઇક વિચારપરીક્ષામાં ખૂંચે છે. વળી સો યજ્ઞ કર્યાથી ઇન્દ્રનું રાજપદ મળે તે માન્યત આગળ કરવા જતાં શતક્રતુત્વનું મળ મનાયેલું ફલ આ સામાન્ય ફલની જોડે ગૂંચવાઇ જાય છે. પરંતુ આ સર્વ સંકુલતા બાજુ ઉપર રહી જાય છે, અને બુદ્ધિ અને ભાવ એ બેના સંધિસ્થાનમાં આવીને કવિ પૂછે છેઃ

વિધાન એવાં પશુઘાત કેરાં,
દયા વિનાનાં, રુધિરે ભરેલાં,
પ્રસન્ન જો એ થકી દેવ થાતા,
યજ્ઞો કરી જો જન સ્વર્ગ જાતા
તો દેવવર્ગે નહિં કેમ માન્યું
સુપુણ્ય મ્હોટું ⁴હૃદ્યજ્ઞ કેરું?

× × × × × × ×
× × × × × × ×

શું માંસમજ્જાબલિદાન શ્રેષ,
ને આહુતિયો હૃદયોની તુચ્છ?

ત્હારે આપણે રસમય વાતાવરણમાં સંચરણ કરિયે છિયે એમ આનન્દનું દર્શન થાય છે.

આ પશુહીન યજ્ઞ–હૃદયજ્ઞ–નું સ્વરૂપ કવિ વીગતથી દર્શાવે છે ત્હારે ભાવ અંશ કાંઇક સ્વતન્ત્ર રૂપે પ્રગટ થાય છે. પોતાના હૃદયમાં જ રહેલું શતક્રતુત્વ–'જ્યહારે હૃદે આ શતખંડ થાય,' તે ક્ષણોની સ્મૃતિ કવિના મનમાંથી દૂર થતી જ નથી, તે ક્ષણોની સ્વરૂપ ગણના કવિ કરી બતાવે છેઃ

પ્રસન્નતા જે મુખ કેરી ધન્ય
હેવાં પ્રિયજન કે આરાધ્ય જનના મુખ ઉપર—
છાયા નિહાળું તહિં ગ્લાનિજન્ય;

અથવા

દષ્ટપાત જ્યહાંનો સુખપૂર્ણિમેન્દુ
તે નેત્ર દેખું દર્યું અશ્રુબિન્દુ;

---

૪ હૃદ્ એ શુદ્ધ સંસ્કૃત શબ્દને આ સંસ્કૃત સમાસમાં 'હૃદ' એમ કરી નાંખવાથી શુદ્ધિભ્રંશ થાય છે; 'હૃદયજ્ઞ' કર્યું હોત તો એટલું ના લાગત.

અથવા

જે અંગે મ્હારે અવલંબ્યાં અંગે
છબી બનાવે અવલોક્ય સ્વર્ગે,

એમ દેવો પણ ક્ષણભર પ્રશંસાથી જોઈ રહે હેવી વ્યક્તિ વ્યાધિ અથવા ક્લેશની વિવર્ણતાથી વિકૃત થાય; અથવા આ શરીરવિકૃતિ કરતાં વિશેષ હૃદયક્ષોભ કરાવનારી દશા રસદર્શનમાં સહભોગના પ્રસંગે—

ચિત્તે સ્ફુરંતી નવી ભાવના, ને
ઉત્સાહ ધાર્યો રસબન્ધ માટે,

તે સ્થિતિમાં મિત્ર, પ્રિયજન, વગેરેની તરફથી પ્રતિધ્વનિ ના મળતાં

ફરી વળે ત્હાં કંઇ માન્દ્ય ચિત્તે,

એ અનુભવ આપનારો પ્રસંગ આવીને આઘાત કરે;

અનેક આવી ક્ષણ એવી એવી
પરાભવોની હૃદયે વસેલી;

હાવા અનુભવો હૃદયને તીક્ષ્ણ શસ્ત્ર વડે કાપીને શત કે સહસ્રની ગણનાથી ના ગણાય હેવા ખંડ ખંડ કરી નાંખતા સૂચવેલા જોઈયે છિયે.

'હૃદયવીણા'માં એક સ્થળે ભવદુઃખના અંગાર—ગણ્યા ના જાય હેવા અંગાર—ની અલ્પ ગણના કરાવી છે, તે સાથે આ આઘાત-ગણના ક્ષણભર સ્મરણ થવાથી સરખાવીશું ?

"પ્રિય જનોનો વિરહ ભૂંડો,—
દહે અંગાર એ ઊંડો !
ખરે જેમ પાનખર પાનડાં,

હરે તેમ મોત પ્રિય જો બધાં;
અને પ્રિય કો હૃદય વશિયાં.
પ્રતિધ્વનિ દે ન તે. રસિયા;
કહી 'પ્રિય' નાહિં બોલાએ;—
ન એ અંગાર હોલાએ;
પ્રિયજનોને દુખે ડૂબ્યાં
નિરખવાં રહી તટે ઊભાં;
જવા ઝંપલાવી ત્હેની કને
હૃદય ઉત્કંઠ યદપિ જો! બને,
તદપિ ના જવાય ન શોભાએ,
મદદ નૌકા ન નંખાએ;
થવું એમ વ્યર્થ દુખભાગી,
હૃદય હંડી ઝાળ એ લાગી.
સરિત શારીર સૌન્દર્યની
દુરાચારપંકકલુષા બની;
સુજનતા વિનીત અથડાએ,
અમીં ધૃષ્ટ દુષ્ટ ઊંચે જાએ;
કપટ, દ્વેષ, ને કલહ ક્રૂરા
જગતમાં અરે! વસ્યા પૂરા;
હીણી ઈર્ષ્યા વિષેથી ભરી,
અને અકૃતજ્ઞતા આકરી;—
બધા એ દહે જ અંગારા,
હૃદય રેલતા હૂની ધારા.[૫]

આ બંને ગણનાઓમાં આંકેલા પ્રસંગો વચ્ચે સામ્ય છે અને નથી. બંનેનાં પ્રસંગ, પ્રયોજન, ઇત્યાદિ, જુદાં છે, અને દુઃખ-આઘાતનાં દર્શન અન્યોન્યનિરપેક્ષ છે; તેથી શતક્રતુ કાવ્ય 'હૃદયવીણા'ના કાવ્ય

૫ જો 'સ્વપ્નદર્શન,' 'હૃદયવીણા,'—આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૫૯-૬૦

પાછી લાંબે સમયે રચાયલું હોવા છતાં હું હેમાં અનુકરણ તો નથી જ જોતો, પણ અજ્ઞાત પ્રેરણા પણ નથી માનતો. 'ચિત્તે સ્ફુરન્તી નવ ભાવનાને' એ પંક્તિથી શરૂ થતી કડી અને 'પ્રિય કો હૃદય વશિયાં પ્રતિધ્વનિ દે. ન તે રસિયા' એ પંક્તિ, એ બ્રચ્ચે કાંઇક વિચાર સામ્ય છે તે છતાં હું આ મત દર્શાવું છું. એ સામ્ય કેવળ બે કવિની રચનામાં થતા અચાનક **સંવાદ** રૂપ જ છે; ને તે પણ સંદિગ્ધ છે, કેમકે 'હૃદયવીણા'માંના કાવ્યની પંક્તિમાં પ્રતિધ્વનિ પ્રેમના પ્રતિધ્વનિના અર્થમાં ઉદ્દિષ્ટ છે, અને 'શતક્રતુ' કાવ્યમાંની પંક્તિમાં રસિક વિચારાદિકમાં સહૃદર્શનનો અભાવ વિવક્ષિત છે.

'શતક્રતુ' નો કવિ છેવટે પ્રશ્ન મૂકે છે કે હૃદયયજ્ઞમાં હૃદયના ખંડ ખંડ વડે બલિદાન અર્પ્યાં છતાં, હેવા અનેક યજ્ઞ વડે અગ્નિ પ્રગટાવ્યા છતાં, પોતાના એ સર્વ ત્યાગ વ્યર્થ થયા જોઇને—"છે કોઇ હેવો"—જે'ણે—"નહિં શાન્તિ ખોઇ"? પરંતુ આ પ્રશ્નમા સમાયેલી નિરાશાજનક દશાને આશ્વાસન આપનારી ઊર્મિ અંતે પ્રગટ થાય છેઃ—

—છે એક પ્રશાન્તિદાતા,
જે'ને બુભુક્ષા નથી કે પિપાસા;
ન ક્રૂર માગે બલિદાન તે તો,
દયાગુણે કેવળ શ્રેય દેતો.

હૃદયયજ્ઞમાં આહુતિઓ અપાયલી જોતાં પરમપિતાની દયાલુતા અહિં વર્ણવેલીછે, તે કાંઇક વિચારવિરોધ દર્શાવેછે એમ લાગશે; છતાં—કાવ્યમાં આ સબળ ભાવઅંશનું દર્શન થતાં બધું ભૂલી જવાયછે, અને બુદ્ધિ-અંશનો ભાગ ઉપર જોયો તેમ વિશેષ પ્રમાણમાં ના હોત તો આ કાવ્યને ભાવ-અંશ પ્રધાન અને બુદ્ધિ-અંશ ગૌણ એ વિભાગમાં મૂકવાને વાંધો ના નડત.

'તેજ અને તિમિરથી અતીતઃ'—આ કાવ્ય માટે હવે બહુ સ્થાન રોકવું ઇષ્ટ નથી. વિસ્તાર અતિશય થઇ જવાનો ભય છે. સંક્ષેપથી દર્શન કરિયે. આ કાવ્યની વાક્યઘટના હેવી છે કે પ્રથમ વાચનમાં અર્થબોધ થતાં વાર કાંઈક લાગે છે. તેટલે અંશે વિશદતા, પ્રસાદ ગુણ, ઊન લાગશે; પરંતુ વાચનનું પડ એક જ ઊઘડતાની સાગે અર્થબોધ–ગમ્ભીર ચિન્તનના ફલરૂપ–સહસા અગટ થઇ ચમત્કાર આપે છે, તેટલે અંશે વિશદતાની ખામી જતી રહે છે. જૂનામાં જૂના અનુભવોથી ભરેલી ધરિત્રીને કવિ ગહન પ્રશ્નો પૂછે છેઃ ત્હને અને ત્હારા પટ ઉપર રહેલી જડ અને ચેતન વસ્તુઓને અન્ધકાર રાત્રિયે વીંટી લે છે, એ અંધારપછેડો તું શા માટે હોડે છે? રવિના વિરહથી ઉત્પન્ન થયેલા શોકનું એ ચિહ્‌ન છે?–ના, તું તો ધૈર્ય અને શાન્તિ અભેદ્ય રાખનારી છે. તો શું કોઇ ગુપ્ત રીતે કદિક તું જવા માટે એમ તિમિરપટ ધારે છે? ના ત્હારો ભ્રમણમાર્ગ નિશ્ચિત, નિર્ણીત ચીલે જ સ્થાપ્યો છે. તો તે ચીલામાંથી તું સ્ખલિત ના થાય. તો શું રવિ આથમી જતાં ત્હારા ઉપર અસંખ્ય (તારાગણના) દૃષ્ટિપાત કુતૂહલભર્યા થાય તે વિફલ કરવા માટે તું એ શ્યામ પડદો ધારણ કરે છે? ના, નિર્મલતા જે સૌન્દર્યની સાથે જોડાય તે, પોતાને ઢાંકવાનો પ્રયાસ જ ના કરે, આ પ્રશ્નોત્તરમાળા તિમિર માટેનાં પૂરી કરીને, કવિ પ્રકાશ માટે પ્રશ્ન ચલાવે છેઃ માનવને પ્રિયરંગ શ્વેત રંગ, શુદ્ધિ અને કીર્તિના વિરલ નમૂના રૂપ શ્વેત રંગ, તે માત્ર રવિના તેજને અવલંબીને જ પ્રત્યક્ષ થાય છે? પ્રકૃતિ એ શ્વેત રંગ ધારતી નથી? દૂર, દૂર, રહેલાં અનંત શૂન્ય દિગ્ભાગમાં ગાઢ તિમિર જ ફરી વળેલું હશે? આમ પ્રશ્નો પૂછ્યા પછી, એ બને પ્રશ્નોથી પણ પર રહેલો પ્રશ્ન પૂછે છેઃ સર્વ દિશાની પાર રહેલું દિવ્ય ધામ–પ્રકૃતિથી પર રહેલું ધામ–છે. ત્હાં અન્ધકાર પણ નહિ ને અહિં 'જેવું' તેજ પણ નહિ એમ હશે? ત્હાં કાંઇ અવનવું તેજ વ્યાપતું હોય? ચોતમ શાન્તિ વ્યાપતી હશે? એ શાન્ત તેજ સૂર્યમાં પંજ

ન ૬,– રવિ અસ્ત પામતાં માત્ર અંધકાર તેજના રહે ત્હેમાં પણ નહિં, ગાઢ અન્ધકારમાં પણ નહિ, એમ હશે ? હેનો સૂક્ષ્મ અનુભવ અન્ધકારમાં પણ નેત્ર મીચ્યાથી થાય-હેવું એ શાન્ત તેજ હશે ?

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥

એ ઉન્નત ભાવનામાં દર્શાવેલા સ્વાનુભૂતિથી જ પ્રત્યક્ષ થનારા, શાન્ત તેજનું–પરમાત્માના તેજનું–દર્શન થાય છે માટે જ આ કાવ્ય 'તેજ અને તિમિર';–હેમાં આભાસી અવિશદ અંશમાં તિમિરભાગ છે, એ તિમિરથી પર રહેલા અંશમાં તેજભાગ છે. કવિએ આ પ્રશ્નો શૂન્યની તરફ ના ફેંકતાં, પ્રત્યક્ષ રહેલી, પુરાણ અનુભવોની ભરેલી ધરિત્રીને પૂછ્યા છે, એ એક કવિત્વકલાની સાધારણ યુક્તિ રસસ્થાપન માટે સપ્રયોજન થાય છે. આ કાવ્યમાં ચિન્તનભાગ એટલો બધો છે કે ભાવનો અંશ પ્રધાન સ્થાને આવતો નથી. ચિન્તનભાગમાં કલ્પનાની છાયા કાંઇક નિગૂઢ અને આછી છે. તેથી તર્કભાગ બુદ્ધિ-અંશને જ આગળ પાડે છે. પરંતુ ચિન્તનપક્ષ કવિત્વને પોષક છે, રસશૂન્ય નથી. તીવ્ર કુતૂહલનો ભાવ-બ્રહ્માણ્ડમાં નિગૂઢ રહેલા શાન્ત તેજોમય રહસ્યના દર્શન માટે ઉત્સુકતાને વેષ્ટિત કરવા કુતૂહલનો ભાવ–કાવ્યમાં રસનો અંશ રેડે છે.

હવે કેવળ ભાવ જેમાં પ્રાણરૂપ છે એ કાવ્યો જોઇયે. એ વર્ગમાં લગભગ વીસ કાવ્યો આવે છે. નામગણના જ પ્રથમ કરીશું:

૧ જાગૃત! (=જાગો!)
૨ સુધારકને ઉત્સાહ
૩ કાલ
૪ તું ગઈ

૫ તત્કાલમહિમા
૬ સર્વસ્વ
૭ દેહાવસાન
૮ બારણે પુકાર
૯ સુરદાસની પ્રાર્થના
૧૦ પ્રભુમય જીવન
૧૧ સ્તોત્ર ("વિભુ શ્રેયકરા"]
૧૨ નવા સૈકાનો આરમ્ભ
૧૩ પ્રાર્થના ( "આઘાત છે મ્હોટો" )
૧૪ પદ ("દયાસિન્ધુ ત્હારે બારણે")
૧૫ યાચના ( "પ્રભુ ત્હારી લીલા" )
૧૬ સ્તોત્ર ( "ભજો મધુર હરિનામ" )
૧૭ સ્તોત્ર ( "દીનતણો હરિનાથ" )
૧૮ તરણબલ પ્રાર્થના
૧૯ આનન્દપૂર્ણ આવકાર
૨૦ ઇશ્વરેચ્છા (છેલ્લું કાવ્ય, શિખરિણીમાં)

આ સર્વ કાવ્યોમાંથી ૧, ૨, અને ૧૯ અંકવાળાં બહુ સાધારણ પંક્તિના ઉદ્‌ગાર દર્શાવનારાં છે; ૩ અને ૧૨ કાંઈક ઊંચા ક્રમમાં ચઢે હેવાં છે; ૯ ( સુરદાસની પ્રાર્થના ) અસાધારણ વરદાન માગનારી અપૂર્વ પ્રાર્થના છે: ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭ સામાન્ય કોટિનાં ભક્તિકાવ્ય છે; ૧૮ ( તરણબળ પ્રાર્થના )માં ભક્તિબળ વિશેષ છે; ૨૦માં ભાવપ્રવાહ કાંઇક વિલક્ષણ સતત બળમાં પ્રવર્તે છે.

આટલાં કાવ્યો બાતલ કરીશું તે પછી ૪, ૫, ૬, ૭, ૮ અને ૧૦ ઉત્તમ કાવ્યો, કવિત્વથી સપ્રાણ છે. હેમાંથી 'તત્કાલમહિમા' ન ને 'સર્વસ્વ' વિશે ચર્ચા થઇ ગઇ છે. એટલે બાકીનાં ચાર ( નં.

૪, ૭, ૮, અને ૧૦ )–'તું ગઈ' 'દેહાવસાન.' 'આરણે પુકાર,' અને 'પ્રભુમય જીવન'નો નિકટ દર્શનથી પરિચય કરીશુંઃ[1]

**પ્રભુમય જીવન**- આ કાવ્યમાં હૃદયના ઊંડા ભક્તિભાવથી પ્રેરાઇને, ઊર્મિપ્રવાહ લયબદ્ધ વિચારનર્તનમાં કવિ પ્રગટાવે છે.

કવિભક્ત પ્રભુનો નિવાસ પોતાના જડ અને ચેતન અંશમાં બંનેમાં-દેહ અને આત્મામાં-વાંચ્છે છે. આત્માની દ્વારા દેહને પણ પાવન કરનાર અંશ પ્રભુમાંથી માગે છે. રક્તમાં, નાડીમાં, દૃષ્ટિમાં, વાણીમાં, તર્કમાં, કર્મમાં, મર્મમાં, શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં, અન્તરમાં ( ઉર કરતાં પણ ઊંડા રહેલા સર્વાંગવ્યાપક અન્તરમાં ), --સર્વમાં નિવાસ કરીને પોતાના જીવનના રહસ્યરૂપ બની નિગૂઢ પ્રેરક, ચાલક, નાવિક બનવાની પ્રાર્થના પ્રભુને કરે છે. આમ ઇચ્છા-પ્રદર્શન કરીને કાવ્યના ઉત્તર ભાગમાં અપૂર્વ કલ્પનાથી ઘડેલી ઉપમા કવિ ઉપસ્થિત કરે છે. ચિત્રકાર ચીતરતા પ્હેલાં ઉન્નત ભાવનાની રસિક મૂર્તિ પોતાના ઉરમાં એકવાર પ્રત્યક્ષ કરે ને તદનુસાર પીંછી વડે ચિત્ર ચીતરે, મનમૂર્તિ વડે ( મનોગત આદર્શવડે ) ઉત્તમ સર્જન રચે--તેમ કવિ પોતાના જીવનફલક ઉપર પ્રભુની સાક્ષી પૂરે હેવું સર્જન ઘડે એ દુર્લભ પણ ભક્તજનને સુલભ સિદ્ધિની માગણી કવિ કરે છે.

આથી પણ પાર જનારી વાચ્છા અન્તિમ શ્લોકમાં પ્રગટ કરી છે.

પ્રભુ મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિયો બધી ત્વન્મય હો જગમાં.

---

૧. કેવળ બુદ્ધિવાળો કૃતિવર્ગ ચર્ચવાની જરૂર નથી. એ વર્ગના બે જ કાવ્યો જરૂ છે, 'કઈ કીર્તિ સાચી ?' અને 'ગુણાવલિ', પ્રભુને ભજ્યાની કીર્તિ તે સાચી કીર્તિ—એ બોધ આપનારૂં, અન્ય ખોટી કીર્તિના પ્રકારોને અધમ બનાવનારૂં કથન પૂર્વોક્ત કાવ્યમાં રચના રમણીયતા ઉપરાંત કવિત્વ દર્શક બહુ નથી. ઉત્તરોક્ત કાવ્ય માંઅનેક ગુણોની મૂલ્યની આંકણી રૂા ખલાબદ્ધ રચનાનો ચમત્કાર માત્ર બતાવે છે.

મુજ વર્તનથી છબીં જે બની રૂહે,
તુજ ઉજ્જવલ રૂપનીં ઝાંખી દિયે.

- પોતાના હૃદયમાં પ્રભુની પ્રતિમા મુદ્રિત થાય, એટલે જીવનની સર્વ કૃતિયો પ્રભુમય જ બને; અને એ વર્તન વડે જે અદૃશ્ય પણ દૃશ્ય (આત્મિક ચક્ષુવડે દૃશ્ય) છબી ઘડાય તે પ્રભુના ઉજ્જવલ રૂપનું પૂર્ણ દર્શન તો આ માનવ જીવનની મર્યાદિત દશાને લીધે શક્ય નથી તેથી એ રૂપની કાંઇ ઝાંખી કરાવે–એ મનોરથ કવિની ઉચ્ચ ભાવના અને વિનીત અલ્પ સિદ્ધિનું મિશ્ર રૂપ ઉપસ્થિત કરે છે. અહિં ઉપમાની પછાડી રહેલી કલ્પનામાં બુદ્ધિ–અંશ જણાય તો ભાવ–અંશ જ્યોતિથી એ પણ રંગાઈ ને કાવ્યને ભાવમય જ બનાવે છે.

તું ગઇ—આ કાવ્ય કવિયે પોતાના જીવનના આરમ્ભકાળની પત્નીના અવસાનને અવલમ્બીને રચ્યું છે. જીવનમન્દિરના ઉંબરામાં પગ મૂકતાં જ થયેલા અનનુભૂતપૂર્વ આઘાતનું જોર આ કાવ્યના અંતર્ગત ભાવમાં પ્રત્યક્ષ થાય છે, છતાં કલાનો પ્રાણભૂત અંશ જે સંયમ તે સચવાયાથી કવિત્વની સમતોલના સચવાય છે. કલ્પનાનો અંશ પણ રસને પોષક બનીને પોતાની સ્થાનમર્યાદા સાચવે છે. મૃત્યુએ ગૃધ્રના જેવો ઝપાટો મારીને હરણ કરી લીધેલી બાલપત્ની આ જીવનયાત્રામાંથી સહસા લુપ્ત થઇ એ નવીન અનુભવ આક્રન્દ નથી કરાવતો, ઉદાસીન મૌન નથી ધરાવતો. માત્ર પ્રથમ આઘાતથી થયેલી સ્તબ્ધતા એ મરણની વસ્તુસ્થિતિ તરફ નવીન વૃત્તિ ઉત્પન્ન કરાવે છેઃ—

ત્હારે ગઇ શું અહિંથી પ્રિયા તું ?

આમ મરણે કરેલો લોપ—અદર્શન—સાચો છે કે ભ્રમ છે એમ જ પ્રથમ ભાવ ઊઠે છે. પ્રથમ આઘાત, પછી જડતા (હૃદય અને વિચારની જડતા) પછી અનિષ્ટ બનાવની સત્યતા વિશે સંશય આ ક્રમો સ્વાભાવિક છે. ત્હેમાનો છેલ્લો ક્રમ જ કાવ્યનો આરમ્ભ

કરે છે. પૂર્વગત બે ક્રમોનું વર્ણન કે સૂચન પણ નથી—એ કલા, નિસર્ગદત્તકલા, અચિન્તિત જ સાધી લે છે. શૈલીનું સીધું સ્વરૂપ આ રીતે અકૃત્રિમ ઉદ્ગાર ગોઠવે છે, અને પૃથક્કરણની પદ્ધતિનો ત્યાગ કરે છે. આ પછી જ લાગણીનું મૂળ, સરિતાના મૂળની પેઠે સૂક્ષ્મ સ્રોતમાંથી આગળ વધતાં ક્રમેક્રમે સ્રોતનું દળ વધવા માંડે છે. પ્રિયના અદર્શનમાંથી સહજ ઉદ્ભવતી વિચારોર્મિ—

હવે મોંડું તે મુખ તાકી તાકી
નિહાળવાનું નહિં શું કદાપી ?

એ ઊર્મિ પ્રગટ થાય છે. [પ્રસંગવશાત્, અહિં આ યુગ્મમાં નાયિકાના મુગ્ધ વયનું દર્શન આપણને વગર સૂચવ્યે થઈ જાય છે.]

આ પછી ભાવપ્રેરિત વિચારોનો પ્રવાહ વિશેષ પુષ્ટ થતો જાય છે. ચિન્તા અને દુઃખથી પીડાતા ચિત્તને ટેકો મળવાની આશા લુપ્ત થઇ; એ વિચાર પછી દૂર દેશથી સ્વસ્થાને આકર્ષણ કરનારું બળ—આ મરણથી—લુપ્ત થયું, એ વિચાર પ્રગટ થવાની સાથે કલ્પનાવ્યાપાર કવિતાની મદદમાં આવે છે, અને રવિની આસપાસ ગ્રહો ફરે છે, કેન્દ્રસ્થિત પદાર્થની આસપાસ છાયા ફરે છે, પરંતુ 'ક્યહાં હું ફરું રે' એ ઊર્મિ માટે પ્રતિવસ્તૂપમા અલંકારની વાણીનો ઉપયોગ કરાવે છે. આમ અલંકારનો સ્વયંભૂ રીતે આવિર્ભાવ થવાથી ચમત્કાર ખાસ થાય છે. "કાવ્યની શક્તિ" નામના રા. રામનારાયણ પાઠકના સમર્થ નિબન્ધમાં અલંકાર અને કાવ્યની વસ્તુના સંબન્ધની અપૂર્વ ચર્ચા કરી છે, ત્હેમાં કલામીમાંસક ક્રોચેનું વચન ટાંકીને કહ્યું છે કે—અલંકાર તે કાવ્યમાં એકતા પામ્યો હોય તો, તે આગન્તુક નથી, એકતા પામ્યો ના હોય, તો તે કાવ્ય નથી—એ સૂક્ષ્મ દર્શનની કસોટીમાંથી રમણભાઇના અલંકાર સફળ ઊતરે છે. ત્હેવો જ અહિં પ્રકાર છે. મધ્યમૂર્તિની અદક્ષિણાનો માર્ગ રુદ્ધ થયો, તો ભલે સ્થિર રહી જાઓ—એમ કોઇ કહે તો કવિજીવનમાં સુખદુઃખનું દર્શન અક્ષુબ્ધ રીતે

જુદાઇ રહીને કરવું અશક્ય જ છે, આ વિચારપ્રદર્શનમાં પણ કલ્પના તરફથી ઉપમા ઉપસ્થિત થાય છે; આ અશક્યતા માટે કારણ:—

શરીર મ્હારું સ્થિર રહે કદાપિ,
આ ચિત્તને તો ન શકું જ રાખી,
સ્વચ્છન્દ તે તો ભમતું ફરે છે;

એ સ્વચ્છન્દ ભ્રમણનું મૂળ બતાવે છેઃ

રે તું ગઈ ને સ્થિર કેમ રહે તે?

ભ્રમણ અને સ્થિરતામાંથી છૂટવાનો નવો જ માર્ગ કલ્પનાથી અનુપ્રાણિત ભાવ—અથવા ભાવથી અનુપ્રાણિત કલ્પના બતાવી દે છેઃ

થું કોઇ શોધું કહિં ધૂમકેતુ,
જેને અગાડી વધતો જ દેખું,
જેને ન મધ્યે કંઇ ખેંચનારું,
પાછો ફરે, જે, નહિં કાંઈ સારું!
ને છોડી સર્વે સુખ શાન્તિ પ્રીતિ,
સ્વીકારીને સંગત તેની નિત્યે.
નવા નવા રોજ પ્રદેશ ભાળું,
જાઉં અહિંથી—અહિંથી જ જાઉં!

આ વર્તમાન દુઃખથી સુદૂર જવા માટે સહચર ધૂમકેતુ જેવો જ જડે. આ છેવટની વાચ્છનામાં ભાવનો ઉદ્રેક પ્રત્યક્ષ છે. છતાં કાવ્યની એકંદર વિચાર, ઊર્મિ અને વાણીની સંકલનામાં સંયમ અને કલાવિધાન ઓતપ્રોત છે; અને હેનું કારણ કવિ વર્ડ્સ્વર્થની કવિતા-ઉત્પત્તિની નિદાનપરીક્ષામાંથી જડશે. પ્રથમ લાગણીનો સ્વયંભૂ ધસારો, પછી શાન્તિમાં તેનું સ્મરણ અને પછી એ જ લાગણીનું પુનર્જનન—આ વિકાસક્રમથી સંયમ અને કલાવિધાન નૈસર્ગિક બનીને આવે છે.

**દેહાવસાન**—આ કાવ્યનું દર્શન પૂર્વગત કાવ્યને અડોઅડ રાખીને કરવાથી નવું સ્વરૂપ પ્રદર્શન થશે. 'તું ગઇ' કાવ્યનો ઉદ્ભવ

જીવનમાં પ્રથમ જ પ્રાપ્ત થયેલા આઘાતમાં હતો. અને તે અતિ તરુણ વયમાં થયેલો આઘાત હતો. 'દેહાવસાન' કાવ્ય તે પછી ત્રણ વર્ષે પિતાના અચાનક મરણથી થયેલા આઘાતમાંથી ઉત્પન્ન થયું. ('રેખાશૂન્યતા'નું નિદાન બનેલો આઘાત તો તે પછી પાંચ વર્ષે શિશુપુત્રના મરણનો હતો). 'તું ગઈ' કાવ્યમાંની લાગણી પત્નીવિષયકપ્રેમમૂલક હતી. 'દેહાવસાન'માંની લાગણી પિતૃવિષયક પ્રેમાદરમૂલક છે. બને લાગણીમાં પ્રકૃતિગત ભેદ—આર્દ્રતાને અંગે ભેદ–સ્પષ્ટ છે. આ કારણથી પૂર્વોક્ત કાવ્યમાંની આર્દ્રતા કેવળ પ્રેમમૂલક છે, અને ઉત્તરોક્ત કાવ્યોમાંની આર્દ્રતા આદરની પ્રધાન સેરથી અંકિત છે; અને ત્હેનું પરિણામ કાવ્યની મધુરતામાં ભેદ આવીને જણાઇ આવે છે. ભાવનું સંયમયુત છતાં સબળ જોર જે પ્રથમમાં છે તે બીજામાં તેટલું નથી. પરિણામ બીજું એ આવ્યું છે કે 'તું ગઇ'માં ભાવવહન હૃદયનું અન્વેષણ કરવાની રાહ જોયા વિના થાય છે. દેહાવસાન'માં સુબદ્ધ ક્રમવાર વિચાર–લાગણીથી આર્દ્ર વિચાર–ની યોજના દેખા દે છે. પિતાનાં નેત્ર મીચાયાં, વાણી બંધ થઇ, હૃદય સ્તબ્ધ થયું, એ ક્રમવાર પ્રકારો વિશે વ્યાપારતુલના કવિહૃદય કરતું કરતું દેખિયે છિયે; જે નયનોએ અન્ય અનેક સ્થળે ઉત્સાહાદિ ભાવ પ્રેર્યા તે સ્વજનો તરફ પ્રિયદૃષ્ટિ નાંખ્યા વિના મીચાયાં, જે વાણીએ સ્વદેશજનના લાભાર્થે અનેક વાકયો કહ્યાં તે બાળકોને અન્તિમ આશિષ દીધા વિના મૂક થઇ; જે હૃદય જનહિતાર્થ અનેક કાર્ય સારૂં ચિન્તા કરતું તે હૃદય પોતાનાં રુદન કરતાં પ્રિય બાલકોને માટે નિશ્વાસ ના મૂકી શકયું;—આમ જીવનકાળમાં પરજનોને લાભ આપનારી શક્તિકૃતિયો અન્તકાળે સ્વજનને સંબન્ધે સહસા કુંઠિતક્રિય થઈ એ વિરોધદર્શનથી થતી ગ્લાનિ દર્શાવીને છેવટે કવિ પોતાની કેવળ પરહિતપરાયણ પ્રવૃત્તિને થયેલી હાનિ માટે દુઃખવાણી ઉચ્ચારે છેઃ

આરમ્ભોને જાગ્રતિ આપી જે'ણે
અનેક ઉત્કૃષ્ટ પ્રવર્તનોને,

જોયા વિના એકની એ સમાપ્તિ
સૂતા સૂતા તે ધરી દીર્ઘ શાન્તિ.

અહિં છેલ્લા ચરણમાં શોકનો ભાવ શાન્તિ ધારણના વિચારથી કાંઈક ધાર્મિક આશ્વાસનની સાથે ભળીને સૌમ્ય ચિત્ર ઉપસ્થિત કરે છે. આ કાવ્યમાં ભાવ અને વિચારની સરણી 'કુસુમમાળા'માં આવેલા 'અભિનન્દનાષ્ટક'ની નીચેની પંક્તિયોની ભાવસરણી સાથે સરખાવીશું તો રમણભાઇની કાવ્યશૈલીની વિલક્ષણતા સારી રીતે જણાઇ આવશેઃ—

પ્રતિનૂતનવર્ષદિને ચરણે
હું કૃતાર્થ થતો નમી જેહ તણે,
નહિં તે શુભ ધર્મની મૂર્તિ હવાં,
જગ ! રૂપ ધરે તું નવાં જ નવાં.

× × × ×

મુજ પૂજ્ય પિતા તણી મૂર્તિ હૃદે
ધરી નિત્ય ફરું હું પદે જ પદે.

અલબત્ત, આ પંક્તિયો નવા વર્ષના અભિનન્દનને અંગે સ્મરણજનિત ભાવોદ્બોધનની છે. અને 'દેહાવસાન' તો પિતાના અવસાનનેજ વિષયભૂત કરીને રચાયેલું કાવ્ય છે. એ કારણથી ભેદ અવશ્ય આવે તે વાત જુદી છે, અહિં તો તાત્ર રમણભાઈની કવિત્વવૃત્તિ સુદૃષ્ટ કરાવવાનું પ્રયોજન છે, એમાંની શૈલીમાં ચઢતાઊતરતાપણાનો પ્રશ્ન જ નથી.

બારણે પુકાર—આ કાવ્યની ઉત્પત્તિ માટે પ્રવેશક કથનની જરૂર છે. કાવ્યનું વક્તવ્ય અને કાવ્યની ખૂબી પૂરી રીતે ત્હારે જ સમઝાય એમ છે. 'દયાસિન્ધુ! ત્હારે બારણે પુકારું દીન બાલ' એમ શરૂ થતી પ્રાર્થના સ્વ. ભોળાનાથ સારાભાઇની રચેલી 'ઇશ્વરપ્રાર્થનામાળા' અંક ૨૯ મામાં આવેલી છે. તે એક વખતે અમદાવાદ

પ્રાર્થનામંદિરમાં સાપ્તાહિક ઉપાસના વખતે સ્વ. કૃષ્ણરાવ ભોળાનાથે અનુપમ ગાનકૌશલથી ગાઇ; રમણભાઇયે સાંભળી; અને અપૂર્વ આધ્યાત્મિક અનુભવ–ગાના કળાના પ્રેરકબળને પ્રભાવે–સેવ્યો. એ અનુભવનું પ્રતિબિમ્બ પ્રસ્તુત કાવ્યમાં પ્રગટ થાય છે:

'બારણે પુકાર' એ શબ્દ અને અર્થ અને એ શબ્દાર્થયુગલને રચનામાં ગૂંથનારું પ્રાર્થનપદ્ય રમણભાઇના પરિચયમાં અનેક વાર આવેલાં છતાં આ એક જ પ્રસંગે નવીન જ આન્તર બાહ્ય આનન્દથી લિપ્ત કરનારું ગાન સાંભળ્યું. એ આનન્દનો અનુભવ થવામાં તે ક્ષણની ભક્તિલીનતા તો નહિ હોય! તો કહે છેઃ—ભક્તિભાવથી હતું ન ચિત્ત છેક વેગળું. છતાં આ પ્રસંગે થયેલા અનુભવનું સાચું નિદાન કવિ બતાવે છે:—

તોય મ્હેં અપૂર્વ ને અનન્ય વૃત્તિ ભોગવી,
રમ્ય, હારિ, જ્હાં સુણી પરંપરા સ્વરો તણી.
ગીત તે મનોહરે શ્રુતીન્દ્રિયે ભર્યો ધ્વનિ,
જે વિચિત્ર કમ્પ સાથ ચિત્તમાં રહ્યા રમી.

અર્થાત, એ આનન્દાનુભવનું નિદાન એ પ્રાર્થનપદ્યમાં રેડેલું ગાન તે જ. એ દિવ્ય પ્રેરણા જેની મનોદશામાં

ભાવ તર્ક કેરી સીમ ચિત્તસ્થાનથી તૂટી,
ને શરીર સર્વમાંહિં વ્યાપી શક્તિ માનસી.

કવિ વર્ડ્સ્વર્થના એક આધ્યત્મ આનન્દાનુભવમાં Thought was not, in enjoyment it expired: તર્ક વિલુપ્ત થયો, ભાવ (આનન્દભોગના ભાવ) માં એ વિલીન થયો; એમ વર્ણન છે. તે જ અહિં ભાવ અને તર્ક વચ્ચેની સીમા તૂટી ગઇ એ શબ્દો-માં વાંચી સકાશેઃ

જ્ઞાતપૂર્વ જે નહિં પ્રતીતિ તે થઇ નવી,
શ્રાવ્ય સૌખ્ય કેરી જ્હાં ઝરી નદી રહી વહી.

આ સંગીતના સાધનથી શ્રાવ્ય સૌખ્યની સરિતાના વહનને પરિણામે એક અપૂર્વ દર્શન પ્રગટ થયું:—

ચક્ષુની સમીપથી જ અક્ષરો ખસી ગયા,
શબ્દ એક તે થઇ ગયો, જુદા ન બે રહ્યા.

આમ 'બારણે પુકાર' એ બે શબ્દોનું સ્થૂલ રૂપ ખશી ગયું, અને વળી એ બેનો સંમિશ્ર મેળાપ થવાની સાથે વધારે ઊંચી કક્ષામાં રહેલું દર્શન પ્રગટ થયું:—

અર્થ તર્કના વિભાગ ભાવમાં મળી ગયા,
ગીતરાગથી દીઠી અખંડ એક કલ્પના.

અર્થનો સ્થૂલ દેહ શબ્દ, અને એ બંનેનો સંયુક્ત દેહ ભાવમાં મળી ગયા તે શાથી? એ શબ્દાર્થયુગ્મમાં એક અખંડ કલ્પનાનું દર્શન શાથી થયું?—ગીતરાગથી; એ શબ્દાર્થયુગ્મના, સાક્ષેપ દષ્ટિએ શબરૂપ (અન્યથા શબ્દરૂપ) દેહમાં સંગીત રૂપી આત્માનું અનુપ્રાણન પૂરાયું તેથી. 'હૃદયવીણા'માંના અર્પણકાવ્યમાં

"અને મુજ કવિતપદો શબરૂપ
તજી જ સજીવ થયાં રસકૂપ,
ફૂંકીને ગાનમંત્ર જે વાર,
રેડી ત્હેં મોંઘી અમીની ધાર;
લહી નવજીવન દિવ્ય અગમ્ય,
કવિતપદ કાન્તિ ધરી રહ્યાં રમ્ય."

એ પંક્તિયોમાં જે સંબન્ધ સંગીતનો અને કાવ્ય શબ્દોનો—કાવ્યના અર્થસંયુક્ત શબ્દનો—બતાવ્યો છે તે જ આત્મા અને દેહ જેવો સંબન્ધ રમણભાઈની આ કલ્પનામાં સૂક્ષ્મ દર્શને, રૂપાન્તરે, ઓતપ્રોત જણાય છે. 'હૃદયવીણા'ના અર્પણકાવ્યની પૂર્વે આ 'બારણે પુકાર' કાવ્ય રચાયલું છે. એ ખાસ ધ્યાનમાં રાખવાનું

છે. સારાંશ એ કે સંગીનનો પ્રાણપ્રદ પ્રભાવ કવિજન સ્વીકારે એ સ્વાભાવિક જ છે. ફરીથી એ જ અનુભવસત્ય રમણભાઈ કહે છેઃ

અદ્દ્ભુતત્વ ગાનનું નવું દીઠું પ્રબન્ધમાં,
સ્વર્ગદ્વાર પ્હોંચતો દીઠો પ્રભાવ ભક્તિમાં.

કવિની કલ્પનાદષ્ટિ આથી પણ પરસ્થિત દર્શન જુવે છેઃ

ભક્તનો પુકાર સુણી સ્વર્ગ–દ્વાર ઊઘડયાં,
સાધુ એ અતુલ્ય ઇશ પાસ છે જઇ વસ્યા.

આમ 'દયાસિન્ધુ ત્હારે બારણે પુકારું દીન બાલ' એ પ્રાર્થનાના રચનારા ભક્ત કવિને–એ અતુલ્ય સાધુને--આ કવિ (રમણભાઇ) કાન્તદર્શનશક્તિથી પ્રભુનાં દ્વાર ઊઘડીને પ્રવિષ્ટ થઇ ઈશ પાસે વશેલા દેખે છે.--(અલબત આ સંગીતના અનુપમ સાધનને બળે ઉચ્ચ દર્શન પ્રગટ થયું છે.) દયામય પિતાને મંગલમન્દિર ખોલવાની આજીજી થતાં

" દિવ્ય દીપ્તિથી દીપતો
બાલ મુજ ઊભો રહ્યો,
દિવ્ય મન્દિર ઊઘડયું,
ને તાતચરણે એ ઢળ્યો. "

એમ જે ભક્તિ અને કવિતાનાં નેત્રો વડે એ કાવ્યના કવિને દર્શન થયું તે જ નેત્રો વડે રમણભાઇને અહિં વર્ણવેલું દર્શન થયું એમ સહજ વિચાર આવે છે.

આ દર્શન થતાં કવિની સ્મૃતિ આ લોક તરફ પાછી ફરે છે. અને ભક્ત કવિ ઇશની સમીપ વસ્યા છે ખરા, પણ અહિં આપણી પાસે અમૂલ્ય વારસો મૂકતા ગયા છે તે ઉદ્દેશીને કહે છેઃ—

ગીત મન્ય જે મૂકયું અહિં સદૈવ જીવતું,
દીનબન્ધુ–બારણાં પુકારીં તે ગજાવીશું.

આ મનોરથની સાથે પોતાના સંગીતકુંઠિત કંઠનું ભાન થા છે તેથી જરાક ખિન્ન થઇને ઉચ્ચાર કરે છેઃ—

દીન કંઠ આ ભણી જ ગાન–દ્વાર બંધ છે,
વાઙ્મયી ન વ્યક્તિ તો પુકારું શું હું બારણે ?

પ્રભુના બારણા આગળ વાણીરૂપ પ્રદર્શન (વ્યક્તિ) નો પુકાર હું શી રીતે કરી સકીશ ? આ અસહાય દશામાંથી છૂટવાનો માર્ગ જડે છેઃ

નાથ ! ભક્તપાલ ! આત્મ આ પરે કૃપાકરી
અન્યગાન સાથ ભેળ મૂક વાણી લ્યો સુણી.

પ્રાર્થગીત ગાનારા સંગીતકુશલ ગાયકની સાથે વાચાલ વાણી નહિ, મૂક વાણી, પોતે ભેળવી તે ભક્તપાલક નાથ શ્રવણ કરશે. એ વાણી આપણે માટે મૂક થઇ છે ? ના,–એ કવિવાણી આપણે માટે રહી છે; એ ધન સંઘરી રાખીને આપણે ધન્ય થઇશું.— તથાસ્તુ !

સાન્ટાક્રૂઝ
* તા. ૧ લી માર્ચ ૧૯૩૦ } નરસિંહરાવ ભોળાનાથ



* રમણભાઇ સ્મારક ગ્રન્થ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રગટ થવાનો હતો, તે માટે આ લેખ (માગણીથી) તૈયાર કરીને મોકલ્યો. પરંતુ લાંબા સમય સુધી એ ગ્રન્થ પ્રગટ થવાનાં ચિહ્ન ના જણાવાથી તે પાછો મંગાવી લીધો. આજ 'વસન્ત'માં પ્રગટ કરાવું છું.

ન. ભો.
તા. ૨૭ ઑક્ટોબર ૧૯૩૦.
વસન્ત આશ્વિન ૧૯૮૬ તથા માર્ગશિર્ષ ૧૯૮૭.

# સ્મરણાંજલિ.

જે પરમ પૂજ્ય પિતાજીને ઘેર જન્મ લેવાનું અહો ભાગ્ય પ્રાપ્ત થયું તેમને વિશે શું લખવું અને શું નહિ? જે કીર્તિકુસુમો સમસ્ત ગુજરાતમાં ચોમેર વેરાયાં છે તેમને ફરી ઉચકીને એકઠાં કરવાની શી જરૂર છે એમ પણ લાગેછે. પણ જગતથી અજાણ્યા કેટલાક સદ્‌ગુણો, કેટલાક પ્રસંગો જાહેરમાં મૂકવા જ આ લખું છું

રમણભાઇનો વિદ્યા વ્યાસંગ એમની સાહિત્ય સેવા ઉપરથી ગુજરાતની જનતા કાંઇક અંશે પીછાની શકી છે. પરંતુ કેવી પરિસ્થિતિમાં એ સાહિત્ય સર્જાતું હતું તે જો ખબર હોત તો ગુજરાત એમની એ સેવાની કીંમત અનેક ગણી આંકત. "કવિતા અને સાહિત્ય" અને "ભદ્રંભદ્ર" વિષે તો અંગત અનુભવ નથી. પરંતુ "રાઇનોપર્વત" તો અનેક વ્યવસાયો વચ્ચે અથડાતું કુટાતું બિચારું લખાતું. લાંબી મુસાફરીમાં રેલવે ટ્રેનમાં પણ એ કાળી નોટબુક બ્હાર નીકળતી, અને ટ્રેનનો અવાજ અને આસપાસની ગરબડ વચ્ચે એ નાટક લખાયે જતું, તે હજીએ બરાબર સાંભરેછે. મ્યુનિસિપાલિટિનાં કાગળીઆંના ઢગલા, બીજી અનેક સંસ્થાઓની કાર્યવાહી, એ બધાંની વચ્ચે અમદાવાદમાં તો એ નાટકને અડકવાનો વારો બહુ ભાગ્યે આવતો. ઉનાળાની રજામાં બ્હારગામ જાય ત્યારે અથવા બીજે મુસાફરીએ જાય ત્યારે લખી શકાતું. 'જ્ઞાનસુધા'માં 'હાસ્યરસ'નો નિબંધ છપાતો ત્યારે પ્રેસમાંથી માણસ "મેટર" લેવા આવે એટલે જે કામ કરતા હોય તે પડતું

મૂકી સપાટાબંધ એને થોડો ભાગ લખી આપે! દિવસના ભાગમાં એક પળની પણ ફુરસદ ન મળતી હોવાથી ચાલુ સાહિત્ય એટલે માસિકો આદિનું વાચન રાત્રે થતું. પણ દરેકે દરેક માસિક, પત્ર, જોયા વગર કદિ રહેતા નહિ. કચરા જેવાં પુસ્તકો લખી લોકો એમના અભિપ્રાય માટે મોકલે અને સાથે અભિપ્રાય મોકલવા અતિ આગ્રહ-ભર્યાં પત્રો લખી મોકલે. ઘણાએ વિદ્વાનો, સાક્ષરો આવાં પુસ્તકો–આવા પત્રોને વાંચ્યા સિવાય જ કચરાની ટોપલીમાં ફેંકતા હશે. પણ રમણભાઇ એમની સુજનતાથી રાત્રે બાર વાગ્યા સુધી બેસીને પણ એવાં પુસ્તકો વાંચી જતા અને ગમે તેવો કડક અભિપ્રાય પણ લખીને બનતી ત્વરાએ મોકલી દેતા.

સંસ્કૃત ભાષા પ્રત્યે એમને અનન્ય પ્રેમ હતો. દરેક હિંદીને એ ભાષાનું સારૂં જ્ઞાન હોવું જોઇએ એમ એ દઢતાથી માનતા. શાળા-માંથી તાજા નીકળેલા વિદ્યાર્થી કરતાં પણ સંસ્કૃત વ્યાકરણનું એમનું જ્ઞાન વધારે સારૂં હતું. બીજા સંસ્કૃત કવિઓ કરતાં કવિ કાલિદાસ પ્રત્યે તેમને વિશેષ પક્ષપાત હતો. અને મેઘદૂત કે કુમારસંભવના શ્લોકો એમનાં વ્યવસાયી મગજમાં રમ્યા કરતા અને ઘણી વાર ધીમેથી એ શ્લોકો બોલ્યા કરતા. હું તથા મારી જ્યેષ્ઠ ભગિની જ્યોત્સ્ના જ્યારે અંગ્રેજી ચોથા ધોરણમાં આવ્યાં ત્યારે, અમારી શાળામાં (અમદાવાદની સરકારી ગર્લ્સ હાઇસ્કુલમાં) સંસ્કૃત શીખવાની ગોઠવણ ન હતી. બધી કન્યાઓ ફ્રેંચ જ લેતી. પણ અમારે સંસ્કૃત જ લેવું એવો પિતાજીએ આગ્રહ કર્યો. અમારી સાથે ભણતી બીજી ચાર કન્યાઓએ પણ અમારી સાથે થઇ સંસ્કૃત ભણવાનો નિશ્ચય કર્યો. લેડી સુપરીન્ટેન્ડન્ટને વાત કરતાં તેણે સંસ્કૃત જાણનાર શિક્ષક શાળામાં ન હોવાની મુશ્કેલી બતાવી, રમણભાઇએ એને કહેવડાવ્યું કે "અઠવાડિયામાં બે કે ત્રણ વખત હું જાતે નિશાળમાં આવીને એ બધાંને શીખવી જઇશ પણ એમને સંસ્કૃત લેવા દેજો." આમાં એમના સંસ્કૃત ભાષાના પ્રેમ ઉપરાંત સૌજન્યનો પણ સાક્ષાત્કાર

થાય છે. બીજે કયો એમની કોટિનો વિદ્વાન્ કે વકીલ શાળાના ચોથા ધોરણની વિદ્યાર્થીનીઓને શીખવવા જવાનું પોતાની મેળે કહે ? થોડા વખતમાં સંસ્કૃત જાણનાર શિક્ષકની બદલી અમારી શાળામાં થઇ એટલે પિતાજીને શીખવવા આવવું ન પડયું. પણ એમના સંસ્કૃત ભાષા પ્રત્યેના પ્રેમને લીધે જ અમે દઢ થઇ ફ્રેંચ શીખવા ના પાડી અને અમારી સાથેની વિદ્યાર્થીનીઓ પણ દઢ રહી, અને એ રીતે એ શાળામાં સંસ્કૃતનું શિક્ષણ પહેલી જ વાર દાખલ થયું. પોતાનાં દરેક સંતાનને મેટ્રીક ક્લાસમાં આવે તે વખતે જાતે "રઘુવંશ" શીખવવાનો એમનો નિયમ હતો અને રાત્રે મોડે સુધી બેસીને પણ અત્યંત ઉમળકાથી શીખવતા. લગભગ પચાસેક વર્ષની ઉમ્મરે પોતે શાસ્ત્રી રોકી "સિદ્ધાંત કૌમુદી" શીખવાનો આરંભ કર્યો હતો. અને અસીલોને બેસાડી રાખી ગરબડ વચ્ચે પણ દરરોજ સવારે થોડો વખત શીખી લેતા.

નિર્બળ દેખાતી એમની કાયામાં અસીમ દઢતાવાળો આત્મા વસતો હતો. પોતાના અભિપ્રાયો મંતવ્યોને ગમે તેવી વિષમ પરિસ્થિતિમાં પણ એ વળગી રહેતા. એ એમના સંબંધમાં આવેલાં સર્વ કોઇને ખબર છે. એમની દઢતાને લીધે જ વિદ્યાબ્હેન અને શારદાબ્હેન અનેક લોકાપવાદો સહન કરી ગ્રેજ્યુએટ થયાં અને ગુજરાતમાં સ્ત્રીઓની કેળવણીનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. અને વિદ્યાબ્હેન તથા શારદાબ્હેન હજીએ કહે છે કે લોકોની નીચ નિંદાને લીધે એમને ઘણીવાર ખોટું લાગતું પણ રમણભાઇનું તો રૂંવાડું સરખું પણ ફરકતું નહિ. આવી માનસિક દઢતા ઉપરાંત જ્યાં પોતાના શરીરને ભય હોય ત્યાં પણ એમણે કદિ ભીરુતા દાખવી નથી. ઘણાં વર્ષ ઉપર એક વાર રમણભાઇ મ્યુનિસિપલ ઇલેકશનમાં વિજયી થયા—(એ કદી પણ નિષ્ફળ થયા જ નહતા)—ત્યારે નિષ્ફળ નીવડેલા હરીફો પુષ્કળ વૈરભાવ આવી ગયો. બીજું કાંઈ તો ન થઇ શકયું; પણ શેરીની લડાઈમાં હારેલો બાયલો બાળક જીતેલા છોકરાને કહે કે " મારી

પોળમાં તો આવજો-કુનરૂ કરડાવીશ" તેમ એ હરીફોએ "ચેલેંજ" આપી કે 'રમણભાઇ ઇલેકશનમાં તો જીત્યા, પણ અમારા મહોલ્લામાં તો આવે-પછી બતાવી આપીએ.' એક બે દિવસમાં જ રમણભાઇને એ બાજુ જવાનું થયું-અકસ્માત્ જ. એવા લોકો સાથે વાદ કરવાની ફુરસદ કે ઇચ્છા એમને હતાં જ નહિ ગાડીવાળાએ સલામતી ખાતર ગાડીના પડદા વાસીને જવાની સૂચના કરી. પણ રમણભાઇને કશો ભય લાગતો જ નહિ. ખુલ્લા પડદા સાથે ઘોડાગાડીમાં એ નિશ્ચિંત મને એ મહોલ્લામાં થઇને ગયા, અને કહેવાની જરૂર નથી કે એમનું ધૈર્ય જોઇ એમને "ચેલેંજ" આપનારા શૂરાઓ જ ઘરમાં ભરાઇ ગયા.

૧૯૧૯ ના એપ્રિલમાં ગાંધીજીના પકડાવાથી અમદાવાદમાં તોફાન થયું અને દુઃખદાયક બનાવો બન્યા ત્યારે અમે તો લાંબા વખતથી અમારા નદીપાર આવેલા મકાનમાં રહેતાં હતાં. એ બાજુ કાંઈ ભય ન હતો. પરંતુ શારદાબ્હેન એકલાં જ એમનાં બાળકો સાથે લાલ દરવાજે—તોફાનના કેંદ્રસ્થાનમાં-રહેતાં હતાં. સુમંતભાઇ એ વખતે વડોદરે હતા. રમણભાઇ દરરોજ દિવસમાં એક બે વખત તોફાનની વચમાં થઇને શારદાબ્હેનની ખબર કાઢી આવતા. શારદાબ્હેનના રાષ્ટ્રિય વિચારોને લીધે એમને બહુ ભય ન હતો. પણ લોકો ગાંડા થઈ ગએલા હોવાથી કયે વખતે શું કરી બેસે તે કહેવાય તેમ હતું નહિ. વળી શારદાબ્હેનના ઘરની એક બાજુ તાર ઓફીસ સળગે, બીજી બાજુ દસ્ક્રોઇની કચેરીનું મકાન ભડભડાટ બળે, રસ્તા ઉપર હુલ્લડખોરોનાં ટોળાં દોડે; એવી સ્થિતિમાં રમણભાઇ ત્યાં જતા. ગાંધીજીના વિચારોનાં એ ખુલ્લી રીતે વિરોધ કરતા એટલે એમને જોખમ હતું જ છતાં એમને કશો ભય લાગતો નહિ. શહેરમાં માર્શલ લૉ જાહેર થયા પછી પ્રેમાભાઈ હૉલથી આગાડી ગાડી લઈ જવાની મનાઈ હતી એટલે પગે ચાલીને પણ શારદાબ્હેનને ઘેર જતા. માર્શલ લૉ થી લોકો ત્રાસી ગયા હતા અને હુલ્લડ બંધ થયા પછી પણ એ ચાલુ રાખવામાં આવ્યો હતો તેથી રમણભાઇ જાતે શાહીબાગ

કમિશ્નરને એ કાયદો ઉડાવી લેવાનું કહેવા ગયા હતા. લશ્કરી કાયદો એવો હતો કે રસ્તામાં ઉભેલો સોલ્જર એક જ વખત 'Halt' કહે એટલે ગાડી ઉભી રાખવી જ જોઇએ નહિ તો એની બંદુકમાંથી ગોળી છુટે. ગાડીવાળાની સ્હેજ ભૂલ થતાં પ્રાણ જવાનો ભય હતો તે છતાં શહેરના લોકોને ત્રાસમાંથી બચાવવા એ આખું શહેર વટાવી શાહીબાગ ગયા. ત્યારે "રોલેટ ઍક્ટ" વિરુદ્ધનાં સરઘસોમાં મોખરે રહી છાતી કાઢી ચાલતા કેટલાક 'સત્યાગ્રહીઓ" બારણાને બન્ને સાંકળ ચઢાવી ચાર પાંચ દિવસ ઘરમાં ભરાઇ રહ્યા હતા અને કેટલાક છાનામાના પરગામ પણ નાઠા હતા.

૧૯૨૨ ની સાલમાં અમદાવાદની મ્યુનિસિપાલિટીને સરકારે સસપેન્ડ કરી અને કમિટી આફ મેનેજમેંટ નીમી અને રમણભાઇને તેના પ્રમુખ નીમ્યા. લોકોમાં ઉશ્કેરણી બહુ જ હતી. અને પરિણામે એમના ઉપર ધમકીના નનામા પત્રો આવતા." કમિટીનું પ્રમુખપદ છોડી દો, નહિ તો તમારો જાન લઇશું," એવું ખુલ્લા શબ્દોમાં ઉશ્કેરાયલા લોકો લખતા. અમે બધાં બાળકો બહુ ડરતાં અને આવા જોખમ સાથે આ કામ કરવાની શી જરૂર છે એમ અમને લાગતું. પણ પિતાજી તો એ કાગળોને કચરાની ટોપલીમા ફેંકદઇ પછી એ વિષે તદ્દન ભૂલી જ જતા. પ્રમુખ તરીકે એમને શહેરના લગભગ દરેક ભાગમાં જગાઓ જોવા, મ્યુનિસિપાલિટીના વાંધાઓનો નીકાલ આણવા જવુ પડતુ. અને પહેલાંની પેઠે જ નીડરપણે એકલા જતા.

સમાજસુધારા માટેનો રમણભાઇનો ઉત્સાહ અજાણ્યો નથી. પણ સમાજસુધારાની તરફેણમાં વિચારો દર્શાવી સુધારકો તરફથી માન પામવું અને જુના આચારોને અમલમાં મૂકી રૂઢિચુસ્તોમાં પણ પ્રતિષ્ઠા મેળવવી એવી બેવડી બાજી એમને આવડતી ન હતી. ૧૯૨૨માં મુંબાઇમાં આર્યન બ્રધરહુડના પ્રીતિભોજનમાં ભાગ લેનાર એકએક ગુજરાતી ગૃહસ્થ ગમે તે બ્હાનું કાઢી પ્રાયશ્ચિત્ત કરી પાછા નાતમાં

આવી ગયા. પણ રમણભાઈએ જ્ઞાતિનો બહિષ્કાર સ્વીકારી લીધો. હાલના સમયમાં એવાં ભોજનો વર્ષમાં અનેક થાય છે અને કોઈ કશી દરકાર કરતું નથી. પરંતુ એ વખતે તો એ ભોજનને છાપાંઓએ તેમ જ જ્ઞાતિઓના આગેવાનોએ ખૂબ મહત્ત્વ આપી દીધું હતું. અંત્યજ કહેવાતી કોમોના પણ કેટલાક ગૃહસ્થો એ ભોજનમાં હતા. તેથી "રમણભાઇ ઢેડ થયા, હવે એમની છોકરીઓને કોણ પરણશે" એમ પણ કેટલાક રૂઢિચુસ્ત જ્ઞાતિજનો કહેતા. રમણભાઇને કશાની દરકાર ન હતી. એમનાં માસીની દીકરી સ્વ. ચંદનબ્હેન જે એમની સાથે જ ઉછરીને મોટાં થએલાં અને જેમને એ સગી બ્હેનથી પણ અધિક ગણતા હતા તેમની ઇચ્છા છતાં પ્રાયશ્ચિત્ત કરવા એમણે ચોખ્ખી ના કહી. આપણા લોકોમાં માતા કે બ્હેનને રીઝવવાના બ્હાના હેઠળ છટકી જવાની રીત બહુ જાણીતી છે. પણ રમણભાઇ ડગ્યા નહિ—ઉલટાં ચંદનબ્હેનને સ્નેહથી સમજાવી પોતાના પક્ષમાં લીધાં અને જીંદગી સુધી જ્ઞાતિની બ્હાર જ રહ્યા.

એક વખત સુધારક વિચારો માન્ય કર્યા એટલે વ્હેમી આચારોનો સર્વથા ત્યાગ કરવો જોઇએ એવી રમણભાઈની દૃઢ માન્યતા હતી. પોતાને ઘેર લગ્નપ્રસંગે એ કોઇપણ રૂઢિમાન્ય રીતો આચારમાં મૂકતા નહિ. માત્ર લગ્નવિધિ જ કરતા. મૂર્તિપૂજા સામે સખત વિરોધ હોવાથી ઘેર ગણપતિ ચીતરાવતા પણ નહિ. "ગણપતિ વગરનાં તે લગન હોય ?" એમ ઘણાં સંબંધીઓને લાગતું હશે. પણ રમણભાઈ પોતાના વિચારોમાં ડગતા નહિ. જનોઇના સંસ્કારમાં આધુનિક જમાનામાં કશું મહત્ત્વ સમાયું નથી એમ માનતા હોવાથી એમણે પોતાના પુત્રોને જનોઇ પણ દીધું નહિ. મૃત્યુ પામેલાં સગાં સંબંધીઓની ઉત્તરક્રિયા, શ્રાદ્ધ કે સંવત્સરી કદિ પણ કરતા નહિ. મુસાફરી ખાતર યાત્રાનાં સ્થાનો જોવા જતા પણ કોઈ મંદિરમાં નમસ્કાર કે બ્રાહ્મણોને દાન કદિ પણ કરતા નહિ. સ્વ. લાલશંકરભાઈએ સ્થાપેલી અને રમણ-

ભાઇએ હસ્તક લીધેલી અંત્યજ શાળાઓના અંત્યજ શિક્ષકો કામે કાજે આવે તેમને પોતાની પાસે માનપૂર્વક બેસાડી વાતચીત કરતા.

મુસાફરીનો શોખ એમને અસંત હતો. કૉંગ્રેસે અસહકારનું ધ્યેય સ્વીકાર્યું ત્યારે જ તેમણે પોતાનો મત વિરુદ્ધ હોવાથી કૉંગ્રેસને સ્થળે જવાનું બંધ કર્યું, બાકી દરવર્ષે જતા અને આસપાસની તમામ જોવા જેવી જગાઓ જોઇ આવતા. આખા હિંદુસ્તાનની તેમણે મુસાફરી કરી હતી. અને વખત મળે યુરોપને પ્રવાસે જઈ આવવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. પરંતુ એમની કર્તવ્યપરાયણતાને લીધે વખત મળ્યો જ નહિ. નાઇટહુડ લેવા માટે ઈંગ્લંડ જવા આવેલું આમંત્રણ છેવટની માંદગીને લીધે સ્વીકારી શકાયું નહિ. મુસાફરીમાં હંમેશની જંજાળોમાંથી મુક્ત હોવાથી એમના કુદરતી આનંદી સ્વભાવનો લાભ સંપૂર્ણપણે મળતો. એમના પરમ મિત્ર શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરી જ્યારે સાથે હોય ત્યારે એમને મુસાફરીમાં વિશેષ આનંદ પડતો. અને કૃષ્ણલાલ કાકા પણ એમની સોબતનો લાભ લેવા બનતા સુધી ચુકતા નહિ. હિંદુસ્તાનની લગભગ બધી મુસાફરી બન્નેએ સાથે જ રહીને કરી હતી. મને યાદ છે કે ૧૯૧૮માં ઈંદોર જતી વખતે રતલામને સ્ટેશને પિતાજીએ કહ્યું કે " અત્યારમાં હજામ મળી ગયો તેટલા આપણે નસીબદાર " અને જવાબમાં કૃષ્ણલાલ કાકાએ કહ્યું કે " તમારી સાથે મુસાફરીએ નીકળ્યો એ માણસ જ નસીબદાર." અને જેમને જેમને લાંબી મુસાફરીમાં એમની સંગતનો લાભ મળ્યો હશે તે આ વચનોમાં રહેલું સત્ય સમજી શકશે. મુસાફરીમાં સંયોગોને લીધે આવી પડતાં ગમે તેવાં દુઃખ સહન કરવા તત્પર રહેવું જોઇએ, પણ પોતાની બેદરકારી કે મૂર્ખાઈથી એક પણ દુઃખ ન પડવું જોઇએ એ એમનો સિદ્ધાન્ત હતો. ટ્રેનોનો તેમ જ જોવા જવાનો બધો કાર્યક્રમ પહેલેથી ચોક્કસ નક્કી કરતા. જરૂરની ઝીણામા ઝીણી ચીજો પણ સંભારીને સાથે લેતા. અકસ્માત માંદગીમાં કામ લાગે તેવી દવાઓ પણ હંમેશાં પાસે રાખતા. એમની મુસાફરીની પેટીમાં એમના મૃત્યુ

પછી પણ ઘણા વખત સુધી મીણબત્તી, દીવાસળીની પેટી, ક્વીનીન, ચુરણની ગોળીઓ, સોય, દોરો, કાતર, બટન ગોઠવી મૂકેલાં પડી રહ્યાં હતાં. અમદાવાદમાં ગાડી ઘોડે ફરતા અને અનેક નોકરો રાખતા રમણભાઇને ચિતોડગઢના સ્ટેશન ઉપર પોતાને ન્હાવા માટે નળ ઉપરથી ડોલ ભરી લાવતા કે ઉજ્જનમાં ક્ષિપ્રાને કિનારે ધોતીયું નીચોવીને સુકવતા જોઇ, એમના સ્વભાવથી અપરિચિત માણસને આશ્ચર્ય લાગ્યા વગર રહે નહિ.

એમનું શરીર દેખાતું એવું નબળું ન હતું. અમદાવાદમાં તો સમયના અભાવે એમને ગાડી વાપર્યા વગર છુટકો નહતો. પણ બ્હાર ગામ હવા ફેર જાય ત્યાં મોટી ઉમરે પણ માઇલોના માઇલો–યુવાનોને હફાવે એટલું–ચાલી શકતા. માથેરાન વિગેરે સ્થળે રીક્ષામાં બેસી, પારકા ખભા ઉપર ઉચકાઇને જતા સશક્ત પુરુષો ઉપર એમને બહુ તિરસ્કાર હતો. એમની યુવાવસ્થામાં અખાડા વિગેરે પ્રવૃત્તિઓ આજની પેઠે ચાલતી ન હતી પણ તે વખતે એ હંમેશાં કસરત કરતા. જે ભારે મગદળ એ ફેરવતા તે હજીએ અમારે ઘેર છે અને આજના યુવકોમાંથી કેટલા એ ફેરવી શકે તે શંકા પડતું છે. અમદાવાદની અનેકવિધ પ્રવૃત્તિઓએ એમને આટલા બધા બાંધી લીધા નહોત તો કસરત પ્રત્યેનો એમનો અનુરાગ ચાલુ રહેત અને કદાચ એમનું આયુષ્ય થોડાં વધારે વર્ષ લંબાયું હોત.

રમણભાઇના આનંદી અને રમુજી સ્વભાવ વિષે એમની જીંદગીનાં છેક પાછલાં વર્ષોમાં જ સંબંધમાં આવેલાં મનુષ્યોને ખબર ન હોય એ સ્વાભાવિક છે. કામના અતિશય બોજાને લીધે એમનો એ સ્વભાવ બ્હાર દેખાવાનો પ્રસંગ ભાગ્યે જ આવતો. પરંતુ જુના વખતનાં સંબંધીઓને એ વિષે ખબર છે. રમુજી ટુચકા, વાતો વિગેરેનો એમની પાસે ભંડાર હતો, અને બરાબર તકને પ્રસંગે કહી સંભળાવતા. તે ઉપરાંત કોઇ પણ પ્રસંગે ચાલતી વાત ઉપર રમુજી ટીકા

કરી આખું વાતાવરણ હાસ્યપૂર્ણ કરી મૂકતા. સુરતમાં એમના કુટુંબમાં એક લગ્ન પ્રસંગે ભારે જમણ જમી હાંફતાં પડેલાં સંબંધીઓ આગળ એમણે "જમ્યો કોણ" ની વાર્તા કહી સંભળાવી હતી અને લગભગ એ વાર્તાનાં પાત્રો જેવી જ સ્થિતિમાં પડેલાં માણસો એની સંપૂર્ણ કદર કરી શક્યાં હતાં. રમુજી વાર્તા કહેવાની એમની શૈલી અજબ આકર્ષક હતી. અમારે સુભાગ્યે અમારી બાલ્યાવસ્થામાં એમનો કામનો બોજો હદ ઉપરાંત વધી ગયેલો ન હતો તેથી રાત્રે જમ્યા પછી અમે ઘણીવાર વાર્તા કહેવાની માગણી કરતાં, અને એ અમને ઘણીએક રમુજી વાર્તાઓ કહી સંભળાવતા. એની એ વાતો અત્યારે ફરી વાંચીએ છીએ કે સાંભળીએ છીએ પણ એમાં પિતાજીની શૈલીનો રસ ઝરતો ન હોવાથી શુષ્ક લાગે છે. એમના વકીલ મિત્રોને એમની વાર્તા સાંભળવાનો બહુ શોખ હતો. અને પહેલાં દર વર્ષે થતી વકીલોની ઉજાણીમાં એમની પાસે વાર્તાઓ કહેવડાવતા. એમના ભત્રીજી સ્વ. સુકન્યા બ્હેને પોતાના છેવટના મંદવાડમાં મૃત્યુના થોડા જ દિવસ પહેલાં એકવાર કહેલું કે "રમણકાકા વાત કહો. ઘણા વખતથી તમારી વાત સાંભળી નથી" અને રમણભાઈએ ભત્રીજીના મંદવાડને લીધે ચિંતાગ્રસ્ત મન હોવા છતાં પોતાની હંમેશની રસપૂર્ણ શૈલીથી વાત કહી સંભળાવી અને સુકન્યા બ્હેનને રોગની તીવ્ર વેદનામાં પણ ખૂબ હસવું આવેલું.

છેવટનાં વર્ષોમાં રમણભાઈના જીવનમાં વિષાદની છાયા દેખાતી, તેનાં અનેક કારણો હતાં. પ્રથમ તો એ કે કર્તવ્યપરાયણતાની તીવ્ર ભાવનાને વશ થઈ એમણે કોઈ પણ મનુષ્ય ઉપાડી શકે તે કરતાં વધારે કામનો બોજો ઉપાડ્યો હતો. એમના ધંધામાં તો એમને બહુ મહેનત પડતી નહિ. એમની પ્રતિષ્ઠા એવી જામી હતી કે અસીલો મેળવવા એમને કદિ પણ શરૂઆતથી જ મહેનત કરવી પડતી નહિ. વળી ધનનો લોભ ન હોવાથી એ પોતાની પ્રેક્ટીસ વિસ્તારવા પ્રયત્ન કરતા નહિ. પરંતુ બીજાં જનહિતનાં કામો, જેમાં મહેનત પુષ્કળ

અને યશ બીલકુલ નહિ, એ બધાંએ એમનું જીવન કચરી નાખ્યું. આમાં મુખ્ય મ્યુનિસિપાલિટીનું કામ હતું. ગાડીમાં જ્યાં બ્હાર જાય ત્યાં પણ મ્યુનિસિપાટીના કાગળોની પેટી સાથે હોયજ, અને ચાલતી ગાડીએ પણ અંદરના તુમારો કાઢી વાંચતા અને સહીઓ કરે જતા. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અનાથાશ્રમ, પ્રાર્થના સમાજ, દીવાળી બાઈ કન્યાશાળા અને બીજી અસંખ્ય સંસ્થાઓના માણસોની 'લેવી' સવારથી સાંજ—મ્હકે રાત સુધી ચાલુ રહેતી અને એ બધાંનું કામ કરી આપવામાં પોતાની નહિ પણ સામા માણસની સગવડ જોવી એ એમનો નિયમ હતો; અને આમને આમ એમનું જીવન રેંધાઈ ગયું હતું.

આ ઉપરાંત જ્યારે દેશમાં અસહકારની ચળવળ શરૂ થઇ ત્યારે એમના હૃદયને બહુ ક્ષોભ થતો હતો. એમની માન્યતા ભલે ભૂલ ભરેલી હોય પણ એ ચળવળથી દેશના હિતમાં ખરેખરૂં નુકસાન થશે એમ એ અંતરથી માનતા અને સ્વદેશપ્રેમથી ઉભરાતું એમનું હૃદય તેથીજ ખિન્ન રહેતું. વળી દેશમાં રાષ્ટ્રિય ચળવળના અતિ ઉત્સાહમાં સમાજસુધારાનું કામ મંદ પડી ગયું હતું. સમાજ સુધારાની વાત આવતાં લોકો લગભગ એને હસી કાઢતા, અને એ અરસામાં લોકવૃત્તિ પાછી પુરાણા રીવાજો તરફ કાંઇક ઢળતી જતી હતી. પોતાની પ્રિય પ્રવૃત્તિની આવી દશા જોઇ રમણભાઈને બહુ ખેદ થતો હતો. "આપણો દેશ સર્વશ્રેષ્ઠ છે, આપણી સંસ્કૃતિ સર્વોત્કૃષ્ટ છે" એવું એવું બોલનારને સાંભળવા સૌ કોઇ તૈયાર હતા. પરંતુ આપણી અધોગતિ પ્રત્યે લક્ષ દોરનાર તરફ લોકો અણગમો બતાવતા. આથી રમણભાઇને લાગ્યું કે અડધી સદીના સમાજસુધારકોના યત્નો નિષ્ફળ ગયા. અને દેશની દિનપરદિન સામાજિક અધોગતિ વધતી જશે એમ લાગ્યાથી એમનું મન વિષાદપૂર્ણ થઇ ગયું હતું.

પિતાજીનો કુટુંબસ્નેહ અનન્ય હતો. પોતાના કુટુંબને દરેક પ્રકારે સુખ સગવડમાં રાખવું એ એમની સતત તીવ્ર ઇચ્છા હતી.

પહેલાંના વખતમાં વિદ્યાબ્હેનને અને પછી પુત્રીઓને કૉલેજનું શિક્ષણ લેવાની પૂરી અનુકૂળતા મળે માટે રસોઇયો, નોકરો, ગાડી-ઘોડો હંમેશ રાખતા. પાછળથી પોતાની પ્રવૃત્તિઓ અતિશય વધી જવાથી ગાડી એમની પાસે સતત રોકાયલી રહેતી. આથી પુત્રીઓને કૉલેજમાં જવા આવવાની અગવડ ન પડે માટે બમણો ખરચનો બોજો ઉઠાવી બીજી ગાડી રાખી હતી.ગજા ઉપરાંત ખરચ ન કરવું છતાં કુટુંબીઓ સુખ સગવડમાં રહી જીવનમાં દરેક પ્રકારનો સંતોષ પ્રાપ્ત કરે એ જ એમનું લક્ષ્યબિન્દુ હતું. બીજા કેટલાક લોકો પેઠે ખાવા પીવામાં કંજુસાઇ કરી, કુટુંબની સ્ત્રીઓ પાસે ઘરમાં વૈતરાં કરાવી, ધનસંચય કરવો ને એ જ ધન વડે સ્ત્રીઓને શણગારી બ્હાર પોતાની શ્રીમંતાઇ દેખાડવી કે લગ્ન પ્રસંગે પૈસો ઉરાડી લોકોમા "વાહ વાહ" કહેવડાવવી એના ઉપર એમને બહુ જ તિરસ્કાર હતો. પાછળ ધનના ઢગલા મૂકી ન ગયા પણ પોતાની હયાતીમાં આખા કુટુંબને "લીલા લ્હેર" કરાવી; અત્યારે પણ એનું સ્મરણ અમારા સર્વના હૃદયમાં સુખ અને સંતોષ ઉત્પન્ન કરે છે.

રમણભાઇની સત્યપ્રિયતા માટે બે મત છે જ નહિ. પરંતુ પોતાના સત્યનિષ્ઠ વર્તનથી જ તે એમની આસપાસનાંઓને સત્યપ્રિય થવાનું સૂચન કરતા—સાચું બોલવાના લાંબા લાંબા ઉપદેશોથી નહિ. અલબત્ત પોતાના સ્વાર્થ ખાતર જુઠું બોલવાનું કે લખી આપવાનું કહેવા આવનારાઓનો એ સખત ઉધડો લઇ નાખતા—એવા માણસો પણ એમની પાસે આવતા ખરા. એમના ભત્રીજા સ્વ. ચંદ્રકાંતની મીલ્કતના એ ટ્રસ્ટી હતા, અને એવા ટ્રસ્ટી કાકા દુનિયામાં કોઇક જ ભત્રીજાને મળતા હશે. પોતાને હસ્તક સોંપાયલી મીલ્કતનો પાઈ એ પાઇનો હિસાબ જાતે જ લખીને ચોખ્ખો રાખવો, એ જ એમનો નિયમ હતો. એમની પાસે જ છેક બાલ્યાવસ્થાથી ઉછરીને મોટા થએલા ચંદ્રકાન્તને એમનો એટલો બધો દૃઢ વિશ્વાસ હતો કે રમણભાઇએ અનેક વખત કરે " માગણી છતાં એણે ઉમ્મરમાં આવ્યા

પછી પણ કદિ પણ પોતાની મીલ્કતની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી નહિ. સર્વને તે કહેતો કે "રમણકાકા કરે છે તે કરતાં હું કાંઇ સારી વ્યવસ્થા કરી શકવાનો છું?" અને એના મૃત્યુ સુધી (એ સત્તાવીસ વર્ષનો હોવા છતાં) મીલકત પિતાજીના હાથમાં જ રહી. એક વખતે બીજા કોઇએ સાચવવા આપેલી મીલકતના સંબંધમાં રમણભાઇએ એટલી બધી પ્રમાણિકતા બતાવી કે ચંદ્રકાન્ત આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. હકીકતની વીગતો મને યાદ નથી, પણ ચંદ્રકાન્ત હંમેશાં કહેતો કે "રમણકાકા સિવાય બીજું કોઈ પણ માણસ આટલી બધી પ્રમાણિકતા ન વાપરે. એમણે અપ્રમાણિકતા કરી હોત તો એનો કશો પુરાવો નહોતો અને દુનિયામાં કોઇ દિવસ કોઇને કશી ખબર પડત નહિ. આ વાત મેં જાણી ત્યાર પછી મને કોઇ ગમે તેટલી સાબીતી સાથે કહે કે એ ટ્રસ્ટી તરીકે તારી મીલ્કતનો દુરુપયોગ કરે છે, તો પણ હું માની શકું જ નહિ."

પોતાનાથી ભિન્ન મત ધરાવનારાઓ પ્રત્યે માત્ર સહિષ્ણુતા જ નહિ પણ સન્માનવૃત્તિ બતાવવી, એ રમણભાઈના સ્વભાવનું મુખ્ય લક્ષણ હતું. મહાત્મા ગાંધીજીના રાજકીય વિચારો એમને બીલકુલ માન્ય ન હતા છતાં ગાંધીજીના વ્યક્તિત્વ માટે અતિશય માનવૃત્તિ હતી. ૧૯૨૦ કે તે અરસામાં અમદાવાદમાં મીલ મજુરોએ હડતાલ પાડી અને તેનું કોઇ પણ રીતે સમાધાન થતું ન હોવાથી ગાંધીજીએ ઉપવાસ આદર્યા. રમણભાઈને એકે પક્ષ સાથે લેવા દેવા ન હતી. છતાં ગાંધીજીને આમ દેહકષ્ટ કરતા જોઇ એમને બહુ દુઃખ થયું. અને પોતાની મેળે જ પોતાના ઓળખીતા દરેકે દરેક મીલ માલીકને કહેવા ગયા કે–"ગાંધીજી જેવા પુરુષ આમ કષ્ટ વેઠે છે તે બહુ ખોટું દેખાય છે અને જો આવી નજીવી બાબત માટે એમને પ્રાણત્યાગ કરવો પડે તો આખા દેશ સમક્ષ આપણા શહેરને નીચું જોવાનું થાય. માટે હવે સમાધાન કરી દો." એમના કહેવાની અસર થઇ કે નહિ તે જુદી વાત છે પણ એમના આ કૃત્યથી ગાંધીજી માટેનો પ્રેમ

દેખાઇ આવે છે. આજ કાલ અસહિષ્ણુતા અને સામાપક્ષ માટે તિરસ્કારવૃત્તિ એ કાંઇક સ્વતંત્ર માનસનાં લક્ષણ મનાય છે ત્યાં આવા દાખલા જવલ્લે જ મળી આવે.

રમણભાઈની ધર્મનિષ્ઠા એ દર રવિવારે પ્રાર્થના સમાજમાં હાજરી આપતા તેટલાથી જ જણાતી નથી. એમના અંતરમાં વસી રહેલા પ્રભુપ્રેમનું એ તો બાહ્ય ચિહ્ન માત્ર હતું. એમની સત્યનિષ્ઠા, પ્રમાણિકતા, કર્તવ્યપરાયણતા, એ સર્વ એમની ધર્મનિષ્ઠાનાં જ અંગો હતાં. રાત દિવસ કાગળીયાના ઢગલા વચ્ચે બેઠેલા, અનેક વ્યવસાયોમાં મચ્યા રહેતાં છતાં એમનો ઈશ્વર પ્રત્યેનો પ્રેમ, શ્રદ્ધા અચળ હતાં. જે કર્તવ્યપરાયણતાએ એમની જીવન દોરી ટુંકી કરી નાખી તે ઈશ્વર પ્રીત્યર્થે જ હતી.

કવિ ગોલ્ડસ્મિથના શબ્દોમાં:—

"As some tall cliff that lifts its awful form,
Swells, from the vale and midway leaves the storm;
Though round its breast the rolling clouds are spread;
Eternal Sunshine settles on its head"

સરોજીની મહેતા.

# સ્વ. રમણભાઈ

ભાઈ રમણભાઈનો દેહ પડયો! ગૂજરાતે ગઈ સદીમાં અને આ સદીમાં કાલની બાજીમાં અનેક કિંમતી મ્હોરાં ખોયાં છે, પણ આવી ખોટ એણે કદી પણ અનુભવી નથી. મહાત્મા ગાંધીજીએ કહ્યું છે તેમ રમણભાઈ એટલે છેલ્લાં પચાસ વર્ષના ગૂજરાતનો ઇતિહાસ. અને ઇતિહાસ એટલે એની સર્વ પ્રવૃત્તિઓ મળી રચાએલો એક પટ. સ્વ. રણછોડલાલ છોટાલાલે મ્યુનિસિપૅલિટિના વહીવટનો આદર્શ સ્થાપ્યો; રમણભાઈના પિતા મહીપતરામે કેળવણીકાર અને બહાદુર 'સુધારક' તરીક યશ મેળવ્યો; અંબાલાલ સાકરલાલે ગૂજરાતની બુદ્ધિશક્તિને શોભાવી; લાલશંકર ઉમિયાશંકરે સંસારસુધારાને લગતી અનેક સંસ્થાઓ સ્થાપી; ગોવર્ધનરામે સાક્ષરજીવનની ભાવના સિદ્ધ કરી; મણિલાલે પત્રકાર તરીકે અદ્‌ભુત પ્રભાવ પાડયો; રાજ્યપ્રકરણમાં ગોકળદાસ પારેખ, ચિમનલાલ સેતલવાડ, અને વિઠ્ઠલભાઇ પટેલને ગૂજરાત અગ્રસ્થાને મૂકશે; અને ઊંડી ધાર્મિકતામાં ગાંધીજી સર્વોપરિ સ્થાન ભોગવે છે. પરંતુ જે વ્યક્તિએ જીવનનો પ્રત્યેક ક્યારો પાયો છે એ તો ભાઈ રમણભાઈ જ. ગૂજરાતે એવો સકલ પુરુષ, એની સ્મરણશક્તિ પહોંચે છે ત્યાં સુધી, કદી પણ જોયો નથી. એમના સાક્ષરબન્ધુઓ એમની સાહિત્યશક્તિથી મુગ્ધ બની ઘણીવાર ખેદ દર્શાવતા કે રમણભાઈ પોતાનો સમય મ્યુનિસિપૅલિટિના કામમાં કેમ

ખરાબ કરે છે! પણ જીવન એ સાહિત્ય કરતાં ઉચ્ચતર અને વિશાળ-તર પદાર્થ છે અને એને અંગે ઉત્પન્ન થતાં કર્તવ્યો સાહિત્યની કીર્તિ કરતાં વધારે પવિત્ર છે એ સમજણથી પ્રેરાઇ, મ્યુનિસિપૅલિટિનાં કામકાજમાં એ પુષ્કળ સમય આપતા, અને મને આજ સ્મરણ આવે છે કે શરીરસ્વાસ્થ્ય ખાતર મ્યુનિસિપૅલિટિના મેમ્બર થવાની ઉમેદવારી ન કરવી એમ સ્નેહી–સંબન્ધીઓ તરફથી કહેવામાં આવ્યું ત્યારે એમણે ઉત્તર આપ્યો કે " આરામ લેવાની જરૂર પડશે તો હું વકીલાત છોડી દઇશ, પણ મ્યુનિસિપૅલિટિ નહિ છોડું." કેટલાક જનોની રાજ્યપ્રકરણી સેવાની સમજણ ધારાસભાનાં ભાષણો કરવામાં સમાઇ રહે છે, પણ વસ્તુતઃ ફિરોઝશાહ, ગોખલે આદિ સાચા દેશભક્તોએ દેશના સ્વરાજ્યના પાઠ સ્થાનિક સ્વરાજ્ય ચલાવવામાં લીધા છે અને આપ્યા છે; અને તે જ પ્રમાણે સ્વ. રમણભાઇએ સ્થાનિક સ્વરાજ્યને પોતાનાં સર્વ કાર્યક્ષેત્રોમાં પ્રથમ સ્થાને મૂકી એના વહીવટમાં કર્તવ્યનિષ્ઠા અને નિષ્પક્ષપાતનું ઉત્તમ દૃષ્ટાન્ત એમણે લગભગ ત્રીસ વર્ષની સેવાથી ગૂજરાત આગળ ધર્યું છે. પરંતુ સ્થાનિક સ્વરાજ્યની સેવા કરીને, એઓ હિન્દની મ્હોટામાં મ્હોટી પ્રવૃત્તિ–નેશનલ કૉંગ્રેસ–પ્રત્યે વિમુખ કે બેદરકાર હતા એમ ન હતું. દરેક નેશનલ કૉંગ્રેસની બેઠકમાં હાજરી આપવી એવો એમણે સંકલ્પ કર્યો હતો, અને એ એમણે શરીરનાં સુખદુઃખની દરકાર કર્યા વગર અઢાર વર્ષ સુધી દૃઢતાથી પાળ્યો હતો. જ્યારે કૉંગ્રેસ 'અસહકારી' થઈ, અને એમની ઠરેલ અને વિનીત બુદ્ધિ 'અસહકાર'નાં તોફાન સહન ન કરી શકી, ત્યારથી એમણે એ મહાન સંસ્થાનો હિંમતથી ત્યાગ કર્યો, અને ઉચ્છૃંખળ અસહકારીઓનો રોષ પણ વ્હોર્યો. પણ કૉંગ્રેસ ગોખલે ફિરોઝશાહ અને દાદાભાઇના નેતાપણા નીચે હતી તે સમયમાં એમણે 'કૉંગ્રેસ બહાર તે નાત બહાર' એવો ઉદ્ગાર કાઢેલો અમે સાંભળ્યો છે.

સંસારસુધારક તરીકે સ્વ. રમણભાઇનું જીવન સાચું, આડંબર

વિનાનું, કાર્યપરાયણ, અને દૃઢ છતાં ઉદાર હતું. સ્વમતમાં અડગ શ્રદ્ધા અને તદનુસાર આચાર હોઇને પણ પરમત તરફ સહિષ્ણુતા અને માનની લાગણી ધરાવવી એ ઉચ્ચ સંસ્કારનું ચિહ્ન છે, જે વિરલ ગુણ સ્વ. રમણભાઇમાં બહુ સ્પષ્ટપણે હતો. સંસારસુધારાના નિશ્ચયને અનુસરતા વર્તન પ્રત્યે એ બેદરકાર નહોતા, બલ્કે આવા કામમાં દૃષ્ટાન્તનો મહિમા માનતા. પણ સામાન્ય વ્યવહારમાં વ્યવહાર-બુદ્ધિ ( Common sense )થી આચાર અને વિચારનો જેટલો સમન્વય થઇ શકે તેટલો કરવા ઉપરાંત, સુધારાની સવિશેષ પ્રગતિ માટે તેઓ કેળવણીમાં શ્રદ્ધા ધરાવતા. સંસારની આધારશક્તિ સ્ત્રી છે, તો સ્ત્રીકેળવણી ઉપર સસારસુધારાનો મુખ્ય આધાર છે એ સાચી સમઝણથી ઘણા સુધારકો સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપે છે, પણ સ્વ. રમણભાઇએ સ્ત્રીકેળવણીને જે સેવા કરી છે તે કોઇએ નથી કરી–અને તે એ કે એમનાં પત્નીના ઉચ્ચ શિક્ષણ ખાતર, મુનસફ થવાનું માંડી વાળી, સરકારી નોકરીનું રાજીનામું આપ્યું, અને અમદાવાદમાં વકીલાતનો સ્થાનિક ધંધો સ્વીકાર્યો; એટલું જ નહિ પણ છેલ્લાં પાંત્રીસ વર્ષથી એમના ગૃહને સ્ત્રીકેળવણીની સુન્દર સંસ્થારૂપ કરી મૂક્યું હતું. અને આજ ગૂજરાત ઉચ્ચ સ્ત્રીશિક્ષણમાં જે સ્થાન ભોગવે છે તેનો મ્હોટો યશ સ્વ. રમણભાઇને પોતાને છે.

સ્વ. રમણભાઇનો જીવનપ્રવાહ જેમ સર્વ કાર્યક્ષેત્રમાં પ્રસરી રહ્યો હતો, તેમ એમના આત્મકુસુમની પ્રત્યેક પાંદડી પૂરેપૂરી ખીલેલી અને સૌરભની ભરેલી હતી. એમની વિદ્યાભ્યાસની કારકીર્દી યશસ્વી હતી એટલું જ નહિ પણ અભ્યાસકાળ પૂરો કર્યા પછી પણ વિદ્યા ઉપર-નો એમનો પ્રેમ યાવજ્જીવન સ્થિર હતો. એમની બુદ્ધિ ઝીણી હતી, તે સાથે વિદ્યાને જ્ઞાનમાં પરિણત કરવાનું અદ્‌ભુત સામર્થ્ય એમાં રહેલું હતું. એલ્ફિન્સ્ટન કોલેજના ગૂજરાતી મંડળમાં "કવિતા" ઉપર વાંચેલો એમનો નિબન્ધ એના સિદ્ધાન્ત માટે જે ગૌરવ ધરાવે છે તે

કરતાં પણ એ સિદ્ધાન્તનો ગૂજરાતી સાહિત્યમાં એમણે જે વિનિયોગ કર્યો છે તે માટે એ અધિક માનને પાત્ર છે. એમનાં સર્વ લખાણોની પાછળ સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યનો બહોળો પરિચય રહેલો હતો, પરંતુ તે એમની સમર્થ અને તેજસ્વી બુદ્ધિમાં એવો સારી રીતે પચી ગએલો છે કે સૂત્રરૂપ થઇ એ ગૂજરાતી સાહિત્યનાં દૃષ્ટાંતોમાં અકૃત્રિમ રીતે સ્ફુરે છે. એમની હાસ્યરસની કૃતિઓમાં પણ એ હાસ્યરસનું વિશિષ્ટ સ્વરૂપ જે પશ્ચિમના લેખકોમાંથી લેવા ગ્ય હોય તે એમણે લીધું છે, તથાપિ એમની બુદ્ધિને પ્રભાવે ગૂજરાતી ભાષામાં એ નવો અવતાર પામી ગયું છે. અને અત્યારે ગૂજરાતી ભાષામાં હાસ્યરસના સાહિત્યકાર તરીકે સ્વ. રમણભાઈનું સ્થાન ખાલી પડ્યું છે. એમની બુદ્ધિની પરિપક્વતાનું એક ઉત્તમ ઉદાહરણ એમની રસવૃત્તિ છે. જૂની મૂર્તિઓને પૂજ્યા કરવું કે નવીન આચાર્યોને નમી પડવું—બંને અન્તથી સ્વ. રમણભાઈ દૂર હતા. તેથી રા. કવિ જેવાનાં નવાં કાવ્યોનો આદર કરવામાં સદા તત્પર છતાં અર્થગૌરવ વિનાનાં ઉચ્છૃંખળ ચમકારાં કે અનુસરણથી એ કદી મુગ્ધ બનતા નહિ. એમનું સ્વાભાવિક વલણ બલ્કે પક્ષપાત શિષ્ટ શૈલી તરફ હતો, અને એ શૈલીનું ઉત્તમ ઉદાહરણ ભાષામાં તેમ જ અર્થમાં—એમનું પ્રસિદ્ધ નાટક 'રાઇનો પર્વત' છે.

સ્વ. રમણભાઈની જેવી વિદ્યા સંગીન અને પરિપક્વ, તેવી નીતિ પણ દૃઢ હતી. અમને સ્મરણ આવે છે કે રમણભાઇ અંગ્રેજી ત્રીજા ધોરણમાં હતા ત્યારે કોઇએક સહાધ્યાયીએ એમને એક ચંચળ અને 'જૂઠું ન બોલે' એવા વિદ્યાર્થી તરીકે મને ઓળખાવેલા. બુદ્ધિ સાથે નીતિની એ દૃઢતા એમના સમસ્ત જીવનમાં કાયમ રહી હતી. વળી, જેમ એમની બુદ્ધિ પાંડિત્યના બોજાથી દબાઇ ગઇ ન હતી, તેમ એમની નીતિ પણ ઉગ્ર અને કર્કશ રૂપ ધારણ કરતી ન હતી. એમનો વિનોદી સ્વભાવ એમની વિદ્વત્તામાં તેમ જ—નીતિમાં એક

જાતની સુન્દર સરળતા પૂરતો. બંનેમાં આડંબરનો છાંટો પણ ન હતો. જમણો હાથ ઉપકાર કરે એ ડાબો હાથ ન જાણે એવી એમની ભલું કરવાની સ્વાભાવિક વૃત્તિ હતી. હું ઉપકાર કરૂં છું એવું જ્ઞાન એમને પોતાને ન થતું, ત્યાં ઉપકૃત જનને એ ભાવ જણાવવાની તો વાત જ શી?

સ્વ. રમણભાઇના સર્વ ગુણોના મૂળમાં ઊંડી પ્રભુનિષ્ઠા રહેલી હતી. વર્તમાન સમયમાં થોડા જ સજ્જનો એ મહાન શક્તિનો મહિમા સમજે છે. પણ એ પ્રભુનિષ્ઠા જે રમણભાઈની કર્તવ્યપરાયણતા અને અને સેવાવૃત્તિનું બીજ હતું એણે એમના આત્મામાં કેવો વ્યાપક વાસ કર્યો હતો એ જાણવું હોય તો 'જ્ઞાનસુધા'ના અંકોમાં વખતો-વખત પ્રસિદ્ધ થએલાં અમદાવાદ પ્રાર્થનાસમાજ મંદિરમાં એમણે આપેલાં વ્યાખ્યાનો જોવાં. એ વાંચનાર આજ ઉદ્‌ગાર કર્યા વિના રહેશે નહિ કે પ્રભુનિષ્ઠ આત્માને પ્રભુ એમના દરબારમાં સદા વાસ આપો!

સ્વ. રમણભાઇના જીવનની સુન્દરતા, સરળતા, સાક્ષરતા, અને વ્યાપકતાને અશેષ ગુજરાત આજ નમ્ર શિરે જે પ્રશંસાની નિવા-પાંજલિ અર્પી રહ્યું છે તેમાં સંપૂર્ણ હૃદયે જોડાવા ઉપરાંત, એમાં "**वसन्त**" તરફથી, તેમ જ અમારા અંગત સંબન્ધથી ઉપકારભાવ અને સ્નેહના અંજલિઓ અમે ઉમેરીએ છીએ.

**આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.**

---

વસન્ત ફાલ્ગુન૧૯૮૪.

# રમણભાઈનો હાસ્યરસ.

"Surely the gates of Heaven stand wide *for the maker of jokes as well as the singer* of psalms."

રમણભાઈને સામાન્ય લોકો પણ "ભદ્રંભદ્ર"ના કર્તા તરીકે ઓળખે છે એના કરતાં એમના હાસ્યરસની શક્તિનો વધારે સચોટ પુરાવો હોઈ શકે નહિ. રમણભાઈ સમાજસુધારક હતા અને નાગરિક જીવનના નેતા હતા; કવિ અને નાટકકાર હતા; વિવેચક ભાષાશાસ્ત્રી હતા; પરંતુ તે "ભદ્રંભદ્ર"ના લેખક હતા એ વસ્તુ લોકમાનસમાં મુખ્ય છે. "ભદ્રંભદ્ર"ને અમર કરીને તેઓ પોતે અમર થઈ ગયા છે.[૧] ડૉન ક્વિક્ઝોટ, ફૉલ્સ્ટાફ કે પિકવિક જેવું ચિરંજીવ પાત્ર ગુજરાતી સાહિત્યમાં સરજવું એ કંઈ અલ્પ કાર્ય નથી. "ભદ્રંભદ્ર" ને જગતના હાસ્યરસિક સાહિત્યમાં સ્થાન છે એ નિર્વિવાદ છે. રા. નરસિંહરાવની "કરણઘેલા" વિશેની ઉપમાનો ઉપયોગ કરીએ તો ચરોતરમાં ઊભેલા એકલા અટૂલા પાવાગઢ જેવા "ભદ્રંભદ્ર" ગુજરાતી હાસ્યજનક સાહિત્યમાં વિરલ જ છે. આ અસાધારણ કૃતિ સરજનાર શક્તિની મીમાંસા આવશ્યક છે.

૧ "ભદ્રંભદ્ર"નો બીજી ભાષાઓમાં અનુવાદ થયો છે એ સુવિદિત છે.

રમણભાઇમાં હાસ્યની વૃત્તિ નૈસર્ગિક સૂક્ષ્મ અને તીવ્ર હતી. સાચા અને શિષ્ટ હાસ્યરસના વિધાનમાં હોય તેમ એમનામાં હાસ્યરસ સ્વાભાવિક રીતે જ વસેલો હતો. જીવનની હાસ્યજનક બાજુનું એમને પ્રથમથી જ ઉત્કટ ભાન હતું. સૃષ્ટિને એક મહાન વિનોદ તેઓ લેખી શકતા. આ સ્વાભાવિક વૃત્તિને લીધે તેઓ ગમે તે સંજોગોમાંથી હાસ્ય ઉપજાવી શકતા અને પોતાના સામાન્ય અનુભવોને પણ હાસ્ય વડે રંગી શકતા. એમની આગળ રમુજી ટૂચકાઓ તથા વાર્તાઓનો અખૂટ ભંડાર હતો. મુસાફરી વગેરે સમયે એમનો આનંદી સ્વભાવ અત્યંત આહ્લાદજનક નીવડતો, એમ એમના નિકટ સંબંધમાં આવેલા મિત્રો તથા કુટુમ્બીઓના કહેવા પરથી જણાયછે. રા. બળવંતરાય ઠાકોરના કહેવા પ્રમાણે તો એમની આ હાસ્યરસની શક્તિ એમનાં લખાણોમાં બહુ ઓછી અને ઝાંખી જ આવેલી છે. આ સાચું હોય કે નહિ પરંતુ એટલું તો નિઃસંશય છે કે એમના નિત્યજીવનમાં પણ રમણભાઈ હાસ્યરસ રેલાવતા અને એમની એવી વાતો એમની પ્રગટ થયેલા હાસ્યરસની કૃતિઓના હાસ્યરસ જેટલીજ રમુજી હતી. એમને કોઈ બોસવેલ મળ્યો નહિ એ દુર્ભાગ્ય. આ મૌલિક હાસ્યરસ એમનાં પુસ્તકોમાં પણ ઠેર ઠેર ઝળકી ઉઠે છે. "કવિતા અને સાહિત્ય" માં પિંગળની ચર્ચા કરતાં 'મિઝાન યા વઝન' નો જે સરસ ઉપહાસ કર્યો છે, કે "રાઈના પર્વત" માં વંજુલની ઉક્તિઓમાં કે, "હાસ્યરસ" વિષેના નિબંધમાં જે આછો હાસ્યરસ નીતરી આવે છે, એ એમની સ્વભાવિક પ્રકૃતિનાં દૃષ્ટાન્ત છે.

આ હાસ્યરસિક વૃત્તિ તથા શક્તિને લીધે એમનામાં નમ્રતા, પ્રમાણનું ભાન, સમતોલપણું, વિચારની પ્રમાણિકતા સ્વભાવની સરળતા, સહનશીલતા, મતભેદ પ્રતિ સહિષ્ણુતા, ઉદારતા, આદિ ગુણો હતા. આ સર્વ ગુણો એમની હાસ્યવૃત્તિનાં કારણો હતાં કે પરિણામ એ શોધવું કઠણ છે. કારણ કે એવા પ્રકારનું માનસિક ઘડતર હોય તો હાસ્યવૃત્તિ પ્રગટ થાય છે, જ્યારે હાસ્યવૃત્તિથી આ સર્વ લક્ષણો પોષાય છે. અને

અને ખીલે છે. ઝીણી ઝીણી બાબતોમાં ભૂલો કાઢવાની ટેવ કે મતભેદને લીધે ક્રોધ પામવાની પ્રકૃતિ એમનામાં નહોતી એ મુખ્યત્વે એમની હાસ્યવૃત્તિને લીધે જ. જિંદગીમાંથી વિનોદ મેળવવાની એમની આ શક્તિને લીધે મનુષ્ય સ્વભાવની નબળાઈઓનો સંપૂર્ણ ખ્યાલ એમને હતો અને એવી ઉણપો પ્રત્યે એમને તિરસ્કારની નહિ પણ સહાનુભૂતિની લાગણી હતી. જે નિખાલસપણે હસી હસાવી શકે છે એનામાં અહંકાર કે આત્મભાન હોતું નથી. રમણભાઈ પણ જીવનના ગૌણ મત-ભેદો અને ક્ષુદ્ર ખટપટો નાની ગેરસમજૂતીઓ અને તુચ્છ ઝગડાઓને ગણકારતા નહિ. આ એમની હાસ્ય વૃત્તિને પરિણામે. ર

ગાંધીજીએ રમણભાઈના અવસાન સમયે "નવજીવન" માં જે સહૃદય અને સુન્દર અંજલિ અર્પી હતી એમાં કહ્યું હતું કે "રમણભાઈનો વિનોદ તેમનાં પુસ્તકોમાં નીતરી આવે છે, પણ તેમણે જિંદગીને વિનોદરૂપ નહોતી જોઈ. જિંદગીને તેમણે કર્તવ્યપરાયણ કરવામા તેની સાર્થકતા માની." આ સ્થિતિમાં કંઈ વિરોધાભાસ નથી. ઘણા વિનોદપ્રિય લોકો તથા હાસ્યરસિક લેખકો ખરેખર બહુ ગંભીર હોય છે. હાસ્યના આચ્છાદન વડે જે વસ્તુઓને ઢાંકે છે એ વસ્તુનઃ

ર એમની આ વૃત્તિ "હાસ્યરસ" વિષેના એમના નિબંધમાં સિદ્ધાન્તો રૂપે પ્રગટ થયેલ છે.

ઉદાહરણ તરીકેઃ—

(ક) "જ્યાં અભિમાન હોય છે ત્યાં હાસ્યરસ હોતો નથી"

(હાસ્યમંદિર પૃ. ૯

(ખ) "મોટી ખામીઓથી દુર્ગુણ ઉદ્ભવે છે અને તે કરુણરસનો વિષય બને છે; પરંતુ નાની ખામીઓ હાસ્ય ઉપજાવે છે."

(હાસ્યમંદિર પૃ. ૨૯

(ગ) "વાસ્તવિક હાસ્યરસમાં કંઈક ગંભીરતા, કંઈક રંગીલાપણું અને દ્વરંગીપણું હોય છે.

ઘણીએ વાર દુઃખકારક હોય છે. "ભદ્રંભદ્ર"માંના વિનોદની પાછળ રહેલી હિન્દુસમાજની ક્રૂરતા અને અન્યાય કેટલાં અસહ્ય છે; પરંતુ ક્રૂરતાની આ અસહ્ય સ્થિતિમાંથી જ હાસ્ય સ્ફુરી ઊઠે છે. એ ક્રૂરતા સહન થઈ નથી શકતી એટલે રૂંધાઈ રહેલી લાગણીઓનું નિર્ગમન હાસ્યદ્વારા થાય છે. જે સામાજિક અન્યાય દુઃખકર છે એટલું જ નહિ પણ નિરર્થક અને મૂર્ખતાથી પૂર્ણ છે એનું ભાન રમણભાઈને પોતાની હાસ્યવૃત્તિને લીધે હતું. સમાજના અન્યાયના જ્ઞાનને લીધે એ હાસ્યરસિક લેખક થયા. એક બાજુએ પ્રચાર અને દૃષ્ટાન્ત વડે, તો બીજી બાજુએ કટાક્ષના તીક્ષ્ણ બાણ વડે પોતાનું લક્ષ્ય સાધવા મથ્યા. આમાં એમની વિનોદશક્તિ અને કર્તવ્યપરાયણતા વચ્ચે અસંગતિ નથી. એમનામાં પ્રમાણનું ઉત્કટ ભાન હતું એથી બન્નેનો સમન્વય થતો હતો.

પરંતુ એમની હાસ્યવૃત્તિનો ઉપયોગ માત્ર સાહિત્યમાં જ ન થયો. જીવનમાં પણ એમને તેનો આધાર લેવો પડતો. રા. બળવંતરાય ઠાકોરે કહ્યું છે એમ "આ શક્તિને લીધે જ એ નાજુક નબળી કાયા આટલું ટકી શકી." હાસ્યરસને એમણે પોતાના જીવનમાં એવો ઉતારી દીધો હતો કે એમનામાં ઘણાં વિરોધી લક્ષણોનો સમન્વય થયો હતો. તેઓ શાન્ત છતાં દૃઢ હતા. પોતાના વર્તન અને આચરણમાં સ્થિર છતાં ઉદાર વૃત્તિવાળા હતા. પોતાના સિદ્ધાન્તો માટે આગ્રહી છતાં સહિષ્ણુતાથી પૂર્ણ હતા, જીવનના સામાન્ય અને લૌકિક વ્યવહાર કરવા છતાં અન્તરથી વૈરાગ્ય વૃત્તિવાળા હતા. આનંદી છતાં ગંભીર હતા.[3] આ સમન્વય એમની પ્રકૃતિમાં મૌલિક હતો. વિનોદ અને વિનીતતાનો પણ એવો જ અદ્‌ભુત સંયોગ એમનામાં હતો. રમણભાઈ અત્યુક્તિમાં મહાલતા અને અતિશય હાસ્ય ઉપજાવતા. પરંતુ વિચારક તરીકે સમર્યાદિત હતા. તેઓની નિયતવૃત્તિને લીધે જ તેઓ અપરિમિત હાસ્યના સૃષ્ટા

---

૩ સરખાવો. "સાહિત્યની ગંભીરતા અને પ્રૌઢતાના ભાન વિના હાસ્યરસની અજમાયેશ કરવા જતાં અસભ્યતા ઉત્પન્ન થાય છે."

(હાસ્યમંદિર પૃ. ૭૭)

હતા. એમની કલ્પના શક્તિ ઉદ્દામ અને અનિયંત્રિત હતી, પણ વિચારશક્તિમાં વિનીતતા હતી. એમને ઉદ્દામતાની ઉન્મત્તતાનું તીવ્ર ભાન હતું, કારણ કે પોતે અત્યંત સ્થિર હતા. મર્યાદા ઓળંગનારનો ઉપહાસ કરી શકતા કારણ પોતે કેન્દ્રમાં સ્વસ્થ હતા.[૪] પરંતુ એમની હાસ્યવૃત્તિ જીવનમાં ભિન્ન સ્વરૂપે પ્રગટ થઇ એનું પરિણામ એ આવ્યું કે, સાહિત્યમાંથી એ ક્રમશઃ ઉડી ગઇ. અમદાવાદના નાગરિક જીવનમાં અને ગુજરાતના સામાજિક જીવનમાં એ મૌલિક હાસ્યવૃત્તિને લીધે તેઓ કેવું અપૂર્વ અર્પણ કરી શકયા, એ અહિં કહેવાની જરૂર નથી પણ એ સાર્વજનિક લાભનું પરિણામ સાહિત્ય વાસ્તે હાનિકારક નીવડ્યું. સાહિત્યમાં પ્રફુલ્લ થવાને બદલે લોકજીવનમાં એ હાસ્ય પ્રસરી ગયું.

રમણભાઈના હાસ્યરસનાં વિશિષ્ટ લક્ષણો શોધવાં કઠણ નથી. સામાજિક કે વ્યક્તિગત દોષો રૂદનના જ વિષયો નથી, પણ એ દૂષણોને ભેદી નાખે એવા ખડખડાટ હાસ્યના વિષય છે, એ સહજ જ્ઞાન રમણભાઈને એમની સ્વાભાવિક હાસ્યવૃત્તિને લીધે હતું. આવા અદ્ભુત આશ્ચર્યની શક્તિ જેનામાં હોય, એવી અક્ષત અને પ્રચંડ વિસ્મયની સરલતા જેનામાં હોય એ જ હાસ્યદ્વારા સમાજને સુધારવા મથી શકે. રમણભાઈમાં આ વિનોદ અને વિસ્મય બંને હતાં. અને એથી હાસ્યરસનો ઉપયોગ સમાજહિત માટે એ કરી શકયા. "ભદ્રંભદ્ર"માં આપણા સમાજનાં અનિષ્ટો પણ હાસ્ય ઉપજાવે છે અને આહ્લાદજનક લાગે છે; કારણ કે એ અનિષ્ટો પણ ચમત્કારી બની જાય છે અને પોતાની એક નવી જ સૃષ્ટિ ઉત્પન્ન કરી દે છે, જે સૃષ્ટિમાં એ દૂષણો પણ કલંકિત નથી ભાસતાં. આ સૃષ્ટિની રચનામાં અત્યુક્તિ સાધનરૂપ બને છે. આવી અત્યુક્તિની યોગ્યતાનો પ્રશ્ન અહીં અસ્થાને છે પણ અત્યુક્તિ હાસ્યની નિષ્પત્તિમાં આવશ્યક છે એ

૪ આવી સંગતિ વિષે Charles Dickens વિષેના મિ. જી. કે. ચેસ્ટરટનના પુસ્તકમાં સરસ ઉલ્લેખ છે.

નિઃસંશય. "ભદ્રંભદ્ર"માંની અત્યુક્તિઓએ આપણા સમાજની ક્રૂર અને મૂર્ખ રૂઢિઓને જેટલી અને જે રીતે ઉઘાડી પાડી છે એટલા પ્રમાણમાં બીજા કોઇએ નથી પાડી. બોધ દેના પ્રવર્તકના વિચારશીલ સત્યો કરતાં પણ આ અત્યુક્તિમાં વધારે સત્ય સમાયેલું છે. ચેસ્ટરટન ચાર્લ્સ ડિકન્સની અત્યુક્તિઓ વિશે લખતાં કહે છે:

"Dickens exaggerated when he had for use a real truth to exaggerate... Some of the most frantic lies on the face of life are told with modesty and restraint, for the simple reason that only modesty and restraint will save them. On the other hand, the man who has found a truth dances about like a boy who has found a shilling; he breaks into extravagance, as the Christian Churches broke into gargoyles. *In one sense truth alone can be exaggerated; nothing else can stand the strain.*"[૫]

રમણભાઇની અત્યુક્તિઓ પણ આવા સત્યસંશોધનના પરિણામરૂપ હતી; આહ્લાદના ચિહ્નરૂપ હતી અને સુધારા માટે પ્રબળ સાધનરૂપે નિવડી એમાં શો સંશય ?

થોડા દિવસથી હાસ્યરસનો ચેપી રોગ આપણી સાહિત્યસૃષ્ટિમાં ફાટી નીકળ્યો છે, અને એક ઉપદ્રવ સમાન થઇ પડયો છે. પરંતુ આમાંનો ઘણો હાસ્યરસ કૃત્રિમ છે, જ્યારે રમણભાઇનો હાસ્યરસ નૈસર્ગિક હતો. માત્ર પશ્ચિમના હાસ્યરસિક લેખો કે પુસ્તકો ઉપરથી એ ઉદ્ભવેલો નથી; સમાજના વિચારશીલ અવલોકન અને દુનિયાના

---

૫ Charles Dickens by G. K. Chesterton. p. 134.

અનુભવમાંથી એ ખીલી નીકળે છે પાશ્ચાત્ય કૃતિઓમાંથી કેટલીક બાબતોમાં એમણે પ્રેરણા મેળવી છે ખરી, પરંતુ પોતાની નૈસર્ગિક હાસ્યમયતા વડે તેને રંગી અને ગુજરાતી સાહિત્યમાં નવા રૂપમાં જ પ્રદર્શિત કરી છે. ડિકન્સના "પિકૃવિક–પેપર્સ"ના કોર્ટના પ્રસંગ ઉપરથી "ભદ્રંભદ્ર"નું કોર્ટના મુકદ્દમાનું દૃશ્ય એમણે સર્જ્યું હોય એ સંભવિત છે. છતાં "પિકૃવિક્–પેપર્સ" વાંચ્યું ન હોય અથવા તો ડિકન્સનું નામ પણ ન સાંભળ્યું હોય એમને પણ આ પ્રસંગમાં પુષ્કળ રસ પડે છે. તેમ જ ઠેર ઠેર એ ભજવાય છે. કારણ કે મૂળનો એમાં પ્રતિધ્વનિ નથી; એ એક નવી અને સ્વતંત્ર કૃતિ જ છે. એ જ પ્રમાણે "ભદ્રંભદ્ર"માંનું હરજીવનનું પાત્ર "પિકૃવિક્"ના મિ. જિંગલ (Mr. Jingle) પરથી સ્ફુર્યું હશે એવી કલ્પના કરી શકાય. પરંતુ એ પણ અપૂર્વ સર્જન જ ગણી શકાય એવું છે. આટલું તો સ્વતંત્ર કૃતિ વિષે. રમણભાઈના અનુવાદો પણ તરજુમિયા નથી. "બેમિયાને દીવેલી ભૂલથાપ" માર્ક ટ્વેનના Innocents Abroad ના અનુવાદરૂપ છે, છતાં એમાં ઘણી નવીનતા અને વિશિષ્ટતા બની જાય છે. બીજા પુસ્તક કે લેખ પરથી માત્ર મૂળ વિચાર સ્ફુરે અને બાકીની બધી ઘટના અને રચના પોતાની સર્જેલી હોય એવા એમના અનુવાદો છે. પરંતુ એમાંનો હાસ્યરસ બહુધા સ્વતંત્ર અને નૈસર્ગિક હોય છે

રમણભાઈનો હાસ્યરસ માર્મિક, હાવકો, શુદ્ધ અને સ્વચ્છ છે. એમાં સ્પષ્ટતા અને સરલતા હોવા છતાં અર્થભર્યો ઊંડો કટાક્ષ હોય છે. એમાં સૂક્ષ્મતા તેમ જ વેગ છે. એમાં તીવ્રતા અને મૃદુતા બંને છે. એમાં એમની વ્યાખ્યા પ્રમાણેનાં નર્મ અને મર્મ છે. એમના હાસ્યરસની વિવિધતાનાં કેટલાંક દૃષ્ટાંત જોઈએ. પ્રથમ તો હાસ્યરસિક વર્ણન કરવાની એમની શક્તિ વિરલ છે. માધવબાગની સભાના, નાતની સભાના કે નાતના જમણનાં વર્ણનોમાં આ શક્તિ પ્રગટ થાય થાય છે. દાખલા તરીકે નીચેનું વર્ણન લ્યો: "ઉમેદવા પડી જવા

લાગ્યા. પડી ગયેલા ઉભા થવા લાગ્યા. કચરાયેલા ખૂસો પાડવા લાગ્યા, નહિ કચરાયેલા તાળીઓ પાડવા લાગ્યા. પાસેના હસવા લાગ્યા, આઘેના ખસવા લાગ્યા."[૬] આવા પ્રકારનાં વેગવાળાં વર્ણનો આપણા સાહિત્યમાં જૂજ છે. એમનાં મનુષ્યનાં વર્ણનો પણ અદ્ભુત હોય છે. ઉદાહરણ તરીકે 'ભદ્રંભદ્ર "નાં "વિશ્રાન્તિ–વકીલ "ના પ્રકરણના આરંભમાં સૂતેલા ભદ્રંભદ્રનું જે વર્ણન છે એ આખું અહીં ઉતારવા માટે લાંબું છે પરંતુ એ વાંચી જોવાથી એમની આ શક્તિનો ખ્યાલ આવશે.[૭] એવું જ પણ એથી ભિન્ન પ્રકારનું વર્ણન અંબારામના સ્વપ્નનું છે. એમાં સ્વપ્નનો સરસ ચિતાર અને ઉપહાસ છે.[૮]

રમણભાઈના હાસ્યરસનું બીજું લક્ષણ એમનો કટાક્ષ છે. એ કટાક્ષનાં થોડાં દૃષ્ટાન્તો જ એનો ખ્યાલ આપવા બસ છે.

(ક) સુધારાવાળા ગમે એટલા શાસ્ત્રનાં પ્રમાણ બતાવે પણ જ્યાં સુધી મારા જેવા આર્ય તે સ્વીકારે નહિ ત્યાં સુધી સર્વ નિરર્થક છે. (ભદ્રંભદ્ર પૃ. ૧૧૬)

(ખ) "સુખના સાધનને તો સર્વ પ્રજાઓ આગ્રહથી વળગી રહે છે; પણ મોટાઇ તો આર્યોની જ કે તેઓ દુઃખના સાધનને આગ્રહથી વળગી રહે છે." (ભદ્રંભદ્ર પૃ. ૧૧૬)

(ગ) "હું અને પ્રસન્નમનશંકર દુનિયામાં સહુથી ડાહ્યા છીયે એ વિષે મારી એકલાની જ ખાત્રી છે એમ નહિ, પણ પ્રસન્નમનશંકરની પણ ખાત્રી છે." (ભદ્રંભદ્ર પૃ. ૩૨૦)

(ઘ) "આપણા દેશમાં નાતજાત છે, જમણવાર છે, વરઘોડા છે, શું નથી તે પરદેશમાં જવું પડે ?" (ભદ્રંભદ્ર પૃ. ૩૪૦)

---

૬ "ભદ્રંભદ્ર" પૃ. ૪૫. આ સર્વ પૃષ્ઠો "ભદ્રંભદ્ર"ની બીજી આવૃત્તિને ઉલ્લેખીને છે.

૭ "ભદ્રંભદ્ર" પૃ. ૧૪૩–૧૪૪.

૮ "ભદ્રંભદ્ર" પૃ. ૨૦૬–૨૧૦.

એમના હાસ્યરસનું ત્રીજું લક્ષણ એ છે કે એમના નિરીક્ષણ અને અનુભવમાંથી એ ઉદ્‌ભવે છે. આ સ્વાભાવિકતાનાં ભિન્ન રૂપો છે. કેટલીક ઉપહાસમાં સામાન્ય અનુભવનું પ્રતિબિમ્બ હોય છે, જેમકે ભદ્રંભદ્ર મુંબઇની દોડધામ જોઇને કહે છે કે "આ સર્વ માધવબાગની સભામાં જતા હશે!" આ ઉક્તિ લગભગ રૂઢ થઇ ગઇ છે. આપણે બીજે ગામ જતા હોઇએ, કોઇ સભામાં કે નાટક–સિનેમામાં કે મેચમાં જતા હોઇએ ત્યારે એ દિશા પ્રતિ જતા બીજા બધા પણ ત્યાં જ જાય છે એવી કલ્પના કરીએ એ સ્વાભાવિક છે. એ વૃત્તિનો પણ આ રમુજમાં ઉપહાસ થઇ જાય છે. આ જ પ્રમાણે કોર્ટ નાસ્તો કરવા ઊઠે ત્યારે માત્ર મેજિસ્ટ્રેટ જ નાસ્તો કરે છે એથી ભદ્રંભદ્રને નિરાશા થાય છે. એ કોર્ટની પ્રથાથી અપરિચિત કોઇ માણસને થાય એવી છે. વળી આ જ કારણથી એમનો કેટલોક ઉપહાસ લાક્ષણિક છે, જેમાં સ્વતંત્ર નિરીક્ષણ જણાઇ આવે છે. જેમકે કોર્ટમાં મેજિસ્ટ્રેટ સૌથી છેલ્લા આવે છે એ જાણવાથી ભદ્રંભદ્રે સમજાવ્યું કે "આર્ય મંદિરોમાં પહેલા દેવ પ્રકટ થાય, અને પછી દર્શન કરનાર આવે; પણ અહીં ક્રમ ઉલટો છે." એ ઉક્તિમાં હાસ્યજનક વિરોધ સરસ છે. અપવાસનું ફળ કેમ મળે એ વિષેના ભદ્રંભદ્રના અભિપ્રાયમાં પણ આવું જ જ્ઞાન છે.[૯]

રમણભાઈની ઉપમાઓ પણ એમના હાસ્યરસનું વિશિષ્ટ લક્ષણ છે.

(ક) "રથચક્ર જેવી એમની ગોળ આંખો ચળક ચળક થવા લાગી. માટીના પોપડારૂપી એમના હૃદયમાં ઝીંઝીરૂપી હજારો તર્ક ઉભરાઇ ગયા. અંતે સમાધિ પૂરી કરી શિવ મૌનભંગ કરતા હોય, રાત્રિ પૂરી થયે કૂકડા નિદ્રામાં અશાંતિ દાખલ કરતા હોય, પત્રાળી પીરસાઈ રહ્યે બ્રાહ્મણો 'બો' ઉચ્ચાર કરીને

૯ "ભદ્રંભદ્ર" પૃ. ૩૧૨.

બુભુક્ષાનો પરાભવ આરંભતા હોય તેવા શોભતા દોલતશંકર બોલ્યા." ( ભદ્રંભદ્ર પૃ. ૨–૩ )

(ખ) "સ્વાભાવિક વિશ્વનિયમ એવો છે કે, એક મોચી બે કાલબૂતનો ધણી હોઇ શકે, પણ એક કાલબૂતના બે મોચી ધણી હોઈ શકે નહિ. તેજ પ્રમાણે એક પુરુષને બે સ્ત્રીઓ હોઈ શકે પણ એક સ્ત્રીને બે પુરુષો હોઈ શકે નહિ."
( ભદ્રંભદ્ર પૃ. ૧૧૮–૧૧૯ )

(ગ) "આપનો ધંધો વાચાળતાનો છતાં આપ વાચાળતાની વિરુદ્ધ છો એથી બ્રાહ્મણ, ભોજન વિરુદ્ધ હોય એવું આશ્ચર્ય થાય છે."
( ભદ્રંભદ્ર પૃ. ૨૫૭. )

(ઘ) "પાશ્ચાત્યો ગટરમાંથી દુર્ગંધ નીકળી જવા ભુંગળાં મૂકે છે તો એવા જડ પદાર્થોને જે ઇન્સાફ મળે છે તે આશાભંગ પામેલાં હૃદયોને "લાફ્ગિલ "ની છૂટ રૂપે ન આપવો ?"

(ચ) "સીતાને રાવણ ઉપાડી ગયા પછી તેની ખોળ કરતાં રસ્તામાં સીતાનું ઝાંઝર પડેલું જોઈ રામનું ચિત્ત ઉભરાઈ આવ્યું હતું તેવી વૃત્તિ ગંગાપ્રસાદની આ નિશાની જોઈ અમને થઈ."
( ભોમીયાને દીધેલી ભૂલથાપ–હાસ્યમંદિર પૃ. ૧૪૪. )

આ ઉપરાન્ત અમુક સંજોગોનો હાસ્યરસ ઉપજાવવાની પણ રમણભાઈમાં શક્તિ હતી. "ભોમીયાને દીધેલી ભૂલથાપ"માં કે "નવાબ સાહેબની મુલાકાત" માં આ કલા સ્પષ્ટ દેખાય છે. ભદ્રંભદ્ર પોલીસ ચોકીમાં બેઠા તથા જેલમાં પુરાયા એ દ્રશ્યોમાં આવો પ્રસંગનો હાસ્યરસ જણાય છે. * સૂચનાત્મક હાસ્યમયતા

* ખાસ કરીને "ભદ્રંભદ્ર" પૃ. ૧૦૭ અને પૃ. ૩૧૩ જુઓ. ભદ્રંભદ્ર સૂતા હતા અને વકીલે કહ્યું કે "મુદત પડી" અને ભદ્રંભદ્ર સમજ્યા કે "વિજળી પડી" એ પતાકા સ્થાનમાં પણ પ્રસંગની જ રમુજ છે.

ઘણે સ્થળે છે. હરજીવનનું પોલીસ ચોકીનું વર્ણન એવું વ્યંગ્ય છે કે એ પોલીસને ઉદ્દેશીને છે એ મૂળ હકીકત ન સમજાય તો એની અંદરનો વિનોદ ગ્રહણ થઈ શકતો નથી. વળી કોર્ટનાં અને કેદનાં દશ્યોમાં, "રસોઈ, રસોડું, અને ભદ્રભદ્ર" એ પ્રકરણમાં તેમ જ ભૂતલીલાના વૃત્તાન્તમાં સાદો હાસ્યરસ પ્રગટ થાય છે. શબ્દોની રચનાથી ઉપજતો હાસ્યરસ પ્રમાણમાં થોડો છે, છતાં ઠેર ઠેર જણાય છે. "માનપત્ર વિષે પદાર્થપાઠ" આનું એક સરસ દૃષ્ટાંત છે. "ભોમીયાને દીધેલી ભૂલથાપ" માં "ગંગાપડશાદ" વિષેની રમુજોમાં તેમ જ હિન્દી બોલવાના પ્રયોગોમાં આ પ્રકારનો હાસ્યરસ આવે છે. "ભદ્રંભદ્ર"માં એના ઘણા દાખલા છેઃ

(ક) "એક ચાકર કહે 'આ લાડુ જોઇને મ્હોમાં પાણી આવે તેમ છે.' બીજો કહે 'પાણી શું કામ આવે લાડુ જ ન આવે?'"

(ભદ્રભદ્ર પૃ ૧૩૭)

(ખ) "પહેલું કામ નીકળ્યું તે જમનાપુરી ઉર્ફે લછમીચંદ ઉર્ફે શિવપરસાદ ઉર્ફે ગંગુમલ ઉર્ફે પ્રીતમસિંહ ઉર્ફે બસીધર ઉર્ફે હરદયાળ નામના કંઇ ભાગે બાવા કંઇ ભાગે પુરબીઆ, કંઇ ભાગે તાલીમબાજ અને ઘણે ભાગે ઉઠાઉગીર જણાતા."

(ભદ્રભદ્ર પૃ ૨૫૭–૨૫૮).

(ગ) ચંપકલાલ ચટ્ટુના જેલમાંનાં સંભાષણોમાં આવી શબ્દોની રમત, અટપટી વાક્યરચના, પ્રાસમય શૈલી પુષ્કળ છે. (ખાસ કરીને ભદ્રંભદ્ર પૃ ૩૧૭થી ૩૨૩ જુઓ).

આ વિષે એક વાત ધ્યાન ખેંચે એવી છે કે "ભદ્રભદ્ર"ના પાછલા ભાગમાં ભદ્રંભદ્ર વધારે અને વધારે સંસ્કૃતમય ભાષા બોલતા થતા જાય છે. અને ચંપકલાલ ચટ્ટુનું પાત્ર આવા ભાષાના ખેલ પરથી

ઉદ્‌ભવની રમુજોથી ભરપૂર છે. જેમ પુસ્તક રચાતું જાય છે એમ હાસ્યની નિષ્પત્તિને માટે માનસ, પ્રસંગો, દલીલો વગેરેના ક્ષેત્રની સીમા આવતાં ભાષાની નવીનતા ઉપર વધારે અને વધારે આધાર રાખવો પડે છે. વળી એક જ પુસ્તકમાં સર્વ હાસ્યરસ જમાવવાથી કેટલેક સ્થળે–ખાસ કરીને ભદ્રંભદ્રના ભાષણોમાં પુનરુક્તિઓ વારંવાર આવે છે. એમ જ "ભદ્રંભદ્રે દીઠેલું અદ્‌ભુત દર્શન," "જય–યાત્રા" વગેરે કેટલાક ભાગમાં હાસ્યરસમાં સહેજ શિથિલતા આવી જાય છે.

રમણભાઈનો હાસ્યરસ ચિરંજીવી નીવડે એવો છે; કારણ કે એ જીવન અને જગતના સૂક્ષ્મ નિરીક્ષણમાંથી ઉદ્‌ભવેલો છે. એ ક્ષણભંગુર નથી; કારણ કે જે વસ્તુઓનો એ ઉપહાસ કરે છે એ ઘણા સમય સુધી ઉપહાસના વિષય રહેશે. એનું રૂપ લાંબો સમય ટકશે, એની બાલિશ સરલતા (naivette) મરશે નહિ. ભદ્રંભદ્રની અમરતાનું એક જ કારણ છે અને તે એ કે, એ એક સર્જન છે, હિન્દુસમાજની orthodoxy ની મૂર્તિરૂપ છે. એ પ્રકારના માનસનાં સામાન્ય લક્ષણોનું એક વિશિષ્ટરૂપ છે. એટલે કે જ્યાંસુધી એ માનસ અને એ સામાજિક ઘટના નાશ નહિ પામે ત્યાં સુધી ભદ્રંભદ્ર ભૂલી શકાશે નહિ. 'હજી પણ આપણામાં ભદ્રંભદ્રો વસે છે' એ ઉક્તિ રમણભાઈના હાસ્યરસના પુરાવા રૂપ છે. પરંતુ આપણા સમાજની દુઃખકર સ્થિતિના ચિહ્નરૂપ પણ છે. 'ભદ્રંભદ્ર' માં જે પણ પ્રાસંગિક ટીકાઓ કે અંગત આક્ષેપો હશે એ કોને ઉદ્દેશીને હતા એથી હવેનો જમાનો અજ્ઞાત હોઈને એની અંદર રહેલો હાસ્યરસ શુદ્ધ સ્વરૂપમાં અનુભવી શકાશે. પ્રસન્નમનશંકર કે ડાહીમામા કોને સંબોધીને છે એ જાણનારને કદાચ એ પાત્રોમાં સહેજ વધારે મઝા પડે, પરંતુ એ માત્રની પ્રવૃત્તિ કે ઝગડાઓથી તદ્દન અજ્ઞાત હોય એને પણ એ સર્વ ઉપહાસમાં પુષ્કળ રસ પડે છે અને પડે એ નિર્વિવાદ છે. એ પાત્રો કોણ હતાં એ ખોળવાનો પ્રયાસ પણ કર્યા વગર એવાં પાત્રો સાચું હાસ્ય ઉત્પન્ન કરાવી શકે છે, એ જ દેખાડે છે, કે હાસ્યરસ

કેવળ અંગત દ્વેષભાવથી ભરેલો છે એમ કહેવું અયોગ્ય છે. જે વ્યક્તિઓને ઉદ્દેશીને એ ઉપહાસ છે એમનાં લક્ષણોને સામાન્ય સ્વરૂપમાં જ એ રજુ કરે છે. ઘણાયે જૂના વિચારના માણસોને 'ભદ્રંભદ્ર' આનંદથી વાંચતા અને એમાંથી રસ મેળવતા જોયા છે, એ એની હાસ્યમયતા પૂરવાર કરે છે. "ભદ્રંભદ્ર" માં પ્રતિબિમ્બિત થયેલા સમાજ અને અત્યારના સમાજની સ્થિતિમાં કેટલો ભેદ છે અને એને લીધે એની અંદરનો કેટલો ઉપહાસ હવે અસ્થાને સહેજ જૂનો લાગે છે, એ સમાજશાસ્ત્ર અને સાહિત્યના કોઈ અભ્યાસીએ તપાસવા જેવો છે. ભદ્રંભદ્રની રમુજો જેટલે અંશે હાલની સ્થિતિને બંધ બેસતી ન લાગે એટલે અંશે આપણે આગળ વધ્યા છીએ એમ કહી શકાય, એટલે ભદ્રંભદ્રનો વિનોદ એક સમાજિક બેરોમિટર ગણી શકાય. કારણ કે ભદ્રંભદ્ર માત્ર એક વ્યક્તિ નથી, એ એક સૃષ્ટિ છે. એમાંનાં પાત્રો હિન્દુ સમાજનાં રોગજંતુઓ છે. અલબત્ત, રમણભાઈના હાસ્યરસ ઉપર પણ તે સમયના વાતાવરણ અને સંજોગોની અસર થયા વગર રહે નહિ. એમ તો 'પિકવિક પેપર્સ' નાં ચુંટણીનાં દશ્યો હમણાંની ચુંટણીની પદ્ધતિ કરતાં જુદા પ્રકારના હોઇ એમાં હાલના વાચકને કંઈક ઓછો રસ પડે એ સંભવિત છે. કાલની કલા પર આટલી અસર અનિવાર્ય છે, પરંતુ જીવનપ્રતિની દષ્ટિમાંથી ઉદ્‌ભવતો હાસ્યરસ વધુ સ્થાયી અને સંતોષકારક હોય છે. અને રમણભાઇનો હાસ્યરસ પણ એવો છે. કારણ કે ભદ્રંભદ્ર એ એક વ્યક્તિ નથી, એક દષ્ટિ છે. સમાજનું એ એક દરદ છે. "ભદ્રભદ્ર" ના વિનોદની પાછળ એક સામાજિક ફિલસુફી છે. આપણા સડેલા સમાજને સુધારવાનો માર્ગ ઉપદેશ નથી કે ટીકા પણ નથી, પરંતુ હાસ્યરસ કટાક્ષ છે.[૧૦] હાસ્યરસ રૂઢિનાં બંધનોથી વિમુક્ત છે, પ્રાચીન સંપ્રદાયોથી

૧૦ સરખાવો. "જે દોષ, દુર્ગુણ કે મૂર્ખતા જનસમાજને કંટકરૂપ થઇ પડે છે તેને તિરસ્કારપાત્ર બનાવવા, જે જાતના માણસોમાં એવા અનિષ્ટ અંશ હોય તેમને હાસ્યપાત્ર બનાવી તેમના પર કટાક્ષકથનના પ્રહાર કરવા એ જનસમાજની સેવા છે." (હાસ્યમંદિર પૃ. ૮૦)

સ્વતંત્ર છે, પ્રચલિત રિવાજોની તેને પરવા નથી. મૃગજળ સમા મિથ્યા ખ્યાલ અને ભ્રમને ભેદી નાખી શકે એવો સમર્થ છે.[૧૧] આ હાસ્યરસને રમણભાઈએ સુધારાનું શસ્ત્ર બનાવ્યો. એના વડે એમણે જૂના રીતરિવાજો, ક્રૂરતા અને ઢોંગ, મૂર્ખતા અને અન્યાય ખુલ્લાં પાડ્યાં. શ્રીયુન કાલેલકરે કહ્યું છે એમ સમાજશુદ્ધિ માટે એક પ્રકારનો એસિડનો એ પ્રયોગ હતો. હિન્દુસમાજના અન્યાય જેટલી જ એની શિથિલતા અસહ્ય છે અને એનાપર પ્રહાર કરીને રમણભાઇ એનો અમુક અંશે નાશ કરી શકયા એ કંઈ સાધારણ વિજય કહેવાય નહિ; અને એ સંહાર કેવળ એને હાસ્યજનક રીતે વર્ણવીને જ કરી શકયા. હાસ્યરસિક લેખક તરીકે માનસિક મૂર્તિઓ સરજીને એને બુદ્ધિબળે એમણે ખંડિત કરી નિશ્ચેતન રૂઢિઓએ અને જડ રિવાજોએ એમની હાસ્યવૃત્તિને સતેજ કરી અને હાસ્યને જગાડ્યું. "સનાતન" કહેવાતાં સત્યોમાં કેટલું અસત્ય સમાયેલું છે એ એમણે જોયું અને કટાક્ષ વડે એ સત્યનો આભાસ એમણે દૂર કર્યો.[૧૨] અન્યાય વિરુદ્ધના વિગ્રહમાં કે સમાજસુધારણાની પ્રવૃત્તિમાં હાસ્યનો હમેશ ઉપયોગ થતો આવ્યો છે. વિવાદમાં અને વાગ્યુદ્ધોમાં હાસ્ય એક તીક્ષ્ણ અને અતુલ શસ્ત્ર બની શકે છે.[૧૩] શુદ્ધિનું એ એક અમૂલ્ય

---

૧૧. "જનસમાજમાં પ્રવર્તતા અનિષ્ટ અંશ સુધારવા માટે જ કટાક્ષકથનનો ઉપયોગ થઇ શકે છે, તેથી કટાક્ષકથનનો ઉપયોગ કરનારના અંતઃકરણમાં એવા સુધારા માટે ખરી ઉત્કંઠા હોવી જોઈએ." (હાસ્યમંદિર પૃ. ૮૮)

૧૨ "જે ભ્રમ બહુ વિસ્તાર પામ્યો હોય અને લોકના પક્ષપાતને પાત્ર થયો હોય તે એ કારણોથી હાસ્યાસ્પદતાથી મુક્ત થઇ શકતો નથી, પણ તે ભ્રમ દૂર કરાવવા સારૂ તેની હાસ્યાસ્પદતા દર્શાવવાની ખાસ જરૂર પડે છે." હેઝલેટ કહે છે કે Ridicule is the test of truth (ઉપહાસ એ સત્યની કસોટી છે) (હાસ્યમંદિર પૃ. ૯૩–૯૪)

૧૩ "બીજા બધા રસમાં જ્યાં ગુંચ પડે છે ત્યાં હાસ્યનું મર્મ હાથ આવતાં એ ગુંચ છોડવાની કુંચી હાથ આવે છે." (હાસ્યમંદિર પૃ. ૧૬)

સાધન છે. રમણભાઈના હાસ્યરસમાં આ સર્વ તત્ત્વો પ્રગટ થાય છે. ફિલસૂફ હતા, પરંતુ એમનો સ્વાભાવિક આનન્દ વિદ્વત્તાની દિવાલો તોડીને બહાર ધસી આવતો હાસ્ય એ સ્વર્ગ પ્રાપ્ત કરવાની સરણિ છે, પરંતુ એનો ઢાલ તરીકે નહિ પણ તરવાર તરીકે ઉપયોગ કરવો જોઈએ. અને એ પવિત્ર ખડ્ગ છે. ભિન્ન ભિન્ન સંપ્રદાયોના કલહ વિષે વ્યાખ્યાન કરતાં એકવાર મિ. બર્ટ્રેન્ડ રસેલે નિરાશા પામીને કહ્યું હતું:—

"The best hope, though a faint one was that people might become bored with platitudes and turn to the humourists.

From this point of view the popularity of Mr. Bernard Shaw was encouraging. But, then if this happened, there was a possibility that Scotland yard would institute a censorship of jokes in which case I hope I would by then be in prison with the jokers."*

"ભદ્રંભદ્ર"ની લોકપ્રિયતા પણ આશાજનક ચિહ્ન ગણી શકાય સનાતન સૂત્રો કરતાં ક્ષણભંગુર હાસ્ય વધારે સરસ હૃદયપલટો કરી શકશે.

હાસ્ય એ રમણભાઈની કલાનું મુખ્ય સાધન હતુ. પણ એમનો વિનોદ પણ ગાંભીર્યમાંથી ઉદ્ભવતો હતો. એ હાસ્યમયતાથી છલકાતા હતા. પણ ઈશ્વર પર પૂર્ણ શ્રદ્ધા રાખતા. ઉત્તમ કોટિનો કલાકાર ફિલસૂફ હોયા વગર રહે નહિ. અને ફિલસૂફ સૃષ્ટિ તથા સમાજના

---

* The Danger of Creed Wars વિશે ૩૭ નવેમ્બર ૧૯૨૬ ને દિવસે મિ. રસલે આપેલા ભાષણમાંથી આ ફકરો છે.

અન્યાય અને મૂર્ખતાના ભાનથી અસંતુષ્ટ અને ક્રોધિત થયા વગર રહે નહિ. ફિલસૂફી દ્વારા સત્યની શોધ કરતા રમણભાઈ હાસ્ય વડે સમાજ સુધારવા મથ્યા. એક બાજુએ આનન્દ પ્રસારતા તો બીજી બાજુએ સદ્‌વૃત્તિ પ્રેરતા. પ્રાર્થનાથી આધ્યાત્મિક સ્વર્ગ મળે તો આનન્દ, માનસિક સ્વર્ગ પ્રાપ્ત કરવાનો માર્ગ છે: અને એ બંનેના વિધાતાને અમરતા તો સુલભજ છે.

ગગનવિહારી લ. મહેતા.

## My Recollections & Reminiscences
OF
## The Life and Carreer
OF
## Sir Ramanbhai M. Nilkanth.

I consider it both an honour and pleasure to be invited to write my recollections and reminiscences of the life and career of Sir Ramanbhai M. Nilkanth. It is true that I was closely associated with the deceased gentleman in my triple capacity of an intimate friend, medical adviser, and colleague on the Municipal Board for a period of over 25 years; yet I cannot help feeling that this work might have been better entrusted to one who could do fuller justice to Sir Ramanbhai's many good qualities of head and heart than I could.

It was not long however after I came in contact with him that I found out that this comparatively small looking gentleman was remarkable in many ways, for though invariably gentle and courteous, he was firm and courageous in his dealings and had a capacity of work, hard and constant work, combined with zeal, sincerity of purpose which many a a stronger man than he might well have envied; and there is no doubt that it was these fine characteristics which he possessed in a high degree that brought him in due course of time to the front rank as a citizen, social reformer, literary writer and lawyer of no mean repute.

Rao Saheb Mahipatram Rupram C. I. E. the father of Sir Ramanbhai was indeed one of the few leading citizens, educationists and Social reformers of his time and there is but little doubt that the early training and education of young Mr. Ramanbhai was so carefully conducted that it need cause but little surprise if in due course of time he inherited those fine qualities of head and heart for which his father Mr. Mahipatram was so well known in his time in Gujarat and in this city in particular.

In the brief compass of an article like this it is not possible, nor is it my intention

to enter at length into the many fine qualities and characteristics which distinguished Sir Ramanbhai, or to dilate on his great capacity for hard and constant work whether as a lawyer, as a leading citizen or as a Municipal Councillor and President of the Ahmedabad Municipality for a number of years.

It will however be enough to state, that all those fine qualities which go to make a great and good man were so happily blended in him that he rapidly rose to a prominent position in all the different walks of life above mentioned without any special effort of any kind on his part. Indeed his popularity was so great and his abilities coupled with honesty of purpose and courage of his convictions were so well appreciated by the general public that hardly ever was a public meeting–whether social, political or literary in character–held in Ahmedabad in which Sir Ramanbhai was not invited to preside and later on to generally take up the duties of an Honorary Secretary & Treasurer of some important Fund or Trust; and on each and everyone of those occasions he discharged his duties in a manner which not only gave general satisfaction but redounded further to his credit. Indeed so well was he

બીજી એક ગૂંચવણ રાઈના વર્તનની જ છે. ૭ માસની અવધિ પૂરી થવાની આગલી રાત્રે તે નિશ્ચય કરે છે કે મારે પર્વતરાયના ખોટા નામથી ગાદી નથી જોઈતી અને હું જગદીપ તરીકે પ્રસિદ્ધ થઈશ. આ નિશ્ચય પછી સવારીમાં જવાનું અને લીલાવતીને મળવાનું પ્રયોજન જ શું રહે છે? આ તરફ નાટ્યકારનું ધ્યાન ગયું છે. તેઓ રાઇના આ વર્તનનાં બે કારણો આપે છે, અને તે રાઇની ઉક્તિમાં જ મૂક્યાં છે. "પર્વતરાયના મૃત્યુની ખબર લઈ જનાર બીજું કોઈ હશે તો તે લીલાવતીને અનિવાર્ય આઘાત કરી બેસશે, અને મારા આવ્યા પહેલાં આપેલી એવી ખબરથી રાજ્યની લગામ કોઇના પણ હાથમાં રહેવી મુશ્કેલ થઇ પડશી એમ વિચારી મેં જાતે આ વાત પ્રકટ કરવાનું માથે લીધું". મને આ બન્ને કારણો અપર્યાપ્ત લાગે છે. રાજ્યની વ્યવસ્થા કરવા મંત્રી અને ઉપમંત્રી બે પૂરેપૂરા સમર્થ છે. રાઈ પણ કારભાર કલ્યાણકામને સોંપવાથી વિશેષ કાંઈ કરી શકતો નથી. મહારાજ પર્વતરાયને મારીને ૭ માસના કાવત્રાથી તેમની જગાએ રાજા તરીકે સવારીમાં બેસી ફરનાર રાઈ ગમે તેવો ઓજસ્વી હોય તો પણ તેની ભલામણથી લોકો કે અમલદારો કલ્યાણકામની વધારે આમન્યા રાખે એમ માનવું રાઇને માટે ભૂલ ભરેલું છે. કલ્યાણકામ તેને સ્વારીને માટે લેવા સામો ગયો ત્યારે ખાનગીમા આ સર્વ વાત તે કલ્યાણકામને કહી શકયો હોત. અને કલ્યાણકામ રાજ્યની શાન્તિ જાળવવા શું જરૂરનું છે એ સમજીને કોઇ ઉપાય જરૂર કરી શકત. આમ કર્યાથી, જે બન્યું એના કરતાં કશું વધારે ખરાબ બનવાનો તો સંભવ નહોતો જ એમાં શંકા નથી.

લીલાવતીને પોતે સંદેશો પહોંચાડે તો તેથી ઓછો આઘાત લાગે એમ માનવામાં તો તેથી પણ મોટી ભૂલ તેણે કરી છે. શીતલસિંહ સાથે ગુપ્ત રીતે લીલાવતીને તેના આવાસમાં જોતાં તેને સમજાયું હોવું જોઇએ કે લીલાવતી જુવાન થઈ આવેલા પર્વતરાયને મળવા કેટલી બધી ઉત્સુક હતી. તેમાં પણ લીલાવતીના કોડ મુજબ રાઇ

દરબારમાં જવા પહેલાં તેને મળવા જાય ત્યારે તો એ ઉત્સુકત શતગુણ થાય. અને મૃત્યુના સમાચારનો આઘાત એ ઉત્સુકતાના પ્રમાણમાં વધે. આવા ભયંકર ખબર કોઇ વધારે પરિચિત મારફત જ આપવા એ ઉચિત હતું. આ ખબર રાણીને આપતાં સાંત્વન માટે સાવિત્રીદેવી અને કમલાની હાજરી જોઇશે એમ એ સમજે છે, તે માટે તે બન્નેને રાણીની સાથે રહેવા સંદેશો મોકલે છે, તો એ રીતે તેને એટલું કેમ નથી સમજાતું કે આ બધા સમાચાર જાતે આપવા કરતાં એ બે બાઇઓ સાથે મોકલવા વધારે ઉચિત છે? કલ્યાણ-કામની મારફત તે એ પ્રમાણે કરાવી શકયો હોત. અર્થાત્, પોતા વિશેની ખરી હકીકત બધા હેતુઓને માટે તે કલ્યાણકામને કહી શકયો હોત અને કલ્યાણકામ એ વસ્તુસ્થિતિને પહોંચી શકે તેટલો ડાહ્યો કુશળ અનુભવી અને સમર્થ હતો.

એક બીજી સરતચુક પણ વિચારી લઇએ. વીણાવતીનું વય લીલાવતીથી કાંઇક ઓછું છે.[1] વીણાવતીનું બાળલગ્ન પોતાની માતા રૂપવતીના જીવતાં થયેલું. તેને પોતાની માતાનું લગ્ન યાદ નથી એવડી નાની ઉંમર તે વખતે વીણાવતીની હતી.[2] માનો કે તે વખતે તે વધારેમાં વધારે પાંચ વર્ષની હતી. લગ્ન પછી આઠમે જ દિવસે તે વિધવા થાય છે. 'એ માઠી ખબર આવતાં જ રાણી રૂપવતીએ પ્રાણ છોડયા'[2] અર્થાત્ વીણાવતીને પાંચમે વર્ષે પર્વતરાય વિધુર થયા. હવે લીલાવતી પણ વીણાવતી કરતાં થોડી મોટી છે. અને લીલાવતી હજી હવે એટલે નાટકની શરૂઆતમાં 'યુવાવસ્થામાં પ્રવેશ જ' કરે છે.[3] અર્થાત્ જેમ વીણાવતી પાંચેક વરસની પરણી તેમ લીલાવતી પણ પાંચ છ વરસની ઉંમરે પરણી. વીણાવતીને તો તેની માતાના આગ્રહને લીધે પરણાવી. લીલાવતીને આવડી નાની ઉંમરે પરણાવવાનું કશું કારણ નહોતું. પણ અસંગતતા તો એ છે કે એવડી મોટી ઉંમ-

---

૧ જુઓ અંક ૬–૨ જગદીપની ઉક્તિ. ૨ જુઓ અંક ૬–૪ લેખા સાથે વાતચીત. ૩ અંક ૧–૩ જાલકાની ઉક્તિ.

રનો પર્વતરાય પાચ વરસમા લીલાવતી જોડે લગ્ન કરવાનું શા સારૂ પસંદ કરે ?[૪] રજપૂતોમા બાળલગ્ન થતા હશે પણ મોટી કન્યા ન મળે એવુ તો જાણવામા નથી રાજ્યોમા તો ઉલટુ યોગ્ય વરની ખોટ હોવાને લીધે ન્યાઓને ઘણી મોટી કરવી પડે છે નાટકમા આ ગૂચ બીજી કોઈ રીતે ઉકલે તેમ નથી કારણ કે રાઇની કસોટી માટે, અને તેના વીણાવતી સાથે લગ્ન થવા માટે લીલાવતી અને વીણાવતીની લગભગ સરખી ઉમર આવશ્યક છે

આ પ્રમાણે જૂના વસ્તુમાથી જે નવુ વસ્તુ વિકસિત થયુ તેમા મને કેટલીક અસંગતતા રહી ગઈ જણાય છે આ બધી અસંગતતાઓ નાટકના મુખ્ય મુખ્ય અગો અને પ્રસંગો સાથે જોડાઈ રહેલી છે તરતા દીવાનુ દશ્ય આખા નાટકના પ્રયોજનમા કોઈ ખાસ હેતુ પાર પાડતું નથી પણ જો એને કાઢી નાખે તો પછી મૂળ વાર્તા જ રહેતી નથી તેને જૂના વસ્તુનો કાઢી ન નાખી શકાય એવો અવશેષ ગણવા જોઈએ તેવી જ રીતે રાઇ જો પોતાની બદલાયેલી ધારણા અવધિની છેલ્લી રાતે જાલકાને કહી દે તો આખુ નાટક જુદુ જ સ્વરૂપ લે કેવુ લે તે કહી પણ ન શકાય અને ખરી હકીકત જાલકા જાહેર કરવાનો નિશ્ચય ન કરે અને એ હકીકત કલ્યાણકામને તરત જણાવે તો પણ નાટક આખુ ફરી જાય આખા નાટકના મધ્ય બિન્દુરૂપ લીલાવતી સાથેનો રણવાસમા મેળાપ અને રાઇની કસોટી લુપ્ત થાય અને પછી એ વસ્તુમા એ પ્રયોજન સિદ્ધ ન થાય અહીં બનાવો જે રીતે બન્યા છે એ રીત બની જ ન શકે એમ કહેવુ નથી પણ જે વિચારસરણીથી રાઈ આ હકીકત જાલકાને ન કહે વાનો કે કલ્યાણકામને ન કહેવાનો નિશ્ચય કરે છે તે સરણીના પગ

---

૪ રાણી રૂપવતીના મૃત્યુ પછી પર્વતરાય થોડા વરસ અપરિણીત અવસ્થામા ગાળે અને પછી ૧૬–૧૭ વરસની લીલાવતીને પરણે એ કોટી દેખીતી જ અશક્ય લાગવાથી તેનો વિચાર નથી કર્યો પર્વતરાય જેવો માણસ એટલા વરસ શા સારૂ પત્ની વિના ગાળે ! અને રૂપવતી અને લીલાવતીની વચ્ચે કોઈ બીજી રાણી થઇ નથી જ જુઓ પાછલી ટીપ ૩

ધિયાં આપણને મળતાં નથી. એની સ્થિતિમાં આપણે એટલું સમાધાન કરી શકીએ કે રાઇને આટલું બધું વિચારવાનો વખત જ નહોતો. તેને પોતાનો નિર્ણય એટલો સંતોષકારક લાગ્યો કે કોઇને કહેવાની જરૂર ન લાગી. તે મોડી રાતે નિશ્ચય કરીને ભોંયરામાં પેઠો તે પેઠો, પછી તો તે પાર ઊતારવો એ એક જ માર્ગ તેને માટે ખુલ્લો હતો. છતાં, એ કલ્યાણકામને ન કહે તે નિર્વાહ્ય લાગે છે, પણ જાલકાને લીલાવતી પાસે જતી રોકવાને સૂચના પણ ન કરે એ મને કોઇ રીતે નિર્વાહ્ય લાગતું નથી.

પણ કોઇ પણ વસ્તુમાં અમુક અસંગતિ રહી છે એટલું જાણવું બસ નથી. પણ કર્તા એ અસંગતિને સામાજિકની નજરથી કેવી રીતે ઢાંકે છે તેમાં તેની કુશળતા રહેલ છે. આ નાટકમાં પણ ઉપરની કોઈ પણ અસંગતિ કર્તાએ નજર પર આવવા દીધી નથી અને રસમાં તો તાત્કાલિક કોઈ જગાએ ક્ષતિકર થતી નથી. ઉલટું રસના આસ્વાદમાં એ અસંગતિ તત્કાલ અપ્રતીત રહે છે. ખાસ કરીને રાઇ ખરી હકીકત લીલાવતીને કોઇ મારફત ન કહેવરાવતાં જાતે કહેવા જાય છે અને તેથી જે પ્રસંગ ઊભો થાય છે, તે એટલા કૌશલથી આલેખેલો છે કે એ અસંગતિ આપણે પોતે તત્કાલ તો દૂર જ રાખીએ. તેવી જ રીતે સવારી પહેલાં કલ્યાણકામને ખરી હકીકત ન કહી દેતાં તે જાતે એ હકીકત દરબારમાં કહે છે તે એટલા ગૌરવથી કહે છે અને તેમાં રાઇની સત્યપ્રિયતા, ઉદારતા, નિઃસ્પૃહતા એટલી ઊંડી અસર કરે છે કે એ દૃશ્ય આપણે કોઇ રીતે ખોવા તૈયાર ન હોઇએ. અને એ પણ ખરું કે એ હકીકત કોઈ બીજી રીતે લોકમાં પ્રસરી હોત તો રાઈને માટે લોકોને અને દરબારીઓને માન ન થાત, અને કદાચ તેથી રાઇને રાજ્ય પણ ન મળત. પણ રાઇએ રાજ્ય મેળવવા આમ કર્યું નથી એ યાદ રાખવું જોઇએ.

એક બીજા પ્રશ્નની ચર્ચા પણ અહીંજ કરવી યોગ્ય છે. ' રાઈનો પર્વત ' માત્ર વાંચવા માટે લખાયો છે કે ભજવવાનો

હેતુ પણ તે સાધે છે ? ' એ પ્રશ્ન વિચારવા જેવો છે. આ નાટકમાં એવું ઘણું છે જેથી કદાચ કોઈને-લાગે કે આ નાટક ભજવી શકાય એવું નથી. ભજવવાનાં નાટકોમાં સામાન્ય રીતે ત્રણ જ અંકો હોય છે, આમાં સાત છે. અંકોની અમુક જ સંખ્યા ભજવવાને આવશ્યક છે એવો નિયમ ન કરાય પણ સાતવાર ડ્રૉપસીન પડે ને ઊપડે તે ઘણું કહેવાય. ત્રણ અંકો કરવાનો સામાન્ય રિવાજ છે તે સગવડવાળો ગણાવો જોઈએ.

પણ વધારે ઊંડાં ઊતરતાં ભજવવાને પ્રતિકૂળ બીજા અંશો પણ દેખાય છે. કલ્યાણકામ અને સાવિત્રી એ શાંત પ્રેમનાં દંપતી છે. આપણા સંસ્કૃત નાટ્યકારોનો સામાન્ય મત એવો છે કે શાન્ત રસ ભજવવાને અનુકૂળ નથી—માટે જ ભરતે તેને ગણાવ્યો નથી અને બીજાઓ બધા રસની પછી **शान्तोऽपि नवमो रसः।** એમ જાણે ઉપચારથી કે મહેરબાનીથી ગણાવતા હોય એમ ગણાવે છે,—એ શાન્ત પ્રેમને પણ લાગુ પડે છે. કલ્યાણકામ દરબારમાં કે મન્ત્રણામાં કામ કરતો હોય છે ત્યારે પ્રૌઢ ઉંમરનો છતાં સ્ફુર્તિવાળો જણાય છે. પણ જ્યાં જ્યાં એકલાં દંપતી તખ્તા ઉપર આવે છે ત્યાં તેમની શાંત લાંબી ગંભીર ઉક્તિઓ, કલા કે પ્રેમ જેવા વિષયની ચર્ચાઓ, સર્વ અભિનય યોગ્ય નથી જણાતી. મને એવી પણ શંકા થાય છે કે આખા 'રાઈનો પર્વત' ઉપર જે મોળાપણાનો કે ટાઢાપણાનો આરોપ છે, તેને માટે કેટલેક અંશે આ દંપતીના સંવાદો જવાબદાર છે. વાંચન તરીકે એ ભાગો ઘણા જ પ્રૌઢ અને ઊંડા મનનયોગ્ય છે પણ તખ્તા ઉપર એને સમાજ સહન ન કરે તો નવાઇ નહિ તે, ઉપરાંત ઘણી જગાએ કાર્યનો અભાવ અને લાંબી ઉક્તિઓ અભિનયને પ્રતિકૂળ છે, જેમકે તરતા દીવાના દૃશ્યનું શીતલસિંહનું વર્ણન. અંક છઠ્ઠો જગદીપ વીણાવતીના મુગ્ધ પ્રેમથી રમણીય છે, છતાં એ એક જ વિષયના એક પછી એક પ્રવેશો આવ્યા કરતા હોવાથી જરા વૈવિધ્યની ખોટવાળો જણાય છે. છેવટના સાતમા અંકની ખટપટ

સાથે તેની ફૂલગુંથણી કરી હોત તો કશું ખોટું ન થાત. એ બધી ખટપટ રાઇના પુર બહારના નિવાસની પછી જ થવાની જરૂર નથી. અને રાઇ વીણાવતીને નદીમાં તણાતી બચાવે છે, એમાં નવીનતા અલબત છે. કાલિદાસના પુરૂરવે રાક્ષસોના અવલેપથી ઉર્વશીને આકાશયાને બચાવી હતી અને તેનો દુષ્યન્ત તો ભમરાના આક્રમણથી બચવા માટે મશ્કરીમાં પાડેલી બૂમનો પ્રસંગ લઇ મુનિકન્યકા પાસે હાજર થયો હતો, તેના કરતાં આ નવીન છે. પણ બીજી બાજુ પાણીમાં ભીંજાએલાં કપડાંથી તખ્તા ઉપર આવી અભિનય કરવો એ મુશ્કેલ છે. રાઇની લાંબી એકાન્ત ઉક્તિઓ જે વાંચવામાં ઘણી અસરકારક લાગે છે તે તખ્તા ઉપર કદાચ કંટાળો આપે. આધુનિક નાટ્યકારો તો લાંબી સ્વગત ઉક્તિઓને હવે નાટકનો દોષ ગણે છે. પણ એ તો કવિસમયનો પ્રશ્ન છે. જે શિષ્ટ નાટક પરંપરા કર્તાએ સ્વીકારી છે તેમાં સ્વગત ઉક્તિઓ આવી શકે.[1] શેક્સપિયરે ઘણી જગાએ લાંબી સ્વગત ઉક્તિઓ સફળતાથી વાપરી છે. પણ ધ્યાનમાં રાખવા જેવું એ છે કે આવી ઉક્તિ કોઇ અદમ્ય આવેશનો ઉભરો હોય ત્યારે જેવી નિર્વાહ્ય થાય તેવી, આ નાટકમાં કેટલેક સ્થળે છે તેમ, ન્યાયાન્યાયનાં કે પ્રેમનીતિનાં સૂક્ષ્મ તોલન સંબંધી હોય ત્યારે ન થાય. આ માત્ર ઔચિત્યનો પ્રશ્ન છે. બાકી રાઇની એકાન્ત ઉક્તિઓમાં પણ પુષ્કળ આવેશ છે, રાઇનો નીતિનો સદાગ્રહ પણ એક પુણ્ય પ્રાવેશ જ છે, ઇશ્વર તરફના પૂજ્ય ભાવ, શ્રદ્ધા, પ્રેમનો એક આવિર્ભાવ છે.

આની જ સાથે વિચારવા જેવો એક બીજો પ્રશ્ન છે તે એ કે આ નાટકમાં પદ્યને કેવે પ્રસંગે કેટલો અવકાશ હોવો જોઇએ અને

---

1 સંસ્કૃત નાટકોમાં બહુ લાંબી ઉક્તિઓ નથી આવતી. પણ ઉત્તરરામ ચરિતમાં એક સ્થળે, અને વિશેષે કરીને મુદ્રારાક્ષસમાં સ્વગત લાંબી ઉક્તિઓ છે, પણ આપણાં આધુનિક નાટકોમાં જે સ્વગત ઉક્તિઓ આવી છે ત, સંસ્કૃત નાટકો કરતાં શેક્સપિયરની વધારે અસર છે.

આ નાટકમા તે યથાયોગ્ય છે કે કેમ ? આ પ્રશ્ન સામાન્ય દષ્ટિએ સ્વતંત્ર ચર્ચાને યોગ્ય છે જેને માટે અહી અવકાશ નથી. પણ હું ધારૂં છું કે નાટકમાં જ્યા જ્યા ઊર્મિની પ્રધાનતા આવે, સ્મ સ્વભાવિક રીતે લીરીકનુ સ્વરૂપ લે, ત્યાં ત્યાં જ પદ્ય આવે સગ રમણભાઇ લીરીકના પક્ષપાતી હતા એમ એમના પૂર્વ વચના કરેલા વિવેચનો ઉપરથી લાગે છે, પણ આ નાટકમા તેઓ એવા મતને વળગી રહ્યા જણાતા નથી આ નાટકમા ઊર્મિની પ્રધાનતા ને પ્રસંગે તેમણે ગીતો વાપર્યા છે અને તે નાટકમાં ઘણાં ઓછા છે પણ નાટકમા સંસ્કૃત નાટકની પેઠે, ઠેકઠેકાણે સંસ્કૃત વૃત્તો કે માત્રામેળના છદો વાપર્યા છે અને તે સ્થાનો ઊર્મિની પ્રધાનતાનાં નથી સંસ્કૃતમા જેમ સુભાષિતો આવે છે તેમ, અને અર્થાન્તર્ન્યાસ જેવી કોઈ સામાન્ય સત્ય કે નીતિના સિદ્ધાન્તની ઉક્તિનો પ્રસગ હોય ત્યાં ત્યા, તેમણે વૃત્તો વાપર્યા છે એકદર નાટકના પ્રમાણમા શ્લોકોની સખ્યા ઘણી વધી ગઈ છે કોઈ કોઇ શ્લોકનો વિષય કાવ્યત્વને યોગ્ય હોવાની પણ શકા થાય છે—જો કે ગુજરાતી સાહિત્યમા પેસી ગયેલી અકવિતાને એક લાકડીએ હાકી કાઢનાર વિવેચકને માટે એમ કહેતા જરા આચકો ખાવો પડે એક દષ્ટાત લઇએ

( હરિણી )

તમ વચનથી પામ્યો છુ હુ ઉરે રસપોષણ;<br>
ઉદરભરણે હાવા કાંઈ સહીશ વિલબન.<br>
શ્રમ ઘટી ગયો સૂણી જે જે વદ્યો બહુ વજુલ,<br>
શ્રમ–સુખ જુદા થાયે ક્યાથી ખભે ધરિ જ્યા ધુર?

આમાં એટલુ જ કહેવુ છે કે 'હમણા જમના નહિ આવી શકુ. પુષ્પસેનને કાગળ લખીને પછી આવીશ' એટલી વાતને કાવ્યનુ સ્વરૂપ આપવાની કશી જરૂર નહોતી બે ઘડી ખાવાનુ મોડુએ થાય કદાચ કલ્યાણકામને એમ હમેશ થતુ હશે, કલ્યાણકામને કાર્યધુરાને લીધે શ્રમ-સુખ જુદા નહિ થઈ શકતા હોય, પણ એ આખુ સત્ય

ખાવાનું મોડું થયાની વાત ઉપર મૂકવું એ કાવ્યોચિત નથી. ખાવાની વાતને 'ઉદરભરણ' જેવો શબ્દ પણ શોભતો નથી. તેમ જ આ વાતનું ખાસ પ્રયોજન પણ નથી. કલ્યાણકામને કેટલી ચિંતામાં રહેવું પડે છે તે આ પહેલાં સામાજિક જાણી ગયો છે,—એ કહેવાની જરૂર નથી. માત્ર કવિને પ્રવેશનો ઉપસંહાર કરવો છે અને તેને માટે આ વૃત્ત મૂક્યું છે. જે પ્રવેશમાં રાઈની સારવાર થઈ, તેની બહાદુરી અને કલ્યાણકામ-સાવિત્રીની ઉદારતા અને સેવાવૃત્તિ જણાઈ, જે પ્રવેશમાં પૂર્વમંડળ તરફ આક્રમણ થવાના ચિંતાજનક સમાચાર આવ્યા તે પ્રવેશનો આવો ઉપસંહાર યોગ્ય નથી લાગતો.)

દૃશ્યકાવ્ય પણ વાંચી શકાય છે પરન્તુ યાદ રાખવું જોઇએ કે વાંચનથી રસ મેળવવાની દૃષ્ટિ અને અભિનયમાંથી રસ મેળવવાની દૃષ્ટિ જુદી છે. કેવળ વાંચનથી હરકોઈ નાટક તખ્તા ઉપર કેવું લાગશે તે કહેવું મુશ્કેલ છે. તખ્તાજ્ઞાયકી સમજવાને માટે ખાસ દૃષ્ટિ કેળવવાની જરૂર છે અને આપણા નાટકની હાલની અધમ સ્થિતિમાં ઘણા ઓછા લેખકો અને વિવેચકોએ તે કેળવી હશે. ઉદાહરણ તરીકે વાંચવામાં વંજુલની ઉક્તિમાંનું હાસ્ય[1] આપણને ઠીક લાગે છે તે તખ્તા ઉપર સવારીના લાંબા દૃશ્યમાં એટલું આકર્ષક ન એ લાગે.. બીજી તરફ નગરચર્ચામાં બાવો દર્પણસંપ્રદાયીઓ અને શેરડીનો રસ પાવાનાં દૃશ્યો તખ્તા ઉપર ઘણાં જ ચમત્કારક લાગ્યાં છે.

આ ચર્ચા લાંબી ચલાવવાની જરૂર નથી. સઘળું જોતાં એમ સ્પષ્ટ થાય છે કે નાટક એક વાંચવાની ઉત્તમ સાહિત્ય કૃતિ થાય એ

---

૧ વંજુલના હાસ્ય સંબંધી એક પ્રશ્ન થાય છે કે તે જે કંઇ કહે છે તે પોતાની મૂર્ખતાથી જ કહે છે કે બીજાને હસાવવા કહે છે? સર્વત્ર એક જ રીતે ખુલાસો નહિ થઈ શકે અને જ્યાં તે હસાવવા કંઇ કહેતો હોય ત્યાં પણ તે ખરે જ મૂર્ખતાથી કહે છે એમ માનીને તેને ગંભીર રીતે ઉત્તર આપવો એ કલ્યાણકામ સાવિત્રી જેવાંને ઉચિત નથી. પણ વિદૂષકોની બાબતમાં આ સંદિગ્ધતા કાલિદાસ અને શેક્સપિયર જેવાની કૃતિઓમાં પણ છે. એટલે એને દોષ નહિ ગણવો જોઈએ, એક કવિસમય ગણવો જોઇએ.

રીતે લખાયું છે અને તે સાથે તેની અભિનયયોગ્યતા સરત બહાર રહી નથી. પશ્ચિમમાં જેમ વાંચવાને માટે અમુક સાહિત્યની નાટ્યકૃતિ પ્રસિદ્ધ થાય છે અને પછી તેને તખ્તાલાયક કરવા માટે થોડી કાપકૂપ કરવી પડે છે તેવી પંક્તિનું આ નાટક છે. એ એક ઘણા જ દુર્ભાગ્યની વાત છે કે ગુજરાતી નાટક મંડળીના શ્રીયુત બાપુલાલે આ કૃતિ ભજવવાને માટે લીધી ત્યારે તેને તખ્તા લાયક કરવાને પોતે તેમાં ફેરફાર કરી શકે એવી સર રમણભાઈની તબિયત નહોતી. પણ એ વખતની તેમની વાતચીત ઉપરથી હું એટલું નક્કી જાણું છું કે તેમણે પોતે આ નાટક માત્ર વાંચવાને માટે નથી લખ્યું અને એ પણ ખરૂં કે અભિનય માટે તેમાં ફેરફાર કરવા પડે તેને માટે તેઓ અનુકૂળ હતા.

કેટલાક એવી શંકા કરે છે કર્તાના સંસારસુધારાના ઉત્સાહને લીધે નાટકની કલાને હાનિ પહોંચી છે. બે જ નાનાં સ્થાનો સિવાય અન્યત્ર મને એવું જણાયું નથી. પહેલું સ્થાન અંક ૩, પ્ર૦ ૪ માં જ્યાં કમલા દુર્ગેશને સ્ત્રીના ઉદ્ધાર માટે યજ્ઞ આરંભવાનો સંકલ્પ કરાવે છે એ:—

> સ્ત્રીજાતિની અવદશા પરિહારવાને
> એવો હુતાશન મહા પ્રકટાવિશું કે
> તેની પ્રચંડ ઉંચિ જ્વાલનિ માંહિ થાશે
> અજ્ઞાન, સ્વાર્થ, વળિ દુર્મતિ સર્વ ભસ્મ

સ્ત્રી જાતિની અવદશા મટાડવાને ઘણું કરવાની જરૂર છે પણ તે પણ એકદમ કોઈ હુતાશન પ્રકટાવવાથી થઈ જાય તેવું નથી. તેને માટે નિઃસીમ ધીરજની જરૂર છે. તેમાં પુરુષ અને સ્ત્રી બન્નેનો હૃદયપલટો થવાની જરૂર છે. એવા કામને માટે રાઈ અને દુર્ગેશ બંન્ને કમલાએ લેવરાવેલો સંકલ્પ ઊંચા હાથ કરીને ગંભીર ભાવે લે તેમાં મને ઉત્સાહનો અતિરેક દેખાય છે. અને બીજું એવું સ્થાન અંક ૫ પ્ર૦ ૩ જ્યાં લીલાવતી જાલકાને શાપ આપે છે તે રાઈ જાલકાને આ

પ્રસંગ આવવા દે છે તે મને ખૂંચે છે તે. હું આગળ કહી ગયો છું. આ પ્રવેશમાં લીલાવતીનો પ્રકોપ સમજી શકાય પણ અને પ્રકોપ કરતાં જાલકા લીલાવતી બંન્ને વચ્ચે બૈરાંઓની તકરાર જેવું વધારે જણાય છે. જાલકાની ગંભીરતા અને ગૌરવ કોણ જાણે કયાં જતાં રહે છે અને બન્ને પ્રાકૃત સ્ત્રીઓની માફક લડતાં જણાય છે. આ આખું દશ્ય શાપની ફિલસુફી લાવવા જ મૂક્યું હોય એમ જણાય છે. કલા આછી બને છે અને તેની નીચેનો કવિનો અભિપ્રાય દેખાઈ જાય છે. પણ એ સિવાય કોઈ પણ સ્થલે કર્તાની કલાને હાનિ પહોંચની નથી. ખરી રીતે કર્તાના અભિપ્રાયોથી નાટકને હાનિ થાય જ એમ માનવું ભૂલભરેલું છે. હાલના પશ્ચિમનાં નાટકોમાં એવું જવલ્લે જ કોઈ હશે જેમાં કર્તાનો કોઇ નહિ ને કોઈ સ્પષ્ટ ઉદ્દેશ નહિ હોય. બર્નાર્ડ શૉ તો દેખીતી રીતે નાટકમાં સામાજિક પ્રશ્નો ચર્ચે છે. આ નાટકમાં સમાજ સુધારાને નાટકનો મુખ્ય ઉદ્દેશ માનવો એ ભૂલ છે. નાટકનો મુખ્ય ઉદ્દેશ જીવન ઉપર ઇશ્વરનું નીતિસામ્રાજ્ય અને જીવનવિગ્રહમાં ઇશ્વર તરફથી માનવને મળતી મદદની યોજના વ્યક્ત કરવાનો છે. પણ તે વિષય હવે પછીના ખંડનો છે એટલે અહીં બંધ કરીશું.

આ ઘણો લાંબો કરવો પડેલો ખંડ બંધ કર્યા પહેલાં એટલું કહેવું જોઇએ કે મેં અહીંઆં જે મુશ્કેલીઓ કે ક્ષતિઓ બતાવી છે તે આ નાટકમાં ખરેખર હોય જ—અને આ રજુ કરવાનો મારો ઉદ્દેશ માત્ર ચર્ચા થઈ સત્ય બહાર પડે એ જ છે—તોપણ 'રાઈનો પર્વત' એક સાચું કલાત્મક નિર્માણ છે અને તેને આટલા દોષોથી એવી હાનિ થતી નથી. હમેશાં કોઇ પણ કૃતિના અભ્યાસમાં મુખ્ય અને પહેલો (અને છેલ્લો પણ ખરો) પ્રશ્ન એ છે કે એ કૃતિ ખરેખરૂં કલાનું નિર્માણ છે કે નથી. અને જો તે તે હોય, તો પછી દોષ ન કાઢી શકાય એવી પણ નિર્જીવ કૃતિઓ કરતાં તે અનંત ગણી સારી છે. આ એક કલાની જીવન્ત કૃતિ છે માટે જ તેનું રહસ્ય જોતા મન લોભાય છે અને રહસ્ય જોતાં તેમાં રહી ગયેલી થોડી મર્યાદાઓ પણ

નજરે આવે. પણ તેની મર્યાદાઓ કરતાં અનેક ગણી તેની ખૂબીઓ છે જેનો મન માત્ર આસ્વાદ કરે છે. કુશલ વાંચનાર તે સમજી લે છે, તેની ટીકા થતી નથી. જેમ કોઇ પણ જીવન્ત વ્યક્તિને જોતાં તેનાં આંખ કાન લાંબાં ટૂંકાં હોય તો તે બતાવી શકાય છે પણ તેમાં રહેલું જીવન ક્યાં છે તે બતાવી શકાતું નથી માત્ર સમજી શકાય છે, તેમ કલાની જીવન્ત કૃતિમાં કોઇ દોષ રહી ગયા હોય તો તે બતાવી શકાય છે પણ તેમાં સ્ફુરતી પ્રતિભા તો માત્ર અનુભવી શકાય છે, તેની પોતા પર થતી અસર બહુ બહુ તો વર્ણવી શકાય છે પણ તેને બતાવી શકાતી નથી. આ દોષો ખરા હોય તોપણ તે બતાવીને ટીકાનું પ્રયોજન તો તેના રસનો આસ્વાદ કરવા વાચકને વિનવવાનું જ છે.

('પ્રસ્થાન' વૈશાખ ૧૯૮૫) રામનારાયણ વિ. પાઠક.



# પ્રભુપરાયણ રમણભાઇ.

સર રમણભાઇના નિકટ સંબંધ કે પરિચયમાં આવવાનું સૌભાગ્ય મ્હને પ્રાપ્ત થયું નથી, પરન્તુ મ્હારા જીવન ઉપર જે થોડી ઘણી વ્યક્તિઓની ચિરસ્થાયી અસર થઇ છે એમાં રમણભાઇ મુખ્ય હતા. આજથી લગભગ ૨૭ વર્ષ થયાં હું નોકરીને અંગે અમદાવાદથી બહાર રહું છું. પણ તે પહેલાં વિદ્યાર્થી અવસ્થામાં પ્રાર્થના સમાજના સરલ ભક્તિભર્યા એકેશ્વરવાદથી આકર્ષાઇ દર રવિવારે હું પ્રાર્થના સમાજ મંદિરમાં જતો. અમદાવાદની અનેક પ્રવૃત્તિઓના નેતા ડૉકટર હરિપ્રસાદ, 'ગુજરાતી' પત્રના એક લેખક તથા નવલકથાકાર રા. રમણીક મહેતા અને ઉગતા જ આથમેલા, સાક્ષર પિતાના સાક્ષરપુત્ર સ્વર્ગસ્થ રા. ર. નરસિંહરાવ હરિલાલ મુવ મ્હારા સાથીઓ હતા. શ્રીયુત ગણેશ ગોપાળ પંડિત, રા. બ. લાલશંકરભાઇ અને રા. રા. રમણભાઇ એ સમયે સમાજના મુખ્ય ઉપદેશકો હતા. એ સૌમાં રમણભાઇનાં પ્રવચનો વધારે પ્રભાવોત્પાદક લાગતાં. એમના મુખમાંથી નીકળતો એકેએક શબ્દ હૃદયમાં ઉતરી જતો અને મ્હારા જેવા નવયુવકોના જીવનને ઉન્નતિને માર્ગે પ્રેરતો.

એક દિવસ 'પાપ મૂલ અભિમાન' એ હિન્દી ભક્તની પ્રખ્યાત ઉક્તિ ઉપર એમણે વિવેચન કર્યું. એમાં એમણે બોધ આપ્યો કે ધન, પદ, કુળ, વિદ્યા આદિનું અભિમાન તો ખરાબ છે જ પરન્તુ નીતિનું અભિમાન સૌથી વધારે હાનિકારક છે. હું એટલો બધો નીતિમાન છું

મ્હારી નીતિની ભાવના એટલી બધી દૃઢ છે કે હું ગમે તેવી ખરાબ સોબતમા ફરૂ, પાપની લીલાભૂમિઓમા વિચરૂ તો પણ મ્હને એ અનિષ્ટ વાતાવરણની અસર થાય જ નહીં એવુ અભિમાન મિથ્યા છે પાપમૂલક છે યૌવનના આરભમા પદ સચાર કરનાર અનેક યુવાનમા નીતિનુ આવુ અભિમાન હોય છે એ અભિમાનને વશ થઈને તેઓ અનીતિમાન, દુર્વ્યસની તથા ચારિત્ર્યહીન મનુષ્યોના સમાગમમા આવે છે અને એ પાપમૂલક અભિમાનના માઠા ફળ ભોગવવાનો કડવો પ્રસગ એમને પ્રાપ્ત થાય છે રમણભાઈના ઉપદેશે અને પ્રભુકૃપાએ મ્હને એવા કડવા અનુભવોમાથી બચાવ્યો છે

રમણભાઈ અને એમના વિદુષી ધર્મપત્નીના ઉચ્ચજીવન માટે એ સમયે મ્હને ઘણો જ પક્ષપાત હતો એ સમયે એમનુ ભદ્રભદ્ર પુસ્તક નાગરમા બહાર પડયુ હતુ સનાતની દુનિયામા ખળભળાટ મચી રહ્યો હતો, અને એ નિર્દોષ હાસ્યરસનો જવાબ અગત આક્ષેપવાળી કલુષિત નવલકથા દ્વારા આપવાનો પ્રયાસ એક વિખ્યાત (૯) વ્યક્તિ તરફથી થયો હતો એ આખુ પ્રકરણ ગુજરાતી સાહિત્યના કલકનુ પ્રકરણ છે, એમ એ વખતે જ ૢ ગાનતો અને હજુ પણ માનુ છુ 'ભદ્રાભદ્રચન્દ્ર' જેવુ પુસ્તક ગુજરાતમા પ્રચાર પામ્યુ, અમદાવાદમા એક નાટક કપનીએ તેને રગભૂમિ ઉપર ભજવ્યુ, ગ્રેજ્યુએટો, વકીલો અને બેરિસ્ટરો કુટુબસહિત ઉમગભેર તેને જોવા ગયા એ બધુ એ સમયના અમદાવાદીઓને શરમાવનાર છે વસ્તુસ્થિતિ પણ એ હતી કે ઓગણીસમી સદીના અન્તમા અમદાવાદ સસાર સુધારાની બાબતમા બહુ જ પછાત હતુ વિદ્યા પ્રકારનુ સ્ત્રીશિક્ષણ ગણ્યા ગાઠ્યા કુટુબોમા જ અપાતુ હતુ સમાજ એને ઉપેક્ષાની દૃષ્ટિથી જોતો હતો

સત્યનો સદા જય છે સત્યમ્ શિવમ્ સુન્દરમ્—પ્રભુની સૃષ્ટિમા સત્ય, કલ્યાણકારી અને વસ્તુત સુન્દર જ ટકી રહેવાનુ છે અસત્ય અને અકલ્યાણકારી હિલચાલો ટકી શકે જ નહીં એ સનાતન સિદ્ધાન્તને

અનુસરી 'ભ્રમણચન્દ્ર' અને તેને અનુસરી લખાયેલાં પુસ્તકો તરત જ વિસરાઇ ગયાં છે, ત્હારે 'ભદ્રંભદ્ર' નું સ્થાન ગુજરાતી સાહિત્યમાં હજુ પણ ઉચ્ચ છે. મરાઠી તથા હિન્દીમાં તેનાં ભાષાન્તરો થયાં છે, એ જ એની શ્રેષ્ઠતા પુરવાર કરી આપે છે.

સમાજની જે બદીઓ દૂર કરવાના ઉદ્દેશથી એ પુસ્તક લખાયું હતું તે બદીઓ ધીમે ધીમે દૂર થઇ છે. ૧૯૦૨માં કોન્ગ્રેસની સાથે સંસાર સુધારા પરિષદ ભરાઇ ત્યહારથી અમદાવાદમાં સુધારાની હિલચાલ આગળ વધી છે. પૂજ્ય ગાંધીજીના અમદાવાદ નિવાસ પછી તો એ પ્રગતિ વધારે તીવ્ર બની છે. સ્ત્રીઓનું ઉચ્ચ શિક્ષણ, મહિલાઓના સમાનાધિકાર, અંત્યજોદ્ધાર આદિ વિષયોમાં બહુ ઝડપથી આગળ વધીને અમદાવાદીઓએ ગઇ સદીની પ્રમાદનો બદલો વાળી દીધો છે. રમણભાઇ અને તેમના કુટુંબની મિથ્યા નિંદા કરનારાઓ આજે એમણે ઉપદેશેલા દરેક સુધારાની ઉપયોગિતા સમજ્યા છે અને ત્હેના ઉપર ખુલ્લી રીતે અમલ કરવા લાગ્યા છે એમાં જ સર રમણભાઇ તથા વિદ્યાબ્હેનનો વિજય સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. પોતાના પ્રયાસનું શુભ ફળ પોતાની આંખે જોઇ શક્યા એટલા અંશમાં રમણભાઈનું જીવન ધન્ય પણ ગણાય.

જે વ્યક્તિઓએ તેમના પર અંગત અને નિર્મૂળ આક્ષેપો કર્યાં હતા ત્હેમને માટે પણ રમણભાઈના હૃદયમાં દ્વેષભાવ ન હતો. ત્હેમના ગુણની કદર પ્રસંગ આવ્યે તેઓ કરતા એ તેમની સાધુતા સૂચવે છે.

એ અરસામાં એક પ્રસંગ એવો બન્યો કે જેથી મ્હારી ખાત્રી થઈ કે પ્રાર્થના સમાજની વેદી ઉપરથી ધાર્મિક વ્યાખ્યાનો આપનાર રમણભાઈનું જીવન વસ્તુતઃ પ્રભુમય જ હતું. એમના કાવ્યોમાંથી 'પ્રભુમય જીવન' નામના કાવ્યને વાંચકોએ બહુ પસંદ કર્યું છે. કાવ્યમાધુર્ય આદિ કવિતા—સંગ્રહોમાં એને ઉચ્ચ સ્થાન મળ્યું છે તે વ્યાજબી જ છે.

૧૯૦૨ ના ડીસેમ્બર ની ૨૧ મી તારીખ ને રવિવારનું પ્રભાત હતું. અમદાવાદમાં દિલ્હી દરવાજા બહાર રાષ્ટ્રિય મહાસભાની સાથે

ઔદ્યોગિક પ્રદર્શન ભરાયું હતું. હું એ પ્રદર્શનમાં સ્વયસેવક હતો અને એ દિવસે પરોઢમાં પ્રદર્શન ભવનમાં એક સ્ટૉલ આગળ 'ડયુટિ' ઉપર ઉભો હતો. રમણભાઇ ત્યાં આગળ આવી પહોંચ્યા.* પ્રદર્શનના એક થાંભલા ઉપર તીતીઘોડો એ સમયે બેઠો હતો. 'જડ ચેતનમાં પ્રભુ વાસ' જોનારા એ મહાનુભાવ સાક્ષરને પ્રદર્શનમાંની અદ્ભુત માનવકૃતિઓ કરતા એ પ્રભુની એ અદ્ભુત રચના જોવામાં અધિક આનંદ આવ્યો. તેમણે એ તીતીઘોડાનું કેટલીક વાર સુધી તન્મયચિત્તે અવલોકન કર્યુ. પછી પાસેના સ્ટૉલ ઉપરથી મ્હને બોલાવીને કહ્યુ "Look at this It is an exhibit in itself (જુઓ આ જાતે જ પ્રદર્શનમાં મૂકવા યોગ્ય એક જીવ છે) પછી એમણે મ્હારા હાથમાની પાતળી સોટી પાંચ સાત વાર એને અડકાડી જોઈને કહ્યુ "It has sense of touch, no eyes વળી પાછો સોટીનો સ્પર્શ કરતા તીતીઘોડો પાંખો ઊંચી કરીને ટટાર થઈ ગયો. તે જોઈ એમણે કહ્યુ "see now it has preparad itself for fight" 'જુઓ હવે તે લડવા તૈયાર થયા છે. એના શરીરની રચનાનુ બારીક અવલોકન કરતા ત્હેમના ભક્ત હૃદયમાથી સ્વભાવિક ઉદ્ગારો નીકળ્યા "અહા! શી ખૂબી છે! None but God can do this. No human power can do such a wonderful thing." આ શબ્દો એટલી બધી આસ્થા, શ્રદ્ધા તથા ભાવપૂર્વક બોલ્યા હતા, કે ત્હેમના મગળ હૃદયમાં વ્યાપી રહેલા ભક્તિભાવની ખાત્રી થઈ ત્હેમને માટે પૂજ્યભાવ થયા વગર રહે જ નહીં

આ પ્રસંગને એ જ દિવસે મ્હેં મ્હારી ડાયરીમાં નોધી રાખ્યો હતો આજે એનુ સ્મરણ કરતા હૃદય સાક્ષી પૂરે છે કે

'પ્રભુ! મુદ્રિત અકિત તુ હૃદમા,
કૃતિઓ બધી ત્વન્મય હો જગમા.'

એ પક્તિઓ લખવાનો સાચો અધિકાર રમણભાઇ જેવા પ્રભુપરાયણ મનુષ્યનો જ હોઈ શકે.

કોટા રાજપૂતાના — સ્વ. શિવપ્રસાદ દલપતરામ પંડિત

* સ્વ. રમણભાઈ એ પ્રદર્શનના મત્રી હતા.

# સ્વર્ગસ્થ સર રમણભાઇની મ્યુનીસીપલ સેવા.

**મ્યુનીસીપલ સેવા એ સર રમણભાઇના જીવનની એક મુખ્ય બાજુ છે.**

સદ્‌ગત સર રમણભાઇના ઐહિક જીવનની અનેક બાજુઓ છે. તેમની સાહિત્યક્ષેત્રની સેવા, તેમની સમાજ સુધારણાના ક્ષેત્રની સેવા, તેમની કાયદાની હીમાયત કરવાના પ્રકારની ચમત્કૃતિ વિગેરે ઉપર ઘણું કહેવાયું છે. પરંતુ તેમના જીવનનો મોટો ભાગ અમદાવાદ નગરના મ્યુનીસીપલ તંત્ર સાથે જોડાએલો પ્રજાની જાણમાં છે. તેમ છતાં તે સંબંધમાં તેમની સેવા કંઇક લક્ષ્ય બહાર નવી પ્રજાને રહેલી છે.

મ્યુનીસીપલ રાજ્યતંત્રની આંતર અને બાહ્ય એવી બે રચના છે, અને તેમાં પ્રજાજન ઘણે ભાગે મ્યુનીસીપલ સભામાં થતાં કાર્યો અને ભાષણો ઉપર પોતાના પ્રતિનિધિની યોગ્યતા બાબત વિચાર કરી શકે છે, પરંતુ તે તંત્રના આંતર પ્રદેશમાં કાર્ય કરતા પ્રતિનિધિઓના ગુણદોષનું સ્વરૂપ સામાન્ય પ્રજાની નજર બહાર રહે છે. ખરી રીતે આ આંતર ક્રિયાતંત્ર ઉપર જ મ્યુનીસીપાલેટીનું બાહ્યતંત્ર ચાલે છે, અને તે આંતર ક્રિયાતંત્ર મ્યુનીસીપાલેટીની પ્રાણનાડી છે. આ પ્રાણનાડીની રચના અને વેગના ઉપર જ મ્યુનીસીપાલેટીની કાર્ય-શક્તિનું માપ નીકળે છે. સામાન્ય સભામાં થતાં ભાષણો અને તેમાં જણાની રસાકસી માત્ર મ્યુંનીસીપાલેટીના દેહની શોભા અથવા

વૈરુપ્યનુ ભાન કરાવે છે જે સબ્ધો મ્યુનીસીપાલેટીના ક્રિયાતત્ત્વની પ્રાણનાડી કમીટીઓ દ્વારા અથવા વ્યક્તિ અધિકારીઓ દ્વારા થયાની શકે કે તેઓ જ સ્થાનિક સ્વરાજ્યના પ્રાણપ્રદ નેતાઓ છે અમદાવાદની મ્યુનીસીપાલેટીની પ્રાણનાડીનુ નેતૃત્વ સદ્ગત રમણભાઈના હાથમા મન ૧૮૯૮ થી તે તેમના દેહના અવસાન સુધી (૧૯૨૮ સુધી) રહ્યુ હતું અને જ્યા જ્યા આનર અવયવો સારા રચાયેલા હતા ત્યા ત્યા સર રમણભાઇના અધ્યક્ષપણા નીચે પ્રાણનાડી સુવ્યવસ્થિત ચાલતી હતી, તેનુ કઈક દિગ્દર્શન કરાવવા હુ આ વ્યાખ્યાનમા પ્રયત્ન કરવા માગુ છુ

**મારો સર રમણભાઇ સાથેનો પ્રથમ પરોક્ષ સબધ ૧૮૯૪ ૯૫.**

દર્શન જેણે અદર રહી કર્યું હોય તે પ્રકાશમા લાવી શકે તેવો અધિકાર ન્યૂનાધિક અંશે મને છે તે હકીકત જણાવવાની જરૂર છે, કારણ કે તેના જ્ઞાન વિના દર્શનીય પાત્રના ગુણોની કદર થઇ શકતી નથી સદ્ગત રમણભાઈના સબધમા મારો પ્રથમ પરોક્ષ અનુભવ તેઓ જ્યારે જ્યુડીશીઅલ ખાતામા ક્લાર્ક ઓફ ધી કોર્ટ તરીકે ડીસ્ટ્રીક્ટ કોર્ટમા હતા ત્યારે ઉદય પામેલો મને ૧૮૯૪–૯૫ના અરસામા એક જ્યુરર તરીકે ખુનના કેસમા હુ કોર્ટમા ગયેલો ત્યારે રમણભાઇની કાર્ય કરવાની શક્તિની મે ભાવના બાધેલી તે ઊંડી મારા અપરોક્ષ અનુભવમા ફળી હતી સાક્ષી જે દેશભાષામા જુબાની આપે તે પોતે લખતા જાય, અને ઇગ્રેજીમા શબ્દશ અસ્ખલિત પ્રવાહરૂપે ભાષાતર તેઓ બોલતા જાય ઇગ્રેજીમા લખનાર જડજ સાહેબની કલમ આ પ્રવાહી ભાષાતરને ઉતારવામા જ થાકે સાક્ષીને તપાસનાર વકીલને એક પણ પ્રસંગ એવો મળ્યો ન હતો કે સાક્ષીની કહેવાની મતલબ કઈક જુદી છે, એમ ફરીઆદ કરી શકે મે ત્યાર પછી ઘણા વર્ષ સુધી ન્યાયાધીશ તરીકે કામ કર્યું છે, અને મને આવુ બને ભાષા ઉપરનુ સરળ પ્રભુત્વ કોઇ દુભાષીયા

અથવા "ઇન્ટરમીડર" માં જણાયું નથી. એક ભાષાનું પ્રવાહી રૂપાંતર ત્વરિત વેગથી જાણે મૂળ પુરૂષ જ બોલતો હોય અને સાંભળનાર જાણે પોતાની સમજવાની ભાષામાં મૂળ બોલનારને સાંભળતો હોય એવી પ્રતીતિ સર રમણભાઈની પદ્ધતિમાં મને જણાયેલી, અને ત્યારથી તેમની આ સ્વાભાવિક ઉભય ભાષાની સમબલે રૂપાંતર કરવાની શક્તિએ મારા મન ઉપર ઘણી ઊંડી છાપ પાડી હતી. આ પ્રસંગે હું સર રમણભાઈને ઓળખું, પણ તેઓ મને ઓળખે નહિ.

ત્યાર પછી બીજો પ્રસંગ જૂની ગુજરાત કૉલેજમાં ( મીરઝાપુર ના રસ્તા ઉપરના શેઠ અંબાલાલ સારાભાઈના સ્થાનમાં ) બનેલો.

**મારો તેમની સાથેનો પ્રાથમિક અપરોક્ષ સંબંધ ૧૯૯૫–૯૬**

તે પ્રસંગે હું ગુજરાત કૉલેજમાં ફેલો હતો. મારે એક પાત્ર સંસ્કૃતમાં ભજવવાનું હતું. તે ભજવી રહ્યા, અને સમાપ્તિ થઇ રહ્યા પછી પ્રેક્ષક વર્ગમાંથી મારી પાસે આવી કોઈ પણ પ્રાથમિક ઓળખાણ વિના મારો હાથ ઝાલી કહે કેઃ—

" સંસ્કૃત ભાષાની વાક્શુદ્ધિ દક્ષિણી ભાઈઓની જ હોય છે અને ગુજરાતીઓને હોતી નથી એવા આક્ષેપનો જવાબ તમે આજ રોજ આપી દીધો છે. "

એક ગુજરાતી યુવકને સંસ્કૃત ભાષાના મોહને વધારવામાં આ વચને જે ઉત્તેજન આપ્યું હતું તે વડે જ હું ભવિષ્યમાં સંસ્કૃત ભાષામાં પ્રૌઢ અભ્યાસ કરી શક્યો હતો. મારા તે કાલના વિદ્યાગુરૂ શ્રી આનંદશંકરભાઈને તો મારા ઉપર મમતા હોય, પરંતુ આના એક તટસ્થ વિદ્વાન્ મમતા ધરાવે, અને તે પણ જેમના પ્રતિ મને માનબુદ્ધિ વગર ઓળખાણે ઉપજેલી તેઓ દર્શાવે ત્યારે વિદ્યાની મોહિની કેટલી જાગે તે સર્વ કોઈ અભ્યાસક સમજી શકે એમ છે.

તેમના અને મારા મનમા પરસ્પર સસ્કાર આ પ્રસગે પડયા પછી અમે પુન તદ્દન ભિન્ન દિશામા રોકાઇ ગના હુ રેવન્યુ ખાતામા, કોલેજની ફેલોશીપ પૂરી થયે રૂપૈઆ વીસની નોકરીમા જોડાયો, અને રમણભાઈ સાહેબે ન્યાય-ખાતાની નોકરી છોડી વકીલાતનો ધધો શરૂ કર્યો આ છૂટા પડવાનો પ્રસગ મને ૧૮૯૬ મા થયાનુ મને યાદ છે. સને ૧૮૯૮ ના અરસામા રમણભાઈ અમદાવાદ મ્યુનીસીપાલેટીમા જનરલ બોર્ડમાથી ચુટાઇ મેમ્બર તરીકે દાખલ થયા તે સને ૧૯૨૮ ના તેમના દેહાવસાન સુધી મ્યુનીસીપલ તત્રમા જોડાઇ રહ્યા હતા આ ત્રીસ વર્ષના ગાળામા મને ૧૯૧૦ ની સાલથી મારે પુન તેમની સાથે સમાનક્ષેત્રમા કામ કરવાનો પ્રસગ મળ્યો અને આ અઢાર વર્ષમા મને તેમની કાર્યદક્ષતાના અનેક પ્રસગો મળ્યા હતા

**અમારી ભિન્ન દિશામાં જીવન પ્રવૃત્તિ અને પુનઃ ૧૯૧૦માં મ્યુનીસીપલ કાર્યક્ષેત્રમાં સંબંધ**

મ્યુનીસીપલ તત્રમા જ્યારે વિચારશક્તિનુ સ્થાન જનરલ બોર્ડ અને સલાહકારક કમીટીઓમા હોય છે, ત્યારે ક્રિયાશક્તિનું કેન્દ્ર વ્યવસ્થાપક કમીટીઓમા એટલે જૂની મેનેજીગ કમીટી અથવા નવી સ્ટેન્ડીગ કમીટીમા, સેનેટરી કમીટીમા, અને જૂની સ્કુલ કમીટી અથવા નવી સ્કુલ બોર્ડમા ગોઠવાયેલું હોય છે આ વ્યવસ્થાપક કમીટીઓને હકીકત પૂરી પાડનાર અમલદારો ચીફ ઓફિસર હેલ્થ ઓફિસર અને ઈજનેર સાહેબ હોય છે, અને તેના ઉપર નિર્ણય કરી તેને અમલમા મૂકવાનું કાર્ય તે કમીટીના અધ્યક્ષ અને ઉપરના પગારદાર અમલદારોએ કરવાનું છે આ અમલદારો અને વ્યવસ્થાપક કમીટી સાથે જેટલી સહાનુભૂતિ, જેટલો કા-

**મ્યુનીસીપલ તત્રમાં વિચાર અને ક્રિયાશક્તિનાં કેન્દ્ર કયાં છે ?**

**સર રમણભાઇનો આ બંને કાર્યક્ષેત્રમાં ૩૦ વર્ષનો સંબંધ અને વ્યાપક અનુભવ.**

ર્યમાં ઉત્સાહ. શુભ અને અશુભ પરિણામોની જવાબદારી એક તંત્રે સ્વીકારવાનું જેટલું ઔદાર્ય, તેટલા અંશમાં કમીટી અને અમલદારોને યશ અને અપયશ ભોગવવો પડે છે. કમીટીના અધ્યક્ષ અને અમલદારો કમીટીની સહાનુભૂતિથી જે સારૂં કાર્ય કરે તેનો યશ કમીટીને આપવાની ભાવના રાખે, અને અમલમાં મૂકવામાં ખામી આવે તો અમે ઠપકાને પાત્ર છીએ એવું હિંમતથી સ્વીકારે તો જ મ્યુનીસીપાલેટીનું ક્રિયાતંત્ર યશસ્વી નીવડે છે. યશ કમીટીને આપવો અને અપયશ અમલમાં મૂકવાની ખામીનો અમારો, એવું કમીટીના અધ્યક્ષ અને અમલદાર સ્વીકારે એવું શિક્ષણ હું સર રમણભાઇ તરફથી પ્રથમ શીખ્યો હતો. કમીટીનાં સઘળાં કામોની યોજના, ઠરાવ, અને અમલમાં મૂકવાની દેખરેખ આ બધું રમણભાઇ સાહેબ પોતાને માથે લે, અને કંઇક સારૂં હોય તો સાથે કામ કરનાર મેમ્બરોને યશ આપે અને કલેક્ટર અને કમીશ્નર, જેઓ સરકારનાં બે નેત્રો, તેમના આગળ પોતાના સમાનક્ષેત્રના કાર્યકર્તાઓની યોગ્યતા પ્રસંગાનુસાર રજુ કરે, અને તે પણ તે મેમ્બરો જાણે નહિ તેવી રીતે રજુ કરે. આવા ઔદાર્યને જાણનારા મ્યુનીસીપલ તંત્રમાં કામ કરનારા કેટલા ઓછા હોય છે, તેનું ભાન આ "હોંસાતુસી" ના સમયમાં બુદ્ધિમાનને થયા વિના નહિ રહે. ક્રિયા અને ક્રિયાના ફલનો પોતામાં સંબંધ નહિ અને અન્યમાં તેનું અર્પણ એ કર્મયોગની કૂંચી પરમાર્થમાં છે એટલું જ નહિ પણ વ્યવહારમાં પણ કામ લાગે છે એ ઉંડી સમજણ મને સર રમણભાઈ તરફથી મળી હતી.

પોતાના ક્રિયાયોગના અભિમાનનો ત્યાગ અને સહકાર કરનાર સ્નેહીઓને અને કાર્યકર્તાઓને ફલનું અર્પણ કરવાના ઔદાર્યનો એક પ્રસંગ અત્ર આપવાથી તેમના ગુણનું ગૌરવ સમજાશે.

અમદાવાદ શહેરમાં પ્રથમ કોટની અંદર જતા માલ ઉપર

ગ્વાજાઓ આગળ જકાત લેવાતી હતી અને કોટ બહારના વસ્તી વાળા ભાગમા ભાડાની આકણી ઉપર પાચ ટકા હાઉસ ટેક્સ લેવાનો હતો મ્યુનીસીપાલેટીની મર્યાદામા બે પેટા વિભાગ પાડી એકમા પરોક્ષ કર લેવાનુ અને બીજામા અપરોક્ષ કરનુ ધોરણ આપણને સ્વાભાવિક રીતે વિચિત્ર જ લાગશે તે વિચિત્ર ધોરણને લીધે જકાતી માલને મુખ્ય વેપારના ક્ષેત્રો જેવા કે ગોળનો વેપાર માધવપુરામા, ખાડનો વેપાર કાળુપુર દરવાજા બહાર ખાડ બજારમા, અનાજનો વેપાર બહારના કાળુપુર પુલ આગળના બજારમા, કાપડનો વેપાર પાચકુવા બહાર એવી રચના થઈ ગયેલી અને આ બહારના વેપારીઓ કોટની અન્દરના વેપારીઓ કરતા જકાત નહિ હોવાથી સોઘુ વેચે, અને તે સોદવરીનો લાભ શહેરની અદરના લોકો જકાત ચોરીથી મેળવતા મથતા હતા તે ઉપરાત રેલવેના ઉતારુઓ નાકાના પટાવાળા અને કારકુનોને લાચ આપી જકાત ચોરી કરતા હતા વળી શહેરની અન્દરની દુકાનો કરતા બહારની દુકાનોના ભાડા વધારે રહેતા, અને તેથી અદરના મકાન માલીકોને અણુવટતુ નુકશાન થતુ જતુ હતુ

**જૂની જકાતના ધોરણને બદલે ટર્મીનલ ટેક્સનું ધોરણ દાખલ કરાવવામાં સર રમણભાઇની કાર્યદક્ષતા.**

**જૂની જકાતમાં ઘણી ચોરી થવા દેવાનો મ્યુનીસીપાલેટી સામે આરોપ.**

મ્યુનીસીપાલેટી સને ૧૯૧૦ મા પ્રથમ બરતરફ થઇ ત્યારે તેના ઉપર અનેક આરોપો સરકારે મૂકેલા, અને તેમા એક આરોપ એવો પણ હતો કે તે ઘણી જકાતની ચોરી થવા દે છે સરકારે પ્રસિદ્ધ કરેલુ કે સરકારના એક સ્થાનિક અમલદાર પાસે એવી માગણી થઇ છે કે જે ઇજારાથી જકાત લેવાનુ કામ મ્યુનીસીપાલેટી માગણી કરનારને સોપે તો તે રૂ ૧૦૦૦૦ ની રકમ ડીપાર્ટમેન્ટના વસૂલ કરતા જાદે આપવા તૈયાર છે આ

આરોપને લક્ષ્યમાં લઇ, હું જ્યારે પ્રથમ ચીફ ઓફીસર થયો, ત્યારે આ ચોરી શી રીતે અટકાવવી તે બાબત મેં ઘણી તપાસ અને વિચાર કરેલો. મારા નવા કામમાં સલાહકાર અને મદદગાર બે અનુભવી મેંબરોઃ એક સ્વર્ગસ્થ ડૉ. ડોશી, અને બીજા સર રમણભાઈ. પ્રથમ ગૃહસ્થનો અનુભવ ઘણો ઊંડો હતો, બીજાનો અનુભવ ઘણો વ્યાપક હતો. આ અનુભવની ગંભીરતા અને વિજ્ઞતાનો લાભ હું સત્વર મેળવી શક્યો.

**જૂના ધોરણના દોષો.**

ડૉ. ડોશીની સલાહ પ્રમાણે નાકા કારકુનો અને સીપાઈઓને દર મહિને એક નાકેથી બીજે નાકે બદલવાનું ધોરણ રાખ્યું હતું, અને કોઇ પણ જકાત ખાતાના નોકરે પોતાની પાસે નોકરીના સમય દરમિયાન ખાનગી પૈસા રાખવા નહિ એવા નિયમ દાખલ કર્યા હતા. ગમે તે સમયે નાકાંની તપાસણીમાં જે નોકર પાસે પૈસા નીકળે તે જકાત ચોરીની રૂશવતના ગણી મ્યુનીસીપાલેટીમાં જમા કરાવવામાં આવતા, અને નોકરને એકવાર થોડી શિક્ષા, અને બીજા પ્રસંગે બરતરફી થતી. આ પ્રમાણે થોડા માસ કંઇક સુધારો થયો. ત્યારે નાકાના સીપાઇઓએ ગાડીઓવાળા સાથે મસલત કરી રૂશવતના પૈસા ગાડીના હાંકનાર પાસે રહે અને નોકરીએથી છૂટયા પછી તેની વહેંચણી થાય એવી ગોઠવણ કરી. જે ગાડીવાળા આમાં સંમત થયા હોય તેના ઉતારૂઓને સરલતાથી જવા દેવામાં આવે. અને બીજી ગાડીઓના ઉતારૂઓનો માલ તપાસણીમાં સુંથાય અને અડધો કલાક ખોટી થવા પછી જકાતી માલ ન હોય તો જવા દે, અને જકાતી માલ નીકળ્યો તો કોર્ટનો વરઘોડો થાય. આવા કોર્ટના કેસ થવાથી અપ્રમાણિક નોકર પ્રમાણિકપણાનો વેશ કાઢે ! આવા આવા અનેક રંગો મારા અનુભવમાં ૭ માસમાં આવ્યા.

એક પ્રસંગે જકાત ચોરી કરનારની ઇન્સપેક્ટરે ઝડતી લીધી. પૈસા નીકળ્યા, અને વધારે પૈસા લઈ ઓછી પહોંચ આપેલી જકાત આપનાર પાસેથી મેળવેલી. તે પુરાવો ઉડાડવા કારકુને મોંમાં નાંખી ગળી જવાના મંશિએ ઇન્સપેક્ટરે ગળું પકડયું; પોલીસની મદદથી કાગળીયું મોંમાંથી કઢાવ્યું. તેના ઉપર ફરિયાદ પણ થઇ. તે નાસી ગયો. હું જ્યાં સુધી અમદાવાદમાં ચીફ ઓફિસર રહ્યો ત્યાં સુધી તે હાજર થયો નહતો. અને તેનું Proclaimed offender તરીકેનું જાહેરનામુ નીકળેલું હતું. આ ફોજદારી કામ સર રમણભાઈના હાથમાં આવ્યું ત્યારે મને ગુપ્ત રીતે કહ્યું કે ખાનગી રીતે નોકરની ઝડતી અંગની લેવામાં, અને ગળું પકડી કાગળ કઢાવવામાં ઇન્સ્પેક્ટર સફળ થયો છે તે વાત ખરી, પણ જો સામી ફરીઆદ સાપરાધ બળની થાય તો તે ઇન્સ્પેક્ટરનો બચાવ કરવો ઘણો કઠિન થઈ પડશે. માટે ઝડતીનું ધોરણ બંધ કરવું યોગ્ય છે. ડો. ડોશીને આ વાત પસંદ પડી નહિ. મારી સ્થિતિ કફોડી થઈ.

**જકાત ચોર પકડવાનો એક ગાઢો પ્રસંગ અને સર રમણભાઇની સલાહ.**

મેં આ જકાતનું ધોરણ બંધ કરી વગર રિફંડની ટર્મીનલ ટેક્સની યોજના ઉત્તર હિંદુસ્થાનમાં કાનપુરમાં ચાલતી હતી તેનો અભ્યાસ કર્યો, અને મ્યુનીસીપલ એકટમાં તે સમયે આ પ્રકારના કરનું નામ નહિ હોવાથી હિંદુસ્થાનની સરકાર મુંબાઇ સરકારની ભલામણથી તેવા કરનું સ્વરૂપ અને હેતુ પ્રથમથી મંજૂર કરે ત્યાર પછીજ તે દાખલ કરવાની જાહેરાત થઈ શકે એમ હોવાથી મેં રેલ્વેમાં દરેક પ્રકારનો માલ કેટકેટલો આવે છે તેના આંકડા, ચારમાસ નોકર રાખી, મેળવી આ પ્રાથમિક મંજૂરી મેળવવાની વાત તે સમયના કલેકટર મી. સ્લેડનને કરી. તેઓ ઘણા શાંત સ્વભાવના અનુભવી અમલદાર હતા. પરંતુ કોઈપણ મહત્ત્વની યોજનાના સંબંધ માં સરકારમાં રીતસર લખાણ કરવા પૂર્વે " ડેમી ઓફિશીઅલી "

ઉપરથી ભલામણ મંજુર થશે એવી ખાત્રી મેળવવા તજવીજ કરતા હતા. તેમણે તે ધોરણે રેલવે બોર્ડ અને મુંબઈ સરકારના સેક્રેટરીને પૂછ્યું. બંનેએ આ વાત અમલમાં મૂકી શકાશે નહિ તેવો જવાબ આપ્યો, અને એ હકીકત મને કહી. નિષેધ કરનાર અમલદારોએ આ કરની યોજના કેવા પ્રકારની છે, અને કાનપુરમાં તે કેવી રીતે રેલવે મારફત અમલમાં મૂકાયેલી છે તે જાણવા પ્રયત્ન જ કરેલો નહિ. માત્ર આ નવી લપમાં શા સારૂ પડવું એવા હેતુથી ના પાડી દીધી હતી. મારો ઉત્સાહ મંદ પડી ગયો. જકાતનું ખરાબ ધોરણ ચાલું રહ્યું. ચોરીઓ કંઇક ઓછી થઇ. પણ ઝડતીનું ધોરણ બંધ કરવું પડવાથી, રોકડ રકમો નોકરો રાખી શકતા હોવાથી ચોરીઓ પકડાની ઓછી થઇ. સર રમણભાઈ પણ નિરાશ થયા કે ટર્મીનલ ટેકસની યોજનાની પ્રાથમિક મંજૂરી મળી નહિ.

**એક અમેરીકન મુસાફરની અગવડ ધોરણ બદલવામાં મળેલી સર રમણભાઈની સુચના પ્રમાણે પગલાં ભરવામાં મારી ફતેહ.**

તેવામાં એક અમેરીકન મુસાફરની સામાનની ગાડી પાંચકુવે તપાસણીમાં અટકી, કંઇક માલ જકાતી હશે તે પકડવાથી સામાન સાથેના સાહેબના નોકરને અટકવું પડયું. તેના શેઠને "છોટી હાજરી" સમયસર મળી નહિ. તેણે મારી પાસે આવી ફરીઆદ કરી. મેં જણાવ્યું કે અમારા નોકરે તો કાયદેસર અમલ કર્યો છે, અને તેમ થવામાં તેમના નોકરને સમયસર પહોંચવામાં ઢીલ થઇ તે બદલ દીલગીરી દર્શાવી. તે સાહેબ માત્ર પરદેશી મુસાફર એટલે સમજી ચાલ્યા ગયા, પરંતુ કલેકટરને મળી પોતાની વીતક કહી બતલાવી. બીજે દિવસે હું કામ પ્રસંગે કલેકટરને મળવા ગયો તે પહેલાં સર રમણભાઇએ મને સૂચના કરી કે મી. સ્લેડન સાહેબ તો ગયા છે, અને નવા સાહેબ મી. પેઇન્ટર છે. તેમને આ પ્રસંગનો ઉલ્લેખ થાય તો જરૂર ટર્મીનલ ટેકસની વાત કરશો. મી. પેઇન્ટર

સાહેબ, સ્નેડન સાહેબ જેવા શાંત સ્વભાવના નહતા તેથી પણ જલદ સ્વભાવના હતા મળતા જતાની સાથેજ કંઈક ગરમ મિજાજથી બોલ્યા કે ' કમીટી ઓફ મેનેજમેન્ટે " મારી દેખરેખ નીચે કામ કરવાનું ઠર્યું છે, અને અમેરીકન મુસાફરની આ અગવડ મને નામોશી આપનાર છે ' મેં ઠંડે પેટે ધીરજ બતાવી. મારો પ્રથમ પ્રયત્ન નિષ્ફલ ગયાની ખાત્રી થતાં તેણે તુરત પોતાની ' કોન્ફીડેન્શીઅલ " ફાઈલ કાઢી મારું કહેવું ખરૂં છે, એવી મી સ્નેડનના મગરનું પ્રકરણ જોઈ ખાત્રી કરી તે પછી શાંત પડ્યા અને કાયદાને અને રેલ્વે કંપનીને વસુલમાં અડચણ ન આવે તેવી યોજના અને રૂલોનું ખોખું કરી આપવા કહ્યું. આ હકીકત મેં, મી. રમણભાઈ જેઓ વાઈસ ચેરમેન અને લીગલ ડેલીગેટ હતા તેમને કહી તેમણે તેજ રાત્રે બે વાગતા સુધી બેસી આ યોજના અને ખોખું તૈયાર કર્યું બીજે દિવસે મેં તે કમેન્ટરને રજુ કર્યું તેણે મને સાબાશી આપી અને તુરત મારી સાથે કમીશનર સાહેબને ત્યાં ગયા ત્યાં કેટલાક સુધી ચર્ચા કરી કમીશનરની સમતિ મેળવી રેલવેના સ્થાનિક અમલદારને સોનારી વસુલ કરવાનું પૂછવામાં આવે તો હા પાડવાનું ઠરાવ્યું

**ટર્મિનલ ટેક્સની મજુરી અને જુની હાડમારીનો અંત તેમાં રહેલી સર રમણભાઈની કાર્યદક્ષતા**

સરકારમાં આ ત્રિપુટીની સમતિથી લખાણ ગયું પ્રથમ જે સાહેબે સેક્રેટરીએટમાંથી ના પાડેલી તેને રેલવેના સ્થાનિક અમલદારની સમતિથી વિરોધ કરવાનું બળ રહ્યું નહિ મુંબઈ સરકારે હિંદુસ્થાન ની સરકારની સમતિ મેળવી, અને જુની જકાતને બદલે ટર્મિનલ ટેક્સ થોડા વર્ષ (૧૯૧૬-૧૯૨૦) અજમાયશી અને પછીથી કાયમનો દાખલ થયો અને મ્યુનીસીપાલેટીની ઉપજની આ માટી મદદ અને લોકોની હાડમારી દૂર થઈ આ ધોરણ મી પેઇન્ટર સાહેબે કમીટી ઓફ મેનેજમેન્ટમાં

દાખલ કરાવ્યાનું સઘળું માન કમીટીને આપ્યું અને સરકારથી પણ અપાવ્યું પરંતુ આ સર્વ માનનું મૂળ સર રમણભાઈની કાર્યદક્ષતામાં રહેલું મને સમજાયું છે, અને પ્રજાજન આગળ આ હકીકત ઘણે ભાગે અજાણમાં જ રહેલી છે. જ્યારે જ્યારે ટર્મિનલ ટેક્સનો પ્રસંગ નીકળે ત્યારે ત્યારે પરરાજ્યની પ્રજા આગળ ઉજળું મોઢું રાખવાની બ્રીટીશ અમલદારોની નીતિનો તેઓ કટાક્ષ કરતા. હિંદુસ્થાનની પ્રજાને સુખ અને સગવડ આપવાનો હેતુ ઈંગ્રેજી પ્રજાને જેટલો અંકુશમાં રાખે છે તેના કરતાં પરપ્રજા ઈંગ્રેજોની રાજ્યનીતિ વખાણે તે હેતુ તેમને વધારે અંકુશમાં રાખે છે. મને સમજાયું કે **किं धक्षन्त्यपकल्मषाः कृताधियः** એ સૂત્ર સમજુ પ્રજાને ગૃહનીતિમાં ખોટું કરતાં અટકાવે છે એટલુંજ નહિ પણ રાજ્યનીતિમાં તો તે વધારે ઉપયોગી છે.

**સર રમણભાઈના અધ્યક્ષપદેથી અંકુશમાં રાખ-વાની રમુજી કલા**

સર રમણભાઈએ સઘળી કમીટીઓમાં અધ્યક્ષપદું કર્યું હતું. તેથી જનરલ બોર્ડમાં કોઈ પણ કામની ચર્ચા થાય ત્યારે બીન માહિતી વાળી ટીકા ઉપર તેઓ તુરત અંકુશ મૂકી શકતા હતા. આ પ્રમુખના સ્થાનેથી મેંબરોને અંકુશમાં મૂકવામાં તેમની મુખમુદ્રા ગંભીર નહિ, પણ રમુજી બનતી હતી, અને રમુજી અને વિનોદી સ્વભાવ વડે સામાનો ક્રોધ અને વિરોધ તેઓ વગર વિલંબે જીતી શકતા. તેનો એક પ્રસંગ અત્ર જણાવવો યોગ્ય છે. કમીટી ઓફ મેનેજમેન્ટમાં મીલ એજન્ટ એસોસીએશન તરફથી ભર યુવાવસ્થામાં શ્રી ગોરધનભાઈ ઇશ્વરભાઈ પટેલ મેંબર થઇ આવેલા. કોઇ મીલના સંબંધમાં કામ હતું તેમાં તેઓ આવેશથી બોલ્યા જતા હતા. સર રમણભાઈ તુમારી કામ પાસે પડેલાં તે એક પછી એક શેરા કરી ચર્ચાના પ્રસંગે કાઢયા જતા હતા. વચમાં શ્રી ગોરધનભાઈનો સામે કોઈ અટકાવવા ઉભા થાય તેના "પોઇન્ટ ઓફ ઓર્ડર" ના પણ

નિર્ણય અપાયા જતા હતા. તેવામાં શ્રી ગોરધનભાઇ બોલ્યા કે પ્રેસીડેન્ટ સાહેબ પોતાના કામમાં મારી વાત સાંભળતા નથી, અને બીજાની તકરાર લક્ષ્યમાં લઇ મને અટકાવે છે. સર રમણભાઇએ કહ્યું કે "શી વાત મેં ન સાંભળી ? કહો તો તમારા ભાષણનો સર્વ સાર કહી બતલાવું" ત્યારે શ્રી ગોરધનભાઇ કહે કે પ્રેસીડેન્ટ તરફ મને બહુ માન છે પણ મારે હજુ કહેવાનું બહુ છે. સર રમણભાઇએ કહ્યું કે સમય થઇ ગયો છે માટે બેસી જાઓ. પુનઃ શ્રી ગોરધનભાઇ કહે કે "પ્રેસીડેન્ટ તરફ બહુ માનથી કહું છું......"...સર રમણભાઇ કહે કે "તમે તો બહુ માનથી તમારી પગચંપી કરવાનું કહેશો તેને હું શી રીતે માન માનું !" તુરત હસાહસ થઇ ગોરધનભાઇ બેસી ગયા, અને વાતાવરણ શાંત થઇ ગયું. ક્રોધ અને આવેશની સામે ક્રોધ અને આવેશ જ કામ કરે એમ નથી, પરંતુ અક્રોધ અને વિનોદ ઘણું કામ કરી શકે છે. પ્રમુખસ્થાને આ અક્રોધ અને વિનોદની પ્રત્યક્ષ મૂર્તિ સર રમણભાઇમાં જણાતી. તેમને મેંબરોને અંકુશ મૂકવા કદી ઘાંટા પાડવા પડતા નહિ, તેમ ક્રોધવાળી મુખમુદ્રા પણ કરવી પડતી નહિ.

**અનુભવ પ્રમાણે કાયદા કાનુનોની સુધારણા કરવામાં સર રમણભાઇની તત્પરતા**

અનુભવને અનુસાર મ્યુનીસીપલ તંત્રની સુધારણા કરવામાં સર રમણભાઇની સાવધાનતા ખાસ ધ્યાન ખેંચનાર હતી. સને ૧૯૧૦માં મારી નિમનોક વખતે સવારના ત્રણ વાગતા સુધી મીટીંગ ચાલી ૩૩ વિરુદ્ધ ૩ થી મારી નિમનોક થયેલી. હું તે પ્રસંગે દસ્ક્રોઇનો મામલતદાર અને એકટીંગ હજુર ડેપ્યુટી કલેકટર હતો. મારા સહાયકો ઘણા હતા એટલે મારે પોતાને તો કંઇ જ શ્રમ લેવો પડ્યો ન હતો. જૂની પ્રોસીજર રૂલમાં "કલોઝર"ની એટલે ચર્ચા બંધ કરવાની કલમ ન હતી, તેથી સામા પક્ષની તજવીજ એવી હતી કે મારા સહાયકોને થકવી "કોરમ" તોડવું, એટલે બીજી મીટીંગમાં

સહાયકો નિયમિત હાજર રહી શકશે નહિ. આ પક્ષાપક્ષીમાં હું તો માત્ર એક શેતરંજનું મહોરું જ હતો. મારા અતિ સામા પક્ષને અંગત વિરોધ ન હતો, અને તે પક્ષના સજ્જનો પાછળથી જ્યારે સાથે કામ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે સ્નેહભાવથી જ મારી સાથે વર્ત્યા છે. મારી નિમનોકની મીટીંગમાં જો કે હું હાજર ન હતો, તો પણ મારા મિત્રોએ એક રમુજી વાત કહી હતી. મારા સહાયકોએ નિશ્ચય કરેલો કે વોટીંગ થતાં સુધી જવું નહિ. ચીફ ઓફીસરની જગ્યાની અનેક અરજીઓ આવેલી. તેમાંની પ્રત્યેક અરજી સામા પક્ષવાળા વાંચે; અરજદારના ગુણદોષનાં વર્ણનો થાય, કેટલાક મેંબરો થાકી ગેલેરીમાં જાય. ત્યાં કેટલાક સારુ ગોદડાં આરામ લેવા મૂકાએલાં, કેટલાકને ચાપાણી આપી આપી જાગ્રત્ રાખવામાં આવે. તેવામાં એક મેંબર જાણે પોતાના ઘરમાં ઉંઘતા હોય એમ નસકોરાં બોલાવતા એક ટેબલને ખુણે ઉંઘે. બીજા મેંબરો ગેલેરીમાં હતા. જો ઉંઘતા મેંબરની સંખ્યામાં ગણના ન થાય તો "કોરમ" તુટે એવું થયું. સામા પક્ષે સવાલ ઉઠાવ્યો કે ઉંઘતા મેંબર કોરમમાં ગણાય કે નહિ. ઘણું કરીને સર રમણભાઇ તે પ્રસંગે વાઇસ પ્રેસીડન્ટ હતા, અને પ્રેસીડન્ટ સાહેબ સ્વર્ગસ્થ કેશવલાલભાઇ હતા. સર રમણભાઇએ સવાલ કર્યો કે આ બાબતોનો એક પણ અક્ષર જે યુરોપીઅન મેંબરો (સીવીલ સર્જન વિગેરે) સમજી શકતા નથી, તેઓની હાજરી કોરમમાં ગણાય કે નહિ? હસાહસી થઇ. સર રમણભાઇએ પ્રેસીડન્ટ સાહેબ નિર્ણય આપે તે પહેલાં ખુલાસો કરવા રજા માગી. જેમ ચર્ચાની ભાષા ન સમજનાર મેંબર કોરમમાં જીવતા હોવાથી ગણત્રીમાં ગણાય છે, તેમ ઉંઘનાર પણ જીવતા હોવાથી ગણત્રીમાં ગણાય છે! મેંબર જીવંત બેઠા હોય અને કંઈ પણ સમજે નહિ તોપણ કોરમને વાંધો આવે નહિ. હસાહસમાં ઉંઘનારની ઉંઘ ઉડી ગઇ; જાગૃતી આવી, અને પ્રેસીડન્ટ સાહેબ પાછા બહાર ગયા. સર રમણભાઇ અધ્યક્ષપદે બેઠા. આવા હવામાં કામ વોટીંગ ઉપર આવી ગયું, ત્યાર પછી સર રમણભાઇને "કમીશનર" ની ફરતી

જરૂર જણાઇ અને તે દાખલ કરાવી હાલની "ડીમેટ" ની સઘળી રૂને મર રમણભાઇના લાગા અનુભવના ફલ રૂપે દાખલ થયેલી છે

**સને ૧૯૨૫ના મ્યુનીસીપાલ કાયદાની કલમોમાં જે સુધારા થયા છે તેમાં ઘણી કલમોમાં સર રમણભાઇની સૂચનાનો ઉપયોગ**

સને ૧૯૨૫ ના મ્યુનીસીપલ એક્ટના મૂળ બીલમા જે જે વહીવટી સુધારણાની જરૂર જણાયેલી તેની એક યાદી સર રમણભાઇએ કરી કમીટી ઓફ મેનેજમેન્ટના મમયમા મોકલેલી તેના મુદ્દા મરકારથી સ્વીકારવામા આવ્યા છે આની ખાત્રી જેને કરવી હોય તેમણે તે યાદી અને હાલના કાયદાના નવા અંશોની મેળવણી કરવા તસ્દી લેવી પડશે

**મ્યુનીસીપાલેટીના લીગલ ડેલીગેટ તરીકેની સર રમણભાઈની સેવા**

મ્યુનીસીપાલેટીમા સને ૧૯૧૦ પહેલા લીગલ કમીટીનું ધોરણ હતુ સને ૧૮૯૮–૯૯ થી સર રમણભાઇ લીગલ કમીટીના એક મેમ્બર હતા સને ૧૯૧૦ મા મ્યુનીસીપાલેટીને સ્થાને કમીટી ઓફ મેનેજમેન્ટ આવી તેણે લીગલ કમીટી નુ ધોરણ બદલી નાખ્યુ હતુ, અને સર રમણભાઇ હતા ત્યા સુધી "લીગલ ડેલીગેટ" તરીકે કાયદાના સવાલોમા સલાહ આપવાનુ સઘળુ કામ તેમની મારફત થતુ હતુ એમના સ્વર્ગવાસ પછી એક જ વ્યક્તિમા આ કામનો બોજો અને જવાબદારી મૂકી શકાય એમ નહિ હોવાથી સને ૧૯૨૬–૨૭થી ફરીથી લીગલ કમીટીનુ ધોરણ દાખલ થયુ છે પ્રતિવર્ષ લીગલ કમીટી બદલાતી હોવાથી પાછલા અભિપ્રાયોની પરપરાનો વિચાર થતો નથી, અને દરેક કમીટી પોતાની બુદ્ધિ અનુસાર અભિપ્રાય આપે છે, પ્રસગે વિરોધી અભિપ્રાયો પણ અપાય છે અને કામ કરનાર અમલદારોની સ્થિતિ કફોડી થાય છે મુબાઇમા મ્યુનીસીપલ તત્રની

માહિતગાર સોલીસીટર ફર્મ "ક્રૉફર્ડ બેલી" ની છે. ઘણા વર્ષના અનુભવથી મ્યુનીસીપલ બાબતમાં જે અભિપ્રાયો તે ફર્મ આપી શકે છે તેવા બીજા સ્થાનેથી મળતા નથી. પરંતુ તે અભિપ્રાયોની ભારે કિંમત મુંબાઈ મ્યુનીસીપાલેટીને આપવી પડે છે. જ્યાં સુધી સર રમણભાઈ વિદ્યમાન હતા ત્યાં સુધી એટલે સને ૧૯૧૦ થી સને ૧૯૨૬ સુધી અમદાવાદની મ્યુનીસીપાલેટીને વગર પૈસે આવો લાભ મળ્યો હતો. એમના અભિપ્રાયો પૈકી હંમેશના આધારભૂત થઇ શકે તેવા અભિપ્રાયોનો સંગ્રહ કરવા મેં વિચાર કરેલો. અને કામનો આરંભ પણ કરેલો. પરંતુ સને ૧૯૨૩-૨૪માં મારે સરકારી નોકરીમાં પાછું ફરવું થવાથી તે કામ બંધ રહેલું છે. આવો સંગ્રહ રચવામાં આવે તો ઘણાખરા વહીવટી પ્રશ્નો પુનઃ પુનઃ ઉભા થાય છે તે ઉભા થાય નહિ; અમલદારો તે અભિપ્રાયોને અનુસાર કામ કરી શકે, અને લીગલ કમીટીને પણ તસ્દી ઓછી પડે. મ્યુનીસીપલ એક્ટની કેટલીક કલમોના અર્થ નિર્ણયમાં આ સોળ વર્ષના સર રમણભાઈના અભિપ્રાયો વ્યવસ્થિત સંગ્રહરૂપે છપાય તો મ્યુનીસીપાલેટીને તે ઘણો ઉપયોગી થશે એમ હું માનું છું.

**કોર્ટમાં નામની ફી લઇ છેવટ સુધી તેમણે આર્થિક ત્યાગવૃત્તિથી કામ કર્યું હતું**

કાયદાના સલાહકાર ઉરાંત સર રમણભાઈ દરેક મ્યુનીસીપલ દાવામાં અને ફોજદારી પ્રકરણમાં મ્યુનીસીપાલેટી તરફથી વકીલ રહેતા. તેમનું બાલ ફીનું ધોરણ ગમે તેટલું હોય તો પણ મ્યુનીસીપાલેટી એ તો તેમની પાસે અત્યંત જૂજ ફી રૂ. ૧૫ થી રૂ. .૩૦ સુધીની આપીને દળણું દળાવ્યું છે. હાલ મોટા વકીલ રૂ. ૨૦૦) થી ઓછે નહિ, અને સામાન્ય આરંભના વકીલ પણ મ્યુનીસીપાલેટીમાં રૂ. ૫૦ થી ૭૫ સુધીની ફી લેવા તત્પર થાય છે, અને તેની સરૂડ મ્યુનીસીપાલેટીને કરવી પડે છે. જ્યારે હું સર રમણભાઈની આર્થિક ત્યાગવૃત્તિ મ્યુનીસીપલ સેવામાં વપરાયેલી સોળ

વર્ષની વિચારી જોઉં છું ત્યારે મને તેમની મહાનુભાવતાનું સ્પષ્ટ ભાન થાય છે. હજારો રૂપૈઆ મ્યુનીસીપાલેટીને સોળ વર્ષમાં બચ્યા છે, અને તેમની સેવાનો સંગીન લાભ પ્રજાને મળ્યો છે. મારી પાસે તત્કાળ મળી શકે તેવાં સાધનોથી કહી શકું છું કે જ્યારે સને ૧૯૧૮–૧૯માં "લો ચાર્જ" ની ગ્રાન્ટ માત્ર રૂ. ૨૭૬૪ હતી ત્યારે સને ૧૯૨૯–૩૦ માં તે રૂ. ૧૦,૦૦૦ ની છે. આ ઉપરથી સામાન્ય ખ્યાલ આવી શકશે કે પાછલા સોળ વર્ષમાં મ્યુનીસીપાલેટીને કેટલો લાભ "લો ચાર્જ"માં થયો હશે? આ આર્થિક લાભ કરતાં સર રમણભાઈ પછી કોઇ પણ એક વ્યક્તિને "લીગલ ડેલીગેટ" નીમવાની મ્યુનીસીપાલેટીને સગવડ ન મળી એ સર રમણભાઈની યોગ્યતા અને મહત્તાનો મોટો પ્રત્યક્ષ પુરાવો છે.

**સને ૧૯૨૬ની સ્થાનિક સંસ્થાઓના કોન્ફરંસમાં સર રમણભાઈ નો નીડરતાવાળો ઠરાવ.**

સામાન્ય રીતે હાલ એમ કહેવામાં આવે છે કે જૂના લીબરલ-પક્ષના નેતાઓ સરકાર સામે ટક્કર ઝીલી શકતા નથી. આ આક્ષેપ રાજ્યનીતિની હાલની પક્ષાપક્ષીમાં કેટલે અંશે સત્ય છે, તે બાબત ચર્ચા કરવા હું માગતો નથી, પરંતુ સ્થાનિક સ્વરાજ્યતંત્રમાં સર રમણભાઇ જેવા "લીબ-રલ"માં આ આક્ષેપ ટકી શકે તેમ નથી. મને યાદ છે કે સને ૧૯૨૬ માં સ્થાનિક સંસ્થાઓનું પ્રથમમંડળ પુને ભરાયું. અને તેમાં સર ગુલામહુસેન પ્રેસીડેન્ટ હતા. તેઓ નવા રાજ્યતંત્રમાં તે સમયે સ્થાનિકસ્વરાજ્યના મંત્રીપદે હતા. સર રમણભાઈને ત્રીસ વર્ષનો પાકો અનુભવ થયો હતો કે સ્થાનિક સરકાર મ્યુસીપાલેટીઓ ઉપર અંકુશ રાખવાના મ્યુનીસીપલ કાયદાના પ્રકરણનો અમલ કરવામાં માત્ર કલેક્ટર અને કમીશનરની આંખેજ જોઈ શકે છે, અને તેમને સ્થાનિક સંસ્થાઓને શી શી નાણાં વિગેરેની અડચણ છે, તથા તેમના નોકરો-ને–એક તરફ મ્યુનીસીપાલેટી અને બીજી તરફ કલેકટર–એવી સુડી

વચ્ચે સોપારીની સ્થિતિમાં શી રીતે રહેવું પડે છે તેનો ખ્યાલ હોતો નથી, તેથી Local Self Government Board સ્થાપવાથી સરકાર, મ્યુનીસીપાલેટી અને લોકલબોર્ડ ઉપર, વધારે વિવેક અને સમજણથી અંકુશ મૂકી શકશે એમ દૃઢ માનતા હતા. આ ઉપરથી તેમણે એવો ઠરાવ રજુ કર્યો હતો કેઃ—

' આ કૉન્ફરંસ સરકારને ભલામણ કરે છે કે સ્થાનિક સ્વરાજ્યના મંત્રીને મ્યુનીસીપાલેટીઓ, લોકલ બોર્ડ અને એવી બીજી સંસ્થાઓને લગતી બાબતોમાં મદદ આપવા સારૂ ઇલાકાની સરકારે એક "સ્થાનિક સ્વરાજ્ય મંડળ" (Local Self Government Board) સ્થાપવું. સ્થાનિક સંસ્થાઓના સંબંધમાં જ્યારે સરકારે હુકમ કાઢવાના હોય ત્યારે આ મંડળની સલાહ લેવી. આ મંડળમાં સ્થાનિક સ્વરાજ્ય ના મંત્રી ઉપરાંત બે સભ્યો રાખવા. આ બે સભ્યો મ્યુનીસીપાલેટીઓ અને લોકલબોર્ડોના પ્રેસીડન્ટો મારફ઼ ચુંટાયેલા હોઈ શકે."

**જુના લીબરલોની કદર કરવાની અગત્ય છે.**

આ ઠરાવ રજુ કરતી વખતે સર રમણભાઈનો કંઠ બેઠેલો હતો, તોપણ ટુંકામાં પોતાની દલીલો તેમણે રજુ કરી, અને તે નીડરપણાથી. સર ગુલામ-હુસેનને તે વાત રૂચિ નહિ, અને ચર્ચા ચાલતી હતી તે દરમ્યાન તેમણે વિરોધી વલણ પકડયું, અને સ્થાનિક સ્વરાજ્યના મંત્રીથી આ બહારના સલાહકારક સાથે કામ થઈ શકે નહિ એવા વાંધા જણાવ્યા. સર રમણભાઈએ જાણ્યું કે પોતાનો કંઠ બેઠેલો છે, માટે બાજી હારી ન જવાય તેટલા સારૂ ચર્ચાનાં સૂત્રો દિ. બ. હરિલાલભાઇ દેસાઇભાઇ જેઓ તે સમયે સરકારના મંત્રી ન હતા, તેમને સોંપ્યાં. હરિલાલભાઇએ પોતાની ખેડા જીલ્લાની ઘટતી ભાષામાં ચર્ચા ખીલાવી, અને આખી કોન્ફરંસનો રંગ બદલાઇ ગયો. ઠરાવ ઘણી બહુમતિથી પસાર થયો. સરકારે તે ઠરાવ કબૂલ ન કર્યો; અમને આશા પણ નહતી કે તે સર

ગુનામહુસેનના તત્રમા કબૂલ થગે  પરતુ આ લડત  લડવામા સર રમણભાઈ જે નીડરતા, સવગી સીવીલ સર્વિસ અને સ્થાનિક સ્વરાજ્યના તે સમયના મત્રી વિરૂદ્ધ છતા દર્શાવી શકયા હતા તે ખરેખર આકર્ષક હતી, લીબરલપક્ષના નેતાઓ ઘણે ભાગે વિવેક અને વિનય પોતાની દલીલ રજુ કરવામા વાણીમા છોડતા નથી, પરતુ તે વિવેક અને વિનય નિર્બલતાના સૂચક નથી વગર સમજની વાણીની કઠોર પ્રવૃત્તિ, અથવા તોછડાઇ વીરત્વના નિશાન છે એ માનવુ ભૂલભરેલુ છે સાચી દ્દઢતા, ઉત્સાહ, નીડરતા, અને મધુર વિવેકવાળી ચર્ચા પરિણામે યશ આપ્યા વિના રહેતી નથી સર રમણભાઈના ચર્ચા કરવાના પ્રસગમા ઉપરના ગુણો ઘણા આકર્ષક હતા, એવુ સામાપક્ષના મુખ્ય “ નૅશનૅલીસ્ટ” ને પણ કબૂલ કરવુ પડતુ હતુ  ‘ લીબરલ ” પક્ષના દિવસો વીતિ ગયા છે તે વાત ખરી છે, પરતુ કોઇ પક્ષ પોતાનુ પ્રયોજન સિદ્ધ થયા પછી ઉભો રહી શકતો નથી અને પાકા પાનની માફક ખરી જાય છે અને નવો પક્ષ નવા પાદડા જેવો રાષ્ટ્રવૃક્ષ ઉપર ફુટી નીકળે છે એ સત્ય વિસરાવુ જોઇએ નહિ સસાર માત્ર પ્રવાહી અને તેના તત્ર ચલાવનારા મનુષ્ય પાત્રો જન્મમરણથી ગ્રસ્ત છે તેથી આપણી પહેલાની પેઢીના નેતાઓની સાચી કદર કરવી હોય તો આપણે વૃદ્ધ થવાના છીએ, અને મરવાના છીએ, આ સનાતન સત્ય સમજવુ જોઈએ

**સર રમણભાઇનુ' છેલ્લુ દર્શન અને અમદાવાદ નગર પ્રતિની મમતા**

સ્થાનિક સ્વરાજ્યતત્રમા નિર્ભયપણે પ્રવૃત્તિ કરતા સર રમણભાઇને જોવાનો છેલ્લો પ્રસગ મને ૧૯૨૬ ની સાલમા પુનામા ઉપરનો મળ્યો હતો ત્યાર પછી તેમની પ્રકૃતિ દિનપ્રતિદિન મદ થતી જણાતી, અને હુ માત્ર ત્યાર પછી તેમને કાપમા ફરી પાછા આવતા એક વખત જ મળ્યો હતો તે પ્રસગના છેટલા શબ્દોમા પણ હુ ઉત્તમ નાગરિકની નગરસેવાની પ્રીતિના પડઘા સાભળી રહ્યો હતો – તેમનાથી સ્પષ્ટ બોલાતુ ન હતુ તોપણ મળવાની સાથે કહેવા લાગ્યા –

"નર્મદાશંકર! મુંબાઇનું કામ પરવારી આપણા નગરમાં ક્યારે આવશો ?"

પુનઃ નગરમાં તો હું આવ્યો, પણ આપણા નગરની સેવાના અભિમાનની પ્રેરક જ્વલંત મૂર્તિને જોવાનું મને ભાગ્ય ન મળ્યું! પરંતુ તેમનાં મ્યુનીસીપલ સેવાનાં પુણ્ય સંસ્મરણો નિરાશાની વાદળી-માંથી કંઇ આશાનાં કિરણો પ્રકટાવી શકે છે તેજ તેમના અભ્યાસની ઉત્તમ નાગરિક તરીકેની મહત્તા દર્શાવવા પુરતાં મારા જેવા સમાન-ક્ષેત્રમાં કામ કરનારને અમૂલ્ય મોતી જેવાં લાગે છે.

અમદાવાદ
તા. ૬-૩-૩૦ } નર્મદાશંકર દેવશંકર મહેતા.



# રાઇનો પર્વત.

ગુજરાતી સાહિત્યમાં શિષ્ટ નાટક સંબંધી અંધકારનો સમય પ્રો. મણિલાલનું "કાન્તા", નાનાલાલ કવિનાં બે નાટક "ઇંદુકુમાર" અને "જયા અને જયંત" અને રમણભાઇનું "રાઇનો પર્વત" એ ઉપાનું ભાન કરાવે છે. આપણાં નાટક રંગભૂમી માટે લાયક નથી એમ કહેવા કરતાં આપણી રંગભૂમિ અર્થાત્ પ્રાકૃત જનનો શોખ આપણાં નાટક માટે લાયક નથી એમ કહેવું કંઈક વધારે ઉચિત છે. પ્રો. મણિલાલનું "કાન્તા" નાટક ક્ષાત્ર ઔદાર્યની પ્રતિમા છે. પણ કવિતાને પ્રાધાન્ય અપાવાથી નાટયરસ અને કાવ્યરસની તેમા ખીચડી થઇ ગઇ છે. નાનાલાલનાં નાટક મૂર્ત ભાવના માત્ર છે. કલા ભાવનાઆલેખનમાં કે વસ્તુ સ્થિતિના કલ્પના દ્વારા ઉચ્ચીકરણમાં કે અનુકરણમાં છે તે વિચારવું અત્રે યોગ્ય નથી. રંગભૂમિ સામાન્ય રીતે જે જાતનું જીવનનું અનુકરણ માગી લે છે તે નાનાલાલ નથી કરતા એ જાણીતું છે. 'રાઇનો પર્વત'નું વસ્તુ જ નાટકાનુકૂળ છે.

રાજા પર્વતરાય, ગુજરાતના પ્રથમના રાજા રત્નદીપદેવનો અધર્મથી વધ કરાવી, રાજ્યનો માલીક થઇ પડયો હતો. તે વેળા રત્નદીપદેવની રાણી અમૃતદેવી બાળક કુંવર જગદીપ સાથે પોતાના પિતાને ત્યાં ગઈ. જગદીપના રક્ષણ અને તેના ભાગ્યોદયની ખાતર અમૃતદેવી જાલકા નામની માલણ, અને જગદીપદેવ રાઇ નામના માળી તરીકે, કનકપુરમાં રહ્યાં. મહારાજ પર્વતરાયની વૃધાવસ્થા,

રાણી લીલાવતીનો યુવાવસ્થામાં પ્રવેશ, ફૂલને બ્હાને જાલકાનો રાજ-મહેલમાં પ્રવેશ, પોતે જો યુવાન થાય તો રાજ્યનો ચોથો ભાગ જાલકાને આપવો એવો વૃદ્ધ રાજા અને જાલકા વચ્ચે મંત્ર, આ મંત્ર ફળે તે પૂર્વે રાજાથી અજાણતાં થતો પર્વતરાયનો વધ, જાલકાની યુક્તિ, અંગરક્ષકસામન્ત શીતલસિંહની ખબર ફેલાવવી કે રાજા યુવાન થઇ છ માસ પછી રુદ્રનાથના મંદીરના ભોંયરામાંથી નીકળશે, શાર્દૂલને પર્વતરાય તરીકે મોકલવાની યોજના, રાણી લીલાવતી સાથે પણ પર્વતરાય તરીકે વ્યવહાર રાખવાની અનિવાર્ય આવશ્યકતા, છ માસના સમયમાં મંડળેશ દુર્ગેશ અને પ્રધાન કલ્યાણકામ સાથે રાઇનું મનું ઓળખાણ, રાણી લીલાવતી તેમ જ પ્રજા આગળ પોતાનું મૂળ સ્વરૂપ જાહેર કરવું, વિધવા રાણીની સંમતિ લઈ પંદર દિવસમાં રાજા પસંદ કરવાનું પ્રજામંત્રીને તેનું નિવેદન, લીલાવતી અને અમૃતદેવીને આઘાત, વિધવા વીણાવતી સાથે જગદીપનો સ્નેહ વ્યવહાર, પરિણમતી લગ્ન ભાવના, શીતલસિંહ, મંજરી, અને પુરોહિતના પ્રપંચોની નિષ્ફળતા, જગદીપને રાજા બનાવવાનો પ્રધાનનો મંત્ર, રાણી લીલાવતીની સંમતિ, પ્રજાના અગ્રેસરોની સંમતિ, રાણી લીલાવતી અને અમૃતદેવીનું મરણ, જગદીપદેવનું રાજ્યારોહણ: આ મુખ્ય બનાવો એ આ નાટકનું વસ્તુ છે.

મૂળ વાર્તામાંથી કેટલું ઉછીનું લીધું છે અને પોતાનું કેટલું ઉમેર્યું છે તેનો ઉલ્લેખ કરવો આવશ્યક છે; કારણ તેથી વસ્તુસંકલનામાં નાટકકારનું પોતાનું ઉત્પન્ન કરેલું વસ્તુ કેટલું છે અને કેવું છે તે તે જણાય. દુનિયાનાં ઘણાંખરાં નાટકનું વસ્તુ ચોરેલું હોય છે, કે પ્રમાણિકતાથી લીધેલું હોય છે, પણ નાટકકારની બુદ્ધિ કેટલી વસ્તુ લીધી છે તેના આંકમાં નથી, પણ કેટલી વસ્તુને કેવું સ્વરૂપ આપવામાં આવ્યું છે, તેમાં સમાયલી છે. શેક્સપીઅર કે કાલિદાસે વસ્તુ ઉત્પન્ન કરી નથી, પણ વસ્તુ લઇને તેને નવીન જીવન આપ્યું છે. પ્રસ્તુત નાટકમાં થએલા ફેરફાર જોઇએ.

મૂળ વાર્તામાં પરજાત પાદશાહ યાવન શોધવા જતો નથી. પોતાના સાથી સાથે ફરતો હતો, એવામાં રાઈ નામનો માળી તેને પશુ ધારી, તીર મારી મારી નાખે છે. જાલકા જેવી વ્યક્તિ રાઇ પાસે નથી પણ જાલકાની બુદ્ધિ રાજાના સાથીમાં હોય છે. તપ્તને માટે લોહી રેડાશે એમ લાગતાં રાઇને ગાદીએ બેસાડવો, એવી બુદ્ધિ સૂઝે છે. "રાત પુરી થયા પહેલાં બંને જણા મહેલમાં દાખલ થયા, ને માળીને તેમાંના એક ભોંયરામાં ઉતાર્યો, સાથીએ સવાર થતાં દરબારમાં જાહેર કર્યું છે, કે કોઇ મોટો હકીમ પરદેશી આવ્યો છે, તેણે પાદશાહને કહ્યું કે જો તમે છ માસ સુધી ભોંયરામાં રહો તો યુવાન થાઓ." મૂળ વાર્તામાં રાઇ ફક્ત પુતળા રૂપ છે, અને તેને નચાવનાર રાજાનો સાથી છે. આપણા નાટકમાં રાઇ શરૂઆતમાં પુતળા જેવો લાગે છે, પણ પાછળથી પોતાનું સ્વતંત્ર સ્વરૂપ પ્રકટ કરે છે જાલકા નામક પાત્રથી, અને રાઈ અને તેના પૂર્વ ઇતિહાસથી આપણા નાટકને નવીન જીવન જ અપાયું છે. (જાલકાના મનોરથ અને કાર્યદક્ષતા વિરુદ્ધ રાઈના ઉદાત્ત વીરત્વની ભાવના એજ આ નાટકનું બીજાગરૂં છે.) મૂળમાં યુક્તિ પુરેપુરી સફળ થાય છે; પ્રસ્તુત નાટકમાં રાઇ તેને જાતે જ નિષ્ફળ કરે છે; અને તેમાં જ રાઇની મોટાઇ અને માણમાઇ પ્રગટ થાય છે. માળીને તીક્ષ્ણ કેમ મળ્યું તેનું કારણ મૂળ વાર્તામાં સમજાવવામાં આવ્યું છે, અને એમ બતાવ્યું છે, કે પૂર્વજન્મમાં એ માળીએ શિવમંદિરમાં મસ્તક પૂજા કરેલી. રમણભાઇએ આવા વહેમમય પ્રસંગને રૂપાન્તર આપી તેમાંથી વહેમનું ધુમ્મસ કાઢી નાખ્યું છે

'રાઇનો પર્વત' ના કુદરતી જ બે વિભાગ છે તેનું સૂચન સૂત્રધારનટીરૂપ ભોમિયાનો પ્રપંચ વિના, પહેલા જ પ્રવેશમાં, થએલું છે.

"કળિયો મુખ અર્ધું ખોલિને;
અટકી આ જલ વીણ શોષથી;
ગુંચને ઉગતી સુ-વેલીને,
વણુ કાંટા વધિ આસપાસથી."

છેલ્લા બે અંકમાં નૂતન નાટકના તત્ત્વો દેખાય છે. આ બે અંકો નાટકને પૂર્વ ભાગ જોડે થીગડાનો નહિં છતાં આછો જ સંબંધ છે. કરુણાન્ત નાટકનો રસિયો કવિ, લીલાવતી અને જાલકાને મારી નાખી, જગદીપને ગાદી આપી તેને પ્રમાણિક જીવનમાં કેવડો બધો ભોગ આપવો પડ્યો તેના ભાનની વેરાન એકલતામાં ઊભો રાખત, અને પાંચ અંકમાં નાટક ખતમ કરત; વીણાવતી જેવું નવું જ પાત્ર છેક છઠ્ઠા અંકમાં તે ન લાવત. પણ તેમ થાત તો સંસ્કૃત નાટકની પ્રણાલિકાનો ભંગ થાત, ઉચ્ચન્યાય બુદ્ધિને રાઇનું દુઃખ વસમું લાગત, અને નાટક દ્વારા રમણભાઇનો સ્ત્રીઉન્નતિનો મત અધુરો રહેત.

જગદીપ અને વીણાવતીનું સ્નેહજીવનમાં પગરણ, તેમના સ્નેહનું પ્રજ્વલન અને તેનો પ્રકાશ, તેમની લગ્ન ભાવના, આપણા સ્મરણમાં મૂર્ત થઈજાય એટલી કવિની શક્તિ રમણભાઇ બતાવે છે છઠ્ઠા અંકમાં; અને સાતમો અંક વધારે ઉપયોગી લાગે છે. તેનું કારણ જગદીપ પોતાની ધારણામાં જય પામે છે એટલું જ નહિં, પરંતુ જે પાત્રોમાં દૂષણોનું નિરૂપણ કરેલું છે, તે પાત્રોના વ્યવહારમાં તે દૂષણોનો પ્રતિકાર વા નાશ તેમાં દાખવ્યો છે.

અચાનક આવી પડતા સંજોગોમાં, પર્વતરાયના ખૂનની જવાબદારીના ભાનથી, રાઈ બ્હેબાકળો અને વિવશ થાય છે, વિચક્ષણતાની ઉણપને લીધે અને માતૃપ્રેમને વશ થઇ જાલકાની તરતબુદ્ધિ સામે સ્વસ્થતાથી તે નિશ્ચય કરી શક્તો નથી તેથી જ વસ્તુનું કોકડું ગુંચાય છે. આ કોઇ પણ ભોગે તોડી નાખવાનો વિચાર પડતો મૂકી બને તેટલું ઉકેલવા રાઇ નિશ્ચય કરે છે—અને તેથી નાટ્યપ્રવાહ આગળ વધે છે. નાટકના બીજ જેવો એ વિવશતાના પ્રસંગમાં પણ રાઇની સહજ "હિંમત ભરેલી બેદરકારી" જણાઇઆવે છે. પર્વતરાયના ખૂનનો દોષ છુપાવવાની તેને વૃત્તિ ન થઇ, ઉલટું રાજ્ય તરફથી થતી શિક્ષા સ્વીકારવા પોતે તૈયાર થયો. જાલકાની ખટપટથી રાઇનું અંતઃકરણ

બળતું જ રહ્યું. કપટથી મળવાના રાજ્યનો તેને ખપ નહોતો, છતાં સન્માર્ગ કરતાં પ્રેમને વધારે ગણવાનો સમય આવ્યો; આત્મામાં ઝગઝગતી જ્યોતિનો જલકામતિવેગમાં તણાઇ જવાનો સમય આવ્યો. આ સંકટમાંથી સુખ અને શાન્તિનો માર્ગ—વિષનો ઉતાર—રાઇને સૂઝ્યો, અને તે માર્ગે તે સફળ થયો. રાઇનું ચાતુર્ય—જે નાટકની શરૂઆતમાં કામ આવતું નથી—અને તેની ઉપકાર બુદ્ધિ કલ્યાણકામ અને સાવિત્રી સાથેના તેના પ્રસંગમાં દૃષ્ટિગોચર થાય છે. વળી રાજગાદીનો તિરસ્કાર પ્રેમની ખાતર રાઇ કરી શક છે. રૂઢિનો તિરસ્કાર કરતાં તેને જરાકે આચકો આવતો નથી; અને પવિત્ર સ્નેહની ગાંઠથી વીણાવતી સાથે જોડાવવામાં દોષ માનતો નથી. સર્વ જાતના રાજકીય, સામાજીક વિચારના ગુંચવાડામાં પડેલો રાઇ બોલે છેઃ—

"જાઓ ભલે જીવન આશ સર્વે!
ઉત્પાત થાઓ! ઉપહાસ થાઓ!
થાઓ તિરસ્કાર! વિનાશ થાઓ!
ન એક થાજો પ્રભુ પ્રીતિ નાશ."

આ રાઇનો અન્તિમ વિકાસ તેનો ભવ્ય આદર્શ સૂચવે છે. જગદીપ માટે વધારે મમતા થાય છે, તેનુ કારણ એ કે તેની મારફત ગુજરાતના બલ્કે ભારતના નવજીવનનુ સ્વરૂપ નાટયકાર સૂચવે છે. અસ્તુ. એક વિચારક * તરીકે રાઇની બુદ્ધિ કેટલી ઝીણી છે, તે નીચેના તેના વિચારોથી સમજાશે.

"રોકાયો પુરૂષાર્થ કારણ અને કર્યો તણી બેડીથી."

"જગત જો ઉંચી ભાવનાઓથી શૂન્ય હોય, તો તે જોવા સરખું પણ નથી. પરંતુ, જગત એવુ અધમ નથી."

* રમણભાઈની પેઢીના સર્વ સાહિત્યસર્જકો નાયકો ને વિચારકો જ ઘડતા: તેમના દિલમા જે મન્થન ચાલે તે તેમના નાયકોમા પણ ચાલે.

"મહત્વાકાંક્ષા સન્માર્ગે વળે તો તે પરથી લોભનો બોજો જતો રહે, અને તેને ઉત્કર્ષની પાંખો આવે."

"રે વિચિત્ર પટ શું વણાય આ ?
તંતુઓ અવશ શા તણાય આ ?
કોણ એ શી રીતથી વણે બધું ?
માનવી ! અબલ અલ્પ તું !"

"માણુસ જાતેજ માર્ગ પસંદ કરે છે. ઘસડાવાનું કહેવું એ માત્ર જવાબદારીમાંથી બચવાનું બહાનું છે."

આમ છતાં એકાદ વખત રાઇ જે વિચક્ષણ તો છેજ નહિ, તે ભોટ જેવો લાગે છે. એ ભોટ વિદ્યાથી તેનામાં વાસ્તવિકતા વિશેષ આવે છે. વળી માણસની પરાધીનતા—પોતાના જ કાર્યપરત્વે પરાધીનતા—નો ધ્વનિ તેના આચરણમાં સંભળાય છે. શરૂઆતમાં આપણા નાયકને એટલો પણ ખ્યાલ આવતો નથી, કે પર્વતરાય બનતાં રાણી લીલાવતીના પતિ બનવું પડશે. આ વાત જાલકાના ધ્યાનમાં હતી. અને રાઇની અણુસમજ કેટલાક વખત પછી શીતલસિંહથી દૂર થાય છે. સહજ શુદ્ધ આચારને અનિષ્ટ વિચારની કલ્પના સરખી પણ આવતી નથી, એટલો બચાવ કરીએ, તો પણ એમાં રાઇના ઘડતરની નબળાઇ સ્વીકારવી જ પડે.

અંક ૪, પ્રવેશ ૨ માં રાઇ લીલાવતીના આવાસ તરફ શીતલસિંહ સાથે જાય છે, અને તે બંને વચ્ચે વાત ચાલે છેઃ—

શીતલસિંહ—"આવાસના શયનગૃહમાં નજર પડે એવી રીતે ભીંતમાં ઉંચે છત પાસે પર્વતરાય મહારાજે એક નાની બારી મુકાવેલી છે. રાણીને તેની ખબર નથી. બારી બંધ હોય છે ત્યારે ભીંત ઉપરનાં ચિત્રકામમાં તેનાં દ્વાર ભળી જાય છે × × × એ બારીએ જઇ આપણે બેસીશું."

રાઇ—"પર્વતરાયે એ બારી શા માટે મૂકાવેલી ? " કમ અક્કલ પણ સમજી જાય કે બારી મૂકવી એ અવિશ્વાસનું પરિણામ છે. શીતલસિંહ આવું સ્પષ્ટ બોલે છે, પણ દુનિયાના અવિશ્વાસનો ખ્યાલ ગાઇને આવતો નથી. "સરસ્વતીચંદ્ર" ભાગ પહેલામાં સરસ્વતીચંદ્રનો "એ શી રીતે ?" સવાલ જેમ અયોગ્ય છે,*તેમ આ કથાના નાયકનો આ સવાલ તેની બુદ્ધિનું વૈકલ્ય બતાવે છે.

જાલકા વા અમૃતદેવી તો બુદ્ધિધન છે. બાપદાદાનું પ્રધાનપદ પાછું પ્રાપ્ત કરતાં, નીચ માર્ગ લેવા પડે તેમાં બુદ્ધિધનને દોષ દેખાતો ન હોતો. તેમ પતિની ગાદી પુત્ર માટે પાછી ઊભી કરવા ગમે તેવા આડાઅવળા રસ્તા લેવા જાલકા તૈયાર હતી. વ્યવહારમાં પડિતા હતી. ક્ષત્રિયાણી હતી છતાં પરાક્રમી કરતાં ઉસ્તાદ વિશેષ. રાણી લીલાવતીનાં શીલનો ભંગ થાય તેમાં વેરની શાન્તિ માનતી. વળી રાણી લીલાવતીને ભ્રમમાં રાખ્યા સિવાય ધ્યેય સિદ્ધિનો બીજો માર્ગ પણ તેને ન દેખાયો. લીલાવતીનો આવાસ બતાવવાની તેના તરફથી શીતલસિંહને વિનતિ કરવામાં આવે છે—આટલું જ અમૃતદેવીની ધૃષ્ટતાનો ખ્યાલ કરાવત, પણ પાપની પરિસીમા તો નીચના વાક્યમાં જ જણાય છેઃ

"કોઇ ઠેકાણે એ ખુમચા વેચાતા હતા, ત્યાંથી મહેલમાં મૂકવા સારૂ એ લઇ આવી. જાલકા કહી ગઈ છે કે મહારાજ પધારશે ત્યારે ખુમચામાં મૂકવાનાં ફુલ આપી જઇશ, અને પલંગ પર પાથરવા ફૂલની ચાદર આપી જઇશ"

---

* સરસ્વતીચન્દ્ર ભા. ૧. પાનું ૧૪૩ " આ કારભારી સાથે કરવતરાય છે–તે એમના ભાઇ. એમને બે હજારનું વરસ છે. પંદર વર્ષથી નોકરી કરે છે. એમના બાપે પૈસો મૂકયો ન હતો. આજ એમની પાસે દશ લાખનો જીવ છે."

" એ શી રીતે ?"

અલબત્ત, એક વાત ધ્યાનમાં રાખવા જેવી ખરી કે નાટકનું વસ્તુ પ્રાકૃત જનને સમજાય તે ખાતર પણ આવા પ્રશ્નો પાત્રના મુખમાં મૂકવા પડે.

"ભગવાન, રાજા રાણીનું જોડું એમ કુશળ રાખો. " આ ફુલની ચાદર પલંગ પર બીછાવજો, ને આ ફુલથી મહારાજને વધાવજો, અને અખંડ સૌભાગ્યવંતાં થજો."

પતિના વધને પરિણામે સ્ત્રી હૃદયનો ગુસ્સો તત્કાળ ઉકળી આવે એ સ્વભાવિક છે, પણ તે ગુસ્સો સમય જતાં પણ સમે નહિં અને ચારિત્ર્યને રંગી નાખે, સ્ત્રી માત્રનું શિયળ, જે સ્ત્રી જાતિને મન પવિત્રમાં પવિત્ર વસ્તુ હોવી જોઇએ તેના ભંગનો માર્ગ ડંખ વગર યોજે, ક્ષત્રિયાણી, રાજાની રાણી, યોજે ત્યારે એ ઘણી પડેલીજ હોવી જોઈએ.

અમૃતદેવીનો આશય સિદ્ધ થયો પણ ગણત્રી ખોટી પડી. દુષ્ટ વિચારનાં ફળ દુષ્ટ નીવડ્યાં, અને મૃત્યુપર્યંત અસંતોષ અને આઘાત જાલકાના નસિબમાં રહ્યાં. રાઈ જગદીપ તરીકે બહાર પડ્યો. વિધવાને પરણ્યો. પોતાના આશયની સિદ્ધિનો આધાર રાણી લીલાવતી ઉપર રહેતાં, તે સિદ્ધિ અનુભવવા વખત ન આવ્યો; અને મનોવેધક પશ્ચાતાપની વેદી ઉપર રાણી અમૃતદેવી હોમાઇ.

'નાટકનાં જે બેચાર પાત્રો, ઝીણવટથી આલેખાયલાં, વિશિષ્ટ વ્યક્તિઓ તરીકે છાપ પાડે છે તેમાં જાલકા મુખ્ય છે. રમણભાઈનાં બધાંજ સ્ત્રી પાત્રોમાં બુદ્ધિ હોવા ઉપરાંત તેનામાં પુરુષો ખાસ શોભે એવા ગુણો છે. રાઇની મા પરાક્રમી કરતાં ઉત્સાહ વધુ છે, દલિલબાજ છે. એના બોલમાં કરકરી અને ટોળ છે. એના સ્વભાવમાં હાજરજવાબી અને સ્વસ્થતા છે, તેથી તે વાતચીતમાં ખીલે છે. આમ સ્વભાવથીજ વધારે નાટકી (નાટકાનુકૂલ એવા સારા અર્થમાં) જાલકા છે.

કલ્યાણકામ એ દઢતા અને કોમળતાનું સ્વરૂપ છે. પ્રધાન અને તેની પત્ની સન્યાસી અવસ્થાને પડખે ઊભેલાં છે. યુવાવસ્થાના વિલાસો સ્વપ્ન જેવા થઇ પડ્યા છે. આદર્શ ગૃહિણી તરીકે સાવિત્રી ગુણસુંદરીનું

સ્મરણ કરાવે છે; અને ઘેલા કાકાનો ગુણસુંદરીની માફક કલ્યાણકામની પત્નીમાં પણ અભાવ હોવાથી બંનેના જીવન પ્રસંગો તાદશ કરવાનું મન થાય છે.

"આપણા અનુરાગમાં ન્યુનતા હોત તો આજે પણ હું અલંકારો થી સંતોષ મેળવવાનો પ્રયાસ કરત."

"રાઇનો પર્વત" ૨–૨.

"આ હું અલંકાર પહેરૂં તે એટલા માટે કે મારામાં કંઈ રૂપ ગુણની ખામી છે, તો તેને સટે આવું પહેર્યાથી મારો ચતુર કંઇક સંતોષ પામે છે!"

"સરસ્વતીચંદ્ર" ભાગ ૨.

કલ્યાણકામ હાસ્યરસમાં પ્રવીણ છે, અને તેથી આ પાત્ર દ્વારા રમણભાઈ પોતાની ખાસ શક્તિ બતાવી શકે છે.

સતી ધર્મના પ્રચલિત વિચારોમાં ઉછરેલો વંજુલ વિદૂષક જેવો છે. ઘણી વખત પોતાની મૂર્ખતાથી હાસ્યપાત્ર બને છે. અર્થનો અનર્થ કરવામાં વિદ્વાન છે. નાટકના વિકાસમાં તે કશો ભાગ ભજવતો નથી.

કમળાનો પિતા પુષ્પસેન તે દુર્ગેશનો શત્રુ હતો, છતાં દુર્ગેશ અને કમળાને અકમેકને પરણવાની વાંછના થઇ, અને સાવિત્રીએ પુષ્પસેનને સમજાવવાથી આ આશા પાર પણ પડી. આવા નાટકી બનાવ છેક નાટકી નથી લાગતા, તેનું કારણ એ કે સ્વતઃ રસિક હોવાથી નાટકકાર અને નવલકથાકારને પ્રિય થઇ પડેલા હોય છે અને આપણને ઘણા પરિચિત હોય છે. ગ્રીસ, રોમનાં પુરાતન નાટકોમાં ને કાવ્યોમાં પણ આવા બનાવોનું વસ્તુ લેવામાં આવેલું છે. કમળાના હૃદયની મૃદુતાથી દુર્ગેશના મહત્વલોભની દિશા બદલાઇ જાય છે. રસમય તો પણ એ તો છેક સાધારણ સત્ય છે કે, મનુષ્યની પશુવૃત્તિઓ સ્વર્ગીય સ્નેહના ખેંચાણમાં નિર્માલ્ય થઇ જાય છે. વીણાવતી અને રાઈના ઉઝળતા સ્નેહને સગવડ કરી આપવામાં દુર્ગેશે રાઇના

ખરા મિત્રનું કાર્ય કર્યું. છતાં નાયકના ભાગ્ય સાથે દુર્ગેશ અને અને કમળાનું કામ ખાસ જોડાએલું નથી.

શીતલસિંહ એટલે કાયરપણું, મૂર્ખતા, લોભ, અપ્રમાણિકતા અને નિર્બળ પ્રપંચ.

રાણી લીલાવતીને જન્મની ઓઓના સૌભાગ્યથી ઓછું આવતું હશે. " મને કુવામાં નાંખી છે, નીકળીને મારાથી અવાય તેમ નથી–" આ જ્ઞાન તેને હંમેશ સાલતું જ હશે. પોતાનો સંસાર નીરસ છે. પોતે યૌવનને ચાહે છે કે મહારાજને, તેનો જવાબ તેનાથી આપી શકાતો નથી; કારણ હકીકતમાં કંઇ ચાહના હોય તો લગ્ન થયું છે માટે જ હોય. એને કદાચ જોઇતા હતા એવા એ મહારાજ પણ યુવાન. હનાશ થઇ ગયેલી રાણી આવેશમાં જ બાલકને શાપ દે છે; અને શાપનો પ્રતિકાર–પશ્ચાત્તાપ–થતાં પહેલાં બાલક મરણ પામે છે. લીલાવતીના ઔદાર્ય માટે તેને માન ઘટે છે. દત્તક લેવાનું સ્વાતંત્ર્ય તેને આપેલું હતું, અને રાઈ વગર બીજા કોઇને પણ ગાદી સોંપવાનું તે પ્રજાને કહી શકત; પણ તેમ ન કરતાં પ્રધાનના સૂચનને માન આપવામાં રાણી રાજ્યનું શ્રેય માને છે, તેમાં જ તેની ખરા દિલની ઉદારતા જણાઈ આવે છે.

આ નાટકની અંદર રમણભાઇના વિચારોનું કલામય નિરૂપણ થયેલું છે. તે વિચારો નાટકના સમયાનુસાર એટલે કે વલ્લભીપુરના નાશ પછીના સમયને અનુકૂળ તો, અલબત્ત, નથી. ગુજરાતમાં ક્ષત્રિયોનું રાજ્ય હશે, તે વખતે ભાગ્યે કોઇને રાઇ જેવા વિચાર આવ્યા હોય. સાવિત્રી તથા કમળા જેવી સ્વતંત્ર વિચારમાં રમતી સ્ત્રીઓ પણ તે વખતે, કદાચ, નહિ હોય. નાટકમાં અને કાવ્યમાં કથાના સમયાનુસાર વિચારો નહિ હોતાં, લેખકના સમયના, ઉચ્ચતર કે પ્રૌઢ, વિચારને સ્થાન ઘણી વખત આપવામાં આવે છે. પાત્રો ઐતિહાસિક અને ખાસ જાણીતાં ના હોય તો આથી કલામાં ઉણપ આવતી નથી.

પ્રસ્તુત નાટકની ભાવના સ્ત્રીઓની ઉન્નતિ કરવી એ જ છે કમલા ગઇ અને દુર્ગેશ પાસે સંકલ્પ કરાવે છે કેઃ—

"સ્ત્રીજાતિની અવસ્થા પાછી સુધારવાને
એવો હુતાશન મહા પ્રકટાવિશું કે
તેની પ્રચંડ ઉચ્ચ જ્વાલની માંહિ થાશે
અજ્ઞાન, સ્વાર્થ, વળિ દુર્મતિ સર્વ ભસ્મ."

"પ્રજાના સંસારમાં એવી નીતિ પ્રવર્તાવો કે લગ્નવ્યવહારમાં સ્ત્રીજાતિનું હિત જોતાં લોક શીખે" આ શિક્ષા નાટકમાંથી સહેજે તરી આવે છે.

સ્ત્રીની બુદ્ધિની તીવ્રતા અને કાર્યદક્ષતા પુરુષ જેટલી હોઇ શકે, એવું રમણભાઇ પાત્રદ્વારા કહેતા જ માત્ર નથી, તેઓ ઉપર બતાવી આપે છે. જાલકાની વૃત્તિ પ્રયુક્તિ અને દીર્ઘદૃષ્ટિ ઘણી વખત સુધી શીતલસિંહ તેમજ રાઇને પણ અગમ્ય રહે છે. કલ્યાણકામને ટકોર ખવડાવે એવું સાવિત્રીનું બુદ્ધિચાપલ્ય તેના શબ્દોમાં જુઓ:—

"તમારાં નયનોનું એથી અનુરંજન થતું હોય, તો હું થોડાં નહીં પણ ઘણાં રત્નો પહેરૂં. પણ તમારા હૃદયનું અનુરંજન શાથી થાય છે તે હું જાણું છુ. અને તમારા હૃદયથી જૂદે પ્રકારે પ્રસન્નતા મેળવવાની તમારાં નયનોની ઉત્સુકતા હોય એમ હું માનતી નથી."

"મુછોથી બાઇડીને મારવાની અને અક્કડું જમાડવાની પ્રેરણા થતી હોય, તો એવી મરદાનગી વિના દુનિયાને ચાલે તેમ છે."

"ગયેલું યૌવન પાછું મેળવવાનો ઉપચાર મહારાજ પર્વતરાયને જડ્યો છે, પણ ગયેલો પ્રેમ પાછો મેળવવાનો ઉપચાર કોઇને જડ્યો નથી. + + + ફીણના ઉભરાથી પાણીની ઉંડાઇનું માપ થતું નથી, માટે ઉભરો શમી જાય ત્યારે પાણી કેટલું રહેશે એનો ખ્યાલ પ્રથમથી કરી મૂકજો."

કમળા પણ એ દિશામાં બુદ્ધિ ચલવી રહે છે: "સ્ત્રીઓના જીવનને ઢાંકી રાખવાનું સામર્થ્ય પુરૂષોની અનેક યોજનાઓમાં સમાયલું છે એ નિઃસંશય છે."

રાજ્યકીય પ્રવૃત્તિમાં મગ્ન એવા ઘણા પતિઓ પોતાની પત્નીને કહેતા હશે,× કે "તમે તેમાં ન સમજો.". રાજકીય ઉંડી ગુંચવણોમાં ભરાયલો કલ્યાણકામ પોતાની પત્નીને પોતાની પ્રવૃત્તિની સમજ પાડતો, અને તેની પાસેથી આશ્વાસન અને સલાહ પામતો.

લગ્ન વિશેના રૂઢ વિચાર ને આચારની સામે વખતો વખત નાટ્યકારે ટીકા કરી છે. અન્યાયનાં બંધન તોડી નાખતાં માબાપે આંચકો ખાવો ન જોઇએ, અને લગ્નના સવાલમાં અન્યાયનાં બંધન નાતમાં ઘણાં હોય છે. લગ્ન એ વ્યક્તિની સ્વેચ્છાની વાત છે, એ રમણભાઈએ વારંવાર પાત્રોદ્વારા કહ્યું છે. દુર્ગેશ અને કમલાના લગ્ન સંબંધી કલ્યાણકામ અને સાવિત્રીની પ્રવૃત્તિ સૂચન કરે છે, કે ભવિષ્ય વિશે એકમેકના ઉપર આધાર રાખનાર, દૃઢતાથી એક બીજાને વેચાઇ ગયલાં નિર્દોષ હૃદયોની સૂક્ષ્મ લાગણીઓને ચગદી નાખવા કરતાં, મૂળ ઘાલી બેઠેલા મોટાંના વિચારો ફેરવવા એ વધારે ઇષ્ટ છે, અને વધારે શક્ય પણ છે.

નાટકની મુખ્ય ભાવના આપણે જોઈ. તેને મૂર્ત કરવા નાટકકાર પુનર્લગ્નનો એક કોયડો રજુ કરી તેનો તોડ કઢાવે છે. જગદીપ અને મીણાવલીનાં સંબંધમાં પુનર્લગ્નની રજા ઘણા આપશે. સરસ્વતીચંદ્ર અને કુમુદના સંબંધમાં પુનર્લગ્નની રજા ઘણા નહિ આપે. અહીં "Conventional widowhood ! Social terrorism" કહી બાળાનું હૃદય નિષ્ક્રિય, ફોક ઉચ્ચાર કરતું નથી, પણ પોતાના નીચેના અભિપ્રાય પ્રમાણે જીવી જાણે છે.

"હા, મારો મત એવો છે કે વિધવાઓને માટે પુનર્લગ્નનો માર્ગ ખુલ્લો હોવો જોઇએ, કે જેની ઇચ્છા હોય તે ફરી વિવાહિત

× અત્યારે ૧૯૩૦માં સ્થિતિ જરા જુદી છે ખરી.

જીવનમાં પ્રવેશ કરી શકે, અને ફરી સૌભાગ્ય મેળવી શકે. પુનર્લગ્ન એ લગ્નના જેવો જ સ્વાતંત્ર્યનો વિષય છે. અને સ્ત્રીનું સ્વાતંત્ર્ય શા માટે લઇ લેવું જોઇએ ?"

સ્ત્રીઉન્નતિના સર્વ પ્રશ્નો માટે રમણભાઇ કમળાના શબ્દોમાં ધોરી રસ્તો બતાવી દે છે:—

"એવી ઉદાત્ત વીરત્વની ભાવનાનું રાજ્ય સ્થપાશે ત્યારે જ ગુર્જર ભૂમિની સ્ત્રીઓની અવદશા દૂર થશે. ત્યારે જ પ્રજાને સાક્ષાત્કાર થશે કે સ્ત્રીની કિંમત તે માત્ર પુરૂષના સાધન તરીકે નથી, પણ

'પ્રતિષ્ઠા સ્ત્રી કેરી સકળ રહી છે સ્ત્રીત્વની મહીં;
વર્યું તેને સ્ત્રીત્વે પુરૂષ સરખું માનવપણું,
ઘડી જે મર્યાદા વિષયમય ભાવોથી પુરૂષે
નથી તેથી સ્ત્રીની પદવી કદી મર્યોન્તિ થતી."

ધર્મનાં કેટલાક પ્રચલિત રૂપો તરફ રમણભાઈ કટાક્ષથી જુએ છે, અને જૂનાં અને ડોળી સ્વરૂપોના નાશમાં દેશનું શ્રેય માને છે. દર્પણ સંપ્રદાયનો પ્રસંગ આ જ વિચાર સૂચવે છે.

આવી રીતે આપણી સામાજિક, ક્વચિત્ ક્વચિત્ આછા સૂચન થી આપણી રાજકીય સ્થિતિનું ભાન કરાવી ભાવનામય સ્વરૂપને માટે થોડાં ઘણા પગથીઆં રમણભાઇએ બનાવ્યા છે. આદર્શ સમાજ-જીવનની રૂપરેખા દોરી છે

આ નાટકનાં બે અંગ કવિતા અને હાસ્યરસ ધ્યાન ખેંચે એવી રીતે ગુંથાયાં છે કેટલાક શુષ્ક શ્લોકો સાથે કવિતાના કેટલાક સારા નમૂના છે:

"ભાગ્યાં હૈયાં ફરિ નથી થતાં કોઈ કાળે રસીલાં,
પામે વૃદ્ધિ ક્ષય પછી શશી—પ્રાણિનું એ ન ભાવી,
ના'વે એને ભરતી કદિ જ્યાં એકદા ઓટ આવી."

× × ×

"બનાવ્યાં શાં ગાત્રો મનુજ કરથી ત્યાં પ્રકૃતિનાં,
અહીં શાં સ્વચ્છંદે અવનિ જલ આકાશ ખિલતાં,
રહ્યાં શાં ધૂમાઇ મનુજ કૃતિનાં ઇન્ધન ત્યહાં."
"ધીમે ધીમે સ્ફુરતું જે ગગને પ્રભાત,
એકાત્મ તે શું થઈ આ પૃથિવી સમસ્ત,
જ્યાં ત્યાં પ્રભાત ફુટતું જલ વાયુ વૃક્ષે,
ફૂટે પ્રભાત વળી પક્ષિની પાંખમાંથી."

આમ કાવ્યરસ ચખાડતા રમણભાઈ વચ્ચે વચ્ચે દૂષા મર્મથી મીઠા હાસ્યથી કે ઉઘાડા ટીખળથી હસાવે છેઃ

"રાજનીતિ શાસ્ત્રકાર હોત જો સ્ત્રીઓ કદી
અશ્રુપાત પાંચમો લખાત શાસ્ત્રમાં નહી."

"તમને ઘેર અણગમો થતો હોય તો પણ તુરંગમાં જવા શા માટે આતુર થાઓ છો ?"

"શું કોઇ તરૂણી જુવાની હમેશ કાયમ રાખવાની શરત કરે છે?"

"બાયડી વિના છાણાં આવે નહી', છાણાં વિના હોમ થાય નહી', અને હોમ વિના સ્વર્ગ મળે નહી';-માટે બાયડીને લીધે સ્વર્ગ મળે છે એમ કહ્યું છે."

"એ માણાને ફરી પાટા બાંધીને ખાટલા પર સુવાડો ત્યાં સુધી હું તો એને ઓળખું નહી."

સંવાદમાં સ્વાભાવિકતા લાવવાના પ્રયત્નોમાં હમણાંના કેટલાક સફળ પ્રયોગો પછી "રાઈનો પર્વત"માં સંવાદ તેમ જ શ્લોકગાન, અંક-૬-પ્ર. ૪ જેવામાં તો વિશેષે કરીને, કૃત્રિમ લાગવાનાં. નાટક માત્રમાં જીવનની છબી પાડ્યા ઉપરાંત કંઇ પણ વિશેષ હોય તો એવી કૃત્રિમતા અમુક અંશે અનિવાર્ય છે એમ સ્વીકાર્યા પછી પણ એ સંવાદની અને શ્લોકગાનની કૃત્રિમતા ખુંચે છે. પાત્રોમાં પણ

રમણભાઈએ એવું પાત્ર એકેય સર્જ્યું ન કહેવાય જે અસાધારણ વ્યક્તિત્વવાળું હોઈ અમુક ભાવનો માટે કે સ્વભાવની વિલક્ષણતા માટે પર્યાય બની લોકકહેતીમાં ઉતરી જાય. રાઈ, જાલકા, વીણાવતી આકર્ષક પાત્રો છે છતાં શિષ્ટ જનની પણ જીભે એ ચઢી ગયાં નથી.

તથાપિ, નાટકના અમુક અંગ–અંગોમાં અમરતાના ગુણો છે. એ અમરતાનો ગુણ, એક તો આલેખ્યું છે તેના કરતાં જે નથી આલેખ્યું તેમાં, શિષ્ટ સંયમમાં છે. અને તો પણ ન લખવાની–કેટલાક અશિષ્ટ નીચ પ્રસંગો ન આલેખવાની–સાચી ઇચ્છા પણ કેટલાક મોટાં લેખકો કરી શકતા નથી તે વાત જાણ્યા પછી એ સંયમની કિંમત સમજી શકાય તેમ છે. શીતલસિંહ અને મંજરીને કોઈ મુંબઇગરો લેખક કેવાય ગલીપચી કરાવનારા પ્રસંગોમાં ચીતરી મારત. વળી એ સંયમ કોઇ સ્થિતિરક્ષકનો નથી પણ સુધારકનો છે એ તેનો ૫ છે. ભાષા, સંવાદ, પ્રસંગ આલેખન, પાત્રાલેખન અને તે ઉપરાંત નાટકના ભાવના દર્શનમાં શિષ્ટ સંયમનો ગુણ વ્યાપક છે.

અમરતાનું બીજું તત્ત્વ નાટકના પ્રેરક બળમાં સ્ત્રી જીવનના ઉત્કર્ષની તીવ્ર લાગણીમાં છે. એ તીવ્ર લાગણીને સંયમ પ્રતિકૂળ નથી. રમણભાઈને મન સુધારો એટલે નવીન, બિનકુદરતી, ગુંચવણવાળું જીવન નથી. સુધરેલું જીવન એટલે તેમને મન તો મારી સમજ પ્રમાણે અને આ નાટકમાંથી સમજાય છે તે પ્રમાણે તો મનુષ્યની બુદ્ધિને, ન્યાય બુદ્ધિને શોભે એવું કુદરતી જીવન. એ નવું જીવન કુદરતી બનતાં નહિં હોય જંગલી કે નહિં હોય આદર્શવિહીન.

નાટકની અમરતાનું ત્રીજું તત્ત્વ આ સ્ત્રીજીવનના ઉત્કર્ષની ભાવનાને સાકાર–ભલે પછી માત્ર તખ્તા ઉપર જ—કરવા, તેને ન્યાય્ય બતાવવા રમણભાઈએ કરેલા કલામન્થનમાં છે. રાઇ અને વીણાવતી જેવાંનાં વ્યક્તિત્વ અને જીવનપ્રસંગો પસંદ કર્યા સિવાય, કલ્પ્યા સિવાય, નવીન જીવન ન્યાય્ય અને સ્વાભાવિક તખ્તા ઉપર બતાવવું

અશક્ય જ. રાઈ અને વીણાવતીને આપણા જીવનને જોવાને જે આંખ છે ને રોજ તે જીવન જીવનાર આપણને નથી. તે યુગલના આપણા જીવન સંબંધી વિચારોમાં જે તાઝગી છે તે આપણે પ્રયત્ન કરીએ તો પણ કે તેથી જ ના લાવી શકીએ. રૂઢિનો ભોગ પણ રૂઢિ સ્વપ્નેય ના દેખાય એવા વાતાવરણમાં ઉછરેલી વીણાવતી, અને રખડપટ્ટીથી રૂઢિના સંપર્ક વગરનો રાઈ વિધિએ સુભગ જોડું જ બનવા નિર્મ્યાં છે એટલું જ નહિ, પણ આપણા જીવનને કસોટીએ ચઢાવનારાં અને માર્ગદર્શક થનારાં રમણભાઈનાં સુંદર કલાસર્જન છે.

વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી.

---

# સ્વર્ગસ્થ સર રમણભાઇનાં કેટલાંક અંગત સ્મરણો.

સને ૧૯૦૮ ની સાલમાં નડીઆદ હાઇસ્કુલમાંથી મારી બદલી અમદાવાદની આર. સી. હાઇસ્કુલમાં આસિસ્ટંટ શિક્ષક તરીકે થઇ ત્યાર પછી થોડાજ સમયમાં સદ્‌ગત સર રમણભાઈ સાથે મને પરિચય થયો. સંસાર સુધારા સમાજ તથા સાહિત્ય સભાના કામકાજને અંગે મને ઘણીવાર તેમની સાથે વાતચિત કરવાના પ્રસંગો પ્રાપ્ત થયા હતા. સને ૧૯૧૬ ની સાલમાં જ્યારે હું ગોધરામાં આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર હતો તે વખતે સર રમણભાઈની સલાહ લઈ મેં કેટલાક મિત્રોની સહાયતાથી ગોધરામાં રાજકીય પરિષદ ભગવવાની હતી તેની સાથે સંસાર સુધારા પરિષદ પણ ત્યાં ભરવાની યોજના ઉપાડી લીધી હતી. આ કામમાં વારંવાર સર રમણભાઈની સલાહ મારે પત્ર દ્વારા લેવી પડતી હતી. નાની મોટી અનેક વિગતોથી ભરેલા અને કાંઈક કંટાળો પણ ઉપજાવે એવા મારા લાંબા પત્રોના જવાબો સર રમણભાઇ તરફથી મને નિયમસર વળતી ટપાલેજ મળી જતા હતા.

આ બધા પ્રસંગોથી સદ્‌ગતની સુજનતા, તેમનો નિખાલસ સ્વભાવ, નાના મોટા વચ્ચે બીલકુલ ભેદભાવ રાખ્યા વગર સર્વને યથાશક્તિ મદદ કરવાની તેમની મનોવૃત્તિ, તેમની ઉદારતા, ખાનદાની વગેરે તેમના કેટલાક સદ્‌ગુણોનો ખ્યાલ મને આવી ગયો હતો. પણ તેમના હૃદયની મહત્તા તથા તેમની સંપૂર્ણ સદ્‌ગૃહસ્થાઈનો પુરેપુરો

ખ્યાલ તો સને ૧૯૨૨ અને સને ૧૯૨૩ નાં વર્ષોમાં જ્યારે તેઓ કમિટી ઑફ મેનેજમેંટના સમયમાં અમદાવાદ મ્યુનિસિપાલીટીની સ્કુલ્સ કમિટિના ચેરમેન હતા અને હું તે કમિટિનો સેક્રેટરી હતો ત્યારે જ મને આવ્યો. આ સમયના કેટલાક પ્રસંગોનું સવિસ્તર વર્ણન અત્રે આપી સદ્‌ગતનું હૃદય કેટલું વિશાળ હતું અને તેઓ કેટલા ઉદાર-દીલના હતા તે વાચકોને કાંઇક ઝાંખી કરાવવાનો પ્રયત્ન કરીશ.

સને ૧૯૨૪ ની સાલમાં કમિટિ ઑફ મેનેજમેંટનો સમય પૂરો થયો અને અમદાવાદ મ્યુનિસિપાલીટીનો વહીવટ ફરી પાછો પ્રજાના પ્રતિનિધિઓને હસ્તક આવ્યો તે વખતે તે સમયની સ્કુલ્સ કમિટીએ કહાડેલા એક સરક્યુલરની ટીકા રૂપે અત્રેના "ગુજરાતી પંચ"માં બે ચર્ચાપત્રો પ્રગટ થયાં હતાં. આમાંનો બીજો પત્ર પહેલા પત્રના અનુસંધાનમાં હતો. કાંઈક ભૂલથી બીજા પત્રની છેવટે તે પત્રોના લેખક તરીકે માણેકલાલ ભાઈશંકર પંડ્યાનું નામ પ્રગટ થયું હતું. માણેકલાલ ભાઈશંકર પંડ્યાએ આ પત્રો લખ્યા નહોતા. તેઓ સરકારી નોકર હોવાથી સરકારી નોકરોએ પાળવાના શિષ્ટાચારના નિયમો મુજબ તેઓ આવી જાતના પત્રો જાહેર છાપાઓમાં પોતાની સહી સાથે લખી શકે નહિ. તેથી ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મી. વકીલે આ પત્રો સંબંધી તપાસ શરૂ કરી. પરંતુ તેઓ કાંઈ સંતોષકારક નિર્ણય ઉપર આવી શક્યા નહિ. તે ઉપરથી આ તપાસમાં તેમણે મારી મદદ માંગી અને એક ખાનગી પત્ર સાથે આ લેખોની અસલ નકલ મારા ઉપર મોકલી આપી. આ લેખોમાંના અક્ષર કોઈ મ્યુનિસિપલ શિક્ષકના છે કે કેમ તેની તજવીજ કરવાનું કામ તેમણે મને સોંપ્યું. અસલ લેખ મારા હાથમાં આવતાં જ કોના અક્ષરથી આ લેખો લખાયા છે તે હું તરત જ જાણી ગયો. એક સરકારી નોકરની ખોટી સહી કરી તેના નામથી જાહેર છાપાંઓમાં ચર્ચાપત્રો લખવાં તે એક ગંભીર ગુન્હો છે, એમ મને લાગ્યું. તેથી મેં મી. વકીલની પરવાનગી લઈ તેમનો મારા ઉપર આવેલો પત્ર તથા અસલ

લેખ સ્કુલ્સ કમિટીના ચેરમેનને સોંપ્યાં અને આ લેખોનો લેખક કોણ છે તે સંબંધી મારૂં અનુમાન શું છે તે પણ તેમને મેં જણાવી દીધું, જે શિક્ષક આ લેખો લખ્યા હતા તેમના હસ્તાક્ષરના બીજા કેટલાક નમુનાઓ ઓફીસની ફાઇલોમાંથી શોધાવી અક્ષર ઓળખવામાં નિપુણ એવા એક બે સદ્‌ગૃહસ્થોના સ્કુલ્સ કમિટીના ચેરમેને અભિપ્રાયો મેળવ્યા. તેમના અભિપ્રાયો પણ મારા અનુમાનને મળતા આવ્યા, એટલે તેમણે મ્યુનિસિપાલીટીના પ્રમુખની મદદથી આ બાબતની સંપૂર્ણ અને વિગતવાર તપાસ શરૂ કરી. તપાસ દરમીઆન માલમ પડયું કે આ માણસે માત્ર આ બે ચર્ચાપત્રોમાં માણેકલાલ ભાઈશંકર પંડ્યાની ખોટી સહી કરી હતી એટલું જ નહિ પણ એ જ નામે અને સહીથી તેમણે ડીરેક્ટર સાહેબ ઉપર, કમીશનર સાહેબ ઉપર અને ખુદ નામદાર ગવર્નર સાહેબ ઉપર પણ સને ૧૯૨૩ ની સાલમા મારી વિરૂદ્ધ કેટલીક અરજીઓ કરી હતી. મ્યુનિસિપાલીટીના પ્રમુખે આ બધી અસલ અરજીઓ મંગાવી જોઈ તે બાબતની ખાત્રી કરી. આ વખતે મને માલમ પડયું કે સને ૧૯૨૩ની સાલમાં જ્યારે આ અરજીઓ કરવામાં આવી હતી તે વખતે તે અરજીઓ મ્યુનિસિપાલીટીના તે વખતના પ્રમુખ સર રમણભાઈ ઉપર ખાનગી (Confidentially) તેમના અભિપ્રાય માટે આવી હતી. તે વખતે તેમણે આ અરજીઓ સંબંધમાં એટલો જ જવાબ વાળી દીધો હતો કે આ અરજીઓમાં જણાવેલી હકીકત ખોટી છે, અરજીઓ દ્વેષભાવથી લખાયલી છે અને મી. પ્રાણલાલ દેસાઈની બાહોશી, પ્રમાણિકપણું તથા કમિટી ઓફ મેનેજમેન્ટ પ્રત્યેની તેમની વફાદારી વિષે મને બીલકુલ શંકા નથી. તે વખતે આ અરજીઓ તેમના ઉપર અભિપ્રાય તથા રીપોર્ટ માટે આવેલી તથા તેમણે આવી જાતના જવાબો મોકલ્યા હતા તે વાતની ખબર તેમણે મને બીલકુલ આપેલી ન હતી. ઘણા ઉપરીઓ આપણે માટે સારો અભિપ્રાય તો આપે પણ તેમણે આપણા ઉપર ઉપકાર કર્યો છે એવો આપણને ખ્યાલ આપવાને માટે અરજીઓ સંબંધી હકીકત તથા તેમણે આપેલા જવાબની હકીકત આડકતરી

રીતે પણ આપણને જણાવ્યા વગર તો કોઈક જ રહે. સને ૧૯૨૪ની સાલમાં જ્યારે મેં બધી હકીકત જાણી ત્યારે હું સર રમણભાઈને ઉપકાર માનવા તેમની પાસે ગયો અને મેં તેમને ગળગળા થઈ જઈ કહ્યું, "તમે મને અત્યાર સુધી આ બધી હકીકતથી કેમ અજાણ રાખ્યો હતો?" એક સદ્‌ગૃહસ્થને છાજે એવી રીતે નિખાલસ પણે તેમણે મને જવાબ દીધો, "મી. પ્રાણલાલ એમાં તમને કહેવા જેવું શું હતું? તમારા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ હતો એટલે મેં તે મુજબ જવાબ લખી દીધો હતો. એ અરજીઓ મારા ઉપર Confidentially (ખાનગી) આવી હતી તેથી વિશ્વાસભંગ કરીને મારાથી એ બાબતની હકીકત તમને શી રીતે કહી શકાય? વળી અરજીઓની વિગત તમને જણાવું તો તમારા જીવને નાહક કલેશ થાય."

'Let not your left hand know what your right hand does' ખ્રિસ્તી ધર્મનો આ મહાન સિદ્ધાંત સદ્‌ગતે પોતાના જીવનમાં પુરેપુરો ઉતર્યો હતો. અમુક વાત જાણવાથી સામાના જીવને નાહક કલેશ થશે માટે તેને તે વાત પણ બીલકુલ જણાવવી નહિ એ સદ્‌ગતનું કૃત્ય એ તેમના હૃદયની વિશાળતાનો આબાદ પુરાવો છે.

સને ૧૯૨૨ અને ૧૯૨૩ નાં વર્ષોમાં મ્યુનિસિપાલીટીની શાળાઓના શિક્ષકો તથા પ્રજાકીય કેળવણી મંડળની શાળાઓના શિક્ષકો વચ્ચે નિરંતર ઝગડાઓ થયા કરતા હતા. અને અધિકારીઓને વહાલા થવાના નીચ ઉદ્દેશોથી આ બાબતની ઘણી વાર ખરી ખોટી ફરીઆદો તેમ મીઠું મરચું ભભરાવેલી વાતો અમારી સમક્ષ શિક્ષકો લાવતા હતા. પ્રાથમિક શાળાઓના શિક્ષકોના હલકા સ્વભાવથી સર રમણભાઈ પુરેપુરા વાકેફગાર હોવાથી આવી ફરીઆદો ઉપર તેઓ બીલકુલ લક્ષ આપતા નહોતા. કેટલીક વાર તો સ્કુલ્સ કમિટીના બીજા સભાસદો તરફથી આ બાબતમાં પગલાં લેવાનું તેમના ઉપર અત્યંત દબાણ પણ થતું હતું પણ આવાં દબાણોને તેઓ બીલકુલ ગણકારતા

નહોતા. આ સમયમાં એક વખતે સરસપુરમાં શાળાનું મકાન બાંધવાને જગ્યા મેળવવાની હતી તે જોવાને હું તથા સ્કુલ્સ કમિટીના એક સભાસદ–અમદાવાદ જિલ્લાના તે વખતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સપેક્ટર મી. સાંકળચંદ દલાલ–સરસપુર ગયા. અમે પાછા ફરતા હતા તે વખતે સરસપુરની પ્રજાકીય શાળાના વિદ્યાર્થીઓ નિશાળમાંથી છૂટયા. તેઓ મોટા ઘાંટા પાડી અમારે માટે હલકા શબ્દો વાપરવા લાગ્યા અને અમારૂં અપમાન કરવા લાગ્યા. એટલું જ નહિ પણ બેચાર તોફાની છોકરાઓએ અમારા સામે પથરા ફેંક્યા અને કાદવ ઉછાળ્યો. આમાંનો એક પથરો મને વાગ્યો અને કાદવથી અમારાં કપડાં બગડયાં. પ્રજાકીય શાળાનો એક શિક્ષક બાજુએ ઉભો ઉભો આ તમાશો જોયા કરતો હતો, તેણે છોકરાઓને વારવાનો બીલકુલ પ્રયાસ પણ કર્યો નહોતો. મી. સાંકળચંદ દલાલ તો શાંતિ જાળવી રહ્યા પણ હું ઉશ્કેરાઈ ગયો. ગાડીમાંથી નીચે ઉતરી મેં બે ચાર છોકરાને પકડી ધમકાવ્યા, શિક્ષકને પણ પુષ્કળ ઠપકો આપ્યો અને છોકરાઓને પકડી પોલીસને સોંપ્યા અને તેમનાં નામ લખવાની પોલીસને સૂચના કરી. તે જ દિવસે સ્કુલ્સ કમિટીની મીટીંગ હતી. મીટીંગમાં આ સંબંધી હકીકત મેં તથા મી. દલાલે કહી. કમિટીના મેમ્બરોએ સર રમણભાઈને સૂચના કરી કે તમે હમણાં ને હમણાં પોલીસ સુપરિન્ટેન્ડેન્ટને પત્ર લખી આવાં તોફાનો અટકાવો અને આજની બાબતમાં મી પ્રાણલાલ તથા મી. દલાલ પાસે મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરીઆદ કરાવો અને તેમાં જે ખર્ચ થાય તે મ્યુનિસિપાલીટીમાંથી તેમને અપાવો.

આ બનાવથી અમે બધા થોડે કે ઘણે અંશે ઉશ્કેરાઈ ગયા હતા. પણ સર રમણભાઈ એકલા જ શાંત રહી પોતના મગજનું સમતોલપણું સાચવી શક્યા હતા. સ્કુલ્સ કમિટીની મીટીંગ પુરી થઈ અને મીટીંગ હોલમાં હું અને સર રમણભાઇ એકલા જ રહ્યા. સર રમણભાઇએ મને કહ્યું "તમે મી. વલ્લભભાઈ કે મી. બલ્લુભાઇ ઉપર પત્ર લખી સરસપુરના તોફાનથી તેમને વાકેફ કરો અને તેમને વિનંતિ કરો કે ભવિષ્યમાં આવી જાતના બનાવો ના બને તેનો તેઓ બંદોબસ્ત કરે.

પોલીસ સુપરિન્ટેન્ડેન્ટને લખ્યાથી કે મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરીઆદી કરવાથી કાંઈ લાભ થવાનો નથી. એથી તો અરસપરસ આપણું અંટસ વધશે.

"Mr. Desai, in our present strife let us not altogether destroy the sparks of future friendship."

"આપણી હાલની તકરારમાં ભવિષ્યની મિત્રાચારીના અંગારા પણ આપણે સમૂળગા છાંટી નાંખવા જોઇએ નહિ." હૃદયની કેટલી બધી વિશાળતા! આપણા આગેવાનો સર રમણભાઇનું આ એકજ વાક્ય તેમના હૃદયમાં ઉતારે અને તે મુજબ પોતાનું આચરણ રાખે, તો આપણું જાહેર જીવન કેટલું નિર્મળ બની રહે! ભવિષ્યની મિત્રાચારીના અંગારા સર રમણભાઇએ છાંટી નાંખ્યા નહિ, તેને પરિણામે સને ૧૯૨૪ માં જ્યારે પ્રજાકીય મ્યુનિસિપાલીટી અસ્તિત્વમાં આવી ત્યારે સહકાર પક્ષના આગેવાન સર રમણભાઈ અને અસહકાર પક્ષના આગેવાન વલ્લભભાઈ પટેલના રાજકીય વિચારો વચ્ચે સખત વિરોધ હોવા છતાં, પણ, તેમના હૃદયની વિશાળતાને લીધે તેઓ બંને એક બીજાના ગાઢા મિત્ર બની ગયા હતા. અને સર રમણભાઇના ખેદજનક અવસાનની ખબર પડી કે, તરત જ પોતાની તબીયત તદ્દન કથળી ગએલી હોવા છતાં પણ મહાત્મા ગાંધી જાતે અસહકારના કટ્ટા વિરોધી સર રમણભાઇને ઘેર તેમના કુટુંબને આશ્વાસન આપવા દોડી ગયા.

સને ૧૯૨૩ ની સાલમાં, એક વખતે સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ, ચેરમેન, સ્કુલ્સ કમિટી, અમદાવાદ મ્યુનિસિપાલીટી એ સરનામાનો એક પત્ર અમારી ઓફીસમાં આવ્યો. આ પત્ર કાંઇક અંગત કહેવાય તેથી કારકુને તે ફોડવો જોઇએ નહિ. પણ કાંઇક ગફલતથી કારકુને તે પત્ર ફોડ્યો અને બીજી ટપાલ સાથે પોર્ટ ફોલીઓમાં મારા ઉપર મોકલ્યો. આ પત્રમાં એક જણે ખરા ખોટા નામથી મ્યુનિસિપાલીટીની એક શિક્ષિકાના ચારિત્ર સામે આક્ષેપો કર્યો હતા. તેની વિરૂદ્ધ ખરાબ

લખાણ કર્યું હતું અને તેને મ્યુનિસિપાલીટીની નોકરીમાંથી રજા આપી દેવાની સૂચના કરી હતી. પત્ર વાંચતાં જ મને લાગ્યું કે આ પત્ર ખાનગી પત્ર કહેવાય અને કારકુને તે ફોડવો જોઈતો નહોતો. મેં એક પત્ર સર રમણભાઈ ઉપર એવી મતલબનો લખ્યો કે ઓફીસે આ પત્ર ભૂલથી ફોડયો છે અને તે બદલ મેં દિલગીરી પણ દર્શાવી. મારો પત્ર અને તેની સાથે ભૂલમાં ફોડાયલો પત્ર બંને એક એનવેલપમાં બીડી સર રમણભાઈ ઉપર પોર્ટફોલીઓમાં બીજા કાગળો સાથે મોકલી આપ્યા. બીજે દિવસે બપોરે જ્યારે પોર્ટફોલીઓ સર રમણભાઈને ઘેરથી પાછો આવ્યો ત્યારે પોર્ટફોલીઓમાં સર રમણભાઈના હસ્તાક્ષરથી લખેલું મારા નામનું એક બીડેલું એનવેલપ હતું. મેં તે ફોડી જોયું તો તેમાં મેં મોકલેલો પત્ર પાછો આવેલો હતો અને સાથે સર રમણભાઈના હાથથી લખાએલો બીજો પત્ર મારા ઉપર એવી મતલબનો હતો કે આ સાથેના પત્રનો તમે નાશ કરજો. આ પત્ર સંબંધી કાંઈપણ તજવીજ કરવાની જરુર નથી. જે શિક્ષિકાના સંબંધમાં આ પત્ર છે તેને પણ આ પત્રની હકીકત જણાવશો નહિ, કારણ કે તેથી એ બિચારીના જીવને નાહક ક્લેશ થશે. આવી જાતના પત્રો ૮૦ કે ૯૦ ટકા ખોટા હોય છે. તે સ્વાર્થી અને નીચ વૃત્તિઓથી મતલબીઓ અને હલકા પુરૂષો લખે છે. ૧૦–૧૨ ટકામાં હકીકત કદાચ કેટલેક અંશે સત્ય હોય તો પણ મનુષ્યના પડદા પાછળના જીવનમાં પ્રવેશ કરવાનો આપણને અધિકાર નથી. શિક્ષિકાઓનું માત્ર શાળાઓનું કામ જોવાનો જ આપણને અધિકાર છે. તમારે પણ આવી જાતની નીતિ આ બાબતમાં રાખવી; આવા પત્રોની બીલકુલ તપાસ કરવી નહિ તેમનો એકદમ નાશ કરવો. મને પણ આવા પત્રો જોવા મોકલવા નહિ. સ્ત્રી શિક્ષિકાઓની વિરૂદ્ધ નનામા પત્રો કે અરજીઓ આવે કે તરત જ મોટો ગુન્હો પકડાયો હોય એમ માની તપાસ કરવા દોડી જનારા અને સ્ટેટમેંટો લખાવનારા કેળવણી ખાતાના અમલદારો તથા સ્કુલ્સ કમિટીના સભાસદો સર રમણભાઈની આ નીતિ ગ્રહણ કરે તો કેવું સારૂં!

જુની મ્યુનિસિપાલીટીએ પ્રાથમિક શાળાઓના ઉપલા ધોરણમાં અંગ્રેજી શિક્ષણ દાખલ કરવાનો ઠરાવ કરી એ બાબત સરકારની મંજુરી માંગી હતી દરમીઆન મ્યુનિસિપાલીટી બરતરફ થઇ અને મ્યુનિસિપાલીટીનો વહીવટ કમિટી ઓફ મેનેજમેંટ પાસે આવ્યો. તે વખતે કમિટી ઓફ મેનેજમેંટ પણ પ્રાથમિક શાળાઓમાં અંગ્રેજી શિક્ષણ દાખલ કરવા માગે છે કે કેમ તે પૂછાવવાનો સરકાર તરફથી પત્ર આવ્યો. આ બાબતનું કામ સ્કુલ્સ કમિટીમાં બીજે દિવસે નીકળવાનું હોવાથી રીવાજ મુજબ આ સંબંધમાં મારા વિચારોની નોંધ મેં તૈયાર કરી. મ્યુનિસિપાલીટીને માથે કાયદા પ્રમાણે માત્ર પ્રાથમિક શિક્ષણની જવાબદારી છે. એ દિશામાં ઘણું કામ કરવાનું બાકી છે તેથી મ્યુનિસિપાલીટીએ અંગ્રેજી શિક્ષણની જવાબદારી પોતાને માથે લેવી નહિ, એવી મતલબની નોંધ કરી મેં કાગળ સાથે પોર્ટ-ફોલીઓમાં સર રમણભાઇને ઘેર તેમને જોવા માટે મોકલી આપી. બીજે દિવસે તેમને ઘેરથી કમિટીના કાગળોનો પોર્ટફોલીઓ પાછો આવ્યો તેમાં અંગ્રેજી શિક્ષણ સંબંધી તુમાર હતો પરંતુ મારી લખેલી નોંધ તેમાં મારા જોવામાં આવી નહિ. સર રમણભાઇ તે દિવસે કમિટીની મીટીંગનો સમય થઇ ગયા પછી મ્યુનિસિપાલીટીમાં આવ્યા તેથી મારી નોંધના કાગળો સંબંધી મીટીંગ દરમીઆન તેમને હું કાંઇ પૂછી શક્યો નહિ. મીટીંગ પૂરી થઇ અને બીજા બધા સભાસદો ચાલ્યા ગયા અને હોલમાં હું અને સર રમણભાઇ એકલા જ રહ્યા એટલે મેં તેમને મારી નોંધના કાગળો સંબંધી પૂછ્યું. તેમણે તરત જ તે કાગળ પોતાના ગજવામાંથી કાઢી મને આપ્યો અને મને કહ્યું, "મી. દેસાઇ, તમારી નોંધ મેં કાળજીથી વાંચી છે. હું પોતે પણ તમારા અભિપ્રાયને મળતો છું પણ મને એમ લાગ્યું કે અત્યારના સંજોગોમાં કમિટીના કેટલાક મેમ્બરો તમારી પ્રમાણિક નોંધનો ઉંધો અર્થ કરશે, તેથી મ્હેં તમારી નોંધ કાગળોમાંથી કાઢી લીધી હતી." કેટલી બધી સુજનતા અને દીર્ઘદૃષ્ટિ!

પ્રાથમિક શાળાઓના શિક્ષકોને તાલીમ આપનારી કોલેજોમાંથી સંસ્કૃત ભાષાનો અભ્યાસ કાઢી નાંખેલો હોવાથી કોલેજોનું શિક્ષણ હલકું થઈ ગયું છે અને કોલેજોમાંથી ઉચ્ચ કોટિના શિક્ષકો બહાર નીકળતા નથી માટે ફરી પાછો સંસ્કૃત ભાષાનો અભ્યાસ તે કોલેજોમાં દાખલ કરવો જોઇએ એવી મતલબનો ધારાસભામાં કોઇએ ઠરાવ મૂક્યો હતો. આ સંબંધમાં જાહેર મત કેવો છે તે જાણવાના હેતુથી આ બાબતમાં પોતાનો અભિપ્રાય મોકલી આપવો એવી વિનંતિ સાથેનો એક પત્ર સરકાર તરફથી ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર મારફતે અમદાવાદ મ્યુનિસિપાલીટીના પ્રમુખ ઉપર આવ્યો. ચાલતા વહીવટ મુજબ એ પત્ર તેનો જવાબ કરવા માટે મારા ઉપર રવાના કરવામાં આવ્યો. પ્રાથમિક શાળાઓમાં સંસ્કૃત ભાષા શીખવાતી નથી તેમ પ્રાથમિક શાળાઓના શિક્ષકોને આપણે ભાષા—પંડિતો બનાવવા નથી પણ ઉપયોગી શિક્ષકો બનાવવા છે તેથી સંસ્કૃત ભાષાના જ્ઞાન કરતાં શિક્ષણશાસ્ત્ર, શિક્ષણની કળા અધ્યાપકોની દેખરેખ નીચે પ્રત્યક્ષ પાઠો આપવા વગેરે બાબતો તેમને માટે વધારે જરૂરી છે. માટે સંસ્કૃત ભાષાનો અભ્યાસ ટ્રેનિંગ કોલેજોમાં દાખલ કરવાની કાંઇ જરૂર નથી એવો અભિપ્રાય દર્શાવનારો, સરકારમાં મોકલવાને માટે જવાબનો ખરડો તયાર કરી સરકારમાંથી આવેલા કાગળ સાથે પોર્ટફોલીઓમાં સર રમણભાઇને જોવા માટે મ્હેં મોકલી આપ્યો. સર રમણભાઇનો પોતાનો અભિપ્રાય મારા અભિપ્રાયની વિરૂદ્ધ હોવાથી તેમણે ટ્રેનિંગ કોલેજોમાં સંસ્કૃત ભાષાનું શિક્ષણ ફરી દાખલ કરવુ જોઇએ એવી મતલબનો અભિપ્રાય દર્શાવનારો જવાબ લખ્યો પણ એ કાગળના છેલ્લા પેરેગ્રાફમાં નીચે મુજબ લખ્યું " પરંતુ સ્કુલ્સ કમિટીના સેક્રેટરી મી. પી. કે. દેસાઇ આથી વિરૂદ્ધ અભિપ્રાય ધરાવે છે. તેમનું દષ્ટિબિંદુ પણ વિચારવા જેવું છે માટે તેમનો અભિપ્રાય પણ આ સાથે સરકારને જોવા માટે મોકલવામાં આવે છે. મારજીનમાં તેમણે મને સૂચના લખી મોકલી કે આ બંને કાગળો ટાઇપ કરાવી તૈયાર રાખજો અને સાંજે હું

મ્યુનિસિપાલીટીમાં આવું ત્યારે મારી સહી લઈ સરકારમાં આજે, ને આજે મોકલી આપજો. તેમની સૂચના મુજબ મેં તેમનો તથા મારો એમ બંને કાગળો ટાઇપ કરાવી રાખ્યા પણ તેમના કાગળનો છેલ્લો પેરેગ્રાફ ટાઇપ ના કરાવ્યો. તેઓ મ્યુનિસિપાલીટીમાં આવ્યા ત્યારે મેં કાગળો તેમની પાસે રજુ કર્યા અને તેમને જણાવ્યું કે મારો અભિપ્રાય સરકારમાં મોકલવાની જરૂર નથી. કારણ કે સરકાર તમારો અભિપ્રાય માંગે છે. મારો અભિપ્રાય માંગતી નથી." સર રમણભાઈએ તરતજ જવાબ દીધો, "ના, મી. પ્રાણલાલ, તમારી ભૂલ છે. સરકાર તમારા જેવા કેળવણીકારોનો અભિપ્રાય માંગે છે, અમારો અભિપ્રાય માંગતી નથી. આતો બધા કાગળો પ્રમુખના સરનામાથી મોકલવાનો શિષ્ટાચાર પડી ગયો છે. કેળવણીની પારિભાષિક બાબતોમાં અમે શું સમજીએ ? તમારૂં દૃષ્ટિબિંદુ પણ વિચારવા જેવું છે. અમને તો તેનો ખ્યાલ સરખો પણ ના આવે, તમારો અભિપ્રાય પણ જોડે જવા દો." એમના આવા આગ્રહ પછી મેં તેમના કાગળનો છેલ્લો પેરેગ્રાફ પણ ટાઇપ કરાવી બંને અભિપ્રાયો સરકારમાં મોકલી આપ્યા. કેટલું બધું નિરભિમાન અને પ્રમાણિકપણું. પોતાના અભિપ્રાયથી વિરૂદ્ધ હોય તેવા પારકાના અને તે પણ પોતાના તાબાના નોકરોના અભિપ્રાય પ્રત્યે આટલું બધું માન ધરાવનાર ઘણા થોડા ઉપરીઓ જોવામાં આવે છે.

સદ્‌ગતના હાથ નીચે નોકરી કરવી એ એક જાતનો અનુપમ આનંદ હતો. જેમને આપણે નબળા મનના કે ઓછી બાહોશીવાળા ઉપરીઓ કહી શકીએ તેમાંના એક તેઓ નહોતા. તેમની સમજ શક્તિ અને સામાન્ય બુદ્ધિ ઘણા ઉંચા પ્રકારની હતી. આઠ દસ પાનાના લાંબા તુમારનો સાર તેઓ આઠ દસ ટુંકાં વાક્યોમાં જ કહી દેતા. અને ઘણા ગુંચવણ ભરેલા તુમારોનો નિવેડો તેઓ થોડા સમયમાં લાવી દેતા. તેમના જવાબો હંમેશા ટુંકા અને મુદ્દાસર હતા. એક પણ અનિયમિતતા, ભૂલ, કે લુચ્ચાઈ તેમની જાણ બહાર કદી પણ જતી નહિ. પણ તેમનામાં સૌજન્ય હતું. તાબાના નોકરોની ભૂલ

તેઓ તેમને એવી રીતે બનાવતા અને તેમને ઠપકો એવી રીતે આપતા કે સામા માણસને બીલકુલ માઠું લાગે નહિ પણ એ બીચારો ઉલટો શરમાઈ જાય. ક્રોધને તો તેમણે આબાદ જીત્યો હતો. ઠપકો આપે તે પણ હસતા હસતા અને મશ્કરી કરતા હોય તેવી રીતે. શિક્ષકો, કારકુનો કે પટાવાળાઓ કોઈ કોઈ વાર તેમને તોછડાઈ અને ઉદ્ધતાઈથી જવાબ દેતા ત્યારે હું ઉશ્કેરાઈ જતો હતો; તેવે વખતે તેઓ મને શાંત પાડી કહેતા કે તમારી કેળવણી અને તમારા સંસ્કારના ધોરણથી તમે આ લોકોનો ન્યાય ના કરો, એમને શિક્ષા કરતી વખતે મના સંસ્કારની મર્યાદાનો પણ આપણે ખ્યાલ રાખવો જોઇએ. જે મ્યુનિસિપાલીટીને તેમની આટલાં બધાં વર્ષોની સેવા મળી તે મ્યુનિસિપાલીટીનાં પણ અહોભાગ્ય છે. અમદાવાદ મ્યુનિસિપાલીટીને તેમના-જેવા બલ્કે તેમનાથી વધારે બાહોશ પ્રમુખો કદાચ મળશે. પણ બાહોશીની સાથે તેમના જેટલી સુજનતા અને સદ્‌ગૃહસ્થાઇ ધરાવનારા પ્રમુખો તો ક્વચિત જ મળશે પરમકૃપાળુ પ્રભુ તેમના અમર આત્માને શાંતિ આપો ! ! !

(બુદ્ધિપ્રકાશ જુન ૧૯૨૯) પ્રાણલાલ કીરપારામ દેસાઇ.

---

## સ્વ૦ સર રમણભાઈ.

### તેમને અને તેમના હાસ્યરસ વિશે કંઈક.

ઈ. સ. ૧૯૦૨ ની સાલમાં, અમદાવાદમાં, ભદ્રમાં આવેલા સ્વ૦ મુ૦ રણજીતરામના ઘરને બીજે મજલે ફરેરામાં એમનું પુસ્તકાલય હતું. ફેશનબલ બુકકેસો કે કાચનાં બારણાંવાળાં કબાટોને બદલે પુસ્તકો જુના કરંડીઆમાં અને દેવદારની જીર્ણ પેટીઓમાં ભરવામાં આવ્યાં હતાં. આ પુસ્તકો સાફ કરીને, તેમને કંઈક વધુ નિયમિત અને વ્યવસ્થાપૂર્વક ગોઠવવાનું કાર્ય મેં માથે લીધું, જેના બદલામાં એ બધાં પુસ્તકો તેમ જ ચોપાનીઆં વાંચવાની મને રજા મળી. નારાયણ હેમચંદ્રનાં થોકડાબંધ પુસ્તકો એમાં હતાં ને વંચાઇ રહ્યાં, સાફ થઇ રહ્યાં અને ગોઠવાઈ પણ રહ્યાં. પછી બીજાં પુસ્તકો લેવાયાં. એ બધાં પુરાં થતાં કેડે ચોપાનીઆંનો વારો આવ્યો—સુદર્શન, વસંત, બુદ્ધિપ્રકાશ અને જ્ઞાનસુધાનો. પણ ત્યાં સુધી હું સ્વ૦ મુ૦ રમણભાઇને એક સુધારક નેતા તરીકે નામથી જાણતો, જ્ઞાનસુધાના તંત્રી છે એટલી પણ મને ખબર ન હતી. જ્ઞાનસુધાની ફાઈલમાંથી મેં "ભદ્રંભદ્ર" વાંચ્યું અને ભદ્રંભદ્રની સાથે રમણભાઇનો પરિચય પણ—હાસ્યરસના લેખક તરીકેનો—એ વખતે મને થયો. ભદ્રંભદ્ર અને અંબારામની ઓળખાણ થઈ તે પહેલાં હાસ્યરસનું મેં માત્ર એક જ શિષ્ટ પુસ્તક અને તે "ભટનું ભોપાળું" વાંચેલું. તે અરસામાં બીજાં નવાં હાસ્યરસનાં પુસ્તકો

નહિ જેવાં જ હશે એમ હું ધારું છું. "ભટનું ભોપાળું" મને ઘણું ગમ્યું હતું અને નવલરામે માત્ર એ એક જ નાટક લખીને હાસ્યરસના પ્રદેશમાં વિચરવાનું શા માટે છોડી દીધું હશે એમ મને નિરંતર સવાલ ઉઠ્યા કરતો.

પરંતુ રમણભાઇના સંબંધમાં પણ એમજ બન્યું એમ કહીએ તો ખોટું છે ! એમની એ દિશામાં રહેલ શક્તિના પ્રમાણમાં એમણે ઝાઝું લખ્યું તો નહિ જ કહી શકાય. પરંતુ એનું કારણ જેમ પોતે પોતાના હાસ્યરસના નિબંધમા લખે છે તેમ પણ ન હોય ? પોતે લખે છે:—

'સાહિત્યના આરંભકાલમાં હાસ્યરસનો પ્રયોગ બહુ ઓછો થાય છે, તેનું કારણ એ છે કે આનંદમય કલ્પનામાં અને ઉંડા તત્ત્વચિંતનમાં ગુંથાયેલા મનને હાસ્ય સાથે ગંભીરતા સાચવવી કઠણ પડે છે.'

કે પછી સાહિત્યમાં હાસ્યરસને (ખાસ કરીને આપણા સાહિત્યમા ) બીજા રસો કરતા કૈંઇક ગૌણસ્થાન છે એમ એમને અનિચ્છાએ પણ લાગ્યા કરતું હોય !

એ સમયમાં માત્ર "ગુજરાતી"માં બીરબલ પોતાના "ભગ કરોગ રંગ" મા પોતાના વ્યક્તિત્વથી છલોછલ અને કટાક્ષયુક્ત તેમ જ વ્યાજવીરસ ભર્યો હાસ્યરસ રેલાવી રહ્યો હતો. પારસી છાપાંઓમાં તેમ જ પુસ્તકોમાં હાસ્યરસ નજરે ચઢતો પણ તેમાં બહુધા 'Wit' (નર્મ) જોવામાં આવતી. તે સિવાય કોઈ પણ માસિકમા હાસ્યરસને સ્થાન ન હતું એમ ધ્યાનમાં છે—અલબત્ત, કોઇક કોઇક વખત કોઈક કોઇકિ નાના નાના હાસ્યરસિક લેખો કે 'સ્કેચો' અવારનવાર દેખા દેતા હતા. આમાં અપવાદ માત્ર 'જ્ઞાનસુધા' મનાતું. ભદ્રંભદ્રના લેખકના તંત્રીપદથી ચાલતા આ નાના, નિરંતરના આનંદિત માસિકમાં જ હાસ્યરસનો ઝંડો ઉડતો રાખવામાં આવતો હતો. એ માસિકમાં જ હાસ્યરસના લેખોને અને લેખકોને કૈંક માનસ્થ

દાખલ થવાની રજા હતી. બાકી જ્યાં જ્યાં હાસ્યરસના લેખો સ્વીકારાતા ત્યાં ત્યાં તેના લેખકો 'On sufference' હોય એમ જણાતું.

ભદ્રંભદ્ર વાંચ્યું અને થોડા જ સમયમાં ત્યાંની સોસ્યલ ઍન્ડ લિટરરી એસોસીએશનનો વાર્ષિક સમારંભ ઉજવાયો. મુ. ગટુભાઈને (રાગટુલાલ ગોપીલાલ ધ્રુ) હું થોડો થોડો ઓળખતો થયો હતો. તેમની તથા સ્વ. રણજીતરામ અને મુ૦ જયસુખલાલની સાથે હું ત્યાં ગયો. રમણભાઈ તેમની બે પુત્રીઓ (શ્રી. જ્યોત્સ્ના મહેતા,બી. એ. અને સૌ. સરોજ મહેતા એમ. એ.) સાથે આવ્યાં હતાં તેમને મેં પહેલવહેલા જોયા. તે પછી ૧૯૦૮ ની સાલમાં મેં 'જ્ઞાનસુધા' માં હાસ્યરસનો મારો પહેલો અખતરો પ્રસિદ્ધ થતાં જોયો. ૧૯૧૦ ની સાલથી હું એ માસિકનો લગભગ નિયમિત લેખક થયો અને તે સંબંધ ઠેઠ 'જ્ઞાનસુધા' મૃત્યુશરણ થયું ત્યાં સુધી ચાલુ રહ્યો. આ ઉપરાંત, ૧૯૧૦ થી ૧૯૧૬-૧૭ સુધી વર્ષમાં એકવાર ગટુલાલને ત્યાં વસુનોતર્માં પણ હમેશના આવકાર પામતા પરોણા તરીકે મારે જવાનું થતું. ત્યાં ગટુભાઈનાં માતાપિતાના સ્નેહ અને હેતનો દુરુપયોગ કરીને પણ જ્યોત્સ્ના, સરોજ, કુંજવિહારી અને સ્વ. ચંદ્રકાંત નીલકંઠ વગેરે સાથે તોફાનમસ્તીનાં પ્રચંડ ધીંગાણાં મચાવ્યાં હતાં. અમારી દરેક રમતમાં અવાજ એ જ આવશ્યક અને લાક્ષણિક ગુણ મનાતો એટલે પરિણામ કેવું થતું હશે એનો ખ્યાલ કદાચ અત્યારનાં જુવાન વિદ્યાર્થીઓને ન પણ આવી શકે. આ સમયમાં વિદ્યાબ્હેન, શારદાબ્હેન, વગેરે વડીલોના સમાગમમાં હું ઘણો આવ્યો, પણ કોણ જાણે શાથી, હાસ્યરસનો દીન પણ દઢ ભક્ત હોવા છતાં રમણભાઈ સાથે નિકટ પરિચયમાં ન આવી શકયો. કદાચ, બાલ્યવયમાં જ ભદ્રંભદ્રે જે પ્રભાવ મારા ઉપર પાડી દીધો હતો તેને પરિણામે હું એમની સાથેના સમાગમમાં 'Inferiority Complex' થી પીડાતો હોઈશ; કદાચ, મારા જીવનમાં ઘણીવાર બન્યું છે એ પ્રમાણે

મારી આકૃતિ વય વધતાં પણ છોકરવાદ જ રહી ગઈ છે એને લઇને એમને હું બાલક અવસ્થામાંથી આગળ વધેલો લાગ્યો જ નહિ હોઉં; કે પછી તે જમાનામાં મનાતી સાક્ષરોને છાજતી વર્તણુક (સાહિત્ય સંબંધી ચર્ચા અતિગંભીર મુખે અને કંઈક દુઃખભર્યા સાદે કલાકોના કલાકો સુધી કર્યા કરવી વગેરે) મારામાં જરાય નહોતી એથી પણ એવું પરિણામ બનવા પામ્યું હોય. ગમે તે હો પણ આટઆટલાં વર્ષોના અનુકૂલ સંયોગો છતાં મારે એમનો પરિચય પરોક્ષ રીતે જ રહ્યો-પ્રત્યક્ષ નહિ.

કેટલીક વ્યક્તિઓ, કોઇ ઇશ્કીના રૂમાલમાં ઘાલેલ ઝમઝમાટ વાસ આપતા 'સેંટોના રાજા' જેવી બલાત્કારે પણ જ્યાં પોતે હાજર હોય ત્યાં પ્રભાવ પાડ્યા વિના રહેતી નથી ત્યારે કેટલીક વ્યક્તિઓ કોઇ લજ્જાવતી સુંદરીના કેશકલાપમાંથી ફોરતી આછી આછી સુવાસની પેઠે અદૃશ્ય રીતે વાતાવરણમાં પ્રસરી રહે છે. રમણભાઇ પહેલા વર્ગના નહિ પણ બીજા વર્ગના હતા એમ મારો એમનો અનુભવ કહી રહ્યો છે.

...જ્યારે ભદ્રંભદ્ર મારા વાંચવામાં આવ્યું ત્યારે સનાતની અને સુધારક પક્ષો વચ્ચે ચાલતું ભીષણ યુદ્ધ વિરમી ગયું હતું. સુધારકોનાં વાણી અને લેખિની રૂપી શસ્ત્રો તેમ જ સનાતનીઓના ગાલિપ્રદાનરૂપી ઝેરી ગેસના પ્રયોગો કંઈક શાંત થયા હતા પણ ઝખમ રૂઝાણા ન હતા. બંને પક્ષ વચ્ચે કંઈક 'સશસ્ત્ર સંધિ' જેવી સ્થિતિ હતી. પરિણામે જે જમાનામાં ભદ્રંભદ્રે એક અપૂર્વ અને અજબ હાસ્યનો પ્રકાર ગુજરાતી સાહિત્યમાં રજુ કર્યો તે વખતે સમાજનો મોટો વર્ગ એની કદર કરી નહિ શક્યો. બાકીના ભાગમાં પણ મોટા પ્રમાણમાં એ પુસ્તકમાં સમાએલ રસ ઝીલવાની શક્તિ કે ઉત્સાહ ન હતાં. રાજદ્વારી ક્ષેત્રમાં 'વિનીતમાં વિનીત' ગણાતા પુરુષે એ પુસ્તક વડે મોટે ભાગે જુની અને અનિષ્ટ રૂઢિઓની સામા, સાચા બંડખોરને

છાજે તેવી વીરતાથી, દઢતાથી અને હિંમતથી વજ્રપ્રહારો કર્યાં હતા. અત્યાચારોથી ભરેલા સમાજરૂપી 'ગોલીઆથ' સાથે માત્ર લેખિનીના શસ્ત્રથી ભદ્રંભદ્રના લેખકે 'ડેનીઅલ' ની પેઠે દ્વંદ્વ યુદ્ધ આદર્યું હતું. હાસ્યરસના નિબંધમાં એક સ્થાને એમણે લખ્યું છે કે "જન-સમાજમાં પ્રવર્તતી અનિષ્ટતા સુધારવાનો હેતુ હોય ત્યાં જ આવી રીતે ઉપહાસ કરી પ્રહાર કરવામાં યોગ્યતા રહેલી છે તે વિના ઉપ-હાસમાં ક્રૂરતા આવી જાય છે અને પ્રહારમાં દ્વેષ તથા ક્રોધ આવી જાય છે."

આ શાસન ઘડનારે પોતે એને યોગ્ય રીતે પાળ્યું હતું પણ સમાજના સડેલા ભાગથી એ સહન નહિ થઈ શકે એ સ્વાભાવિક છે. પરિણામે જે વિપલર્યા પ્રહારો એમના તરફ કરવામાં આવ્યા એને લીધે પણ એમના સુકુમાર આત્માની હાસ્યરસ ક્ષેત્રમાંની ગતિ મંદ પડી હોય એમ માનીએ તો ખોટું નથી.

પરંતુ ધીમે ધીમે બંગભંગને લઇને આવેલ રાજ્યદ્વારી ચેતને સંસાર સુધારામાં પણ પ્રગતિ આણવા માંડી અને એ જ ચેતનને લઇને સુધારકોનો માર્ગ સરળ થવા લાગ્યો. પરિણામે ભદ્રંભદ્રની લોકપ્રિયતા વધવા માંડી. જુદાં જુદાં મંડળોએ અને સમાજોએ તે પુસ્તકમાંથી અમુક ભાગ કોન્સર્ટોમાં અને સોશ્યલ ગેધરીંગમાં ભજવી બતાવવો એ સામાન્ય રવૈયો થઇ ગયો અને આ લોકપ્રિયતા ઠેઠ ૧૯૧૫-૧૬ સુધી જનતામાં સ્પષ્ટ જણાતી હતી. પછી સાહિત્યમાં મોડાપૂર આવ્યું. દરેક દિશામાં અનેક અવનવા, સારા, માઠા, અધકચરા, સંસ્કારી યત્નો થવા લાગ્યા.

ગત જમાનો શાંતિનો હતો, ઉંડા પણ સાથે સાથે બહુ જ મર્યાદાવાળા અભ્યાસનો હતો, વર્ષમાં બે ચાર ટુંકાં કાવ્યો કે એકાદ બે નવલિકા લખવાથી અમુક વ્યક્તિ સાહિત્યમાં વરસો સુધી નેગભરી ગણાતી. ચાલુ જમાનો ગતિનો છે, ઉત્સાહનો છે, માણસ દોડતો જાય

અને વાંચતો જાય એવા પ્રકારના સાહિત્યનો છે. આને લઇને ભદ્રંભદ્ર આજે વિસરાતું જાય છે એ ખેદ ભરી છતાં સત્ય હકીકત છે. અલબત્ત આમાં અમુક અંશે આપણે ત્યાં સાહિત્ય વાંચનારને દોરવનાર ટીકાકાર વર્ગની અછત, એ દોષ પણ એક કારણ.

એની લોકપ્રિયતાના સમયમાં ભદ્રંભદ્રમાંનાં પાત્રો ભદ્રંભદ્ર, અંબારામ, પ્રયોગીરાજ, વલ્લભરામ, પ્રસન્નમનશંકર એ બધાં અમારી જીભને ટેરવેજ હતાં. ભદ્રંભદ્ર, અંબારામ, અને વલ્લભરામનાં ભાષણો ઘણાને જીહ્વાગ્રે હતાં. ઘણાં માણસો એક જ જગ્યાએ જતાં હોય તો અવશ્ય સામો આવનાર પુરૂષ એમ પૂછતો જ કે " ક્યાં ચાલ્યા ?" તરતજ પાંચ સાત મનુષ્યોના મુખમાંથી ઉત્તર મળતો કે "માધવબાગમાં." મિત્રોમાં કે સાધારણ સભાઓમાં પણ જ્યાં સાચી દલીલોનો અભાવ જણાવામાંડે કે તરત જ હાજર રહેલામાંથી કોઈ બોલી જ ઉઠે કે "અમેરિકામાં ઘોડા દોડે છે તેથી શું? સ્પેનથી આણીને ઘોડા ત્યાં છોડી મૂક્યા પણ તેથી શું! સમય—સમય—પ્રસંગ!"

ગમે તે પ્રસંગ શોધીને પણ ઘણાઓ બોલી ઉઠતા: "અબ્રહ્મણ્યં, અબ્રહ્મણ્યં, છલં સુધારકાણાં છલં, આર્ય જ્યોતિષને, આર્ય શુકનને, આર્ય દેવોને, આર્ય સાધનોને ખોટાં પાડવા સુધારાવાળાએ કરેલ આ કપટમયા યુક્તિ, જેથી ધ્વસ્તા થાય છે મુક્તિ, જેથી લુપ્તા થઈ છે ભુક્તિ—" "શાંતં પાપં, અંબારામ, શાંતં પાપં", એ વાક્યથી ઘણાં માણસોનાં લાંબા ભાષણો ટુંકાવી દેવામાં આવતાં હતાં. એ સમયે ભદ્રંભદ્રમાંથી કૈંક પણ બોલવું એમાં બોલનારની ઉચ્ચ હાસ્યરસિકતા જણાતી. આજ એ પ્રયોગોમાં ભૂલમાં પણ આપણાથી બોલાઇ જાય તો સાંભળનારાઓ આપણા સામું શૂન્ય વદને જોઈ રહે છે અને આપણે ભોંઠા પડી જઇએ છીએ.

જમાનો બદલાતાં અમુક પુસ્તકોનો પ્રચાર ઓછો થાય, અમુક પુસ્તકોનો પ્રચાર સમૂળગો જ બંધ થાય એ સામાન્ય છે; પણ એવી

સ્થિતિમાંથી શિષ્ટ ગ્રંથોને ઉગારી લેવા એ સાહિત્યના ટીકાકારોની ફરજ છે. ભદ્રંભદ્ર જેવા ગ્રંથ આપણા સાહિત્યમાંથી લુપ્ત થઈ જાય એ ઈચ્છવાયોગ્ય નથી, કારણ કે એમાં માત્ર જુની અનિષ્ટ રૂઢિઓ સામે કટાક્ષ કથનજ નથી. એમાં એ ઉપરાંત 'અતિચિત્રો' છે, અતિકૃતિઓના સફલ પ્રયાસ છે, વ્યાજસ્તુતિરસનાં સુંદર દૃષ્ટાન્તો છે, તેમ જ નર્મ હાસ્યરસનાં ઝરણાં પણ છે. એમાં વર્ણવેલા પ્રસંગો આજ પણ આપણા જીવનમાં છે એટલે કાલની દૃષ્ટિએ પણ એ પુસ્તકને જુનું કહેવામાં કંઈ અર્થ નથી. હા, એ પુસ્તકમાં ક્ષતિ છે જ નહિ અને એ સાવ દોષરહિત છે એમ કહેવાનો આશય નથી. ક્ષતિ એટલા પૂરતી લાગે છે કે એ પુસ્તકમાં પાત્રોમાંના કેટલાંક અમુક વર્ગને (Type) બતાવવાને બદલે અમુક વ્યક્તિને ચીતરે છે. પરિણામે હાલના જમાનામાં એ વ્યક્તિઓ અપરિચિત હોઈ વાંચનારને એ પાત્રો જોઈએ તેટલાં આકર્ષી શકતાં નહિ હોય એ બનવાજોગ છે. વ્યક્તિગત હુમલા પણ કોઈક કોઈક જગ્યાએ જોવામાં આવે છે; અને છતાં પણ જેમ "ડૉન ક્વીક્ઝૉટ" "ગલીવર્સ ટ્રાવેલ્સ" અને "પીક્વીક પેપર્સ" યુરોપીય ભાષાઓમાં અમર ગ્રંથો છે તેમ ગુજરાતી સાહિત્યમાં ભદ્રંભદ્ર રહેશે —રહેવું જોઈએ એમ મારૂં ધારવું તો છે.

રમણભાઈએ પોતાની શક્તિના પ્રમાણમાં હાસ્યરસના ક્ષેત્રમાં બહુ થોડું લખ્યું છે એમ આગળ કહેવાઈ ગયું. ભદ્રંભદ્રને જેલમાં જ રાખ્યા, ત્યાંથી નીકળીને એ સનાતની પુરુષોત્તમ ક્યાં ગયા એ આપણને ન જણાવવામાં રમણભાઈએ ભદ્રંભદ્રના આશકોનો ગુનોહ કર્યો છે. એ મહાપુરૂષના જીવનમાં બનેલા અનેક અન્ય પ્રસંગો અવારનવાર પ્રકાશમાં લાવવામાં આવ્યા હત તો ગુજરાતી સાહિત્ય એ જીવનના આલેખકનું વધુ ઋણી બની શક્યું હોત. પરંતુ "હોત" વિશે બળાપો કરવો નકામો છે.

ભદ્રંભદ્ર સિવાયની એમની કૃતિઓ હાસ્યમંદિરમાં એકત્રિત કરવામાં આવી છે. એમનો લગભગ છેલ્લો હાસ્યરસિક લેખ "ચાંદી"

પણ રમણભાઈની એ દિશામાંની શક્તિ કેટ સુધી ક્ષીણ નહોતી થઈ એની સાક્ષી પૂરે છે. "શોધમાં" નામની એમની લાંબી પણ અધુરી કૃતિ જ્ઞાનસુધામાં કકડે કકડે પ્રસિદ્ધ થતાં અકાળે અવસાન પામી હતી: એમની બધીએ કૃતિઓ જોઇએ તો તેમાં એક વિચિત્રતા જણાઈ આવશે અને તે એ કે એમાં ક્વાંય પણ સ્ત્રીપાત્ર આવતું નથી. કદાચ એથી આપણે પુરુષો એવો ગર્વ ધારણ કરી શકીએ કે પરશુરામની પેઠે કોઈ વ્યક્તિ 'નસ્ત્રી' પૃથ્વી કરી નાખે તો પણ અમે ઉંચા પ્રકારનું હાસ્યરસનું સાહિત્ય ઉત્પન્ન કરી શકીએ ! આ વિચિત્રતાનું કારણ એક હોઈ શકે કે તે જમાનામાં સ્ત્રીઓની સામા શુદ્ધ હાસ્યરસના પ્રહારો કરવા તેમાં પણ 'શીવલરી' માં ન્યૂનતા આવે એમ એમને લાગતુ હશે. બાકી સ્ત્રીઓમાં હાસ્યરસ નથી જ એમ કબુલ કરવા સ્ત્રીઓ તૈયાર નહિ હોય અને સ્ત્રીપાત્રમાં હાસ્યાસ્પદ અંશ જ નથી એમ કહેવાનો તો સ્ત્રીઓના આગ્રહી પૂજકો પણ હિંમત નહિ કરી શકે.

એક બીજો વિચાર આવે છેઃ રમણભાઇ પોતાના નિબંધમાં એક ઠેકાણે લખે છેઃ

> કાઠીઆવાડીઓ 'ઑયમાળોઓઓઓઅ' જે લ્હેકાથી કહે છે તેટલું હાસ્યભર્યું વાક્ચાતુર્ય પણ સહ ગુજરાતીઓની વાણીમાં નજરે પડતું નથી.

પોતે સુરતના છતાં, હાસ્યરસનો નિબંધ અને ભદ્રંભદ્ર જેવી કૃતિઓના પોતે જ લેખક હતા છતાં તલ ગુજરાતીઓને સંબંધે આવો હલકો અભિપ્રાય શા માટે ?

સુરતી સહેલાણીઓનું "સઅલામ પંહુચે—સેઍએનેએ "નું વાક્ય "ઑય માળા" જેટલું સૂક્ષ્મ હાસ્યરસથી ભર્યું કદાચ નહિ હોય છતાં એમાંય કટાક્ષની તેજીલી તરવાર ચમકે છે જ. અને આપણા સાહિત્યમાં આટલા વાડા છે તેમાં એકને ઉમેરો કરીને ફકૂ

તો હાલના આપણા હાસ્યરસના લેખકોમાં કાઠીઆવાડી કરતાં તથા ગુજરાતના લેખકો વધારે હશે જ. કાઠીઆવાડના સ્વ. દલપતરામ, ઓલ્યા જોષી, મસ્ત ફકીર, યશવંત પંડ્યા, રાયચુરા, મુનિકુમાર અને જ્યંતકુમાર, વિનોદકાંત અને ગગનવિહારી. આમની સામા સ્વ. નવલરામ, સ્વ. રમણભાઈ, સ્વ, બીરબલ, નરસિંહરાવ, કૃષ્ણરાવ, રણછોડદાસ ફાંટાવાળા, નારદ, કનૈયાલાલ મુનશી, રામનારાયણ પાઠક, રમણલાલ વ. દેશાઈ, જ્યોતીંદ્ર દવે, જાગીરદાર, કિશોર વકીલ વગેરેની ફોજ ગાંજી જાય તેવી નથી. આમાં સભાઓના શિષ્ટાચાર પ્રમાણે દરખાસ્ત રજુ કરનાર "અને હું પોતે" એમ કહે છે તે પ્રમાણે લેખક 'મનસુખલાલ મહેતા' નું નામ ગણાવે તો સંખ્યામાં વળી ઓર વધારો થાય.

પરંતુ હાસ્યરસના લેખકોને હમણાં અંદર અંદર યુદ્ધ માંડવું પાલવે એમ નથી. હાલ ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસને છેક પહેલાંના જેટલું ગૌણ સ્થાન તો નથી છતાં હજી પણ એ ક્ષેત્રના લેખકો સાહિત્યના અન્ય ક્ષેત્રોના લેખકો કરતાં ઘણી નીચી ન્યાતના તો ગણાય છે જ. આ સ્થિતિ સુધારવા માટે હાસ્યરસના લેખકોને મંડળો સ્થાપવાની—પરિષદો ભરવાની અને જરૂર પડે તો શાંતિમય અસહકાર સાધવાની આવશ્યકતા સૌ કોઈ સ્વીકારી શકે તેમ છે. આટઆટલી સાહિત્ય પરિષદો ભરાઈ તેમાં પ્રમુખસ્થાનેથી સાહિત્યનાં આ અંગ સંબંધી કેટલા પ્રમુખોએ ઉલ્લેખ કર્યો છે? સ્વ. કમળાશંકરે થોડીક લીટીઓ એ સંબંધે લખેલી એમ યાદ છે. રમણભાઈ જેવા એ જ માર્ગના પ્રવાસીએ પણ અન્ય સહપ્રવાસીઓને પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં બહુ ઉત્તેજન આપ્યું હોય એમ સ્મરણમાં નથી; અને આનંદશંકરે તો પોતાના ભાષણમાં જે એક મોટી ટીપ આપી હતી તેમાં બે ચાર લેખકોનાં નામ માત્ર આવી ગયાં હશે તેટલું જ ! ને ટીપના સંક્ષેપમાં

પણ જાણે ઉતાવળમાં ઘેર લગ્ન નક્કી થઇ ગયાં હોય અને તેના જમણમાં ઉતાવળે નોતરાં મોકલવામાં આવ્યાં હોય તેવે સમયે જેમ અનેક નિકટમાં સગાંવહાલાંઓનાં નામ પણ વિસરાઈ જવાય અને કોઈ ભળતાં જ નામો અંદર ઘુસી જાય તે પ્રમાણે બન્યું હતું. આ સિવાય એમણે આ વિ ય સંબંધે બીજી બેપાંચ લીટી લખી હતી !

અંતમાં, આ પ્રકારની વસ્તુસ્થિતિ સુધારવા યત્ન આદરવા એ દિશામાં યોગ્ય કાર્ય કરી શકે એવા સાક્ષરોને મારી વિનંતિ છે. રમણભાઇએ લખેલ "હાસ્યરસ" નિબંધની દૃષ્ટિએ આપણું એ પ્રકારનું અત્યાર સુધીનું સાહિત્ય છણાવાથી એ માર્ગમાં ઘણી પ્રગતિ સધાશે. સાહિત્યનાં બીજાં અંગોના પ્રદેશોમાં કાર્ય કરનારાઓએ રમણભાઈ પોતાના 'હાસ્યમંદિર'ની પ્રસ્તાવનામાં લખે છે તેટલું સ્મરણમાં રાખવાની જરૂર છે કે :—

હાસ્યનું પણ મંદિર હોય છે બીજાં મંદિર પેઠે એ મંદિરમાં પણ ભક્તિના, આનંદના, ઉત્સાહના, અભ્યાસના પ્રસંગ હોય છે. એ મંદિરમાં પણ એકાંત મનન કરવાના, આત્મપરીક્ષા કરવાના, તેમ જ, બીજા ભક્તોના સંગમાં તેમના સરખી લાગણીઓ અનુભવવાના અવસર મળે છે. વિશુદ્ધિ અને ઉત્કર્ષના પ્રયાસ પણ એ મંદિરમાં થઈ શકે છે.

('કૌમુદી' માર્ચ ૧૯૩૧) ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

---

# અમારા પિતાજી.

ઘણા લોકો કહે છે કે વસ્તુ ગુમાવ્યા પછી જ તેની સાચી કિંમત સમજાય છે. મોટા કવિઓ, મહાન પુરૂષો પોતાની હયાતીમાં ભાગ્યે જ પૂજાય છે. ભવિષ્યની પ્રજા જ તેમને ખરો ન્યાય આપી શકે છે. વસ્તુ આંખની બહુ પાસે આણીએ તો તેની ભવ્યતા જણાતી નથી; મને પણ થોડે અંશે તેમ જ થયું. રાત દિવસ જ્યારે તેમની પાસે રમતી, વાતો કરતી, તેમની હાસ્યરસથી ભરપૂર વાતો સાંભળતી, ત્યારે મને ભાગ્યે જ ખ્યાલ આવતો કે પૂર્વજન્મનાં કોઈ અતિશય મોટા પુણ્યબળે હું આવા સાધુચરિત પિતાને પામી શકી છું!

જીન્દગીમાં ઘણું ભૂલી જવાશે, કેટલુંક માત્ર ઝાંખું ઝાંખું યાદ રહેશે, પણ અમુક બાબતો તો એવી સચોટ રીતે આપણા માનસ ઉપર છપાઈ જાય છે, કે તે કદી ભૂલાતી નથી, એટલું જ નહિ પણ જાણે ગઈ કાલે જ બની હોય એવી તાજી રહે છે! ૧૯૨૮ના માર્ચ મહિનાની છઠ્ઠી તારિખનો એ કારમો દિવસ હું બીજે જન્મે પણ નહિ ભૂલી શકું. પણ એ દુઃખદ બનાવ જાણે બન્યો જ નથી, એમ માની, મારા પૂજ્ય પિતાની સાથેનાં મારાં કેટલાં–મારે મન–અણમૂલ લાગતાં સ્મરણો જ આજે યાદ કરીશું.

જ્યારે એ છઠ્ઠી માર્ચના કાળા દિવસ પછી આખું ગુજરાત શોકમાં ડુબી ગયું, જ્યારે વર્તમાન પત્રો, માસિક પત્રો, અને મિત્ર-મંડળ તથા સાથીઓ પૂજ્ય પિતાજીનાં ગુણગાન ગાવા મંડી ગયાં,

ત્યારે જ મારી આંખો ખુલી જાય! અને પછી શું માગે સંતાપ! મને સ્વામી વિવેકાનન્દના જીવનનો એક પ્રસંગ સાંભરી આવ્યો. જ્યારે સ્વામી રામકૃષ્ણ મૃત્યુ પામ્યા, ત્યારે વિવેકાનન્દને એમ થએલું કે, "મેં કેમ તેમની સાથે વધુ પ્રસંગ ના પાડ્યો? મેં કેમ જેટલું તેમની પાસેથી પ્રદાન કરી લેવાય તેટલું ન કરી લીધું?" મને આબાદ આ જ પ્રકારની લાગણી થઇ હતી, ને હજી થયા કરે છે. પણ તેમણે તો— અમને બાળકોને—અપાય તેટલું બધું જ આપ્યું હતું; પણ મનુષ્ય સ્વભાવ જ અસંતોષી હોય છે, તેને જે મળે તે ઓછું, અધૂરું, ઉણું જ લાગે છે.

ઘણા મિત્રો, ને કેટલાંક સગાં વહાલા પણ ફરીયાદ કરતાં કે, "લોકસેવામાં લીન થઈ ગએલા રમણભાઈને પોતાના મિત્રો કે કુટુંબીજનો તરફ પણ પ્રેમ દર્શાવવાની પણ ભાગ્યે જ નવરાશ મળે છે." અહીં મારો વિચાર જુદો પડે છે જેને આપણે અંગત મિત્રો કહીએ કહીએ, જેની સાથે નવરાશ મળે તો ગપ્પાં મારવાનું આપણને ગમે તેવા મિત્રો તો પૂજ્ય પિતાજીને ભાગ્યે જ કોઈ હતા. આજના વયોવૃદ્ધ સાક્ષરોમાંના બેત્રણ સાથે તેમને અંગત મૈત્રી હતી, એમ કહી શકાય: તેમાં રા. કૃષ્ણલાલ ઝવેરી અગ્રપદે આવે એમ હું ધારૂં છું, કારણ કે તેમના સિવાય કોઈ મિત્ર સાથે મેં પિતાજીને વિનોદની વાતો કરતા, નવાં સ્થળો જોવાની ખાતર જ મુસાફરી કરતા, હસતા, હસાવતા નથી સાંભળ્યા કે જોયા.

હવે કુટુંબીજનો ઉપર આવીએ અમને હમેશ કહેવામાં આવતું કે પિતાજીને પુષ્કળ કામ હોય છે, અને અમે નજરે પણ જોતાં કે તેમને શ્વાસ લેવાની પણ જાણે ફુરસદ નહોતી મળતી; છતાં જ્યારે ઉતાવળા ઉતાવળા, કોર્ટના કામથી પરવારી મ્યુનીસીપાલીટીના કામ તરફ જતા હોય ત્યારે પણ અમને, બાળકોને, જુવે તો વાત કરવાની ફુરસદ ન હોય તો માત્ર અમારે માથે સ્નેહથી હાથ ફેરવી, પોતાને કામે ચાલી જતા. આ રિવાજ તેઓ જ્યાં સુધી હરતા ફરતા હતા,

ત્યાં સુધી ચાલુ જ હતો. પિતાનાં પુત્રી પ્રત્યેના સ્વાભાવિક પ્રેમ સિવાય કોઇને કદાચ આમાં કાંઇ નવીન નહિ લાગે, પણ જ્યારે માથા ઉપરનો એ વરદાયી હસ્તસ્પર્શ યાદ કરૂં છું ત્યારે મારૂં હૃદય પ્રેમથી આર્દ્ર બની જાય છે.

પોતે ગમે તેટલા કામમાં હોય, અને કામમાં તો હંમેશ હોય જ—જ્યાં અમે અભ્યાસની એકાદ ગૂંચ લઇ તેમની પાસે જતાં, તો એકદમ પોતાનું ગમે તેવું અગત્યનું કામ પડતું મૂકી, તે ગૂંચ ઉકેલવા ઉલટથી મંડી પડતા. તેમાં પણ જો સંસ્કૃતનો એકાદ શ્લોક લઇ તેમની પાસે જઇએ તો નિશાળનો શિક્ષક એક અઠવાડીયામાં જેટલું ન શીખવી શકે, તેટલું એકાદ કલાકમાં તે શીખવી દેતા. અને રઘુવંશના પ્રથમ ૭ સર્ગો એમની સાથે વાંચતાં મેં જે જ્ઞાન મેળવ્યું, તેટલું કૉલેજમાં ગયા પછી, રઘુવંશ પાઠ્ય પુસ્તક તરીકે શીખવાનો પ્રસંગ આવ્યો ત્યારે ન મેળવી શકાયું. સંસ્કૃત ભાષા તરફનો પિતાજીનો અનહદ પ્રેમ તે વખતે વિશેષ જણાઇ આવતો. ( નહિ તો પણ ઉઠતાં બેસતાં, તે ફરતાં હરતાં, તેમના મુખમાંથી સંસ્કૃત શ્લોકો વારંવાર નિકળી જતા. ) રઘુવંશ શરૂ કર્યો ત્યારે હું પ્રમાણમાં બાળક હતી, રાત્રે નવ વાગ્યામાં ઉંઘી જવાની મને ટેવ: પિતાજીને નવ વાગ્યા પછી જ વંચાવવાની ફુરસદ મળે. હું આ વાચનમાં એવી લીન થઇ જતી કે મારી નિદ્રા ભાગી જતી. પછી જ્યારે તેમની તબીયત લથડી, દાક્તરોએ સાંજે ફરવા જવાની ભલામણ કરી, તે વખતે હું કોઇક વાર તેમની સાથે તેમના ન્હાનપણની, તેમની જુવાનીની વગેરે વાતો કરતી પોતે મિતભાષી હોઇ સવાલો પૂછ્યા વગર કશું બોલતા નહિ. એક દિવસ કાલિદાસના શાકુન્તલ વિશે અમે ખૂબ સરસ ચર્ચા કરેલી. એક વખત 'રાઇનો પર્વત' પોતે કઇ રીતે લખ્યો તેની વાત શરૂ કરી હતી. ત્યાં કમનસીબે કાંઈ વિઘ્ન આવવાથી તે વાત અધુરી રહી ને હવે તો તે હંમેશને માટે અધૂરીજ રહેવાની.

ચાલવાની કસરત એમને સૌથી પ્રિય હતી. ઉનાળાની રજામાં અમે પર્વત ઉપર કે દરિયા કિનારે જતાં ત્યારે તેમની સાથે ચાલવાની હરીફાઈમાં કોઇ ન ઉતરી શકતું. આજે પણ માથેરાનની એક હોટેલનો મેનેજર કહે છે કે, "મારી હોટેલમાં દર વર્ષે અસંખ્ય મુસાફરો આવે છે ને જાય છે, પણ રમણભાઈ મહીપતરામ જેવા ચાલનારો મેં કદી નથી જોયો." રજાઓમાં અમને પિતાજીનો ઠીક લાભ મળતો. ખૂબ ટાઢ પડે ત્યારે અમે સૌ ગધડી આસપાસ બેસતાં ને વાતો કરતાં. પિતાજીની વાતો ઘણું ખરૂં ખૂબ હસવા જેવી જ હોય; પોતે વિદ્યાર્થી તરીકે મુંબાઈ રહેતા ત્યારના કેટલાક બનાવો, એથી પણ પહેલાં છેક બાળપણમાં, નદી કિનારે આવીને રહેલા સાધુઓ સાથેનો તેમનો હાસ્યજનક પ્રસંગ, વગેરે બધું સાંભળીને હસવાની ખૂબ ગમ્મત આવતી.

અમુક વસ્તુ પોતાની ને અમુક પારકી, એવો તેમને કદી વિચાર જ નહિ આવતો. માત્ર કઇ વસ્તુ ન્યાયી છે, કઈ અન્યાયી છે, એટલું જ તેઓ જોતા. સાબરમતીને પેલે પાર આવેલા અમારા ન્હાનકડા 'રસદ્વાર' બંગલામાં અમે રહેતાં હતા. એક દિવસ સ્હવારના પહોરમા બંદુકનો અવાજ સંભળાયો. અમે બધાં એકદમ તે દિશા તરફ દોડયાં, પડોશમાંના બંગલામાંથી પણ માણસો દોડી આવ્યાં. દરવાજાની લગોલગ અમારો સૌનો માનીનો કાબરો કુતરો પડ્યો હતો પાસે હાથમાં બંદૂક સાથે ગોરો સાર્જન્ટ ઉભો હતો. પિતાજીને તો કુતરાં બહુ જ વહાલાં હતા. (અમારા ઘરનાં કુતરાં એમને હાથે જેટલાં લાડ પામ્યાં છે, તેટલાં તો ઘણાં બાળકો પણ પોતાનાં માબાપ પાસેથી નહિ પામતાં હોય!) કાબરો કદમાં અસાધારણ મોટો હતો, તેના ગળામાં પટ્ટો નહોતો, પણ તે જંગલી કુતરા જેવો મુદ્દલ જણાતો નહોતો; દરવાજાની અંદર હોય ત્યાં સુધી તેના ઉપર સાર્જન્ટથી ગોળીબાર ન કરાય—કાબરો દરવાજાથી ત્રણ ચાર હાથ દૂર પડ્યો હતો. અમને બધાંને તો સાર્જન્ટ ઉપર ખૂબ ક્રોધ ચઢ્યો, અમારા પડોશીને તથા સાર્જન્ટને તો તે

"ઈશ્વરનું નીતિવિધાન એવું છે કે મનુષ્યે છલ ન કરવું અને છલની શિક્ષા ન વ્હોરી લેવી. અનીતિની શિક્ષાને પાત્ર થવાનું કબુલ કરી અનીતિ કરવી એ નીતિવ્યવસ્થા નથી, એ મનુષ્ય ધર્મ નથી.

"નીતિ—વ્યવસ્થા કરી, ઇશ્વરે જે
છે. માત્ર તેને અનુકૂળ વિશ્વ
નવી વ્યવસ્થા કરવાની શક્તિ
નથી મનુષ્યત્વ વિષે રહેલી"

કેવું તત્ત્વનિરૂપણ! માણસ જાતને કેવી ચેતવણી! અને માત્ર શાબ્દિક કે ભાષણ રૂપે નહિ, પણ જાલકાના આખા ચારિત્ર્ય-વિકાસ મારફત.

વળી બીજું સત્ય દર્શન એને થાય છેઃ—

'વિરોધી સત્યનો એવો, પ્રેમ વિશ્વે અશક્ય છે,
જ્યાં સત્ય ત્યાં જ છે પ્રેમ, જ્યાં પ્રેમ ત્યાં જ સત્ય છે.'

સત્યથી વિરોધી પ્રેમ વિશ્વમાં અશક્ય છે, એનો સત્યાભાસી મોહ છે.

'પ્રભુના શાન્તિધામમાં કોઇ ખંડ'ની આશામાં આ બુદ્ધિ-પ્રભાવશાળી શક્તિશાળી જાલકાનો અંત આવે છે.

આવું નીતિવિધાન, નિર્બળ મનુષ્યને આવી ચેતવણી સ્વ. રમણભાઈએ આપણને એમના નાટકદ્વારા આપી છે. એમણે સામાજિક, રાજકીય, ધાર્મિક, નાગરિક એવાં અનેક ક્ષેત્રોમાં પોતાની સેવા પ્રજાને અર્પણ કરી હતી. પણ જો ભવિષ્યની પ્રજા એમને પ્રેમપૂર્વક ઉપકાર સાથે સંભારશે તો સાહિત્યદ્વારા કરેલાં તેમનાં આવાં નીતિવિધાનને લીધે.

હેમન્તકુમાર ગુણાભાઇ નીલકંઠ

# રમણભાઇ: એક અંજલિ.×

રમણભાઇ સાથે મ્હારો સમાગમ ઈ સ ૧૮૮૮ થી શરુ થયો રમણભાઈ સાથે સમાગમ એટલે સમાગમનો એક સગો સરલ પ્રવાહ એમા નહી ખાડા ખૈયા, એમા નહી ગગ કે મસ્તીની ભરતીઓ, એમા નહીં સમઝફેર વૈમનસ્ય આદિની ભમરીઓ, એમા નહી બેપરવાઇ કે રીસાળપણની ઓટ

આમા મુખ્ય ખૂબી એમના ચારિત્રની, કોઇ તર્ફ વૈમનસ્ય એમને શક્યજ નહી, ઘણાએ એમના આશય સમઝવામા ભૂલ ખાધી હશે, પરતુ એમની પોતાની ગામા માણસ વિશે ગેરસમઝ થઇ, એમ હુ તો નથી ધારતો કોઇને પણ એમના વિશે સ્વપ્ને પણ લાગ્યુ હશે

સમાગમ ઉપરાત એમના સહકારનો પણ મ્હને લાબો પરિચય છે આ સહકારનો અમારો ઈતિહાસ અને અનુભવ અનેકવિધ પણ થયો છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કામકાજ અગે સહકાર, તે પ્હેના માસિક વસન્તના કામકાજ અગે સહકાર, તે પ્હેલા જ્ઞાન-

---

×તા ૧૭-૩-૧૯૨૮ એ સાહિત્યસભા અને સ્ત્રીસમાજ એ બે સસ્થાઓ તર્ફથી વડોદરામા સ્વ સર રમણભાઇના અવસાન માટે ગુજરાતનો શોક પ્રદર્શિત કરવાને જાહેર સભા ભરવામા આવી હતી, અને સભાપતિ સર રમણભાઇના એક સહાધ્યાયી રા બ ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ હતા, તે પ્રસગે પ્રો. બળવતરાય ઠાકોરનું ભાષણ

સુધા માસિકના કામકાજ અંગે સહકાર, આ લાંબા અરસા દરમિયાન મહિલામિત્ર આહ્નિક, કાન્તમાલા, જેવાં પરચુરણ કામો અંગે સહકાર, રમણભાઈની પોતાની ચોપડીઓ અંગે સહકાર, અને મુખ્ય તો ઇ. સ. ૧૯૦૯ થી માંડીને ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ સ્થપાયું ત્યાં લગીનો અમારો ગુજરાતી સાહિત્ય પરિષદના કામકાજ અંગે સહકાર: આવા અનેકવિધ સહકારમાંથી કેટલોક કંઈક જાણીતો છે, બીજો ઊખેળી બેસવાનો આ પ્રસંગ નથી. આ લાંબા અનેકવિધ સહકાર દરમિયાન રમણભાઈ સાથે સહકારના પ્રસંગોમાં ઘણાપ્રકારનો જે જે અનુભવ તેજ મ્હારો. રમણભાઈને કોઈ રીતના અંગત રાગ-દ્વેષ નહીં, કોઇ રૂપના આગ્રહ કે હઠ નહીં; સ્વાર્થ કે પોતાનું વર્ચસ્વ સ્વીકારાવવાની કે પોતાના દૃષ્ટિબિંદુને આગળ આણવાની વૃત્તિ પણ એમનામાં નહીં. રમણભાઇ એટલે મૂર્તિમતી વિનમ્રતા અને સેવાવૃત્તિ અને વફાદારી. વળી એમને તો સામા માણસની સારપ જ જોવી. એટલે એમના રાજકીય અને જાહેરજીવનમાં પણ આપણે જોયું છે તેમ એક છેડે ઉગ્રતમ અસહકારીઓ સાથે તો બીજે છેડે ઉગ્રતમ અમલદારોની સાથે પણ આપણા રમણભાઈ સજીવન અને એક સરખા સહકાર સાધી શકયા અને અનેકાનેક કાર્યસિદ્ધિ ઉપજાવી શકયા. એમના સામાજિક જીવનમાં આપણે જોયું છે તેમ છેક વડિલ માણસો કે છેક બંડખોર માણસો કે સાચા સુધારકો સાથે રમણભાઈ જુદે જુદે પ્રસંગે પૂરતો સહકાર સાધી શકેલા, અને એ પ્રમાણે એમણે પોતાની સજીવન ઉદારતાનો લાભ અનેકાનેક પાત્રકુપાત્રોને આપેલો.

આપણે સારી ગુજરાતે જોયું છે તેમ એમની નિઃસ્પૃહી નિખાલસ સુજનતા એ જ એમનું ચારિત્રબલ; સૌની સારપ જ જોવી અને સૌની સેવામાં પોતાની બેજવી એ જ એમનું પ્રાણબલ કે Magnetism; તદ્દન સાદી રહેણી—રોફી વિલાસી દોરદમામવાલાને નિર્માલ્ય જ લાગે એવી એમની આખી રહેણી, એ જ એમનું તપોબલ; પોતાની નિકટમાં આવતાં સૌને રમૂજ આપવી, સુખી અને

તૃપ્ત કરતા, એ જ એમનુ પગરજીપણુ અથવા પત્નીકરણુ રમણભાઈ લગભગ અજાત શત્રુ થઈ ગયા અને એમના ગજ્જેગો સાધનો આદિ વિચારતા અસાધારણ વિજય મેળવી ગયા, તે એમનામા અખૂટ વિનમ્રતા અને અખૂટ માથે કાર્ય સાધવાની વેગવાળી સેવાશક્તિને લીધે

એમની શક્તિઓ વિશે બે બોલ કહુ એમની જુદા જુદા વિષયોમા સગીન જ્ઞાન મેળવી લેવાની ઝડપ, અને તત્કાલ બની શકે તેટલો એ જ્ઞાનનો કાર્યસિદ્ધિમા વિનિયોગ કરી લેવાની એમની કુનેહ, સૌનુ ધ્યાન ખેચે એટલા આગળ પડતા હતા અને આ બેનું મૂળ પણ એમની એક ત્રીજી શક્તિમા હુ જોઉ છુ એમના મગજમા ત્રણ ચક્ર સાથે સાથે ચાલ્યા જ કરતા. સવાર બપોર સાઝ, કોર્ટમા સભામા મિત્રમડળમા આ ત્રણે ચરખા બિલકુલ વિસામા વગર ફરતા જ રહેતા પ્હેલો તો મામુલી વ્યવહાર ચરખો ઘરકામ કોર્ટકામ ગમ્યાકામ સલાકામ એમા રમણભાઈની એકાગ્રતા ખરીજ. સાથે સાથે કઇ વિચારણા કે વાચન લેખન ચાલુ હોય તેમા પણ એમની એકાગ્રતા સત્તર આના વળી સાથે માથે આસપાસ જે ચાલી રહ્યુ હોય સૌ જે કઇ કરી રહ્યા હોય તે ઉપર એમનો ડોળો ખરોજ —વીશ આના! અને એ ડોળો સૌની સારપ ઝડપી લે તે ઉપરાત કઈ રમુજ પડે વિનોદ મળે હસાવે એવુ એવુ બનતા પામે દાખલા તરીકે આ હુ બોલુ છુ ત્યા પ્હણે કોઇ બરાબર તાલમા ઝોકા ખાતુ હોય, તેને પણ એમનો એ સદાગતી ડોળો ખાસ ઝડપી લે એમના ચિત્તની ક્રિયા એટલે આ પ્રમાણે ત્રેવડી અવિશ્રાન્ત ચાલતી મગજ ક્રિયા રમણભાઈ લાણુ આયુષ્ય ભોગવી ના શકયા, કારણ કે એમના મગજને આ ત્રણ અવધાન સાથે માથે ચાલતા રાખવાની પ્રકૃતિજ બધાઇ ગઈ, એટલે ગણિતનો હિસાબ આવા વિષયમા લાગુ પડતો હોય, તો એમના આઠ વર્ષ દરમિઆન ૧૮૦ કે ૧૨૦ કદાચ નહીં હોય તથાપિ પૂરા સો વર્ષ જેટલો ધસારો તો એમણે વેઠ્યો જ

બીજાઓને પણ આજે હજી બોલવાનું છે એટલે આપની આગળ હું ભાર દઇશ, રમણભાઇની શક્તિઓમાંથી આ દુનિયાની વિચિત્ર રમૂજી બાજુ નિર્મલ રીતે જોવાની એમની અસાધારણ શક્તિ ઉપર જ હું ભાર દઇશ. આ શક્તિને લીધે જ એ નાજુક નબળી કાયા એટલી પણ ટકી શકી; આ શક્તિએ એમને પોતાને કાજે એમનું જીવન એક લાંબા વિનોદાનુભવ જેવું, એક અનંત હાસ્યરસના આનંદી અભિનયદર્શન જેવું બનાવ્યું. * આ શક્તિને લીધેજ મિત્રમંડળમાં રમણભાઇ હમેશાં સૌને લાંબા વખત સુધી રમૂજ આપી પોતે પણ આનંદ માણી શકતા. એઓ લાંબી મુસાફરીઓ કરતા. ચાર પાંચ મિત્રોની ટોળી કોન્ગ્રેસ સપ્તાહમાં કે વર્ષના બીજા કોઇ પક્ષમાં ઉપડી જાય, તે બધો વખત ગાળીને જ પાછા પોતપોતાને ઠેકાણે દાખલ થાય. આ મુસાફરીઓ દરમિઆન રમણભાઈ સાથે હોય ત્યાં લગી વખત ક્યાં ગયો શી અડચણો વેઠવી પડી વગેરે કશું કોઇને જણાય જ નહીં. ગમે તે પ્રસંગ હોય; વાદ. વાત, નાસ્તો, આગગાડી, તાપની લૂ, શિઆળુ હવા, ગમે તે ચાલી રહ્યાં હોય, તે દરેકમાં રમણભાઈની શાંત વિનોદી ટાપસી હોય જ. ટુચકા, અનુકરણ, અવલોકન, અવતરણ, વર્ણન, આદિનો એમનો હાસ્યોત્પાદક સંચય અખૂટ હતો. તલસ્પર્શી અને મર્મભેદી ટીકાઓ પણ એઓ રમૂજી રીતે આબાદ કરી શકતા. શેકસ્પીઅરમાંના નર્મપાત્રના જેવી એમની આ શક્તિ એમના લખાણોમાં બહુ ઓછી અને ઝાંખીજ આવેલી છે. એમના ભદ્રંભદ્રને સૌ વખાણે છે તે યોગ્ય છે, પણ ભદ્રંભદ્ર ચોફાર વિનોદી નર્મ અને નિર્દંશ છે તે કરતાં તેના ઉત્પાદક જાને

---

* મ્હારા પછી અ. સૌ. બ્હેન શારદા મ્હેતાએ આ સભામાં બોલતાં, જાણે આ વાતની સંપૂર્તિમાં જ ઠીક કહ્યું, જે રમણભાઈ જગતને અને જીવનને સદાએ વિનોદી ડોળાએ જોતા ખરા, તથાપિ એમણે પોતે જગતને અને જીવનને વિનોદસ્થાન ગણ્યાં જ નહીં; પોતે પોતાનાં ન્હાનાં મોટાં તમામ આચરણ માટે તો કડકમાં કડક કર્તવ્યનિષ્ઠાને સદાએ પાળી હતી.

ઘણા વધારે નિર્દંશ, નર્મ, વિનોદી અને ચકોર હતા એમના કુટુમ્બીઓ અને મિત્રોમાં તો વર્ષો લગી એમનું કંઈ ને કંઈ વાક્ય એમની એક યા બીજી ટકોર સાંભર્યા જ કરશે અને એમના માર્ગની મમતાની સેર લાંબા કાળ લગી સજીવન રાખ્યા જ કરશે

એમની નર્મશક્તિ ગુજરાતી સાહિત્યને મળતા પામી છે, તે કરતાં ય ઓછી એમની કવિત્વ શક્તિ ગુજરાતી સાહિત્યને મળી છે એમણે બહુજ થોડી કવિતા લખી એમને હાથે બહુજ ઓછી કવિતા લખાઈ જે લખાઈ છે તે દરેક સરલ, રમતી, અર્ચિષ્મતી છે, એ દરેક સ્વાનુભવરસનું પરિપક્વ સ્વાદુ મધુર ફળ છે એમનું અવસાન મ્હને પોતાને સૌથી વધારે માને છે આ વિચારથી આપણા ઝમાનાને કાજે આ પણ એક કવિ—આત્મા મોકલનારે તો મોકલ્યો હતો, કિંતુ આપણો સ્થૂળ ઝમાનો, આપણો બેકદર ઝમાનો, આપવડાઈમાં અને બીજા અનેકાનેક દંભમાં આપઓળીત આપણો ઝમાનો રમણભાઈના ઉચ્ચ શુદ્ધ કવિત્વનો શતાંશ પણ ખીલવી ન શક્યો. પ્રતિભાસંપન્ન આત્માઓ કલ્પવૃક્ષ જેવા હોય છે તમે ઈચ્છો તે ફુલ તમે ચાહો તે ફળ તમે એ કલ્પવૃક્ષ ઉપરથી મેળવી શકો તમે રમણભાઈના ચિત્તતરુ ઉપરથી કવિતાકૃતિઓના ફાળ તો—અરેરે! શતાંશે પણ નથી લીધા રમણભાઈ જેવાની યોગ્યતાઓની કદર તે જ ભાવી ઝમાનો કરી શકશે, જે આપણા આ ઝમાનાની અયોગ્યતાઓને પણ વિનમ્ર દયાભાવે જોઈ શકશે

મ્હારા તર્ફથી આટલું જ કહીને આ પ્રસંગને માટે હું આપ સૌનો રજા ઇચ્છું છું

(વસન્ત ફાલ્ગુન ૧૯૮૪)    બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

---

જાણિયે છીયે કે ભાષા વૈયક્તિક નથી સામાજિક સંસ્થા કે સત્ત્વ છે અને ભાષા સામાજિક, તો સાધનના લક્ષણ સાધિતમા ઊતરે એ ન્યાયે, વાઙ્મયાપારની કૃતિ માત્ર સામાજિક ભાવ ( social facts ) ગણાવાને પાત્ર છે કર્તા તેની ગણાતી કૃતિઓનુ માત્ર નિમિત્ત–કારણ છે કુભાર ઘાટ ઘડે તેમા વસ્તુ–કારણ માટી, યન્ત્ર–કારણ ચાક લાકડી અને આગળીઓ, અને આકૃતિ–કારણ કુભારના મગજમાની સ્પષ્ટાસ્પષ્ટ રેખાઓ —કુભારની કૃતિ ઘડવાની ઈચ્છા એ સર્વના સયોગનુ માત્ર નિમિત્ત–કારણ છે નવી શોધ કે નવા જ સર્ગ જેવુ લાગી જાય તે પણ સમયના સસ્કૃતિવૃક્ષ ઉપર કુદરતી રીતે પાકતુ ફલ જ હોય છે કર્તા અને કૃતિ બનેની ખરી જનેતા સામાજિક પરિસ્થિતિ છે ગદ્ય કૃતિ કરતા પદ્યકૃતિમા આપણે નિમિત્તરૂપ કર્તાનુ વિશિષ્ટ કર્તાપણુ વધારે ગણિયે છિયે તે બરાબર છે, કારણ કે એવી રચનામા વસ્તુ અને યન્ત્રકારણો કરતા રૂપકારણ પ્રધાન છે તો યે પદ્યકૃતિઓ પણ સામાજિક પરિસ્થિતિની અનુકૂળતા પ્રમાણે જ વિકસે છે, વધે છે, વિજય મેળવી શકે છે આપણો હાલનો ઝમાનો કવિ અને કવિતાને અનુકૂલ નથી કોઈ પણ સક્રાતિકાલ કવિ અને કવિતાને અનુકૂલ હોય નહીં અને સસ્કૃતિસક્રાતિમા જીવનના મહાપ્રશ્નોને વિશે જેમ ઝગડા અને ભાવનાસઘર્ષણો વધારે, તેમ તે સમયની કવિ અને કવિતા માટે પ્રતિકૂલતા વિશેષ કવિત્વશક્તિવાળા માણસો વળી પટકરણ (sensitive ) હોવાના, એટલે સામાજિક પરિસ્થિતિના વહેતોની અસર એમના ઉપર સવિશેષ થાય જ આપણા માન્યવર પ્રમુખ સાહેબનો જ દાખલો વિચારો કુદરતે એમને કવિત્વશક્તિ ઓછી નથી આપી પરતુ તેનો ઉપયોગ એમને હાથે મોટે ભાગે સસ્કૃતમાથી ભાષાતરો અને જૂની કવિતાના* સશોધનોમા થયો છે રમણભાઈમા પણ સારુ કવિનુ બીજ કુદરતે તો મુકેલુ, તથાપિ એ બીજ જ રહ્યુ, ખીલ્યુ નહીં કાવ્યકૃતિઓ લેખે આપણા જમાનાએ એમની કનેથી " ગદ્યનો

* જૂની કવિતા સસ્કૃત અને ગુજરાતી બંનેમા

# રમણભાઇ જયંતિ.*

**પ્રમુખ સાહેબ, વિદ્યા બ્હેન, અને બંધુઓ :**

આવે પ્રસંગે બે શાંત સમીચીન બોલ બોલાવા જોઇએ, એ કર્તવ્ય ત્હમે મ્હને સોંપ્યું, તો હું હાજર થયો છું. આવે પ્રસંગે મ્હારી યોગ્યાયોગ્યતાનો વિચાર હું કરતો નથી. મ્હારું ત્રાજવું, ત્હમારું ત્રાજવું, પેલાઓનું ત્રાજવું, આજનું, ગઈ કાલનું, આવતી કાલનું ત્રાજવું,–એકે સાચુ ત્રાજવું છે નહીં; એ બધાં મળીને પણ સાચું ત્રાજવું બનતું નથી. અર્ધ સત્ય હજારો વાર બોલાય તેથી કંઇ અર્ધમાંથી આખું સત્ય બની શકે નહીં. વ્યક્તિવ્યક્તિની અને દેશકાલની રાગદ્વેષમોહાદિ મર્યાદાઓથી ઉચ્ચતર સત્યનો કાંટો હોવો તો જોઇએ. અને એ સનાતન કાંટો આ સૌ એકેકથી જુદા પડી જતા કાંટા કરતાં વિલક્ષણ જાતનો જ હોય. આ દુન્યવી કાંટા જે અંશોમાં લાયકી જુવે અને જે અંશોને ખામીઓ ગણે, તે એ લોકોત્તર કાંટામાં તેવાં જ જણાશે કે ઉલટાં કે કોઇ ત્રીજા પ્રકારનાં, એવું કશું નિઃસંશય જાણવાની આપણી શક્તિ જ નથી. એટલે આ પ્રસંગે હું તો આપણા વિષયમાં જ ડુબી જઈ, ભૂત ભવિષ્ય ને વર્તમાન ઉપાધિ માત્રથી એક બિલકુલ ઉંચું આસન જમાવીને, બે ત્રણ વાત જેવી તેવી ગોઠવીને કહીશ.

ભાષાઓનો પરસ્પર મુકાબલો કરતાં કરતાં ભાષાશાસ્ત્ર જન્મ્યું અને ભાષાઓના વંશાવનારના આંબા દોરાતા થયા, ત્યારથી આપણે

* તા ૯-૩-૧૯૨૯ના રોજ પ્રેમાભાઇ હૉલમાં અપાયલું વ્યાખ્યાન.

આ સેવા જાણીતી છે. એમની પ્રતિષ્ઠા આરંભમાં 'જ્ઞાનસુધાના' તંત્રી અને કવિતાના વિવેચક લેખે બધાઈ. વિવેચક લેખે એમને હાથે થયેલી સેવા મોટી અને ઉંચી છે. નવલરામ પછી વિવેચક લેખે બે વિદ્વાન પ્રતિષ્ઠા પામ્યા, મણિલાલ નભુભાઇ અને રમણભાઇ. એમના ઝમાનાના વાચકસમુદાયના ઉત્તમાંગે આ બંનેને પ્રતિષ્ઠા આપી સત્કાર્યા, એટલું નોંધતાં ઉમેરવું પણ પ્રાપ્ત થાય છે, કે બેમાંથી એકેની સાચી કદર તે કાળે થવા પામી નહીં. માતૃભાષાદ્વારા ઉચ્ચ કેળવણી દેશમાં પ્રવર્તે નહીં, વળી આપણી ભાષા અને આપણું સાહિત્ય જાતે ઉચ્ચ કેળવણીના વિષય બને નહીં, ત્યાં લગી આમ ચાલ્યા કરે; ઘણા-ખરા વિચારશીલ લખાણને આ તો 'વિદ્દદ્ભોગ્ય,' એવી સ્તુતિ ગણો તો સ્તુતિ કરીને અને ગાળ ગણો તો ગાળ દઇને અવગણના જ કરે. ગુજરાતને બીજી મુશીબત એ નડે છે કે ગુજરાત કાઠિયાવાડમાં આર્ટ્મ્ કૉલેજો છે, તેમાં અધ્યાપકોમા ગુજરાતીઓની પૂરતી સંખ્યા કોઇ કાળે હતી નહીં, અને આજે પણ હજી થઇ નથી. સંસ્કૃત અને ફારસી, અંગ્રેજી અને ફ્રેંચ, ફિલસુફી ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને વિજ્ઞાન, વ્યાપાર અને કાયદાના ગુજરાતી અધ્યાપકો જેમ વધે અને ગુજરાતી ભાષા અને સાહિત્ય પોતે ઉચ્ચ શાસ્ત્રીય અભ્યાસ અને સંશોધનના વિષય બને, તેમ તેમ જ વિદ્યા શાસ્ત્ર અને પર્યેષણામાં વ્યુત્પન્ન કેળવાયલો લોકમત ઊગવા પામે અને વળી રમણભાઇ તથા મણિલાલ નભુભાઇના દાખલામા તો બન્યું એવુ, કે એ બે સામસામા પક્ષમાં પડ્યા — મણિલાલના ગુણ જુવે તે, રમણભાઇમાં તો રમણ-ભાઈના ગુણ જુવે તે મણિલાલમા, ગુણ જોઈ જ ન શકે, એમ લગભગ ઈ. સ ૧૯૦૦ લગી ચાલ્યુ ખરી રીતે આજે આપણે જોઇ શકીયે છે, કે રમણભાઈ ઉચ્છેદક હતા જ નહીં, મણિલાલ સ્થિતિરક્ષક રૂઢિપરસ્ત હતા જ નહી બંને સમાજમા તેમ સાહિત્યમા સંસ્કૃતિવિકાસ ઈચ્છતા હતા, પરંતુ જૂનામાં તેમ નવામા ઉભયના રાગ અને ઉભયના દ્વેષ જરા જુદા જુદા અંશો વિશે બધાઇ ગયા. જે જૂનાને મણિલાલ પૂજ્ય અને શ્રેયસ્કર ગણતા તેમાંના મોટા

પર્વત" એ નાટક અને થોડી અમથી જ કવિતાઓ મેળવી છે. "રાઈનો પર્વત" નાટકજાતિનો એક નમૂનો ઉપજાવી જોવાના પ્રયોગ જેવું છે. પ્રયોગ લેખે ખોટું નથી. સંવાદકલા સારી છે, પાત્રવિધાનમાં ઝીણવટની સાથે રેખાદઢતા છે, પ્રવેશોની ગોઠવણી વડે વસ્તુ વિકાસ થતો આવે છે, પરંતુ વસ્તુ પોતે કોઈ રસને ખાસ પોષી શકે એવું નથી અને રસજમાવટ નથી સધાઈ, એટલે તખ્તા ઉપર ફરીફરીને જોવાનું કે ફરીફરીને વાંચવાનું પણ મન થતું નથી। એમની કવિતાઓમાં પણ એમના નામ સાથે જોડાઈ જાય, રમણભાઈ એટલે ફલાણા કાવ્યના કર્તા કે ફલાણા વિશિષ્ટ કાવ્યરૂપના નિર્માતા એમ એમના યશશરીરનું તિલક બને, એવી એકે નથી. "સર્વસ્વ" (નરગિસ સરીખાં નૅન ને ગુલ્ફાં છુટાં દિલદારનાં) "આશા" (આશા એ શબ્દ કેવો મધુર રુચિર છે હર્ષ આનંદવાળો), "તુંગભદ્રા" (બીજી નદીઓ દિઠિ છે ઘણી મેં) અને એકબે બીજી ઉતરતી છે તે બાદ કરિયે, તો બાકીની બારચૌદ દરેક ન્હાનું પણ નિખાલસ અને અસરકારક ઊર્મિકાવ્ય છે, અને સંક્રાંતિકાલનું આપણું પ્રધાન ગુંજન,–શ્રદ્ધા ભક્તિ અને કર્તવ્યબુદ્ધિના દ્વિધાભાવનું દૈન્ય, લગભગ દરેકમાં સમભાવ ઉપજાવી શકે એવુ ઋજુ અને મનોહર વહે છે. બધીમાંથી

"રેખા શૂન્યના" (જોવી ફરંતી શરદભ્રછાય), અને

"તું ગઇ!" (ત્યારે ગઇ શું અહિંથી પ્રિયા તું). એ બે અંગત વિરહોક્તિ, અને

"પ્રભુમય જીવન" (મુજ જીવન આ પ્રભુ! તુંપિ ભરું) એ પ્રાર્થના જ,

કવિ રમણભાઇ સુમનનો મકરંદ ગન્ધારી.

કવિતાસૌંદર્યના ભોગી પોતે સુંદર કૃતિઓ રચે, અને બીજી સુંદર કવિતાઓનો આનંદ લેવામાં એકલપેટા પણ ન રહી શકે. ટીકા અવલોકનો નિબંધો વગેરેથી રમણભાઇએ ગુજરાતી સાહિત્યની કરેલી

આ સેવા જાણીની છે. એમની પ્રતિષ્ઠા આરંભમાં 'જ્ઞાનસુધાના' તંત્રી અને કવિતાના વિવેચક લેખે બંધાઈ. વિવેચક લેખે એમને હાથે થયેલી સેવા મોટી અને ઉચી છે. નવલરામ પછી વિવેચક લેખે બે વિદ્વાન પ્રતિષ્ઠા પામ્યા, મણિલાલ નભુભાઇ અને રમણભાઇ. એમના ઝમાનાના વાચકસમુદાયના ઉત્તમાંગે આ બંનેને પ્રતિષ્ઠા આપી સત્કાર્યા એટલું નોંધતાં ઉમેરવું પણ પ્રાપ્ત થાય છે, કે બેમાંથી એકની સાચી કદર તે કાળે થવા પામી નહીં. માતૃભાષાદ્વારા ઉચ્ચ કેળવણી દેશમાં પ્રવર્તે નહીં, વળી આપણી ભાષા અને આપણું સાહિત્ય જાતે ઉચ્ચ કેળવણીના વિષય બને નહીં, ત્યાં લગી આમ ચાલ્યા કરે; ઘણા-ખરા વિચારશીલ લખાણને આ તો 'વિદ્વદ્ભોગ્ય,' એવી સ્તુતિ ગણો તો સ્તુતિ કરીને અને ગાળ ગણો તો ગાળ દઇને અવગણ્યા જ કરે. ગુજરાતને બીજી મુશીબત એ નડે છે કે ગુજરાત કાઠિયાવાડમાં આર્ટમ્ કૉલેજો છે, તેમાં અધ્યાપકોમાં ગુજરાતીઓની પૂરતી સંખ્યા કોઈ કાળે હતી નહીં, અને આજે પણ હજી થઇ નથી. સંસ્કૃત અને ફારસી, અંગ્રેજી અને ફ્રેંચ, ફિલસુફી ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને વિજ્ઞાન, વ્યાપાર અને કાયદાના ગુજરાતી અધ્યાપકો જેમ વધે અને ગુજરાતી ભાષા અને સાહિત્ય પોતે ઉચ્ચ શાસ્ત્રીય અભ્યાસ અને સંશોધનના વિષય બને, તેમ તેમ જ વિદ્યા શાસ્ત્ર અને પર્યેષણામાં વ્યુત્પન્ન કેળવાયલો લોકમત ઊગવા પામે. અને વળી રમણભાઇ તથા મણિલાલ નભુભાઇના દાખલામા તો બન્યું એવુ, કે એ બે સામસામા પક્ષમાં પડ્યાઃ—મણિલાલના ગુણ જુવે તે, રમણભાઇમાં તો રમણ-ભાઈના ગુણ જુવે તે મણિલાલમાં, ગુણ જોઈજ ન શકે, એમ લગભગ ઈ. સ. ૧૯૦૦ લગી ચાલ્યું. ખરી રીતે આજે આપણે જોઇ શકીયે છે, કે રમણભાઈ ઉચ્છેદક હતા જ નહીં, મણિલાલ સ્થિતિરક્ષક રૂઢિપરસ્ત હતા જ નહીં. બંને સમાજમાં તેમ સાહિત્યમા સંસ્કૃતિવિકાસ ઈચ્છતા હતા, પરંતુ જુનામાં તેમ નવામાં ઉભયના રાગ અને ઉભયના દ્વેષ જરા જુદા જુદા અંશો વિશે બંધાઇ ગયા. જે જૂનાને મણિલાલ પૂજ્ય અને શ્રેયસ્કર ગણતા તેમાંના મોટા

ભાગને રમણભાઈ પણ તેવું જ ગણતા. જે નવાને રમણભાઈ વાંચતા હતા તેમાંના મોટા ભાગને મણીલાલ પણ વાંચતા હતા. પરંતુ એ તો પક્ષ બંધાયા તે બંધાયા, માનવી જાતે જ જરા વાનર, જરા સામસામા દાંત કચકચાવવાનો રસિયો, જરા હઠીલો અને કલહપ્રિય. તેથી માનવસમાજમાં ભલભલા પણ પક્ષિલ દુરાગ્રહમાં ફસી પડે છે, અને જેમ દુઃખનું ઓસડ તેમ પક્ષાપક્ષિનું પણ દહાડા શિવાય બીજું છે નહીં.

મણિલાલની વિવેચના વિશે હું વિગતવાર ચર્ચા કરી ચુકેલો છું. આપણા પ્હેલા વિવેચક નવલરામ કરતાં મણિલાલ અને રમણભાઈ બંને ચઢિયાતા છે. અને અન્યોન્ય મુકાબલે કોઈપણ બે સમકાલીન લેખકોની જોડીમાં કયો ચડે વારુ, એવા એવા સવાલ તો કેટલીક વાર 'સરસ્વતીચંદ્ર'ની નવલકથામાં અલકકિશોરી ચડે કે ચંદ્રકાન્ત એ પ્રકારના, એટલે—બાલિશ નિઃસાર કે વ્યર્થ હોય છે, તો કોઈ કોઈ વાર અનાગ પણ હોય છે; અને ઘણીખરી વાર તો આપણી માણસ જાત છે જ એવી અનધિકારી કે સત્યના શોધન અને સ્વીકાર માટે નથી પૂછાતા, પોતપોતના રાગ વા દ્વેષના સમર્થન માટે પૂછાય છે. મણિલાલે અવલોકનોની એક સરખી ધારા વર્ષાવેલી. કનિષ્ટ મધ્યમ ઉત્તમ જાતજાતની ચોપડીઓ વિશે એમણે લખ્યું. માત્ર નોંધથી માંડીને સમર્થ સ્વતંત્ર વિષયનિરૂપણ લગીનાં અવલોકનોનાં વિધવિધ નમૂના એમનાં લખાણોમાં મળી આવશે. તર્કમાં યુક્તિમા સંસ્કૃતના વિશાલ ઉંડા સજીવન પાંડિત્યમા, એક મટકે નખશિખ સમગ્ર છબી વ્યક્ત કરતી પર્યેષકદૃષ્ટિમાં, ખંડનમંડન રૂપ મલ્લકુસ્તીના દાવપેચમાં વિદ્વત્તાની સહજે થઈ જતી રોશનીમાં, અને સુશ્લિષ્ટ વિષયાનુરૂપ શૈલીમાં, રમણભાઈની એમની સાથે ગણના થઈ શકે નહીં: એવું એવું વિવેચક લેખે મણિલાલનું બલ સૌને સ્વીકારવું પડે. તથાપિ રમણભાઈએ વિવેચક લેખે કરેલી એકંદર સેવા બહુ મોટી ગણું છું. પ્રથમ તો એક નહીં બે કવિઓની કવિ લેખે પ્રતિષ્ઠા ઝટ બંધાવા પામી,

આપણા એ કવિને પ્રજાની ઉદાસીનતા લાબો સમય વેઠીને ધીરે ધીરે જીતવી પડેલી નહી તેનો (વધારે નહી, માત્ર) એક આની જશ હુ વિવેચક રમણભાઇને આપુ છુ. બેશક કવિઓનું ભાગ્ય કવિઓ પોતે જ સર્જે છે. વિવેચનાની મગદૂર શી કે અકવિને કવિ ઠરાવે, કવિને કવિ લેખે ઓળખવા પણ ન દે કિંતુ વાચક વર્ગ ન્હાનો અને સરલ હોય છે, વળી અમે તે એમા શુ સમજિયે એવી એવી વિનમ્રતાવાળો હોય છે, તેવા સમયોમા પ્રતિષ્ઠિત વિવેચકના અભિપ્રાયનુ વજન સાર પડે છે અથવ ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી જેવી બજારુ પક્કાઈ લેખકોમા સામાન્ય રીતે હોતી નથી 'સ્નેહમુદ્રા' પૂરી થતા પ્હેલાથી એમણે 'સરસ્વતીચદ્ર' નો આરભ કરેલો, પણ 'સ્નેહમુદ્રા' પૂરી થઇ ગઇ વ્હેલી તથાપિ એમણે તેને દાબી રાખી એમણે જગ લાભહાનિના પણ વસા ગણી જોયા, જે 'સ્નેહામુદ્રા' થી કે કવિતાથી લેખક લેખે આબરૂ બધાવી વધારે અનિશ્ચિત છે, 'સ્નેહમુદ્રા' પ્રથમ પ્રકટ કરૂ અને ઉત્તમ ના ગણાય, તો 'સરસ્વતીચદ્ર' તર્ફ પણ તે પ્રકટ થતા જ લોક ખેચવા મા વિઘ્ન આવશે, 'સરસ્વતીચદ્ર' જ પ્હેલો પ્ર ટ થાય અને એ નવલકથા તે કારણથી તેમ પોતાના ગુણથી પકાઈ જાય, તે પછી 'સ્નેહમુદ્રા' છાપુ તો એ ભલેને નગણી ગણાતી, એમ થવાથી પણ હાનિ નહી થાય અને ગો મા નિ એ એમ જ રનો કીધો 'કુસુમમાલા' અને 'વસતવિજય' તો પ્રકટ થતા જ, એ કાવ્યો અને એ કવિઓ તર્ફ રમણભાઇ વિવેચકે પોતાના પૂરેપૂરા બલથી વાચકોને આકર્ષ્યા અને એ અકસ્માતથીજ એ બે ય કવિને પ્રજાની ઉદાસીનતા ઓછી સહેવી પડી નર્મદ દલપતના દોષ વધારે વધારે દેખાવા લાગ્યા હતા જ એ કરતાં જુદી અને એ દોષો વિનાની કવિતા પ્રકટ થાય અને સત્કાર પામે એવો સધિ હતો જ, આ બનેમા પોતપોતાના વિલક્ષણ સૌંદર્યનો ઓપ પણ અસાધારણ હતો, અને શબ્દમાધુર્ય જે ગુણને જ આપણા લોક હજી પણ પ્રમાદ ગણે છે તેમા બને ઉસ્તાદ —તથાપિ સ્નેહિઓના અને સમા લોક ધણુ-ખરૂ તો જૂને ચીલે જનારા હોય છે, એટલે ન ભો દી અને

મણિશંકરને જાહેરમાં આવતાં જ જાણે ચોતરફથી સત્કાર મળ્યો, ધોડિયામાંથી જ જાણે એમની કવિતાની ડોકમાં વરમાળા પડી, તે બનાવમાં રમણભાઈએ એ અવનવી જાતની કૃતિઓ શી રીતે ઉંચા કવિત્વવાળી ગણાય એ સૌ જિજ્ઞાસુ સમજી શકે એવી વિસ્તૃત વિવેચનાથી દેખાડી આપ્યું, તેનો પણ એકાદ આની જસ ગણું છું. સહૃદય વાચકો જેમ વધારે મળે અને વધારે રસભોગ ભોગવે, તેમ કવિના કવિત્વનો વિજય છે. કવિતા પણ વૈયક્તિક સરજત નથી, સામાજિક છે, અને આમ સાચી તોય અવનવી શૈલીની કવિતાને સહૃદય ભાવિકોનું વૃંદ વ્હેલું મેળવી આપવું, એમાં કલાસખી વિવેચનાની પણ કૃતકૃત્યતા છે.*

વિવેચના કલાસખી છે તેમ શાસ્ત્રસખી પણ છે, કવિતા અને સાહિત્યકૃતિઓના ગુણદોષ, જાતિ, પ્રકાર, સિદ્ધિ, કલાસામગ્રી, આદિ તપાસવાં એ વિવેચનાનું પ્રિય કાર્ય છે. જાણીતા દાખલાઓ સાથે નવાને મુકી સરખામણીઓ કરવી ભેદો જોવા અને તારતમ્ય વિચારવાં, એ વિવેચનાની પ્રિય પદ્ધતિ છે, આમ કરતાં કરતાં કલામીમાંસા, રસશાસ્ત્ર, અને વાઙ્મયને લગતાં વર્ણનપ્રધાન અને વ્યવસ્થાપક

---

* ન. ભો. દી. ની કવિતાને હદ ઉપરાંત વખાણવાની (સાચી દિશા દર્શાવનાર વિવેચકમાં ક્ષંતવ્ય એવી) ભૂલ રમણભાઇને હાથે થઇ ગઇ, એ હવે આટલે વર્ષે સ્પષ્ટ ઉમેરવાની ભાગ્યે જરૂર હોય. ન. ભો. દી. ની કવિતા અને શૈલીની નબળાઇઓ જોનારામાં પ્રથમ હું ધારું છું, અમે ત્રિપુટી–મણિશંકર, કાશીરામ સેવકરામ દવે, અને હું. અને એ દોષો તર્ફ રમણભાઈનું અમે ધ્યાન ખેંચેલું ઇ. સ. ૧૮૯૩—૯૪ થી.

નરસિંહરાવ અને કાંતની કવિતાની જે સેવા પોતાની મેળે અને સૌંદર્યની કદર થવા પામે એવા ઉચ્ચ આશયથી રમણભાઇએ કરી, તે જાતની રા. રા. ન્હાનાલાલ દલપતરામની કવિતાને વ્હેલી આગળ પાડવા રૂપ સેવા નરસિંહરાવે કરેલી. પરંતુ આ વિશે હું આગળ કહી ચુકેલો છું, વળી અહીં એ બાબતની ચર્ચા હોય નહીં, એટલે ઇશારો જ બસ.

(normative) વિજ્ઞાનો બધાય છે વ્યાપ્તિઓ સુઝે છે, અવ્યાપ્તિ અતિવ્યાપ્તિ વર્જ્ય છે સૌને સ્વીકારવા પડે એવા ધોરણ બધાતા બધાતા તે સર્વ અન્યોન્યસમર્થક સમૂહ બની શાસ્ત્રની પદવી પામે છે, સજાતીય શાસ્ત્રોના મુકાબલા પણ થાય છે અને આખા વિચારણા પ્રવાહમા સપાટી તળેના રહસ્યોના સશોધન અને મનન તે જ મીમાસા વા પર્યેષણા છે વળી કાલબળે બે જુદી જુદી સસ્કૃતિઓ પાસે પાસે આવી જાય, ત્યારે તેમના વાઙ્મયની સાથે તેમની કલાશાસ્ત્રમડળી અને રસમીમાસા પણ એક બીજીને ભેટે છે અને એક બીજી ઉપર પડે છે એક બીજીને ચૂમે પણ ખરી, એક બીજીને કચરે અને કરડે પણ ખરી જે બુદ્ધિઓ આ કુરકુરિયાજોડીના ચેષ્ટા સ્પર્ધા અને ગેલ ઝઘડા, આ બે જુદી જુદી પરિસ્થિતિમા ઉછરેલી બ્હેનોના રીસામણા મનામણા અનુભવવા જેટલી અધિકારી છે, તે તુર્ત જોઇ પણ લે છે, જે આ બે બ્હેનો જેવી દેખાય છે ખરી, પણ તે બે નહી એકજ હોવી જોઇએ અથવા હોવી જોઈએ એક તો તે એક શી રીતે, એ નવો પ્રશ્ન, સક્રાતિસમયની ગુચવણોવાળીના બીજા પ્રશ્નો જેવા જ મહાપ્રશ્ન, એ વિરલ બુદ્ધિઓમા જન્મે છે

સસ્કૃતપડિત મણિલાલ 'પ્રિયવદા'' અને "સુદર્શન" ના તત્રીનુ કર્તવ્ય બજાવતા વિવેચક થયા, તો આ પ્રશ્ન એમના ચિત્તાકાશમા પણ ઉત્થાન પામી એમની વિચારણામા સ્થાન પામે બલ્કે આસન જમાવે, એમ બનવુ પ્રથમ દર્શન સૌને સભવિત લાગે તથાપિ એમ બન્યુ જ નહી સસ્કૃત કાવ્યમીમાસા નર્ફ એમનો એટલો તો પક્ષપાત કે પાશ્ચાત્ય કાવ્યમીમાસા એમના મગજમા પેસી જ શકી નહી વિદ્યા જેવી સાત્વિક અને શાસ્ત્ર જેવી રાગદ્વેષના ક્ષેત્રબ્હારની વસ્તુમા પણ, માનવસ્નેહને કુદરતી છે તે પક્ષપાતથી, સજાતીય વિદ્યા અને શાસ્ત્ર સામે અનુદારતા અને વિરોધ કેવી રીતે પેસી જાય છે, તેના આવા આવા દાખલા મનનીય છે સજાતીય હોય એવી પણ બે વસ્તુમાથી એક આપણને અત્યત ઉચી સુસ્થાપિત અને સ્વયપ્રકાશ જેવી લાગે,

તો તેનો બીજી સાથે મુકાબલો પણ આપણુ પામર જંતુ કરી શકીએ નહીં; બીજાના કટ્ટા વિરોધી પણ આપણે આપણી પામરતામાં બની જઈએ. રમણભાઈની આ વિષય ઉપરની વિચારણા અંગ્રેજી અને કિંચિત્ યુરોપી સાહિત્યના શોખથી અને પાશ્ચાત્ય કાવ્યમીમાંસાના શિષ્ય લેખે શરૂ થાય છે. પરંતુ સંસ્કૃત કવિતાસૌંદર્ય પણ એમને ઓછું પ્રિય નહીં, તથા કોલેજના અભ્યાસ દરમિયાન કાવ્યપ્રકાશ જેવા પ્રમાણગ્રંથમાં પ્રવેશ પામેલા, એટલે સંસ્કૃત કાવ્યમીમાંસાથી પણ એ આકર્ષાયા. અને પરિચય વધતાં તેમાં પણ એમને સત્યજિજ્ઞાસા અને તર્કબલ ઉપરાંત ઘણું સુસ્થાપિત સત્ય જોવામાં આવ્યું. પરિચય અને મનન વિશેષ વધતાં, સંસ્કૃત અને પાશ્ચાત્ય બંને મીમાંસામાં એમને કેટલુંક અવ્યવસ્થિત અને તેથી જ અન્યોન્ય વિરુદ્ધ જેવું તો કેટલુંક અન્યોન્યપૂર્તિ જેવું, અને ઘણું તો એક બીજાના જુદા જુદા ઇતિહાસ અને વિકાસક્રમને લીધે જ ભિન્નરૂપ પણ તત્ત્વમાં અન્યોન્ય સમર્થક બની શકે એવું એમને લાગવા માંડ્યું, અને વિવેચના તો એમણે થોડી જ કરી; આ બે ભિન્નરૂપ વિભિન્નેતિહાસ રસમીમાંસાને બને તેટલી એક બીજી સાથે ઘટાવવાના ઉચ્ચતર પ્રદેશમાં એમણે પોતાની વિવેચનાપ્રવૃત્તિ વિશેષ ચલાવી.

સ્વતંત્ર મત બાંધી શકે એટલો પરિપાક પામ્યા પ્હેલાં ઓગણીશમી સદીના વ્યક્તિસ્વાતંત્ર્યવાદ (*Individualism*) ઉપર એ જમાના તેમ આગલા જમાનામાં ઘણા ઘણાની પેઠે રમણભાઈ પણ મોહી પડેલા, એટલે કવિતાઓના આખા પ્રદેશમાં ઊર્મિકાવ્ય ઉત્તમ, એવાં એવાં ગંભીર સ્ખલન એમનાં શરુવાતનાં લખાણોમાં છે ખરાં. પરંતુ છાપી નાખવું તે ભાષણ આપવા જેટલું સામાન્ય થઈ ગયું એવા સમયમાં કોઈ પણ લેખકનું બધું લખાણ એક છેડાથી બીજા છેડા સુધી સમરેખ ભાગ્યેજ હોઇ શકે. અને પ્રેમનાં પરિચય મનન અને વ્યુત્પત્તિ જેમ જેમ વધતાં ગયાં, તેમ તેમ એમની વિવેચનાનો આ શાસ્ત્રીય અને પર્યેષક ગર્ભ ખીલતો ગયો છે. જૂના શીખાઉ દશાના અલ

અને ચર્ચામાં તો વળી, વરરાજાને ખાસ કપડાં જોઇએ જ તે પ્રમાણે, પરિભાષા પણ નખથી શિખા લગી જોઇએ, અને પરિભાષા પણ રમણભાઇએ નછૂટકે વાપરવી પડે તેટલી જ વાપરી છે, તેટલી પણ ભાગ્યે વાપરી હશે. શૈલીના અભાવથી ન્હાનો દોષ આ એમની શાસ્ત્રીય ચર્ચાઓમાં અતિલંબાણનો છે. આ લંબાણ એમણે સંસ્કૃત અને અંગ્રેજી ઉતારા બહુ વધારે આપ્યા છે, અને વળી ઘણે ઠેકાણે ઉતારો તો શાસ્ત્રીયતા પરિભાષા આદિને લીધે ગુજરાતી વાચકને ભારે પડશે એમ ગણીને પુનરુક્તિઓ કરી છે તેને લીધે થયું છે. એમની રસિકતા ઉદારતા સૂક્ષ્મતા સ્વતંત્રતા અને નવી વ્યવસ્થા આ સર્વ તેથે દટાઇ ગયેલાં પડ્યાં છે, એમ કહું તો પણ ખોટું નથી. આ લખાણો વંચાતાં નથી એમ કહું તો પણ ખોટું નથી. પરંતુ સાહિત્યનો ઉત્કર્ષ ઇચ્છનારને હું એક વાત ભાર દઇને કહેવા માગું છું, કે ચોપડી વંચાય તે પ્રમાણમાં તેની કીંમત આંકવાનો સમય ગુજરાતમાં તો હજી નથી. શાસ્ત્રીય અભ્યાસ અને ઇંગ્રેજી તથા સંસ્કૃત સાહિત્યના ઉચ્ચ થરોનો ઉચ્ચ અભ્યાસ વધે તેમ તેમ જ અધિકારી વાંચનારાની સંખ્યા અને ગુણવત્તા વધે. ગુજરાતી સાહિત્યનો મધ્યમ કે ઉચ્ચ અભ્યાસ હજી તો શરુ જ થયો નથી એટલે તે વિશે બોલવો પણ નથી. જ્યારે પણ ગુજરાતીનો ઉચ્ચ અભ્યાસ શરુ થશે અને ફેલાશે * ત્યારે રમણભાઇએ વિવેચનાની શાસ્ત્રીય રીતે કરેલી તુલનાત્મક ચર્ચાઓ અને વ્યવસ્થાઓની કદર થવા માંડશે અને રમણભાઇની વિવેચક લેખે કીંમત સમજાશે. મ્હારો લખેલો "લિરિક" વિશે નિબંધ જે ગણતર માણસોને વાંચવો ગમે છે, તે ભાઇઓને હું વિશેષ આટલું કહી શકું છું, કે ત્હમે રમણભાઇની "કવિતા અને સાહિત્ય" એ ચોપડીમાંના નિબંધો પણ વાંચો; કેમકે અંગ્રેજી અને સંસ્કૃત કાવ્યમીમાંસા તુલનાત્મક રીતિએ તપાસીને લખનાર હું પ્હેલો ગુજરાતી નથી, પ્હેલા તો રમણભાઇ.

* ગુજરાત યુનિવર્સિટી બીજા દશ વર્ષમાં પણ શરૂ થાય એવાં એક ચિહ્ન દેખાતાં નથી.

એ જાતના એમના નિયમોમા મ્હને જે ઉત્તમ લાગે છે તે એ ચોપડીમા નથી, રમણભાઇ હસમુખા, ટુચકાખોર અને રમુજી સ્વભાવના હતા એ જાણીતુ છે હાસ્ય એમને વ્હાલુ હતુ એ પોતે ગમે તેમાથી ગમે ત્યારે હાસ્ય ઉપજાવી શકતા અને હસાવ્યા વગર રહે નહીં એવા આમાદ દાખલા ફકરા અને અનુભવોનો અખૂટ ભડાર કે ફુવારો હતા એટલે શાસ્ત્રીય જિજ્ઞાસા જાગતા રમણભાઇ હાસ્યરસ અને હાસ્યમય સાહિત્યના પ્રકારોની શાસ્ત્રીય તપાસણી તર્ફ વળે એમા નવાઇ નથી આ વિષય પણ એમના કર્તવ્યક્ષેત્રમા એમણે કૉલેજ છોડી તે અરસામા જ એટલે 'કવિતા" ના વિષયથી થોડોક જ મોડો, પ્રવેશ પામ્યો છોગાભાઇ પટેલ નામે અમારા એક મિત્ર હતા તેમને ૧૮૮૯—૯૦ ના અરસામા જૉન્સન ગોલ્ડસ્મિથ બર્ક ગર્રિક રેનોલ્ડ્સ આદિના લિટરરી કલબ જેવુ કઇક સાહિત્યશોખી ગુજરાતી યુવકોનુ ન્હાનુ મડળ સ્થાપવાનો બુટ્ટો થયો એમણે પોતે સભ્યો પસદ કર્યા, હુ ત્હમને અપૂર્વ માન આપુ છુ જો, એમ કહીને, ઘણુ કરીને તો છસાત જ, દરેક ને એકેક વિષય આપ્યો આ બાલિશ યોજનામાથી બે જ ફલ પાકેલા જાણવામા છે એક હરજીવન ભગવાનજી શુક્લનો શેક્સ્પીયરના એઝ યુ લાઇક ઇટ' નો અનુવાદ, બીજુ રમણભાઇએ છેક ૧૯૧૨—૧૩ મા પૂરો કરેલો "હાસ્યરસ" વિશે નિબધ, જે 'હાસ્યમદિર' નામે સગ્રહમા પ્રવેશક રૂપે આપેલો છે સાહિત્યમા, ઉપસાહિત્યમા, અપસાહિત્યમા ચિત્રમા, ઉપચિત્રમા અપચિત્રમા, અને ઉત્તમ મધ્યમકનિષ્ટ છાપાઓમા અને વ્યવહારમા, હાસ્ય ઉપહાસ અને અપહાસ, હાસ્યદેવ, હાસ્યમાનવ, અને હાસ્યમર્કટ, જે જે રૂપો ધારણ કરી શકે, તેમાના ઘણાખરાની રમણભાઇએ આ નિબધમા યથાયોગ્ય સમભાવ વિવેક અને પરિપૂર્ણતાથી ખબર લીધી છે દષ્ટાંત જોઇએ ત્યા દષ્ટાંત અને ઉતારા જોઇએ ત્યા ઉતારા છૂટે હાથે આપ્યા છે

સારો પરીક્ષક હોય તે વ્યવહારકુશલ પણ હોય એવો નિયમ

નથી. વ્યાકરણનિપુણ હોય તે શુદ્ધ લખાણ લખી શકે એવો નિયમ નથી. રસશાસ્ત્ર વ્યુત્પન્ન હોય તે ટીકાપાત્ર ના બને એવું સાહિત્ય રચી શકે એવો નિયમ નથી, અને શૃંગાર અપશૃંગારમાં સરી પડે તે કરતાં ઘણુંજ વધારે ચાપલ્યથી હાસ્ય અપહાસ્યમાં પલટાઇ જાય છે. રસને તો ઝાંઝરણાં, કુંડાં હોયજ નહીં, એ ચેતવણી સૌથી વધારે હાસ્યરસને લાગુ પડે છે. એટલે રમણભાઇના "ભદ્રંભદ્ર" સામે મ્હારે બે વાંધા રજુ કરવાના છે. એમની એ કૃતિ એટલી તો સુપ્રતિષ્ઠિત છે કે હવે એની સામે જે કંઇ ટીકા કરવી હોય તેમાં સંકોચાવાનું કારણ નથી. પ્રથમતો "ભદ્રંભદ્ર," મ્હને બહુ લાંબુ પડે છે. અને એની સામે મ્હારે વધારે ગંભીર ટીકા પણ કરવાની છે. એમાં ડગી સામા, પ્રસન્નવપુશંકર, હરજીવન આદિનાં ઉપાખ્યાનો આવે છે. તે મ્હને તો નિર્દોષ સમભાવી શિષ્ટ સમર્યાદ હાસ્યના કટકા કદાપિ લાગેલા નથી; પક્ષિલતા અને દ્વેષ જાણ્યે અજાણ્યે રમણભાઈ જેવાને હાથે પણું કલાસ્વાતંત્ર્યને નામે કેવા તો મેલા આક્ષેપો કરાવે છે, એ માનવીની પામરતાનું ભયંકર નિદર્શન જ "ભદ્રંભદ્ર" ના કેટલાક ભાગમાં મ્હને તો દેખાય છે. પરંતુ "ભદ્રંભદ્ર" સામે મ્હારી આ ટીકાથી જેને જેને લાગી આવે તે સર્વને પૂરેપૂરી છૂટ છે, "હાસ્યરસમાં તું તે શું સમજે!" એમ મ્હને કહેવાની,—નવલરામે નર્મદાશંકરને કહ્યું હતુંને, તેમ જ.

રમણભાઇનાં લખાણોમાં બીજા બે સમૃદ્ધ પણ છે. 'ગુજરાતી ભાષાનો આરંભ,' 'ગુજરાતી ભાષાનું બંધારણ,' 'ગુજરાતી અને મારવાડી,' વગેરે નિબંધો એ વિષયના ઉમરામાં ઉભેલા જિજ્ઞાસુ માટે છે. આપણી માતૃભાષાનું હાલ ચાલે છે તે રૂપ વિ. સં. ૧૭૦૦ થી ૧૭૫૦ ના અરસામાં બંધાયું છે. વિ. સં. ૧૭૦૦ થી પાછળ ડગલે ડગલે સ્હવા સાલ અને લખ્યા સાલ વાળી પોથીઓને વળગી વળગીને દાયકે દાયકે તપાસતાં વિ. સં. ૧૪૦૦ કે વિ. સં. ૧૨૦૦ કે જ્યાં સુધી લખ્યા સાલવાળી પોથીઓ હાઇ જાય ત્યાંસુધી જવાનું છે. વિ.

સ ૧૭૦૦ થી પ્હેલાના કવિ, રાખવા લેખે નરસિંહ મેહતાને નામે ચડેલી કૃતિ ા રિ સ ૧૭૮૦ પછી લખાએલી પોથીમાની નકલ પ્રમાણે "સશોધન" કરીને એટલે કે તેમાની ભાષાને એથી પણ અર્વાચીન રૂપ આપીને (!) છાપવી, એમા ભાષાસેવા લેશ પણ નથી 'કહાનડે પ્રબધ' અને બીજી બે ત્રણ કૃતિઓનુ સશોધન થયુ છે, તે જ સશોધનનો સાચો માર્ગ છે કવિના સમયની નજીકમા નજીક લખાયલી વિશ્વસનીય પ્રતો મળે તેના સશોધનથી તૈયાર કરેલી પ્રત છાપવી, અને એ જૂની હસ્તલિખિત પ્રતોમાની દરેક ભાષાપધ્ધતિ જોઈ શકે એવે સ્થલે સુરક્ષિત રાખવી એજ સાચી ભાષાસેવા છે સસ્કૃત વ્યાકરણ પ્રાકૃત વ્યાકરણ અને જુની પોથીઓની ઉકેલણીનુ તેમ ભાષાશાસ્ત્રનુ સામાન્ય પાડિત્ય મેળવીને જ આ કાર્ય સતોષકારક રીતે થઇ શકે, એવા બોધ દ કતર બુહલરે તો નર્મદાશકર અને નવલરામને પણ કરેલો પરતુ આપણા ભેલાશુ દેશમા જેમ ઘણાને "કવિ" થઇ જવુ છે, તેમ ' ભાષાપડિત" પણ ગણાઈ જવુ છે અને સાચી વાત જેમ ઓઠી સમજે તેમ તે મહા–અધિકારી સાચી વાત કહેનાર ઉપર ઉલટુ વધારે મો મરડે છે, અને પોતાના સૌજન્ય વાકછટા આદિની સુઢ તેની સામે છોડી દે છે જરા જૂની પોથીમાની એક પક્તિના શબ્દો પણ સાચા છૂટા પાડી શકે નહી, અને પ્રાચીન ગુજરાતી વિશે પોતાનુ મત પણ વજનદાર ગણાવુ જોઇએ એના દુરાગ્રહી જાહેર છે તથાપિ બીજી રીતે એવા અપડિત પણ પોતાના કાર્યક્ષેત્રમા અને પોતાના વર્ગમા સંમાનનીય પણ હોય છે એટલે મ્હારા જેવો આખાબોલો માણસ દાયની સને બાજુને ધ્યાનમા રાખીને બોલવા જતા બડી મુશ્કેલતમા આવી પડે છે શાળામા હાજરી આપે તે વયથી જ ઉછરતી પેઢીઓને દર વર્ષે હાથમા લેઇ અને ભાષાપડિતોની નિદા અને મહેનતથી પ્રજાની બેપરવા બેકદર મૂઢતામા પણ ધીમે ધીમે સુસ્થાપિત જ્ઞાન વધતુ આવે તે તેમને સપ્રમાણ આપી વિવાદ તર્ક વધારે વધાર સખ્યાને અભિમુખ કરતા જવુ, એજ માર્ગ છે એટલે સ સ નરસિંહરાવ ભાઇના 'ઉગર્યો"

બેસાડે, રા. રા. કેશવલાલ જૂનાં કાવ્યો શાસ્ત્રીય સંશોધનથી પ્રકટ કરે, રા. રા. મોહનલાલ દલીચંદ જૂની જૈનપોથીઓના અપલેખ અને પ્રતિલેખ યથાવત્ ઉતારી સંગ્રહે અને છાપે અને તે ઉપરથી કર્તા અને કૃતિઓની સાલવારી બેસાડે, તે ઉપરાંત વધતું આવતું સપ્રમાણ જ્ઞાન સરલ રીતે સામાન્ય પ્રજામાં પ્રસારે એવા નિબંધો પણ ઓછા જરૂરી નથી, અને રમણભાઇનો આ નિબંધસમૂહ આ પ્રકારનો છે.

એમનાં બાકીનાં લખાણો અને વ્યાખ્યાનોમાં મુખ્ય એમની પરિષદ્-પ્રવૃત્તિનાં ફલ છે. આમાં વાઙ્મય એટલે શું, સાહિત્ય એટલે શું, ધનસાહિત્ય એટલે શું, કલ્પનાપ્રધાન સાહિત્ય એટલે શું, હળવું સાહિત્ય એટલે શું, "પક્વાન્ન પોથી" શાસ્ત્ર તો કયા અર્થમાં, "હાર્મોનિયમ કલાનિધિ" કલા છે તે કયા વર્ગની, ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી સંઘપ્રવૃત્તિ શું કરી શકે અને કઈ કઈ દિશામાં તેણે મથવું જોઈએ જ નહીં, કેમકે તેની મગદૂર બ્હારની વાત છે, વગેરે વિષયમર્યાદાઓ અને વ્યવહાર મર્યાદાઓની જેટલી શાસ્ત્રીય તેટલી સચોટ અને જેટલી ઉપયોગી તેટલી નિર્દેશ ચર્ચા છે. બે જ દાખલા તપાસી જુઓ. ૧૯૨૦ માં અમદાવાદમાં મળેલી પરિષદે શું શું કર્યું અને કયા કયા ઠરાવો મંજૂર રાખ્યા અગર છેલ્લી નડિયાદમાં મળેલી પરિષદે શું શું કર્યું અને કયા કયા વિષયો પોતાના ઇલાકાની અંદર આવતા ગણ્યા તે જુવો અને તેને રમણભાઈએ દોરેલી મર્યાદાઓ સાથે સરખાવી જુવો. અથવા તો પરિષદ પ્રમુખોમાંથી જ બે ત્રણનાં ભાષણોને રમણભાઇના વિધિનિષેધો સાથે મેળવી જુવો અને જણાઈ આવશે, જે રમણભાઈની સંગીન દૂરંદેશ ભલામણો હજી બહુ જ થોડાના સમજવામાં આવી છે, તો તે બહુમતે અને યથાયોગ્ય પાળવામાં આવે, એવો રૂડો દિવસ આજકાલમાં તો ક્યાંથી જ ઉગે !

પ્રમુખ સાહેબ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની આજ્ઞાનુસાર આજે મ્હારે રમણભાઇની સાહિત્યપ્રવૃત્તિ વિશે બોલવાનું છે. પણ

આપ સારી રીતે જાણો છો અને આટલું બોલ્યો તે ઉપરથી પણ સૌ જોઈ શકે કે સાહિત્યપ્રવૃત્તિ જીવનની બીજી પ્રવૃત્તિઓથી અલગ પાડી શકાતિ નથી. મોતીથી મોતીનું પાણી જુદું પડે, તો જ જીવનવ્યવહારથી સાહિત્યને જુદું પાડી શકિયે. સાહિત્ય જીવન વડે છે, જીવન માટે છે, જીવનની સમુત્ક્રાંતિ છે, સમુત્ક્રાંતિનું પ્રેરક, સંયોજક, નિયામક બલ છે રમણભાઇએ તો એમજ માનેલું. "સંસારમાં સરસો રહે ને મન મારી પાસ" એ આપણી જૂની પંક્તિ પ્રમાણે પોતે બંનેમાં સરસા રહ્યા છે, સંસારકર્તવ્ય ચુક્યા નથી, રાજકર્તવ્ય ચુક્યા નથી, પ્રજાકર્તવ્ય ચુક્યા નથી, શેહરકર્તવ્ય ચુક્યા નથી, કુટુંબકર્તવ્ય ચુક્યા નથી ધર્મકર્તવ્ય ચુક્યા નથી, સાહિત્યકર્તવ્ય ચુક્યા પણ નથી, એમની શાસ્ત્રાધિરૂઢ સાહિત્યોદ્દાર ચિરઞ્ચકિત વ્યવહારમાં એમની પાંખ બના છે, એમનો વ્યવહારાનુભવ સાહિત્યવિહારમાં એમનો અંકુશ બન્યો છે. બંનેમાં તપોમય સ્વાર્પણને જ એ વર્યા છે, એકેમાં વૈયક્તિક વિજયથા એ લલચાયા જ નથી. બન્ધુઓ, જે ધર્મમાં રમણભાઈ માનતા હતા, જે ઇશ્વરમાં રમણભાઇને શ્રદ્ધા હતી, તે ધર્મ અને તે ઇશ્વિર જે આપી શકે તે મોળે કલા સદ્‌ગતિ રમણભાઇની થાવ !

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.

---

## રમણભાઈ

સર રમણભાઈ મહીપતરામ નીલકંઠને હું ને મારું આખું કુટુંબ "રમણભાઈ" એ વ્હાલસોયા ને ટૂંકા નામથી ઓળખાતા ને બોલાવતા. મારો ને તેમનો સંબંધ એટલે મારા પિતાશ્રી રાવબહાદુર મોહનલાલ રણછોડદાસ ઝવેરી અને એમના પિતાશ્રી રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠના વખતનો સંબંધ. સને ૧૮૭૦ના દાયકામાં કેળવણી ખાતામાં એવો ધારો હતો કે દરેક જીલ્લાના ડેપ્યુટીને વાર્ષિક બજેટના આંકડા તૈયાર થતી વખતે અમદાવાદમાં હાજરી આપવી પડતી. તે વખતે એ ખાતાની મુખ્ય ઓફીસ અમદાવાદમાં રહેતી અને દરેક ડેપ્યુટીને પોતાના જીલ્લા માટે આવક ખરચના આંકડા સંબંધી ખુલાસા આપવા લેવા ત્યાં રૂબરૂ હાજર થવું પડતું. તે વખતે તેમનો સૌનો મુકામ ત્યાં પંદર વીસ દહાડા થતો. કેટલાએક ડેપ્યુટી પોતે પોતાની ઉતરવાની જૂદી ગોઠવણ કરી લેતા. કેટલાએક રા. સા. મહીપતરામને ત્યાં રહેતા. હું મારા પિતાશ્રી જોડે એ વખતે કોઈ કોઈ વેળાએ અમદાવાદ જતો. રા. સા. મહીપતરામભાઈનો એક નિયમ હતો તે એ કે બજેટ માટે ભેગા થયેલા સઘળા કેળવણી ખાતાના અમલદારોને પોતે એક વખત પોતાને ત્યાં મીજબાની આપતા. એટલે તે વખતે તો તેમને સૌનો એમના કુટુંબ જોડે મેળાપ થતો જ. આ સિવાય મારા પિતાશ્રીને મુંબઈમાંથી, તથા ગુજરાતી

વાચનમાળા તૈયાર કરવાની કમીટીમા અને જણા મેમ્બર હોવાથી, એમના કુટુમ્બ જોડે ગાઢ સંબધ થયેલો સુરતમા પ્રાર્થનાસમાજ સ્થાપવામા મારા પિતાશ્રીએ મહીપતરામભાઈના એ શુભ કાર્યને મદદ કરવા આગળ પડતો ભાગ લીધેલો. અને મહીપતરામભાઈ વખતો વખત સુરત ભરૂચની સમાજો કેમ ચાલે છે તે જોવા નીકળતા ભરૂચ આવતા ત્યારે મારા કાકાને ત્યા ઉતરતા એટલે હમારા કુટુમ્બનો રમણભાઈના કુટુમ્બ જોડેનો સબધ જૂનો તેમજ ગાઢ કહેવાય રમણભાઇના પહેલા લગ્ન ધામધુમથી થએલા તે વખતે હમે સૌ એમને ત્યા જમવા જતા અને તેમના સુરતના ઘરની પાછળના કમ્પાઉન્ડમા એગીને ઘણી વખત જમેલા એટલે એમની જોડેનો સબધ લગભગ પચાસ વર્ષનો કહુ તો ચાલે

પિતાનો આગ્રહી તથા સાદો, સરળ મહેનતુ સ્વભાવ પુત્રમા ગપૂર્ણરીતે ઉતરેલો, એ તો જેમને મહીપતરામભાઈની જોડે તથા રમણભાઇની જોડે કામ પડ્યુ હશે તેને સહજ સમજાયુ હશે એ આગ્રહ જો કે કોઈ કોઈ વખત જીદ્દીપણાનુ રૂપ લેતો પરતુ એ જીદ પોતે એવી રીતે અમલમા મૂકતા કે સામા માણસને જરાએ ખૂચે નહિ મુબઇમા 'ગુજરાત સભા' એમના અવસાન બાદ તા ૨૯ મી એપ્રીલ (૧૯૨૮) શોકપ્રદર્શન કરવા એક જાહેર સભા ભરેલી તે સભામા ભાષણ કરતા એમના સ્વભાવ વિષે ઓનરેબલ મી વિઠ્ઠલભાઈ પટેલે harmless (એટલે inoffensive) શબ્દ વાપરેલો તેનો તરજુમો ગુજરાતીમા ભાવાર્થ દર્શાવતા કહેલુ કે 'મગ તાને મેર'' ન કરે એવા એ હતા ને તે અક્ષરશઃ ખરૂ હતુ મતલબ કે પોતાના વર્તનથી કોઇને જરા પણ દુભવવા પોતે રાજી ન હતા ગાધીજીનો અથવા કે ગીતામા પ્રવર્તાવેલો **અહિંસાનો** ધર્મ અમલમા પાળતા અને તેથી જ એમનો આગ્રહ એમની જીદ અમલમા મૂકતા પોતે લેશમાત્ર પણ કોઇને ખોટુ મનાવતા નહિ નહિ તો કંઇ એક

છેડે મહાત્મા ગાંધીજી ને બીજે છેડે બ્રીટીશ સલ્તનતના પ્રતિનિધીઓ છતાં બંનેનો તેમનાપર સરખો પ્રેમ· ગાંધીજીની એમને માટે લાગણી તેટલી જ કમીશનર મી. ચેટફીલ્ડ ની. એમના અહિંસાત્મક સ્વભાવના બે જ દાખલા આપું. એઓ મારે ત્યાં આવતા ત્યારે હમેશ અબોટીયું લેતા આવતા કે વખતે કોઈ બીજા પરોણા હોય ને તેમના જોડે જમવા બેસતાં અબોટીઉં પહેરવાની જરૂર હોય તો તેમ થઈ શકે, સામાના મનને નકામો આઘાત થાય નહિ. હમે સાથે ઉજ્જન ગએલા ત્યાં ઘાટે સિપ્રાને કિનારે ક્ષૌર કરાવી પછી નદીમાં સ્નાન કર્યું ને પછી ત્યાંના શિવાલયમાં ગયા

એલ. એલ. બી. ની પરીક્ષાનો અભ્યાસ હમે બંને મુંબઇમાં સાથે કરતા. વાંચતી વખતે એક ચિત્તથી આગ્રહપૂર્વક વાંચે, પરંતુ બાકીનો વખત ગમતમાં કાઢે. હાસ્યરસની વાતોનો એમની પાસે ભંડાર હતો. હોરા, પાટીદાર, ગામડીઆ વગેરે વર્ગની મશ્કરી ભરેલી વાતોનો એઓ અખૂટ ખજાનો હા. એ વાતો બધી જાતની તરેહ-તરેહની દોસ્તદારો ફક્ત માંહોમાંહે એ વાતો કરી ગમ્મત મેળવે તેવી એટલે કે દોસ્તદાર વર્ગ પૂરતી જ યોગ્યતા ધરવનારીઃ બહાર બીજાને કહેવાય નહિ તેવી તથા બીજી–ભદ્રંભદ્રના કર્તાને શોભે તેવી પણ તેટલી જ સંખ્યાબંધ.

નીતિમય જીંદગી તે શું તે પૂરેપૂરે સમજતા, તે મુજબ વર્તતા. પરંતુ એમનામાં Prudery ગમ્મતથી ભરેલી વાતો કરતાં અગડાઈ જાય કે તે સાંભળતાં મ્હોડે શેરડા પડે એવો ભાવ જરાએ નહતો. હમારા મિત્રમંડળમાં માજુભાઈ ( સ્વ માર્કંડરાવ નંદશંકર મહેતા ) બાહુ ચુરી જમાનાના ગણાતા. એઓ વાતો કરવાપર ચઢે ત્યારે સૌને ઘણી મઝા પડે. પરંતુ એ પણ કહેતા કે રમણભાઈ પાસની વાતો કરતાં પણ ચઢી જાય. આ હકીકતનો ખરો મર્મ તો જેમણે એમને બંનેને સાંભળ્યા હશે તેજ પામી શકશે.

ગુચવડા ભરેલી વસ્તુસ્થિતિ આવી ઉભી રહે ત્યારે પોતે આ નૈસર્ગિક હાસ્યગ્મ saving grace of humour ની મદદવડે તેને તેના ખરા રૂપમા (true perspective મા) સમજી જતા ને તેમાથી છુટા પણ થતા

હમારે બન્નેને સાથે મુસાફરી કરવાના ઘણા પ્રસંગ આવેલા નાતાલ કે ઈસ્ટરની રજામા જો કોઇ જગાએ મેળાવડા કે કોન્ફરન્સ થવાના હોય તો હમે ઘણુ ખરૂ સાથેજ ત્યા જતા એમને મુસાફરી-નો થાક ચઢતો નહિ સ્ટેશને સ્ટેશને ઉતરી તે સ્ટેશનની તપાસ લે કોઇ જગા પછી તે ગમેશ્વર હોય કે લકનૌ હોય, ઈંદાર હોય કે ઉજ્જન હોય કરાચી હોય કે ચિનોડગઢ હોય ભાવનગર હોય કે જુનાગઢ હોય, અજાણપણાને લીધે જરાપણ મુઝાતા કે ગુચાતા નહિ બેધડક પૂછપરછ કરી પોતાનો રસ્તો શોધી લેતા ને કામ કરી લેતા ખાવાપીવાની બાબતમા ખટપટ નહિ જે વખતે જે મળ્યુ તેનાથી ચલાવી લે સાદાઇ એવી કે ન્હાઇને પોતાનુ ધોતીયુ ધોવુ પડે તો ધોઇને સૂકવી નાખે ને બૂટને બ્રશ મારે એ બધા વ્યવસાય સાથે ઉદ્યમી ખરા ટ્રેનમા કાઈ ને કાઇ વાચવા લખવા હોય છેવટ કાઇ નહિ તો ચઓઆ ખર્ચ તો ડાયરીમા વગર વિલબે ટપકાવી લેના હોય જ

મવચેતી તો હદથી મેદદ ટ્રક મુસાફરીની પેરી ચાર વખત દેને ચાર વખત ઉઘાડી તપાસી જુવે તે તો ઠીક પણ તાળુ દીધા પછી ચાર વખત ખેચી જુએ

છેલ્લા ૧૫-૨૦ વરસ થયા તો જ્યારે પોતે મુંબઈ આવે ત્યારે મારે ત્યાજ ઉતરતા અને મુંબઇ આવવાનુ એમને વરસમા લગભગ ૧૫-૨૦ વાર યા તેથી પણ વધારે વખત થતુ કાઉન્સીલને કામે આવવાનુ તો થતુંજ, પણ તે ઉપરાત હાથ દસ્ખતના પારખનાર તરીકે એમને વારવાર કોરટમા સાક્ષી પૂરવા જવુ પડતુ હુમલી

બીજાપોર, અને એવી એવી ઘણી કોરટોમાં એમને જવાનું થતું વખતે મુંબઇ આવીને જતા. એમને બહાર ગામ જવાનું તો એટ બધું અને એટલું એકાએક થતું કે તેને માટે જરૂરી કપડાંલત્તાં, દા દાર અને થોડા ઘણા ભાથા સાથની એક જુદી જ ટ્રંક હંમેશ તૈયાર રાખવામાં આવતી. જવાનું ઠર્યું કે તરત તે ટ્રંક ને બિસ્ત ને પાણીનો કુંજો લઇ ટ્રેનમાં બેસી જતા. મુંબઇ આવવાનું તો એમ એટલું બધું થતું કે ગ્રાંટરોડ પર ઉભી રહેતી ભાડાની વિકટોરીઆ વાળા ઓળખી ગએલા (મુખ્ય તો એમની માથાની પાઘડી બંગાળ ફેશનના મોરાશીઓ પરથી). તેથી જેવા ઉતરે કે તરત એમને ગાડીમાં બેસાડી લેતા. એમને ક્યાં જવું છે તે પણ હાંકનારને કહે ન પડે. લાવીને ઠેઠ મારે ઘેર જ ઉતારે. ઘેર આવે પણ એમનો ઉદ્યમ તો ચાલુજ. એક કાળી ટ્રંકમાં અમદાવાદની મ્યુનિસપાલિટીને લગત કાગળો લાવે. ફુરસદ મળે તુમારોનો નીકાલ કરતા. રાતના ૧૧-૧૨ વાગ્યા સુધી કામ કરે. ચઢી ગએલા પત્રવ્યવહારનો ઢગલો પણ જો જોડે ઓછો કરતા જતા.

દરેક કામને વિશાળ દૃષ્ટિથી જોતા. પોતાને અમુક કામથી લાભ છે કે નુકશાન તેવી સંકુચિત દૃષ્ટિએ જોતાં મેં એમને કદી જોયા નથી.

સ્વભાવે ભલા એટલા બધા કે કોઈ એમને કહે કે મારૂં આટલું કામ કરી આપો ને પોતાને ઠીક લાગે તો ઝટ પટકી નાખીને પણ તેનું કામ કરી આપતા. પછી તેમ કરવા પુણે જવું પડે તો ત્યાં જતા ને જામનગર જવું પડે તો ત્યાં જતા. આળસ શું તે સમજતા નહિ કામચોરીનો કદી સ્વપ્ને પણ એમને ખ્યાલ આવ્યો નથી.

કાઇ પણ બાબતનો કંટાળો આવ્યો હોય એવું મેં જોયું નથી. ગણિતના વિષયનો એમને કાંઈ શોખ ન હતો, છતાં લેડી વિદ્યાગવરી જ્યારે કોલેજમાં પ્રીવીઅસ કલાસમાં હતાં ત્યારે મેં એમને આલજીબ્રા

લઈ Quadratic Equations નું પ્રકરણ ફરી તાજું કરતા જોયા છે કે જેથી પોતે શીખી તેમને શીખવે. મેં એમને કહ્યું કે રમણભાઈ? આપણે આ કુથામાંથી છુટ્યા ફરી શીદને માથાકુટ કરો છો? એ તો સૌ કાલેજવાળા શીખવશે. તેનો જવાબ માત્ર પોતે જરા હસીને આપ્યો.

શિક્ષણ આપવાનો એમનો શોખ પણ નૈસર્ગિક હતો. પોતાનાં છોકરાંઓને તો સંસ્કૃત વગેરે શીખવતા. પરંતુ અ. સૌ. શારદાબ્હેન, ગટુભાઇ, કુંજવિહારી (એમનાં સાળી ને સાળાઓ) ને પણ ન્હાનપણમાં એમના જ શિક્ષણના સંસ્કાર પડેલા. આર્યનાસમાજને અંગે ચાલતી સ્કૂલના શિક્ષક પણ એઓજ હતા.

ઠેઠ સુધી એ શિક્ષણ આપવાનો શોખ રહ્યો એટલુંજ નહિ પણ ઠેઠ સુધી શિક્ષણ લેવાનો પણ શોખ રહ્યો. છેલ્લા જીવલેણ મંદવાડની શરૂઆત પહેલાં ખાસ શાસ્ત્રી રાખી લઘુ કૌમુદીનો અભ્યાસ કરવા માંડ્યો હતો.

જે વાંચે તે મગજમાં રાખતા. જે જુએ તે ધ્યાનમાં રાખતા. જે વિચારે તેનો સંચય કરી રાખતા, અને તે બધું પછી વખત આવે બરાબર ગોઠવી તેનો લાભ ઝાહેર રીતે–પુસ્તકરૂપે, ભાષણરૂપે, નિબંધરૂપે, કે કોઇ સંસ્થા સ્થાપી–ગુજરાતને, સમાજને, સમુહને વ્યક્તિને આપતા.

મ્હારા લાંબા પરિચયને પરિણામે મને તો એમજ લાગે છે કે ગીતાના નીચલા શ્લોકમાં વર્ણવેલા એકેએક ગુણથી પોતે અલંકૃત હતા.

अमानित्वमदम्भित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ १३ । ७ ॥

એમની મિત્રતા, એમનો પ્રેમ વિસરાય એમ નથી. ચાલીસ પચાસ વરસના સતત સમાગમને અંગે સંસ્મરણો તો સેંકડો ને હજારો

હોય. આ લેખ, લખતી વખત પણ એમની હસતી ટીખળી મૂર્તિ મારી સામે ઉભી રહી, અડધી હિંદુસ્તાની, અડધી મારવાડી અડધી ગુજરાતી એવી મિશ્ર ભાષામાં મારી જોડે વાત કરતી દેખાય છે, ને પોતે બહાર ગયા હતા ત્યાં શું શું કરી આવ્યા તે રમુજી રીતે કહી રહ્યા છે. એમના પ્રેમનો બદલો વાળવા જેટલી મારામાં શક્તિ નથી. એમણે કરેલાં સારાં ને ઉપયોગી કાર્યો ને હું પૂરતો ઇનસાફ આપી શકું તેમ નથી.

એક સાહિત્યરસિક વ્યક્તિ તરીકે ગુજરાતી સાહિત્ય પર એમણે જે છાપ બેસાડી છે તે ચિરકાળ ટકશે. "કવિતા અને સાહિત્ય" માં પ્રસિદ્ધ થએલા લેખો સાહિત્ય જીવનની શરૂઆતથીજ એક વિવેચક તરીકેની એમની ઉચ્ચ શક્તિનો સબળ પૂરાવો આપે છે. "શાંતિનો પર્વત" "ભદ્રભદ્ર" અને બીજા સંખ્યાબંધ પ્રકીર્ણ લેખો એમની વિદ્વત્તા અને એમના વિશાળ વાચન અને ઉંડા અભ્યાસનું આપણને જ્ઞાન કરાવે છે. કાવ્ય, અલંકાર, એવા એવા ગૂઢ વિષયો એમની આંગળીને ટેરવે રમી રહ્યા હતા. પરંતુ ગુજરાત, બલ્કે આખું હિંદુસ્તાન એમની સાહિત્યસેવા કરતાં એમની સમાજ-સેવાની કીંમત વિશેષ આંકશે. આપણી સમાજમા સ્ત્રીના દરજ્જાને ઉચ્ચના પ્રાપ્ત કરાવવા, સ્ત્રીવર્ગ જો તેની બુદ્ધિ, તેની આવડત, તેમાં તેમાં વગર વપરાયે પડી રહેલી શક્તિને વિકાસ પામવાનો અવકાશ મળે તો તે કેટલે દરજ્જે વિકાસ પામી શકે છે ને સમાજનું શ્રેય કરી શકે છે તેનું જીવતું જાગતું ઉદાહરણ એક આદર્શ કુટુંબને આપણી સમક્ષ ખડું કરી તેમણે આપણને સદાના ઋણી કર્યા છે. લેડી વિદ્યાગવરી, અને એમની દીકરીઓ, બ્હેન જ્યોત્સ્ના, સરોજ, સૌદામિની, વિનોદિની, ને તરંગિણી પર જે સંસ્કાર પડ્યા છે, તે બધાનું મૂળ રમણભાઈનું શિક્ષણ. એ વિદુષી દીકરીઓ તથા તેમની માતામાં એક આદર્શ હિન્દુ કુટુંબના સઘળા ગુણ જોવામાં-અનુભવવા માં આવે છે. આજના કળયુગના સમયમાં પણ હિંદુત્વ આવો ઉચ્ચ

આદર્શ મૂર્તિમાન કરી શકે છે, ને તે કરી બતાવનાર રમણભાઇ. એમની સમાજસેવા કાંઇ જેવી તેવી કહેવાય નહિ. સંસારસુધારો કર્યો, પણ તે એવી રીતે કે કોઇને લાગ્યો નહિ. નદીના મૂળ આગળ તેને અસ્તિત્વમાં આણનાર ઝરાનું નિર્મળ પાણી જેવું શાંત રીતે વહે છે, જરા પણ અવાજ કરતું નથી, છતા આગળ વધ્યુંજ જાય છે તેવી રીતે, તેવી શાંત રીતે, વગર આડંબરે, જરાએ ખળખળાટ કે અવાજ કર્યા વગર રમણભાઈએ પોતાનું આ જીવનકાર્ય પાર ઉતાર્યું. તેને માટે આપણે એમને જેટલો ધન્યવાદ આપીએ એટલો થોડો. કહેવા કરતાં કરી બતાવ્યું વધારે. વિધવાવિવાહ સબંધી એમના વિચારો, એમનું પ્રચારકાર્ય જાણીતું છે, પરંતુ આવી રીતે આપણા સંસારના એક ઉપયોગી અંગને સંગીન સુધારાની ટોચ પર પહોંચાડવું એ એક વધારે કીમતી કાર્ય છે, એમ સહજ સમજાશે.

આ લેખ એમનાં બે ત્રણ સંસ્મરણો,–એમનો રમુજી, નિરભિમાની, મતાંતરસહિષ્ણુ સ્વભાવ દર્શાવનારાં–આપી, પૂરો કરીશ. ઘણાં વરસ પર જ્યારે ઘોડાની ટ્રામ મુંબઇમાં ચાલતી હતી ત્યારે હમે બે એક જંક્શન આગળ ટ્રામ બદલવા માટે આવતી ગાડીની રાહ જોઇ ઉભા હતા. એટલામાં એક વિક્ટોરીઆવાળો તે રસ્તેથી પસાર થતો હતો. તેણે હમને ઉભા રહેલા જોયા. તેની રીત પ્રમાણે તેણે કહ્યું કે, "શેઠ, લાવું કે ?" રમણભાઇએ તેને મ્હોડેથી જવાબ ન આપતાં માત્ર હાથમાંની (ટ્રામની) ટીકીટ તેની સામે ધરી. ગાડીવાળો વસ્તુસ્થિતિ સમજી ગયો ને રસ્તે પડયો. વગર બોલે રમણભાઇએ પોતાનો રમુજી સ્વભાવ બતાવ્યો. મુંબઇનો ચકોર વીક્ટોરીઆવાળો તેની કદર કરી હસી ચાલતો થયો,

એક વખત લૉ ક્લાસમાંથી હમે બને પાછા ફરતા હતા. મુંબઇનો જુલાઈ ઑગસ્ટનો વરસાદ કોટમાં, ને તેમાં ખાસ કરીને બોરીબંદરની સામેના મેદાનમાં ઘૂંટણપૂર પાણી થઇ ગયાં હતાં. મેં રમણભાઇને સૂચના કરી કે, રમણભાઇ ! આ પાણીમાં ચાલવાનો

અનુભવ પણ લેવા જેવો છે. એમના સાહસિકપણાએ તરત એમની પાસે હા કહેવડાવી, અને આખું મેદાન ઘુંટણ સુધી ધોતીઆં ઉંચાં લઈ જોડા હાથમાં લઈ અમે પસાર કરી ગયા.

વરસાદની ઋતુમાં હીંડોળાના ઉત્સવ વખતે મુંબાઈમાં વૈષ્ણવ મંદિરોમા ફુલ ફળ ને મીનાકારીના હીંડોળા ભરાય છે. એ હીંડોળા ભરવામાં બહુ કારીગરી અને કલા જોવામાં આવે છે. સારા સારા માળીઓ અને ફુલવાળાઓને બોલાવી, તેમજ એ મંદિરના માલિકોમાં પણ જે હુશીઆર કારીગર કે કળાવાન હોય છે તેની એ હીંડોળા ભરવામાં મદદ લેવામાં આવે છે. અને ખરેખર એ હીંડોળાની કારીગરી બહુ જોવા લાયક હોય છે. અને દિલગીરી માત્ર એટલી જ છે કે એને પણ પોષણ મળતું ઓછું થતું આવે છે અને તેથી એ હુન્નર પણ નષ્ટ પ્રાય થતો જાય છે. મેં જરા બ્હીતાં બ્હીતાં રમણભાઈને સૂચવ્યું કે આપણે ભૂલેશ્વરનાં બધાં મંદિરોમાં જઈ હીંડોળાનાં દર્શન કરીએ. એમણે હા પાડી. હીંડોળાનાં દર્શન વખતે મુંબઈનાં મંદિરોમાંની ગિર્દી ને ભીડથી કોણ અજાણ્યું હશે ? એ ભીડમાં હમે હમારો રસ્તો કરી બે ત્રણ મંદિરમાં તો હીંડોળાનાં બરાબર દર્શન કરી શક્યા. પરંતુ મ્હોટા મંદિરમાં પત્તો ન લાગ્યો. એટલે એઓ ચઢ્યા એક થાંભલા પર અને ત્યાંથી હીંડોળાનાં બરાબર નીરખી નીરખીને દર્શન કર્યાં. તે દિવસના હીંડોળાની કારીગરી પણ ખરેખર એવીજ હતી. શ્રમ ને અગવડ વેઠવા જેવી હતી. આ એમની મતાંતસહિષ્ણુતાનો દાખલો, અને જ્યાં પણ કળા કે હુન્નર જોવામાં આવે ત્યાં તે જઈ જોવામાં કોઈ રીતની હરકત નથી એમ એમનું ખરા દિલથી માનવું હતું.

એમના જેવો સુપુત્ર ફરી ગુજરાતને મળતાં બહુ વિલંબ લાગશે.

ડુંમસ
તા. ૧૮ મી મે ૧૯૨૮.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

(વસંત વૈશાખ ૧૯૮૪)

# રમણભાઇ.

Also fragen wir bestandıng
Bis man uns mit einer Handvoll
Erde endlech stoft die mauler
Aber ist das line Antwort ? *

( Heine )

સર રમણભાઇ મહીપતરામ નીલકંઠનું જીવન જે વેળા સમાપ્ત થયું ત્યારે જર્મન કવિ હાઇનેનું ઉપલું વેણ કોને નહિ યાદ આવ્યું હોય? જેમના જીવનનો પાછલો ભાગ—જાગતી જ્યોત પ્રજાસેવામાં ભભૂકી રહ્યો હતો તેમને અશક્ત બની બિસ્તર વશ થવું પડ્યું! જેમણે ભાગ્યે જીભ મ્હોમાં રાખેલી તેમને બોલવે ચાલવેથી વંચિત રહેવું પડેલું—શા માટે? શા કર્માનુસાર? કયે ન્યાયે? આનો ઉત્તર કોણ આપશે ને ક્યારે? પૂછનારને સાંભળનાર બન્નેની કંચનકાયા કરમાશે ત્યારે? મનુષ્ય પ્રકૃતિનું રમકડું છે બનાવનારના મનની ભાવના કોણ જાણે છે? ને જાણે તોયે શો લાભ??

રમણભાઇ—અથવા હમે સુરતવાસી સ્થાનીક ગૌરવને લીધે જેમને “હમારા રમણભાઈ” કહેતા—અમદાવાદી નહિ, તેમને

* “આ પ્રશ્ન આપણે હમેશા પૂછ્યા કરીશું ? જ્યાં લગી કે આપણા મ્હોમાં માટીનો ડાટો નહિ મારે! પણ “ડાટો મારવો” તે કાંઇ જવાબ છે?”

ન્હાનપણથી હું જાણતો આવ્યો છું. બ્હેન શ્રીમતી સૌદામિનીએ મ્હને લખ્યું કે હું એમના જીવનની કાંઇક રેખા આલેખું—તો આ ભાંગો તૂટો ચિતારજ લઈ મોકલી આપું છું. કેમકે જેમ Cowper કહે છે તેમ For the Fair Commands the Song: તો પછી નખરાં ન કરવાં ને ઝટ લઈને કામ પૂરૂં કરવું.

મ્હારા વડીલ બન્ધુ સર મનુભાઈના, સર રમણભાઈ સહાધ્યાયી ને એમના પિતા રાવસાહેબ મારા પિતા માસ્તરસાહેબના ગાઢ મિત્ર, સમાજસુધારાના સહસૈનિક. તેથી હું જ્યારથી સમજણો થયો ત્યારથી તે સમયના નવયુવકના જીવનની રેખા મ્હારી સંમુખ આલેખાતી મેં જોયેલી. રમણભાઈ પ્રીવીયસમાં પ્હેલે નંબરે પાસ થએલા—આંખ બગડી તેથી વર્ષ પડેલું; ત્યારબાદ બી. એ. માં એટલે ઉંચે નંબરે ન આવી શકયા આ બધો કિસ્સો મ્હેં નાનપણથી જાણેલો. રમણભાઈ જ્યારે મુંબાઈમાં ભણતા ત્યારે મ્હારા સસરા દિવાન બહાદુર હરિલાલ કોરરામ તથા તેમના પિત્રાઈ ભાઈ મુકુંદરામ જોડે રહેતા. એમની કુશાગ્રબુદ્ધિ, સાદાઈ, ટોળીઓ સ્વભાવ ને ચીવટપણું—એ એમના વર્તનમાં તે વેળાપણ જોવામાં આવતાં. મારવાડીઓ મારવાડ છોડી મુંબાઈનાં લીલાં ખેતરો ચરવા ધસી આવ્યા હતા. તેમની મશ્કરી ઉડાવવી તે તે વેળાના કૉલેજીઆઓનો એક ધંધો હતો. "ટિંડસ" તરકોરી ને મારવાડોના માથાની ઉપમા આપવાથી હજુએ એ શાક હમારે ઘેર અપ્રિય છે. "ખી" (રેંકડો) માં બેસીને દૂર આવેલી કૉલેજ જતાં કે આવતાં મારવાડીની ફજેતી કરવામાં આવતી. આમાં તેઓ જરૂર આગળ પડતો ભાગ લેતા હશે કેમકે ભદ્રંભદ્રમાં મારવાડી દુકાનદારને ભદ્રંભદ્ર વચ્ચેનો, ધોળે દિવસે ધાડપાડનાર ગૌમાતાને હાંકી કહાડની વેળાનો સંવાદ, વિદ્યાર્થી અવસરનું બોલીનું અનુકરણ કરવાનું કૌશલ સાબિત કરે છે, એ ટોળીના એક ગૃહસ્થ જમીયતરામ વકીલ Czar ને નામે ઓળખાતા ને Czar જેટલા ચાહુદીને કનડયા નહિં હોય એટલા દિવસના ઝારે મારવાડના "મૌ"

કરેલા. કહેવાય છે કે એમના સંસ્કૃતના પરીક્ષક પ્રો. જીન્સીવાલે, જેમને સિર–ધ્રુણનો લકવો થએલો હતો તેમને માટે એમ કહેવાતું કે "ગુજરાથી" ને નપાસ કરવામાં એ મઝાહ માનતા. કાવસજી જહાંગીર હોલમાં આમ સભા મળી હતી તેની ભીંટમાં મળતાં જીન્સીવાલેને પાછળથી એ થાપડ મારેલી. "કે જે કાંઇ ઓરલમાં જવાબ આપીએ છૈએ તેનો ના ને નાજ જવાબ આપતો શિર ધ્રુણાવે છે તે લેતો જા" રમણભાઇના શાંત ટોળની અદ્ભુત શક્તિ હતી તે એમનું ગંભીર મ્હોં જોઇ કોઈ સહજ એ કળી શકતું ન હતું. પણ એમના અભ્યાસીને તરત તે માલૂમ પડતું આ વેળા ચોખ્ખાઈની ચીધાઈવાળા ઉપર પણ જે પ્રહાર ચાલેલા તે પાછળથી ભદ્રંભદ્રમાં આલેખાયા છે. વળી તદ્ભવ ને તત્સમ ને પારિભાષિક શબ્દોની ભૂલભૂલામણીમાં ગુમ થએલા કેટલાક purist ની પણ પૂરી તેમની ટોળાએ ખબર લીધેલી. જરા ઉષ્ણને પરિપક્વ રોટલી પીરસો–એ કપોલકલ્પિત વણ નથી પણ કાનોકાન સાંભળેલું, પછી સહેજ પ્રાકૃત જાણનાર તો ટીફીટ કલેક્ટર જેમ ભદ્રભદ્રને ઉદ્દેશી કહે છે તેમજ કહેને? કેમ શુ બકેચ? તે વેળા જે જે સ્હામા પક્ષના લડવૈયા હતા એમની સ્હામે આ. ડૉન ફ્લીટક્રોટે ભારે ભાલાબાજી ચલાવેલી, ને તે વેળાની વાક્યુદ્ધ ચર્ચા તે આગળ જતાં સાહિત્યમાં પરિણત થએલી. તે વેળા એલફિન્સ્ટન કૉલેજમાં શિખવાનું બહુ સારૂં કરતાં ત્યાંનું જીવન બહુ સાક્ષરમય હતું. ને તે વેળાના વિદ્યાર્થીઓને ઉત્તેજિત ને પ્રોત્સાહિત કરવાવાળું હતું, વર્ડસ્વર્થ સાહેબનાં વખાણ કરવાં એ તો એક પ્રથા થએલી છે. કોઇએ કહેશે કે એ "વિદ્વાન કવિના પૌત્ર ને ઑકસફર્ડના ડૉન ક્યાં અનુભવ કરવા ગયા હતા, કે જેથી એમને આમ કહેવાની ધૃષ્ટતા આવેલી કે 'હિંદુસ્તાનીને સ્વરાજ ગળ્યું કે ગૌહત્યા દંડનીય થશે.'" યાને રાજ્ય કારોબારમાં ધર્માંધપણું પ્રવેશ પામશે. Political reforms પ્હેલાં Social reforms ની આવશ્યકતા છે, છતાં વર્ડસ્વર્થ બહુજ ઉદાત્ત પક્ષના મનાતા ને તેમને માટે બહુજ

પૂજ્ય ભાવ હતો. અરે તે વેળાના યુવક સહજમાં મનાઈ જતા હોવા જોઈએ. પણ જે વાંચન વૈશાલ્ય વર્ડ્સ્વર્થનું હતું તે તે વેળાના વિદ્યાર્થીઓને એક જાતનો નશો જે લાગુ થયો તે જીવન પર્યંત તે વેળાના વિદ્યાર્થીમાંથી ગયો નહિ; રમણભાઈના વિશાળ વાંચનનું મંડાણ ત્યારથી જ. તે જમાનામાં સંસ્કૃતનો અભ્યાસ બધા ગુજરાતી કરતા ને આથી જ જો કે સામાન્ય આચાર વિચારની ધાર્મિકતા નષ્ટ પામેલી પણ ધર્મનું ખરું જીવન એટલું વ્યક્તિજીવનમાં ઓતપ્રોત થયેલું કે તે વેળાનાં કોઈ પણ માનવિ ને સુકાનહીન નાવિક નહિ બનાવેલો. અંગ્રેજી લીટરેચરનો શોખ તે ગોલ્ડન ટ્રેઝરીના ચોથા ભાગના વાંચવાથી બધે પ્રસરેલો. બર્કનો French Revolution તો એક જાતની રાષ્ટ્રિય ભગવદ્ ગીતા થયેલી. તે એકસ્વદરચાનું રાજ્ય—જે મોન્ટેસ્ક્યુને બર્કને અનાદરણીય હતું, તેમનો એમને પણ સ્વીકાર નહિ રહેલો. તે વેળા ભૂલાયલું કે હિંદનું નૂર તો સાર્વભૌમ ચક્રવર્તિના વખતમાં જ પ્રકાશેલું નહિ કે કોઇ ગણ કે યુગની કારકીર્દીમાં, જે અનિયંત્રિત જીવનથી બંધાયેલી સમાજરચના, તેમાં જ સુખનું આધિક્ય–વિસ્તારમાં ને ઉંડાણમાં, એમ માની લેવામાં આવેલું; ને ધર્મ કે ફેરંગની જગ્યાએ હકે પગપેસારો કરેલો. Cobdenism કહ્યું કે બધું કર્યું. ને તેની જ ધંટી ઉપર દળી તેનાં જ ગીત વિણ સમજી પ્રજા ગાતી હતી. આ વાતાવરણમાંથી રમણભાઇ નીકળ્યા ત્યારબાદ મ્હને એમનો અવસર ૧૯૦૧ લગી નહિ થયેલો. તે વેળા પોતે ડુમસ આવેલા ને penny readings કરેલાં તેમાં ગંગાપ્રસાદના અનુભવો એવા તો તાદૃશ ચિત્રરેખા ને તેનું ચિત્તાકાર વાંચન કરેલું કે ડીકન્સ પોતાનાં લખાણો અમેરિકામાં વાંચતો તે જમાનો યાદ કરાવેલો. હું કાવ્ય પ્રકાશ શીખવા તે વેળા રમણભાઈ પાસે જતો. હું જુનીયર બી. એ.માં ને વિદુષી વિદ્યાબ્હેન ને શારદાબ્હેન સીનીયરમાં હતાં. જે રસથી રમણભાઇ હમને એ ગુમ્ફારત્વમાં પ્રવાસ કરાવતા કે હરેક રેખાક્રમ રત્નજડિત માલુમ પડતી ને ઉજ્જડતાનો આભાસ દૂર થઇ હમે સંસ્કૃત ને અંગ્રેજી કવિતાની Figures of Speechને રોકટોક કરતાં

જોતા બી એ પાસ કરે એમને પંદર વર્ષ થઈ ગયેલા છતા જ્ઞાન ચોપાણું જરા ન થયેલુ કે ખોરૂ પણ તેમા વેસુના મીશ તેનની ફરસાટ ઝઝુમી રહતી

તેમને મ્હે હરિકીર્તન કરતા પણ આજ વેળા જોયા પોતાના પિતા તરફથી પ્રાર્થના સમાજનો વારસો મળેલો તેથી ઇશ્વર પર અસીમ શ્રદ્ધા, ભાવ ને ભરોસો તે પુરાણુની આખ્યાયિકામા રહેલુ સત્વ ખેંચે ને તેને સાહિત્ય સ્વરૂપમા ફરીને મૂકે તેમા શુ નવાઇ જેવુ? "નવન મિનિત કરો રે એ વર માગુ" આ વિષય ઉપર ભક્ત સુરદાસનુ કીર્તન હુ કદી ભૂલનાર નથી આજકાલના જમાનામા ગજકીર આદોલન હરનના આગણુમા પેસારો કરી આમુષ્મિક જીવન—નમાલના પડછાયા—જે કાર્યકાર્ય અસલના નૂરની ઝાખી કરાવતા—તેમનો પણ બહિષ્કાર થયો છે ને ઇશ્વર પ્રત્યેના પ્રશ્નો ઉઠતા નથી કે ઉઠે છે તો બીજા જ સાધને શમાવવામા આવે છે એટલે હરિદાસ ફુઆનો અભિનય તે ગજર પ્રકરણુમા પ્રવીણ વકતા જ કરે છે શો પાઠો શિવાજીનો જમાનો આ યો!!

રમણુભાઇના રાજ્યનીતિવિષયમા મિત સિદ્ધાતને અનુમન કરનાર વિચાર રહેતા પણ લીબરલ એટલે કામચોર—ખીસાતપાસુ—જીભનો લાબો પણ કર્મનો આળસુ લાબુ લખે પણ ક્રીસ્ટમસમા ખર્ચ કરી લાબી મુસાફરી કરી રાષ્ટ્રિય મહાસભામા ભાગ લેવામાથી ભાગ નાર એ પંક્તિના લીબરલ ન હતા વળી કહેવાય છે કે જેણે જુવાનીયાનો બહુમત ખોયો તેની સત્તા જવાની તેમ તદ્દન જુવાનીયાથી જુદા પણ નહિ પડેલા પણ કાઉન્સીલમા એ વક્તા તરીકે નહિ પણ કમીટીમેન તરીકે વધારે વખણાયા એમ મ્હે એમના નિરીક્ષક સીની-લીયનો તરફથી સાભળેલું એ પણ સાભળેલુ કે ગુજરાતી મત્રીની નિમણૂક માટે એમનું નામ આગળ પડતુ મૂકાયુ હતું પણ રમણુભાઇને

જો અનેકપત્નીપણુનો આરોપ મૂકાય તો લેડી વિદ્યાબ્હેનની સપત્ની એક તો સુધરાઇ ને બીજી વર્નાક્યુલર સોસાયટી હતી. નહિ કે લેજીસ્લેટીવ કાઉંસીલ.

અમદાવાદની મ્યુનીસીપાલીટીની સારી સેવા એમણે બજાવેલી. ને તેના પ્રમુખ પણ રહેલા. જ્યારે લૉર્ડ હાર્ડિંગને મુંબાઇમાં હિંદવાસીઓએ માન આપ્યું તે વેળા ત્રણ આગળ પડતી મ્યુનીસીપાલીટીના પ્રેસીડંટો સુરતવાસી હતા—મુંબાઇ કૉર્પોરેશન તરફથી સર ચુનીલાલ મ્હેતા, અમદાવાદ તરફથી સર રમણભાઇ ને સુરત તરફથી દિવાન બહાદૂર હાકિરરામ. આ જોઇને કયા સુરતવાસીનું હૈયું નહિં ઉંચું આવ્યું હશે! કહેવત છે તેમ

ગોહર કી કદર હુઇ સુમંદરસે નિકલ કર–

સુરતમાંથી બ્હાર નીકળ્યો કે સુરતવાસી દીપવાનો. વર્નાક્યુલર સોસાયટીની જે સેવા ને સાથે લાગી સાહિત્યની સેવા એમણે બજાવેલી તે માટે ઘણા અંતિક સંબંધ રાખનાર લખશે પણ એમનો જીવનની રંગભૂમિ ઉપરનો આખરી પ્રવેશ સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે મુંબઇમાં થયો તે શું એમના સાક્ષર જીવનની પૂર્ણાહૂતિરૂપ યોગ્ય ન હતું!!

એઓ હરેક કાર્યમાં મદદ કરવા તૈયાર રહેતા. સેવા કરવી એજ એમની બંદગી હતી.

यद् यद् कर्म करोमि तदखिलं शंभो स्तवाराधनम्।

તેથી એક મીનીટ તેમની ખાલી ન રહતી. એમના ગજવામાં પોષ્ટકાર્ડ પડ્યાં જ રહે તે જરા ફુરસદ મળી કે પોતાના નગરવાસી રાષ્ટ્રિય મંડળના સૂર્યરૂપી ગાંધીજીની માફક પોષ્ટકાર્ડ ઉપર કોઇને કોઇને કંઇ વિષય ઉપર લખતાજ હોય. આનંદશંકરભાઇને પણ આમ રેલગાડીમાં પત્રવ્યવહાર કરતા મ્હેં જોયા છે. "અભાવે કદર"-તે

ત્યારે મ્હને અમદાવાદવાસી રા. નાનાલાલ ચીમનલાલ મ્હેતાએ કહ્યુ કે ' રમણભાઈની પૂરી ખોટ હવે માલૂમ પડે છે "

રસમયતા હાસ્યવિનોદની સૂક્ષ્મ શક્તિ, રચનાત્મક કરતા નિરીક્ષણની શક્તિ વિશેષ ધરાવનાર, સાદા ને ઉદ્યમી રમણભાઈ તે ખરા નગરશેઠ હતા ને સાથસાથ સાહિત્યનગરના નાગરિક હતા એમના અચાનક ને અકાળ અન્તથી ગુજરાતને કેટલી ખોટ ગઇ છે?

હવે એમની સાદાઈનો એક દાખલો આપી હુ આ લખાણુ સમાપ્ત કરૂ છુ મ્હારા સસરાજી દિ બા ઠાકોરરામના રમણભાઈ પૂરા મિત્ર થાય ને કામકાજને કામે ઘણીવાર સુરત આવવાનુ એમનુ થતુ રહેવારના રહાડાપાચ વાગતાની ગાડીમા પોતે આવતા કોઈવાર હમેશનુ કાર્ડ લખવાનુ રહી ગયુ હોય તો રમણભાઇને કાંઈ તે વાતનુ દુ ખ નહિ તારબાર કદાપિ નકામો ન કરે ભાડાની ગાડીમા બેસવાનુ એમને દુ ખ નહિ આમ એકવાર શીયાળાને દહાડે આવેલા ને સીવીલ લાઇન્સને એમને બગલે ઓટલા ઉપર પડેલી બાન્કી તેના ઉપર એ ક્યાક બેસી રહેલા જ્યારે સદર દરવાજો ઉઘડ્યો ત્યારે મારા સાસુજીએ એમને કહ્યુ ? આ શુ ? હમને જગાડ્યાએ નહિ તમને કેટલુ કષ્ટ પડ્યુ હશે રમણભાઈ તદ્દન અનાયાસે બોલ્યા કષ્ટ કહેવુ આવીને કંઈક લખવાનુ હતુ તે લખતો હતો લો અમદાવાદથી ફળ લાવ્યો છુ તે ? ? "પુષ્પ તોય " નો કાયદો રમણભાઇ કદિ ભૂલતા નહિં હમારા જમાનામા દરેકના જીવનની ઘણી હકીકત બીજાને માલૂમ પડતી અબધિએ તે વેળા ઘણા રહેતા મ્હાયો મ્હાર પ્રેમ ને ભાવ પણ હતો હવે કોઈ કહેશે કે હમારે ને રમણભાઇના કુટુમ્બ પ્રત્યે શો સંબધ પોતપોતાના કાર્યનામા હરેક વ્યક્તિ હવે તો ભરાઇ બેઠી છે

રમણભાઇની પાચ પુત્રીરે પાચ પાડવથી અધિક પિતાની સેવા બજાવી છે ને તેમના માતપિતાની રસજ્ઞતા ને સાહિત્યપ્રેમની વારિસ બની છે તે દરેક કોઈ કોઈ પહલુથી પોતાના પિતાનુ જીવન તપાસશેજ

ને તેના તાદૃશ ચિતાર ક્રોમવેલના શબ્દમાં Paint me as I am-even with the wart તે ન્યાયે વાંચકવૃંદને રીઝાવશે જ. આ તો લેખ એક તટસ્થ સંબંધિયે લખ્યો છે જેને રમણભાઈ માટે ભારે માન ને પ્રેમની લાગણી હતી. એમનું જીવન

"Will be an echo and a light unto eternity"

(Shelley's Shylark)

વિનાયક નંદશંકર મહેતા.

---

## ૪૦ સર રમણભાઇના સંભારણાના બે બોલ. *

રમણભાઇનો અને મારો સંબંધ લગભગ અડધી સદી જેટલો; તે શરૂ થયો ભરૂચમાં, ચાલુ રહ્યો સુરતમાં, પોષાયો અને દૃઢ થયો મુંબાઇમાં. અમે બે ઘણો વખત સાથે રહ્યા, એલ એલ. બી. નો અભ્યાસ સાથે રહી કર્યો, લાંબી મુસાફરીઓ સાથે કરી, સારે માઠે પ્રસંગે એકઠા થતા, જ્યાં જવું આવવું હોય ત્યાં સાથે જતા, એટલે એમની જીંદગીને દોરવતા મુખ્ય અંશો, એમની રહેણીકરણીના મુખ્ય તત્ત્વો જોવાના અને અનુભવવાના ઘણા પ્રસંગો મળેલા એ પ્રસંગો પરત્વે એમની રીતભાત જોતા ને અનુભવતા જે વિશેષ મને તરત ઉપર તરી આવતું લાગતું તે એમનો આગ્રહ' રમણભાઇ આગ્રહની નિશ્ચયતાની મૂર્તિ હતા પોતે જે ધાર્યું હોય તે જ કરતા જિદ્દી તો ન જ કહેવાય; કારણ એ શબ્દ વાપરવો એટલે એમને જિદ્દી માણસ જિદ્દ લેનાર માણસ—સારાસારનો વિચાર ન કરતા યેન કેન પ્રકારેણ ધાર્યું કરવા મથતી વ્યક્તિ—એમ કહેવાનો આશય છે એવું હું સમજું છું

**આગ્રહી:** પરંતુ રમણભાઇના જીવનમાં આગ્રહ હોવાને અંગે—હઠી, જીદ્દી હોવાને અંગે, જે કાંઈ નિંદ્ય આભાસવાળું તત્ત્વ રહે છે તે—પીલકુલ ન હતું છતાં ધાર્યું કામ કરતા. તે સંબંધે એક દાખલો આપું છું તો ક્ષુલ્લક—નજીવો, પરંતુ એ આગ્રહનો ગુણ એમનામાં નૈસર્ગિક હતો, ન્હાનપણથી જ પ્રકાશમાં આવ્યો હતો. તે તેના પરથી સહજ

* તા ૬ઠ્ઠી માર્ચ—એમની ત્રીજી સંવત્સરી દીને—આપેલું વ્યાખ્યાન.

સમજાશે. સુરતમાં ગોપીપરામાં સેતાન ફળીઆમાં એમના બાપીકા ઘરના બે ભાગ છે; નવો અને જૂનો. એ નવો ભાગ બંધાયલો રાવસાહેબ મહીપતરામની હયાતિમાં અને તે બંધાતો હતો તે વખતે તેના પર નજર રાખવાનું કામ રાવસાહેબે સોંપેલું રમણભાઈને. મણે પોતાના પુત્રોમાંથી છેક કનિષ્ઠ પુત્રને એ કામ વિચાર કરીને જ સોંપેલું: કારણ રમણભાઈ કોઇ પણ જાતનો હિસાબ કરવામાં, હિસાબ લેવામાં ને હિસાબ આપવામાં ઘણા ચોક્કસ હતા: બહુજ સીધા હતા—બહુજ ચોખ્ખા હતા અને બહુ જ Exacting હતા અમારી લાંબી મુસાફરીઓમાં ઘણી વખત અમારામાંથી ગમે તે એક જણ ભાડાનો, ખાવાનો, વસ્તુખરીદીના એવી ઘણી ઘણી બાબતના સામટા પૈસા આપી દે, છેવટ, છૂટા પડતાં, ટ્રેનમાં યા ઉતારે, ઘણું ખરૂં તો ટ્રેનમાં જ, ચાલતી ટ્રેને હિસાબ કરી નાંખતા અને તેમાં એક પાઈ સરખી પણ ગણત્રીમાં લીધા વગર રહેતા નહિ; અને અડધો અડધ યા જેને ભાગે જે આપવા લેવાનું આવતું તે મુજબ આના પાઈ સોથે આપતા લેતા. હિસાબ લખવામાં એટલા ચોક્કસ હતા કે એક પાઈ કે પૈસો વાપરતા કે તરત એમની હિસાબની ચોપડી કે જે હમેશાં ગજવામાં જ રાખતા તેમાં ટપકાવી લેતા. એ રકમો મગજમાં રાખી પછી એકસામટી નોંધી લેવી એ રીત પોતે પસંદ કરતા ન હતા. એવા હિસાબીઓ ઘણી વખતે અચુંધારેલી ભૂલો કરે છે માટે તેમ કરવું સલાહકારક નથી, અને એ ખામી બરાબર સમજાય તે માટે એક કહેવત પણ કહેતા: તે જો કે છે તો સચોટ પણ શિષ્ટ નથી. પરંતુ આ જરા વિષયાંતર થયું. સુતાર, કડીઆ, મજુરો વગેરેના પર દેખરેખ રાખી તેમનો હિસાબ ચૂકવવા માટે ત્રણ ભાઇઓમાંથી એમની પસંદગી રાવસાહેબે આગળ જણાવ્યા મુજબ વિચારપૂર્વક જ કરેલી તે તકનો લાભ લઇ, રમણભાઇએ ઘરમાં થતા સુતારી કામ સંબંધે પૂર્ણ માહિતી મેળવી લીધી, એટલે કે પોતે આગ્રહપૂર્વક સુતાર ને મિસ્ત્રી પાસે બેસતા, અને તેમની પાસેથી તેમનાં દરેક હથીઆર, વાંસલો, સારડી, રંદો, ફરસી, આરી, ગીધર્યું વગેરેની

માહિતી પોતે મેળવી લીધી, એટલુ જ નહિ પણ ઘરના દરેક ચાકડી વિભાગના નામ વગેરે સંબધી પણ પૂર્ણ માહિતી મેળવી લીધી. તે વખતે હુ સુરતમા એમને મળવા જતો ત્યારે એમણે એ સઘળી યાદીઓ કરી હોય તે એઓ મને બતાવતા, અને મને પણ અજાયબી ઉપજતી કે કારીગરો વગેરે પર દેખરેખ રાખવાનું કામ એટલુ બધુ ચિત્તને વ્યગ્ર કરી, તપાવી નાખનારૂ હોય છે કે તેમા વળી આ આ ખટપટ એમને કેમ સુઝ પડે છે ને ફાવે છે, પરતુ એમણે મનપર એ વાત લીધેલી કે આ દેખરેખ રાખવાની તક મને મળી છે તે નિરર્થક ન જવા દેતા તેમાથી મારે કાઇક લાભ લેવો અને તે લાભ, એમણે આ ખાસ માહિતી મેળવી લીધો એમની આગ્રહપૂર્વકતાનો બીજો દાખલો લઇએ પહેલો દાખલો એમની નાની ઉમરના પ્રસગમાથી લીધો છે. બીજો, કાઇક યુવાવસ્થાના વખતમાથી લઈએ. ગ સ્વ લેડી વિદ્યાગવરી જ્યારે કૉલેજમા શિખતા હતા ત્યારે મારે કેટલીક વખત અમદાવાદ જવાનુ થતું હતુ એમને કેટલાક વિષયો રમણભાઇ ઘેર શિખવતા હતા, અને તેમ કરવા માટે અમે સૌ ભણેલુ જે ભૂલી ગયા હતા તે પાછુ એમને તાજુ કરવુ પડતુ હતું એક વખત મે જોયુ તો એઓ ટોડહટરનુ બીજ ગણિત Todhunter's Algebra લઈને બેઠા હતા અને તેમાથી Quadratic Equation વાળા ભાગનુ બહુજ ધ્યાનપૂર્વક મનન કરી રહ્યા હતા હવે એ વિષય મે અને એમણે કેટલાએ વર્ષોપર પ્રિવિયસ Previousની પરીક્ષા પાસ કરી ત્યારે છોડયો હતો મને તો ગણિતનો કટાળો હતો એટલે હું તો તે ભૂલી પણ ગયો હતા, જ્યારે મે એમને ફરી એ વિષય જોઇ જતા જોયા ત્યારે મને અજાયબી લાગી અને મે પૂછ્યુ કે "રમણભાઇ આશુ કરો છો ?" ત્યારે એમણે મને કહ્યુ કે મારે એ વિષય આ પ્રમાણે શિખવવાની જરૂર છે માટે તાજો કરૂ છુ. આ એમની આગ્રહપૂર્વકતા અને નિશ્ચયતા ત્રીજો દાખલો એમની મધ્યાવસ્થામાથી લઇએ રમણભાઇના અક્ષર બહુજ ખરાબ અને વાકાચૂકા હતા જાણે માખી સાહીમા પગ બાળી કાગળ ઉપર

ચાલી ગઇ હોય ને જેવો લેખ દેખાય તેવું એમનું લખાણ દેખાતું. અંગ્રેજીમાં જેને scrawl કહે છે તેવું, એમના અક્ષરવાળું લખાણ દેખાતું એમણે નિશ્ચય કર્યો કે એ ત્રુટી મારે સુધારવી અને આગ્રહપૂર્વક પોતે તેમ કરવા મંડયા. વળી એવો નિશ્ચય કર્યો ત્યારથી ત્રણ ચાર વર્ષમાં તો એમણે એમના અક્ષરનું સ્વરૂપ ફેરવી નાંખ્યું. ઉતાવળથી લખતા હતા તે ધીમે ધીમે deliberately લખવા માંડયું અને લખતી વખતે એ જ ખ્યાલ મગજમાં રાખતા કે મારે સારા અક્ષર લખવા છે, અને તેમ કરી શક્યા, એ એમની આગ્રહપૂર્વકતાનું પરિણામ. જો કે કેટલીક વખત એમની અસલી ઢબ, એમના એ નિશ્ચયપર જીત મેળવતી અને એઓ scrawl જેવું લખી દેતા; પરંતુ એકંદરે એઓ સારે અક્ષરે જ લખતા થઇ ગયા. અક્ષર સંબંધે એક બીજો મહત્વનો પ્રશ્ન એમણે હાથમાં લઇ તેમાં ફતેહ મેળવી. અમુક અક્ષર યા અમુક સહી અમુક માણસની છે કે કેમ તેને શાસ્ત્રીય રીતે પારખવાની વિદ્યા એમણે પ્રાપ્ત કરી: અને સાધારણ રીતે જેને અક્ષર પારખનાર Handwriting expert કહે છે તે વિષયમાં પારંગત નીવડયા. એ વિષયમાં પારંગત થવાની પહેલ સ્વ. પ્રોફેસર ગજ્જરે કરી. તેમની પછી પ્રોફેસર શાહે એ બાબતમાં નામના મેળવી, અને ગુજરાતીઓમાં એ વિષયમાં ત્રીજા પારંગત તે રમણભાઇ. પ્રોફેસર ગજ્જરનું મગજ જ શાસ્ત્રીય અને વિજ્ઞાનના વિષયોનો અભ્યાસ કરી, વિજ્ઞાનવિદ્યાને ખીલવવા ઇશ્વરે ઘડયું હતું પોતાને ગમી ગએલા વિષયને અંગે એમને ઘણાં જર્મન વગેરે ચિટ ભાષાનાં પુસ્તકો વાંચવાં પડેલાં, એટલે તેમને આ અક્ષર પારખવાની વિદ્યા પ્રાપ્ત કરવી એ સહજ હતી: એમના મુખ્ય વિષયના અંગની—તાબાની—એક શાખા હતી. પ્રો. શાહને એને સંબંધે સ્વ. પ્રો. ગજ્જર તરફથી પ્રેરણા મળેલી; પરંતુ રમણભાઇને તો એ હેલ્પ-એનર વગર સહાયે, વિના પ્રેરે, એકલે હાથે ખેડવાનું હતું: જ્યાં વિષયની કઠિનતા ને અપરિચિતતા, શિક્ષકનો અભાવ, એવી એવી મુશ્કેલીઓને ન લેખવતાં પોતે મંડયા રહ્યા. અંગ્રેજ અને અમેરીકન લેખકોએ એ વિદ્યા

મંમધે લખેનાં મળી શકે તેટલા પુસ્તકો પોતે મેળવ્યાં, અને તેનો એવો મનનપૂર્વક અભ્યાસ કર્યો કે અક્ષર પારખવા માટે શાહેદી તરીકે એમને દૂર દેશાવરની કોર્ટોમાથી સમન આવવા માડયા. કેટલોક સમય તો એવો ગયો કે એમને વકીલ તરીકે કેમ ચલાવવાના મળે તેના કરતાં અક્ષર પારખવાના સાક્ષી તરીકેના સમન વધારે મળતા ગુજરાતની ઘણીખરી દિવાની અને ફોજદારી કોર્ટો, મુમઇની હાઈકોર્ટ અને તે ઉપરાત નાગપુર વગેરે મધ્ય પ્રાતોની કેટલીએ કોર્ટોમા એમને જવુ પડતુ એ બાબત એમના લેખી અભિપ્રાય પણ વારવાર માગવામા આવતા અને તેને માટે દસ્તાવેજો વગેરે લઇ પક્ષકાર એમની પાસે આવતા અને તે કામ ઘણુખરૂ મારે ત્યાજ કરતા તે વખતે હું જોતો કે પોતે જે અભિપ્રાય આપતા તે ચોખ્ખો ને સ્પષ્ટ આપતા, અને એમને જે ખરૂ જણાય તે કહી દેતા અમુક વ્યક્તિ મને સાક્ષી તરીકે બોલાવે છે માટે તેના લાભમા કહેવુ એ એમનો રિવાજ નહોતો. ઉલટુ તેવે વખત તેઓ એમ કહેતા કે મારો અભિપ્રાય તમારી વિરુદ્ધ છે, તે ફેરવાશે નહિ માટે તમારે મને ખુલ્લી કોર્ટમા તમારા સાક્ષી તરીકે ન બોલાવવો એજ સનાહભરેલુ છે

રમણભાઇની હાસ્યરસિકતા–humour–એટલી સુપ્રસિદ્ધ છે કે મારે તે વિશે કશો ઉલ્લેખ કરવાનો હોય જ નહિ એમના પુસ્તકો એમના લખાણો અને એમની જોડે સહવાસમાં

**હાસ્યરસિક :** આવનાર દરેક મનુષ્ય, એ રસિકતાની સાક્ષી પૂરે છે વળી એ રસિકતા વ્યવહારૂ એટલે practical હતી એક વખતે અમે મુમાઇમા સાજરે લૉ ક્લાસમાથી (Law class) પાછા ફરતા હતા. અમારી પાસે ટ્રામની ગીફીટો હતી. કોટમાથી ગીરગામ જતા હતા, અને ધોબી તળાવ જંકશન પર ટ્રામ બદલવાની હતી. એટલે કાલબાદેવીની ટ્રામમાથી ઉતરી અમે ધોબી તળાવ આગળ ગીરગામ જતી ટ્રામ આવવાની વાટ જોતા ઉભા હતા, એટલામા એક ભાડુની વિક્ટોરીયાવાળો આવ્યો

મુંબઇમાં આવી વીકટોરીયાવાળા ભાડું મેળવવા માટે રસ્તે ચાલનારનો કેટલો જીવ ખાઇ જાય છે અને કંટાળો આવે છે તેનો તો ઘણાને અનુભવ હશે. એ વિકટોરીયાવાળાએ અમને પણ એ રીત પ્રમાણે pester હેરાન કરવા માંડ્યા. એને મોંઢેથી બિલકુલ જવાબ ન આપવો એવો રમણભાઇએ નિશ્ચય કર્યો; એટલે એની માગણી થતી જાય ને રમણભાઇ ટ્રામની ટીકીટ એને બતાવતા જાય. થોડો વખત આમ માગણી ને ટીકીટના પ્રદર્શનનું નાટક થયા બાદ વિકટોરીયાવાળો પણ સમજી ગયો: તે તો ઠીક, પણ એ પણ હસી પડ્યો. He saw the humour of the situation. It proved infectious; અને તેણે પણ રમણભાઇની રસિકતાની કદર કરી. લેખોદ્વારા અને એમના સાધારણ સહવાસમાં આવનારા માણસોદ્વારા થતી રમણભાઇની હાસ્યરસિકતા તે શિષ્ટ–cultured, ઉંચા ધોરણ–level–વાળી. Dickens ના Pickwick Papers જેવી ઉત્તમ કક્ષાની, શાંત, સર્વગ્રાહી, તલસ્પર્શી અને ચોખ્ખી–નિર્મળ; Thackerayના જેવી નહિ. એમની એ રસિકતા healthy અને robust, તેથી નિર્મળ, પરંતુ એમની સરખે સરખી ઉમરના સહૃદયો ભેગા થતા ત્યાં એક અમુક જાતની મશ્કરીની રસિકતાથી પૂર્ણ, એટલે જરા " lewd ". જામેલો જામતો તેમાં જેમ કવિઓના મુશાએરામાં કાવ્યો સંબંધે થાય છે તેમ વાતો કહેવામાં કોણ કોનાથી ચઢી જાય તેની હરીફાઇ થતી. એ જમેલાની હરીફાઇમાં રમણભાઈ કોઇથી ઉતરે તેવા ન હતા સર મનુભાઇના સ્વ. મ્હોટાભાઇ માજુભાઇ ( માર્કંડરાય ) રા. નન્દુભાઇ ( નરસિંહરાવ દીવેટીયા ) ના સ્વ. ન્હાનાભાઇ મનુભાઇ ( કૃષ્ણરાવ ), અને રમણભાઇ, એ જ્યારે ભેગા થતા ત્યારે પોતપોતાની પાસેની હાસ્યોત્પાદક વાર્તાઓના ભંડારો ખોલતા. તેમાં વોરા, વાણિયા વગેરે જેવી નમાલી, હિંમતશૂન્ય કોમોનું બ્હીકણપણું, તેમના રીતરિવાજ તેમની બાલિશતા વગેરે દર્શક ઠઠ્ઠા મશ્કરીની વાતો કહેવાતી. એ વાતો જેને અંગ્રેજીમાં unconventional કહે છે તેવી હતી. એ સમાજાઓનો ઝોક ( Spirit ) તે વખતે Bohemian થઇ જતો; જે

કે સર્વની રહેણીકરણી કાંઈ Bohemian ન હતી. વિલાયતની Rablaisian stories ને મળતી એ વાતો હતી. જેઓ સ્વામિનારાયણની શિક્ષાપત્રી પર ઉછર્યા હોય, જેઓ Prudish હોય, જેઓએ Mrs. Grundy નું જ માત્ર શિક્ષણ લીધું હોય, કે વિક્ટોરીયન–Victorian–જમાનાના હોય તેમને સ્વાભાવિક રીતે એ વાતો રુચીકર ન થઇ પડે.

રમણભાઇની જીંદગીનું આ એક તત્ત્વ અત્રે જણાવવાની મતલબ એટલીજ છે કે દુનિયાદારીની શિષ્ટાશિષ્ટ, સારી માઠી, બને બાજુઓથી તેઓ પૂરા વાકેફ હતા. પોતે જેમ Bohemian ન હતા તેમ Prudish પણ ન હતા. સંસ્કૃત અલંકાર સાહિત્યમાં પારંગત ને વળી સુરતના વતની હોઈ માત્ર Prudish જ રહેવું, એ એમને માટે સંભવતું ન હતું–શક્ય ન હતું.

રમણભાઇને આળસ ન હતું. થાક શુ તે એ સમજતા નહોતા. એમની energy અખૂટ હતી. એક વખત અમે કોંગ્રેસના દૂરના સ્થાનમાંથી અવગડભરેલી, મુશ્કેલ મુસાફરી

**આળસહીન :** કરી પાછા ફરતા હતા. ઘણું કરીને કરાચી, હૈદરાબાદ, અજમેર, પુષ્કરજી,ચિતોડગઢ વગેરે જગાએ જઇ પાછા ફરતા હતા. નાતાલની ઠંડી, મારવાડના રણમાંથી મુસાફરી વગેરે થકવી નાંખે એવા સંજોગો હતા. પાછા ફરતાં મેં કહ્યું, રમણભાઈ, આ કપરી મુસાફરીથી તમે થાકી ગયા હશો. એમણે જવાબ આપ્યો કે ના, થાકી શુ જાય ? ચાલો અહિંથી બારોબાર સીલોન જવું હોય તો હુ તૈયાર છું.

પોતે બહુ નિયમિત એટલે regular ને methodical હતા. સહેજ અધિરીઆ પણ ખરા. ખરી રીતે અધિરીઆ નહિ, પણ બહુ ચોક્કસ થવા જતાં અધિરાઇને સિમાડે પહોચી જતા, એમનો એક નિયમ હતો કે આંટરોડથી મારે ઘેર આવે, બાદ દાતણ કરી,

ચાહ પી, અને કેલાએ–તેજ દિવસે પાછા જવાનું હોય તો–berth રીઝર્વ કરાવી આવે; ટીકીટને માટે પૈસા પેટીમાંથી કાઢવા પડે તે કાઢી પેટી પાછી દે અને તે બરાબર દેવાઈ છેકે નહિ તે દાદર ઉતરતાં પાછા ત્રણ ચાર વાર ચઢી, તપાસી જુએ ને પછી જાય. આટલું છતાં કોઇ વખત વાતમાં હોય તો પેટી ઉઘાડી રહી જતી! ટ્રેનમાં ઉંઘ સારી આવતી એટલે એમને થાક જણાતો નહિ ને તેથી જ ગ્રાંટરોડથી આવી તરત કોલાબે જતા ને જરૂર પડે પાથરા સીલોન જતા હિંમત કરતા. રમણભાઇને નિરર્થક વખત ગુમાવવો ગમતો નહિ, કોલાબે જતાં ટ્રામમાં નકામા બેસી રહેવાને બદલે તેટલા વખતમાં કાંઇ વાંચી લેવું એ વિચારે હમેશાં Times કે બીજું કોઇ પેપર કે વાંચવાનું મારે ત્યાંથી હાથમાં લઈ જતા. ટ્રેનમાં પણ વાંચતા યા કામ કરતા. અમદાવાદની મ્યુનિસિપાલિટીના કાગળોની એક કાળી ટ્રંક હમેશા મુસાફરીમાં એમની સાથે રહેતી. જરા વખત મળે,–ઘેર કે ટ્રેનમાં,–કે તરત પેલી પેટીમાંથી એક તુમાર કાઢી વાંચી જઇ તેનો નિકાલ કરી દેતા. સંયમ–મગજ ઉપર કાબુ–concentration of mind–સફળતાથી કેળવેલાં. ગમે તેવું અઘરૂં–Philosophy કે Logic–નું પુસ્તક તેઓ આગગાડીની મુસાફરીના વ્યગ્ર વાતાવરણમાં નિરાંતે વાંચતા. કોઇ સભામાં પોતે પ્રમુખ હોય અને ભાષણો ચાલતાં હોય તે વખતે નિરાંતે કાગળ લખતા કે વાંચતા હોય; અને સાથે સાથે ભાષણોના મુદ્દાપર પણ ધ્યાન આપતા હોય.

અડીઓપટી, મુશ્કેલી કે મંદવાડ સમયે રમણભાઇ જરાએ ગુંચવાતા ન હતા. Resourceful પણ બહુ જ હતા. આવડતવાળા પણ તેવાજ. એમને મુસાફરી બહુ કરવી પડતી ને તે પણ વારંવાર અચાનક અમદાવાદથી બહાર જવું પડતું. વખતે કોર્ટમાં હોય ને બહારગામ જવાનો તાર આવે, એટલે તરત ટ્રેન મળી શકે એમ હોય તો પેલી મુસાફરીની પેટી, બીસ્તરો અને પાણીનો

**મુશ્કેલીમાં ધૈર્યવાનઃ**

કૂજો લઇ ટ્રેનમાં ચઢી બેસતા. એ પેટીમાંથી જે જોઈએ તે મળતું દેશી ચૂરણ પણ મળે ને ક્વીનાઇનની ગોળી પણ મળે; સોય દોરો પણ મળે ને છૂટાં બટન પણ મળે; અને એ સોય દોરો ને બટન શોભાનાં નહિ. એક વખત મારૂં જ એક બટન ટ્રેનની મુસાફરીમાં તૂટી ગએલું તેને ઠેકાણે એમણે જ સોય દોરો ને ફાલતુ બટન પેટીમાંથી કાઢી દઇ આપ્યું. છેક છેલ્લા, એમના જીવલેણ મંદવાડમાં, આખર વખત આવતાં પહેલાં ટુંક સમય પર કાંઇક ચ્હીડીઆ થઇ ગએલા. બાકી તો હંમેશાં, શાંત રીતે, ગભરાયા વગર પોતાનો મંદવાડ ભોગવી લેતા. એક વખતે મુંબાઇ આવ્યા બાદ એકદમ તાવથી પટકાઇ પડયા. ૧૦૪ ડીગ્રી તાવ ચઢી ગયો ને માથું પણ સખત દુખવા માંડ્યું. દાક્તરે દવા આપી પણ મંદવાડનું જોર ઘટયું નહિ; પરંતુ એ ગભરાયા નથી. શાંતિથી ઘાટી પાસે બરફ મુકાવતા, માથું દબાવતા અને બીજા, દાક્તરે સૂચવેલા, ઉપચારો પણ જાતે જ કરાવી લેતા. હું કાંઈક વિમાસણમાં પડેલો પણ એ તો જરાયે ગભરાયલા નહિ. એક વખત એવી મુશ્કેલી આવી કે પોતે જંબુસરની દિવાની કોર્ટમા સાક્ષી આપવા ગયેલા, અને જંબુસર ને ભરૂચ વચ્ચેની ટ્રેનને એઓ પાછા ફરતા હતા તે વખતે અકસ્માત થયો ને ઉતારૂઓને ઉતરી જવું પડયું. હવે એમને અમુક ટ્રેન પકડી અમદાવાદ જવું જ જોઈએ, એ અનિવાર્ય હતું એઓ કહે કે હું જરાએ ગભરાયો નહિ. અડધો ગાઉ, ગાઉ ચાલ્યો ને પાસેના ગામમાં ગયો. ત્યાંથી એક ગાડું જોડાવ્યું ને ગાડામાં ભરૂચ આવ્યો ને ટ્રેન પકડી. કોઇ નવા ગામ કે શહેરમાં એમને અજાણ્યું લાગતું નહિ. અમે અલ્હાબાદમાં હોઇએ, ઈંદોરમાં હોઇએ, લખનૌમાં હોઇએ, આગ્રામાં હોઇએ કે છેવટ ચિતોડગઢના નિર્જન સ્ટેશનપર હોઇએ તોયે રમણભાઇ ન રસ્તો

સાદા : ભૂલે, ન ભૂલા પડે કે ન ગુંચવાય.

સાદા એટલા કે જરૂર પડે સ્ટેશનના નળપર નાહી લે, પોતીઉં હાથે ધૂએ અને સ્ટેશનના કઠેરા પર સૂકવી લે.

એમની સભ્યતા ને એમનું સૌજન્ય ઉંચી કોટીનાં હતાં. સ્પષ્ટ વક્તા હોવા છતાં કોઇને ખોટું લાગે યા તેના મનને આઘાત થાય એવું વર્તન રાખતા નહિ. મુંબાઇમાં મરીન

**સભ્ય ને સુજન:** લાઇન્સના મેદાનમાં જે વખતે કોન્ગ્રેસ ભરાઇ હતી, તે વખતે તેઓ મુંબઇ આવ્યા હતા. ત્યાંનાં પેપરોમાં તે વખતે એક અમુક કપોળ યુવક વારંવાર લખાણ કર્યા કરતો હતો. સાહિત્ય, સામાજિક સેવા, દરેક જાતનો સુધારો અને બીજા ઘણા વિષયો પરત્વે તેને એવો ભ્રમ પેસી ગયો હતો કે પોતાનો અનુભવ, પોતાના વિચારો, અને તે વિચારો દર્શાવની પોતાની કલમ અજોડ હતાં. એવા ભ્રમને અંગે કાંઇક વધારેપડતાપણું cheekiness પણ માણસમાં આવી જાય છે, તે તેનામાં સંપૂર્ણપણે હતું. તેને આગળ આવવાનો શોખ બહુ એટલે રમણભાઇ પાસે એક મ્હોટા માણસ તરીકે interview લેવા ગયો; ને તે રમણભાઇએ મારે ઘેર આપ્યો. હું તે interview નીહાળતો-watch કર્યા કરતો હતો. તેની ધૃષ્ટતા, તેની વાત કરવાની રીત, તેની Cocksureness એ બધું રમણભાઇની નજર બહાર ન હતું; પરંતુ એ બધા છતાં તેનો એમણે એવી સભ્યતાથી સત્કાર handle કર્યો કે તે તો એવા અભિપ્રાય સાથેજ ચાલ્યો ગયો કે તેણે રમણભાઇને મહાત કર્યા હતા. વળી તે વખતે સોશિયલ કોન્ફરન્સ પણ ત્યાં મળેલી. તેના કામકાજમાં રમણભાઇ કુદરતી રીતે વિશેષ ભાગ લેતા હતા. તેમાં એક ગુજરાત ના—નડિયાદના—જરા નરમ મગજના સદ્‌ગૃહસ્થ એમને મળવા આવ્યા. તેમને પણ એમણે એવીજ ખૂબી, નરમાશ અને ધૈર્ય વાપરી વિદાય કર્યા. વ્યવહારિક કામમાં પણ એવુંજ સૌજન્ય રાખતા. મને નથી લાગતું કે રમણભાઇને આમંત્રણ આવ્યું હોય એવા એકે લગ્ન ના વરઘોડામાં જવાનું પોતે ચૂક્યા હોય. પરગામ યા ગામડે ગોઠે લગ્નમાં જવાનું હોય ને બની શક્તું હોય તો રમણભાઇ જવા ચૂકતા નહિ. એ મુજબ દિલાસા માટે યા ઉઠમણે જવા બાબત પણ થતું. પછી વખત મુંબઇમાં અમે બંને સાથે અમારા મિત્રો ને ઓળખીતા

ઓને ત્યાં એવે મારે પ્રસંગે ગએલા મારે પ્રસંગે એઓ થાક, તાઢ કે તડકા કે વરસાદ જોતા નહિં. એક વખત તેઓ કાઉન્સિલને કામે મુંબાઈ આવેલા ને રા. નન્નુભાઈને ત્યાં વાંદરામાં એક અશુભ બનાવ બન્યો. સાંજના સાત આઠેક વાગે અમને એ માઠા બનાવની ખબર પડી, એટલે આખી રાતનો ઉજાગરો કરવો પડશે ને શ્રમ વેઠવો પડશે, એની એમને ખબર હતી, છતાં વગર વિલંબે કે આનાકાનીએ એઓ વાંદરે આવવા નીકળી પડયા; અને ત્યાં જઈ આખી રાત ગુજરનારના અંત્યેષ્ઠી સંસ્કાર માટે જે તકલીફ ઉઠાવવી પડી તે વગર આનાકાનીએ એમણે ઉઠાવી. બ્લ્યુ બંગલેથી વાંદરાના સ્ટેશનની પેલી બાજુએ આવેલું સ્મશાન, તેટલે દૂર શબવાહન, ખુલ્લામાં જોરથી વાતા પવન છતાં કરેલો અગ્નિસંસ્કાર, ત્યારબાદ ચિતા છાંટવા માટે ઉંડા કુવામાંથી કાઢવું પડેલું પાણી વગેરે અનેક જાતની તકલીફો થાકેલા રમણભાઈએ જરા પણ ફરીઆદ વગર સ્વીકારી. ભાવનગરમાં ભરાયલી સાહિત્ય પરિષદમાંથી અમે પાછા ફરતા હતા. કાઠિયાવાડની રેલ્વે, બપોરનો ખરો તાપ, બરફની તાણ, માથે ભીના ટુવાલ વિંટાળવા પડે એવો વખત, ગરમ પવનને લીધે બારીઓ બંધ એટલી ઠંડક, પણ તેટલું જ અંધારૂં, એ સ્થિતિમાં પ્રોફેસર ઠાકોર જે અમારા સોબતી હતા, ને જેઓ સ્વ. મણિશંકર રતનજી ભટ્ટનો પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવા તૈયારી કરી રહ્યા હતા, ને તેને માટે તેમણે આપણા શાસ્ત્રીઓ કથા કરતી વખતે જે લાંબાં પાનાં વાંચે છે તેવાં લાંબાં પાનાંની એક પોથી ચોખ્ખે પણ અતિ ઝીણા અક્ષરે તૈયાર કરેલી તે તેઓ રમણભાઈ પાસે ત્યાં તપાસાવતા, અને રમણભાઇ હસને મોઢે તપાસતા જતા ને જે સૂચના કરવી હોય તે કર્યે જતા!

પોતે સુધરેલા હતા. ઉપવિત પહેરવાની વિધિ કે તે હંમેશ ધારણ કરી રાખવાની આવશ્યક્તા વિશે એમના વિચારો જાણીતા છે. છતાં બીજાઓની લાગણીને એઓ હંમેશાં માન આપતા. He took care not to hurt any one's susceptibilities.

આ કારણને લીધે એમને મેં જનોઇ વગરના કદિ જોયા નથી. મુસાફરીની ટ્રંકમાં અબોટીયું હંમેશાં સાથે રાખતા અને જરૂર પડે બ્રાહ્મણ વર્ગ સાથે જમવા બેસવું પડતું ત્યારે અબોટીયું પહેર્યા સિવાય બેસતા નહિ.

**બીજાની લાગણીને માન આપનાર :**

જાતે નાગર, એટલે સેંકડો વર્ષથી ચાલતા આવેલા બ્રાહ્મણ જ્ઞાતિના સંસ્કાર એમનાપર પડેલા તો ખરાજ; અને એ સંસ્કાર આચારવિચારમાં દેખાઈ આવતા. કોઇ પાર્ટી, જ્ઞાતિભોજન, સહભોજન વગેરેમાં હાજર રહેવાનું આમંત્રણ હોય અને તેની સંખ્યા એક કરતાં વિશેષ હોય તોપણ બધાંજ આમંત્રણ સ્વીકારી હાજર રહેવા એઓ પ્રયત્ન કરતા; અને તે પણ ખાલી–ઉપર ઉપરનો દેખાવ કે માત્ર શોભા માટે નહિ, કારણ ત્યાં હાજર થની ખાદ્ય વસ્તુઓનો સ્વાદ કાઢવા ચૂકતા નહિ. તેમાંથી કેટલીક વખત જરા અણધાર્યું અને નહિ ઇચ્છવા જેવું પરિણામ આવતું; કારણ પેટ પોતાના ધર્મ પ્રમાણે તેના પર તે ખમી શકે તે કરતાં વધારે ભાર લાધવામાં આવે એટલે બળવો કરતું અને તે બળવો શમાવવા પેલી ટ્રંકમાંનું ચૂરણ, ફાકી, હીંગાષ્ટકની ગોળીઓ અને છેવટ સોડા વૉટરની–કારણ એઓ સોડા વૉટરને પાચનશક્તિને સહાય્યકારક વસ્તુ ગણતા તેની–મદદ લેવી પડતી અને અંતે આપણું પેટ, એ એક જાતનું સ્થિતિસ્થાપક યંત્ર હોવાથી બધું થાળે પડી જતું. વડોદરામાં ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાઈ ત્યારે હું, રા. નન્નુભાઇ વગેરે સર મનુભાઇને ત્યાં ઉતર્યા હતા. એક દિવસે શ્રેયઃસાધક મંડળવાળા શ્રીયુત ઉપેન્દ્ર ભગવાનને ત્યાં પાર્ટી અપાઇ હતી. એ પાર્ટીનો સમય બપોરનો હતો. સર મનુભાઇને ત્યાંથી જમીને છેલ્લે કોળીએ અમે સૌ ત્યાં પાર્ટીમાં ગયા. મારી યાદદાસ્ત પ્રમાણે રમણભાઇ પણ અમારી સાથેજ તે દિવસે જમવામાં હતા; અથવા

**ખાદ્ય વસ્તુ તરફ પક્ષપાત :**

નહિ હોય, તો એઓ કાંપમાં જ્યાં ઉતર્યા હતા ત્યાંથી જમીને આવ્યા હતા. એ પાર્ટીમાં મૂકેલી વસ્તુ બહુ જુદી જુદી જાતની અને મન લલચાવે તેવી હતી, પરંતુ સૌનાં પેટ ભરેલાં હતાં એટલે તેનો પૂરતો સ્વાદ લેવા બાબતમાં ઘણાને અસંતોષ રહી ગયો, પણ રમણભાઈને એ અંતરાય નડ્યો નહિ, એઓ તો મોકળે મને સૌ ચીજ ચાખી શક્યા.

પરચુરણ

પોતાનો આર્થિક વ્યવહારમાં બહુજ સીધા; તંગદસ્ત નહિ તેમ ઉડાઉ પણ નહિ. પોતાને જે વસ્તુ આવશ્યક લાગે તેને માટે મોટી રકમ ખર્ચી નાંખે, પરંતુ અનાવશ્યક ચીજ કેવળ luxury ને વશ થઇ એઓ ખરીદતા નહિ. કપડાં લત્તાં ભપકાબંધ-stylish-નહિ પણ ચોખ્ખાં રાખવાં તથા પહેરવા હમેશાં મથતા; છતાં જરા બેપરવા-careless-હોવાથી જેટલો ઓપ દેખાવો જોઇએ તેટલો દેખાતો નહિ, પરંતુ સુભાગ્યે એમની મિત્રમંડળી કે જાહેર પ્રજા એમની કિંમત અને એમની કદર એમનાં કપડાં કે એમની જમવાખાવાની લલુતા કે એમના સારા કે ખરાબ અક્ષર પરથી કરતી નહિ; એમના સરલ, નિખાલસ સ્વભાવ એમની ઋજુતા પરથી કરતી. એમના એક મિત્ર હતા. તેઓ સરકારી નોકરીમાં જરા નીચે દરજ્જે હતા, તેમણે રમણભાઇને વિનંતિ કરી કે મને ગમે તેમ કરી મુનસફની જગાનો chance મળે એવી ગોઠવણ ને ભલામણ કરી આપો. રમણભાઇએ એ વાત મન પર લીધી, અને પછી પુના, મુંબઈ વગેરે જે જે સ્થળે તે કાર્ય માટે મળવા કરવાનું હતું, તે તે જગાએ પોતે અગવડ ખમી, પોતાને ખર્ચે જઇ આવી, છેવટ તે કામ પાર પાડી આપ્યું. એ આગ્રહને એ સ્વભાવને અંગે તે મિત્ર એમનો સદાયનો ઋણી થઇ રહે, તેમાં શી નવાઇ ! એટલે સોએ સો ટચના સોના-sterling gold-જેવું એમનું હૃદય; તેની કિંમત તો આવાં કાર્યોથી અંકાય છે.

આ ટુંક પ્રવચનમાં એમની કિંમતી સાહિત્ય સેવા, એમની અપૂર્વ સામાજિક સેવા, એમની શહેરી તરીકેની ઉત્તમ–civic–સેવા, એમનું કુટુંબવાત્સલ્ય, એમના બહોળા મિત્રમંડળ પ્રત્યે એમની અગણિત સેવાઓ વગેરેનો ઉલ્લેખ લેશ માત્ર પણ કર્યો નથી. એમની એ સેવાઓની કદર તો મારા કરતાં તે વિષયો સંબંધે વિશેષ પ્રવીણતા ધરાવનાર મિત્રો ને વિદ્વાનોએ કરી છે અને હજુ કરશે; પરંતુ રમણભાઇ સંબંધી જેને કોઇને અંગત માહિતી જે હોય તે કોઇ રીતે જળવાઇ રહે ને ભવિષ્યમાં તેનો ઉપયોગ કરવો કોઇને ઉચિત લાગે ને તેમ કરી શકે, એવું દષ્ટિબિંદુ રાખી તેવી માહિતી આપવામાં આવી છે. આટલા ટુંક પ્રવચનને વધારે ટુંકાવવું હોયતો તે ચાર શબ્દોમાં "બે બોલ" માં થઇ શકે તેમ છે. રમણભાઇ આગ્રહી હતા, સભ્ય ને સુજન હતા, આગ્રહ શું તે સમજતા ન હતા અને હિસાબી હતા. એટલુંજ કહીએ તો તેનો ભાવાર્થ એમાં આવી જાય છે; પરંતુ તેટલુંજ કહેવું એ બાંડુ–અર્થહીન લાગે માટે એમની કેટલીએક ખાસીયતો લઇ તેના સમર્થનમાં થોડાં દષ્ટાંત આપી, શ્રોતા મન ઉપર તે ખાસીયતની છાપ બેસાડવા પ્રયત્ન કરી, મ્હારા તરફથી મ્હારા એક આજીવન મિત્રને, એક પરમ સ્નેહાળ બંધુને, જેને હું લેશમાત્ર ભૂલી શકતો નથી તેને, ખરા જીગરથી ને ખરા અંતઃકરણથી આ સ્વલ્પ સ્નેહાંજલિ અર્પી વિરમું છું. ભ્રમ હૃદયને સંતોષુ છું.

### ઉપસંહાર.

ભરૂચ
તા. ૧૨ ફેબ્રુઆરી ૧૯૩૧ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

(બુદ્ધિપ્રકાશ માર્ચ–એપ્રીલ ૧૯૩૧)

---



'રસદ્વાર'
સર રમણભાઇનું માનીતું નિવાસગૃહ-અમદાવાદ.

# સ્વ. રમણભાઈ.

સ્વ ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર શાસ્ત્રાર્થ કરીને થાકયા, ધર્મશાસ્ત્રોમાંથી આધારભૂત વાક્યોના પ્રમાણો આપી ચૂક્યા, પરન્તુ જડ થઇ ગયેલો હિન્દુસમાજ એમના જીવનભરના પ્રયત્નો છતાં ન સુધર્યો. આખરે નિરાશ થઈ એમણે હૃદયભેદક નીચેના વચનો કહ્યા હતા "અત્યાર સુધી હું એમ માનતો હતો કે બુદ્ધિમાન આર્યપ્રજા તર્કથી અને દલીલેથી સત્ય વાત સમજશે છેવટે ધર્મ પર એને શ્રદ્ધા છે તે ધર્મશાસ્ત્રના આધાર આપવાથી તો જરૂર એ વિધવાપુનર્લગ્નની છુટ આપશે પરન્તુ અફસોસ! હિન્દુજાતિ ધર્મ, ન્યાય, માનવશાસ્ત્ર કે સ્મૃતિની પણ દરકાર કરતી નથી રૂઢિ જ એની આરાધ્ય દેવતા છે અને રૂઢિ વિરૂદ્ધ એ ગમે તે થાય પણ વિચાર કે આચારમા ફેરફાર કરવા માગતી નથી"

આ રૂઢિગ્રસ્ત હિન્દુજાતિને સુધારવા સધા ઇલાજો જ્યારે નિષ્ફળ ગયા ત્યારે સ્વ રમણભાઇએ, એક નવો બ્રહ્માસ્ત્ર જેવો રામબાણ પ્રયોગ અજમાવ્યો ભદ્રંભદ્ર અને બીજા હાસ્યરસના લેખોથી એમણે આપણા સમાજની અતિશય મશ્કરી કરી અને થોડા જ વર્ષોમા એનું ધાર્યું પરિણામ આવ્યુ જુનામા જુના વિચારના કુટુંબોમા ભદ્રંભદ્ર પરોણા પ્રિય થઇ પડયો અને માતપિતા અને દાદા દાદીમા કયા કયાં ભદ્રંભદ્રપણુ છે તે ઉછરતા પુત્રપુત્રી એમને દેખાડવા લાગ્યા. આમ તર્ક કે વિદ્વત્તાથી જે ન બન્યુ તે સ્વ. રમણભાઇએ માર્મિક

કટાક્ષ અને તીખી મશ્કરીથી સિદ્ધ કર્યું; પરન્તુ "ભદ્રંભદ્ર"નો હું મોટો વખાણનારો હોવા છતાં, મારા મનમાં એક વાત ખટકયા કરતી હતી કે આવું લખનાર દેશને ચાહી શકતા હશે? સુધારકો ઉપર દેશના દોષો જ જોઈને કરનારાનું આળ તો શ્રીયુત બીપીનચંદ્ર પાલ જેવાએ તે વખતમાં મૂક્યું હતું. મારા મિત્ર શ્રી. ગટુલાલે મારી ખાત્રી કરી આપી હતી કે "ભદ્રંભદ્ર" લખવાનું કારણ જ શ્રી. રમણભાઈનો સ્વદેશપ્રેમ હતો. પછી એક વખતે ગુજરાત સાહિત્ય સભામાં કોઈ ચર્ચા પછી અમે "ગુજરાતના વિશેષ ગુણો શા?" એ વિષે વાતચીત કરતા હતા. અન્ય પ્રાંતો કરતાં આપણામાં એવું શું છે કે જેને આપણે "ગુજરાતનું ખાસ વ્યક્તિત્વ કહી શકીએ?" એ વિષય પર વાતચીત ચાલી. તે વખતે સ્વ. રમણભાઈએ કહ્યું કેઃ—"આપણો દેશ સુંદર બહુ છે. ખાસ કરીને આપણાં પુરૂષો અને સ્ત્રીઓ સ્વરૂપવાન છે અને આપણી રસિકતા બીજા પ્રાંતો કરતાં ચઢીઆતી છે અને તરત જ એમણે નીચેનો દુહો કહ્યોઃ—

"મારૂ! તારા દેશમાં, તીન ચીજ સોહંત;
એક ઢોલો, બીજી મારૂડી ત્રીજો કસુંબલ રંગ."

ઢોલો એટલે નાયક, મારૂડી એટલે નાયિકા; અને કસુંબલ રંગ એટલે માત્ર લાલ જ નહિ પણ બધા જ રંગોની પરીક્ષા અને પહેરવેશમાં એને વાપરવાની ચતુરાઈઃ એમ અર્થ પણ એમણે કહ્યા હતા.

આમ ગુજરાતનાં વખાણ કરતાં કરતાં એમણે જે લાગણી પ્રદર્શિત કરી હતી તે ઉપરથી મારી ખાત્રી થઈ ગઈ હતી કે ભદ્રંભદ્રના લેખકમાં ભાઈ ગટુલાલના કહ્યા પ્રમાણે દેશપ્રત્યે તિરસ્કાર નહિ; પણ ઉંડો પ્રેમ હતો.

"કવિતા અને સાહિત્ય" બહાર પડી ચૂક્યું હતું. ભદ્રંભદ્રની કીર્તિ ચોમેર વ્યાપી ગઈ હતી. એવામાં એક વખત શ્રી. મોતીભાઈની

પેટલાદની બૉર્ડિંગનો વાર્ષિક મહોત્સવ આવ્યો. સ્વ. રમણભાઈ એ સમારંભના પ્રમુખ થવાના હતા અને મિત્રમંડળ સહિત એમને ઇજન હતું. અમને પાંચ છ જણને એ પોતાની સાથે એ પ્રસંગે લઇ ગયા. એમણે વિદ્વત્તાપૂર્ણ એક ઉત્તમ ભાષણ ત્યાં જ લખીને વાંચ્યું હતું અને એ વખણાયું હતું. એટલું મને યાદ છે. પરન્તુ એ પ્રસંગે એમના કેળવણી સંબંધી નીચેના વિચારો મેં જાણ્યા એ યાદ રાખવા લાયક છે. " આજકાલ કેળવણી એ બાળબાગ ગણાય છે. ( કિંડર ગાર્ટન ) એ ભલે ગણાય; પરન્તુ બાળકોને બધું સરલ અને ગુલાબની શય્યા જેવું ભણતરના સમયમાં લગાડ્યા કરશો તો સંસારમાં તો ફુલે છે ને કાંટા એ છે એનો અનુભવ એને શી રીતે થશે ?"

ઉપરના સ્વ. રમણભાઇના વિચારો તે વખતે હું સ્વીકારી શકેલો નહીં. મને કેટલીક બાબતોમાં સુધારાવાળા છતાં એ જાણે જુના વિચારવાળા લાગતા હતા.

પરન્તુ હમણાં મેં બર્નાડ શૉના વિચાર જાણ્યા કે " હમેશાં આનંદ કરવાની-આનંદ ઉડાવવાની ઇચ્છાવાળો મનુષ્ય નરકમાં રહે છે એમ કહેવાય." એ મહાન લેખકનો અતિશયોક્તિ અલંકાર બાદ કરતાં કહેવું જોઈએ કે એનો ભાવાર્થ ઉપરના રમણભાઇના અભિપ્રાય જેવો જ છે. રમણભાઇ આનંદ કે મઝાના તો પ્રચારક હતા અને ધુવડ જેવાં મોં રાખનારને તો એમણે 'હાસ્યમંદિર'ની અમૂલ્ય ભેટ આપી છે; પરન્તુ એ જ્યારે આનંદનો વિરોધ કરે ત્યારે આપણે એ ઉપર વિચાર કરવો જોઇએ. આલ્ડસ હક્સલીએ આ વિષે કહ્યું છે તે પણ એમને ટેકો આપે છે, કે " હાલની કેળવણીને રસમય બનાવવાની અતિ ધૂન એ ઘણુ કરીને વિલાસમનો જ પાયો છે. એવી રીતે વિષય રજુ કરવો કે છોકરાં વધુને વધુ રસથી સાંભળવા ઇચ્છે; એ એક વાત છે અને એવી રીતે વિષય રજુ કરવો કે છોકરાં વગર મહેનતે પોતાની બુદ્ધિ વાપર્યા વિના

યાદ રાખી લે એ બીજી વાત છે. બીજી વાત હમણાં હમણાંમાં પડેલી વાતનું સ્થાન લે છે. કેળવણી અને સંસ્કારને પ્રયત્નથી મેળવવાની વસ્તુઓ સમજવાને બદલે ઘડીભર સીનેમા, નાટક પેઠે વાતો કરવાની વસ્તુઓ માનતા આપણે થઇ ગઈ ગયા છીએ. પરંતુ ખરી કેળવણીથી વિદ્યાર્થીઓ ઊંડું ચિંતન કરતાં થવાં જોઇએ. એમનામાં વ્યક્તિગત ગુણદોષને સહાનુભૂતિભરી દષ્ટિએ સમજવાની કળા આવવી જોઇએ અને શિક્ષક તથા માબાપનો વધારે નિકટનો આત્મીય સંબંધ કેળવાવો જોઈએ. કેળવણીનું મુખ્ય કાર્ય બાળકની અંતરસ્થ સુનેરી સમૃદ્ધિને જગાડવાનું હોય તો એને જરા ગંભીરતા અને દુઃખમાંથી પસાર કરવું જોઇએ." ×

એમનો બીજો વાંધો, વક્તાઓ, વિદ્યાર્થીઓને "તમે જ દેશનું ધન છો ! તમારે વડે દેશ મહાન્ થવાનો છે ! તમે જ દેશનું ભવિષ્ય ઘડનારા છો" વગેરે કહેતા તે સામે હતો. એ કહેતા કે એથી યુવકો ફુલાઈ જાય છે અને અકાળે પોતાને વિષે અતિશયોક્તિભર્યા ખ્યાલો બાંધી બેસે છે. આ બાબત પણ મારે એમની સાથે મતભેદ હતો પરન્તુ હવે મને અનુભવથી લાગે છે કે એમનું કહેવું ખરૂં હતું. ત્રણ ચાર દાખલાઓમાં મેં યુવકોનાં ચારિત્ર્ય આવી જ અકાળે થયેલી પ્રશંસાઓથી બગડેલાં અને છિન્નભિન્ન થઇ જતાં જોયાં છે !

પેટલાદના મેળાવડા વખતે આણંદથી એક શિવાભાઇ અમને તેડવા આવ્યા હતા એ પણ બહુ રમુજી હતા અને રમણભાઇના હાસ્યરસ ઉપરથી પોતે પોતે પણ સ્વતંત્રપણે એવાજ હાસ્યરસનો ઉપયોગ કરતા હતા. વસો સોજીત્રા રેલ્વેને એ "જાનિયા કાનિયા" રેલ્વે કહેતા; કારણકે ચરોતરના પાટીદાર લોકો જાને જવામાં અને કાણે જવામાં જ એ રેલ્વેનો મુખ્યત્વે કરીને ઉપયોગ કરતા. પરન્તુ પાટીદારોએ, સાંસારિક બાબતોમાં સ્રીપુરૂષનાં કામની વહેંચણી

× ઉપરના વિચારો મારા મિત્ર, શ્રી ધૂમકેતુના એક અપ્રસિદ્ધ લેખમાંથી લીધા છે. હ. વ. દે.

કરી છે તેથી જાને જવાનું પુરુષોએ રાખ્યું છે ને કાણે જવાનું સ્ત્રીઓને સોંપ્યું છે, એ ખબર પણ શિવાભાઈએ અમને આપી હતી. પોતાને એક વખત ઘેર કંઇ પ્રસંગ પર ગણપતિપૂજન કરવાનું કહેવામાં આવ્યું. એ મૂર્તિપૂજાથી વિરૂદ્ધ હતા અને છતાં ઘરમાં શુભપ્રસંગે કંકાસ ન થાય તેથી પરાણે બેઠા. ગણપતિ તરફ ચાર ચોખા તો નાખતાં શું નાખ્યા પણ પછી સિદ્ધિબુદ્ધિની પૂજા કરવાનું કહેવામાં આવતાં તો એ ઉભા થઇ ગયા. એ કહે "હવે હદ થઈ છે, "એ નારીનો નાવલો જાણે હરાયું ઢોર" એવા હરાયા ઢોર જેવા બે સ્ત્રીના ધણીની તો હું પૂજા નહીં જ કરૂં.

શિવાભાઈની બીજી ઘણી આવી રમુજી હકીકતો છે પરન્તુ અહીં એ અસ્થાને છે. ઉપરની હકીકત પણ એટલા માટે કહી છે કે સ્વ. રમણભાઈએ ખીલવેલો હાસ્યરસ ગુજરાતમા કેવે કેવે રૂપે પ્રસરતો હતો તેની આપને જાણ થાય-સ્વ. રમણભાઈ પોતેજ કહેતા કે લેખકોનાં પુસ્તકો જ્યા સમાપ્ત લખાય છે ત્યાં પૂરાં થતાં નથી એનું એ દૃષ્ટાંત છે.

બીજી એક વખત અમે બધા પેટલાદની જ માફક નડિયાદ ગયા હતા. નડિયાદમાં શ્રીયુત કાન્તિલાલ છગનલાલ પંડ્યાને ઘેર ઉતરેલા અને બધા જમવા તો સાથે બેઠેલા પણ સ્વ. રમણભાઇએ ત્યાં ગડીબંધ અબોટિયું જમવા બેસતી વખતે પેહેર્યું. મેં પૂછ્યું આપે વળી આ શો વેશ કાઢ્યો? ત્યારે એ કહે કે "આ બધા નાગર રહ્યા. હું યે નાગર છું અને એમને લાગણી વખતે દુભાય નહીં તે માટે એમની ખાતર મ્હેં આ પહેર્યું છે. કોઈ કોઇ ઠેકાણે આવા જ સંજોગોમાં હું અબોટિયું પહેરૂં છું." પોતે, ચુસ્ત સુધારક હતા છતાં બીજાઓના મત તરફ અંતઃકરણનો બાધ ન હોય ત્યાંસુધી સહિષ્ણુતા રાખતા. રાજકીય વિષયોમા એમનો આ ગુણ મ્યુનિસિપાલીટીમાં અને બીજે સ્થળે ઘણીવાર દૃષ્ટિગોચર થતો હતો. સંસારસુધારાનું મકાન પ્રાતિક સમિતિને નામને ભાડે આપ્યું તે એમના આ ગુણને

લીધે. સસ્તા સાહિત્યવાળા ભિક્ષુ અખંડાનંદ એ મકાનનો નીચેનો ભાગ ભાડે લઇ એમની વતી ઘણું ખર્ચ કર્યું. એક વખત સ્વ. રમણભાઇ એ માટે અખંડાનંદ પર ખુબ ગુસ્સે થયેલા અને એમને એ મકાન ખાલી કરવાનું કહ્યું, પણ સ્વામીજીના કહેવાથી હું એમની ભલામણ લેઈ ગયો. એટલે શાન્ત થયા અને અખંડાનંદજીને જ એ જગા પ્રથમ માફક આપી. સ્વામીજીનાં ઘણાં પુસ્તકો એમને પસંદ નહોતાં અને જુનું સાહિત્ય પ્રસિદ્ધ કરી અખંડાનંદજી વહેમ ને ધર્માંધતામાં ઉમેરો કરે છે એમ પણ એમનું માનવું ખરૂં. છતાંએ અખંડાનંદજી શુદ્ધબુદ્ધિથી વિદ્યાવૃદ્ધિ માટે નિઃસ્વાર્થ પ્રયત્ન કરે છે એની એ કદર કરતા હતા. સ્વ. અંબાલાલભાઇ એક વખત કહે કે રમણભાઇને કહીએ કે "ગુસ્સે થાવ" તો એ શી રીતે થાય ? એ વાત મને અખંડાનંદજીના પ્રસંગપરથી સાંભરી. મેં જોયું કે એમને ગુસ્સે થવાનું કારણ હતું છતાં એ તરત જ શાન્ત થઈ ગયા.

જાહેરજીવનમાં આજ્ઞાપાલન-disciplineને બહુ માનતા. સ્વ. લાલશંકરભાઇના હાથ નીચે રહીને એમણે જે અનેક જાતની શહેરની સેવાઓ કરેલી તેમાં પોતે આજ્ઞાપાલનનો ગુણ બહુ વખાણવાલાયક રીતે કેળવ્યો હતો. એક પરિષદને પ્રસંગે મારા મિત્ર ઇશ્વિરલાલ નુરભેરામે લાલશંકરભાઇના સામું કંઈ ઠરાવની બાબત ઉદ્ધતાઇથી કડું વચન કહ્યું. લાલશંકરભાઇ ઇશ્વિરલાલને રમણભાઇ સાથે એ વિષે નિર્ણય કરવાનું કહીને જતા રહ્યા. રમણભાઇએ એ વિષે ઇશ્વિરલાલના મનનું સમાધાન કર્યું અને સાથે સાથે કહ્યું કે "તમારા જીવનમાં લોકસેવાનો આખો પ્રસંગ ઉભો છે. થાય એટલી સ્વતંત્રપણે દેશની સેવા કરજો. પરન્તુ એ વૃદ્ધ પુરૂષનું અપમાન શું કામ કરો છો? એ ઠરાવ એવો તે શો અગત્યનો છે કે એ તમે કહો છો એમ પસાર નહીં થાય ને બીજી રીતે થશે તો સત્યાનાશ વળી જવાનું છે! ધીરજ રાખો. ને જાહેરજીવનમાં આજ્ઞાપાલન તો શિખવું જોઇએ ! ઇશ્વિરલાલ પછી નરમ થઇ ગયા અને રમણભાઇની શિખામણ એમણે માની હતી.

( રાજદ્વારી બાબતમા હું એમના વિચારથી જુદો હતો; એ વિનીત હતા વફાદાર દેશભક્તિમા માનતા પરન્તુ તેમ છતા સ્વદેશભક્તિના કાવ્યોની એક મોટી આવૃત્તિ કરવાનું અમારા સ્વદેશી મિત્રમડળે માથે લીધુ એની છેલ્લી પસંદગી કરાવવા એ પુસ્તકની હસ્તલિખિત પ્રત હું એમની પાસે લેઇ ગયો દાદાભાઇ જયતિઓ અમે પૂર્ણ ધામધૂમથી કરતા સ્વદેશ ઉત્સવો કરતા અને પોળે પોળે સ્વદેશ કીર્તનો ગોઠવતા

આ દેશભક્તિના કાવ્યોએ તે સમયે ૧૯૦૫ થી ૧૯૧૫ સુધીમા ખુબ ઉત્સાહ ફેલાવ્યો હતો રમણભાઈએ તે વખતે એ કાવ્યોની પસદગી અમારા દૃષ્ટિબિંદુથી કરી આપી અને છતા સાહિત્યની દૃષ્ટિથી હલકા કે નિર્માલ્ય કાવ્યો એમા ન આવે એવી ખાસ કાળજી એમણે રાખી હતી એ સગ્રહમા શ્રી નગીનદાસ સઘવીના પણ કેટલાક કાવ્યો હતા તે એમણે પાસ કર્યા અને શ્રી સઘવી સાથે સામાજિક ને ધાર્મિક વિચારોમા એમને ખુદ મતભેદ હતો પણ એ મત ભેદની અસર એમના કાવ્યોની પસંદગીમા ન આવી તે જોઇને મને સ્વ રમણભાઇ તરફ પૂજ્યબુદ્ધિ થઇ હતી મારા એક મિત્ર તો એ પછી એટલે સુધી કહેતા કે " રમણભાઈ ઉપર આપણે કોઈ બાબતનો દાવો કરવો હોય તો આપણી દૃષ્ટિથી એ પોતાની વિરૂદ્ધ દાવા અરજી પણ લખી આપે એવા એ નિષ્પક્ષપાતિ અને ભલા છે ! "

એક સભામા કોઇ અજાણ્યા ગૃહસ્થ એક વખત બોલવા ઉઠયા કેમે કર્યા બેસે નહિ માથે કોઈ મિત્ર હતા તે કહે, આ વક્તા આટલુ બધુ લાબુ કરે છે તે આર્યસમાજી હશે રમણભાઈ કહે કે તે તો "ઓમ" બોલીને એમણે શરુ કર્યું ત્યારથી હુ સમજ્યો છુ

સુરત સાહિત્ય પરિષદ વખતે સ્વ વિભાકરે એક જુસ્સાદાર ભાષણ કરીને અભાજનોને ક્ષણભર ઉશ્કેરી મૂકયા હતા ડૉ સુમત મહેતા, હુ અને સ્વ રમણભાઈ પરિષદમાથી ઘેર જતા હતા ડૉ

સુમતિ એ ભાષણનાં ખુબ વખાણ કર્યાં અને કહે આજનાં તમામ ભાષણોમાં વિભાકરનું ભાષણ ઉત્તમ હતું.

રમણભાઇ—એમ કે ?

સુમંતભાઇ—હાજી.

રમણભાઇ—શું ઉત્તમ હતું ?

સુમંતભાઈ—તમને બધાને ઝાડયા.

રમણભાઈ—એ, એક ઉત્તમઃ પછી ?

સુમંતભાઇ—પછી તો એની છટા સરસ હતી.

રમણભાઈ—છટા તો કંઇ નો'તી. શબ્દજાળ verbocity હતી;

સુમંતભાઇ—શબ્દજાળ એટલે શું ?

રમણભાઇ—દાખલા તરીકે કોઈ બોલે કેઃ—"સન્નારીઓ અને અને સદ્‌ગૃહસ્થો ! માણસ એ ઝાડ નથી. માણસ એ પ્રાણી નથી. માણસ એ ઘોડો નથી. માણસ એ ગધેડો નથી પણ પણ માણસ એ માણસ છે !" અને બધા તાળીઓ પાડે અને કહે હીઅર હીઅર (સાંભળો સાંભળો) એનું નામ verbocity.

બીજે એક પ્રસંગે અમદાવાદની સાહિત્ય પરિષદ વખતે એ કહે "જુઓ ભાઇ ! પહેલેથી કંઈ કાર્યક્રમ બરાબર રાખજો, નહિ તો લલિતજી મંજીરા લઈને કંઈ ભજન ગાવા માંડી જશે ને લોકો કહેશે go on, go on—ચલાવો, ચલાવો. પ્રમુખ અપ્રિય થવાની બીકે એમને બેસાડશે નહિ, ને પરિષદ પરિષદને ઠેકાણે રહેશે."

સાહિત્ય પરિષદ ની એક કાર્યવાહક સમિતિમાં હું એમની સાથે વડોદરે ગયો હતો. તેજ દિવસે દશેરાની સવારી હતી. સમિતિમાંથી વહેલા પરવારી અમે સયાજીવિજયની ઓફીસે સવારી જોવા છજામાં બેઠા. પણ અમારી ને સ્વ. રમણભાઇની વચ્ચે મોટો ચક હતો. ચકની બીજી બાજુ, પણીવારે શ્રી. અંબાલાલ બુલાખીરામ જાની

ધોટા પાડીને પ્રેમાનંદનાં નાટકો પ્રેમાનંદનાં ખરાં કે નહિ એ વિષે સ્વ. રમણભાઈ જોડે વાદવિવાદ કરતા હતા. ત્યારે મને સમજણ પડી કે રમણભાઇ એ ચકના પડદાની બીજી બાજુએ જ હતા! પછી મેં પડદો ખસેડ્યો ને ધીમેથી કહ્યું કે સાહેબ ! અમને શી ખબર કે આપ અને મી. જાની અહીંજ હશો. અમને તો પડદો હતો એટલે, પાછળ કંઇ ઝનાનો હશે એમ લાગેલું !

સ્વ. રમણભાઈએ ધીમેથી કહ્યું કે અમને અમારી બાજુથી તમારી તરફ ઝનાનો હશે એમ લાગતું હતું.

સંસારસુધારો, વકીલાત, રાજકીય પ્રવૃત્તિ, સાહિત્ય, ધર્મસુધારણા અને મ્યુનિસિપાલીટી એટલામાં એમની શક્તિઓ ત્રિખરાઇ જતી જોઈને અમને દુ:ખ થતું. એકલા સાહિત્યમાં જ એ એકાગ્ર થાય તો કેવું સારૂં! એમ અમને બધા મિત્રોને વારંવાર લાગતું હતુ. એક બે વખત સાહિત્ય સભાની મીટીંગોમાં અમે એમનો પ્રમુખસ્થાન માટે ઉપકાર માનતાં ઉપર મુજબ કહેલું પણ ખરૂં; ત્યારે એમણે ફક્ત એટલોજ જવાબ આપેલો કે "I plead guilty to the charge" હું ગુન્હો કબુલ કરૂં છું. પરન્તુ પાછળથી મને સમજાયું કે સ્વ. ગોખલેના કહેવા પ્રમાણે આપણા દેશની પરિસ્થિતિ જ એવી છે કે હાલના સમામાં કોઇ એક વિદ્વાન માત્ર એક જ પ્રવૃત્તિ હાથમાં લઈને બેસી શકે એમ નથી. specialization એકજ વિષયમાં પારંગત થવાનું જુદી જુદી પ્રવૃત્તિઓના આપણા પર ગણાતા હક્કને લીધે બનતું હાલના જમાનામાં અશક્ય છે. રમણભાઈ બધામાં પડયા અને અતિશય કામને લીધે એમણે પોતાની જાતને ભાંગી નાંખી. એક વખત સ્વ. અંબાલાલ એમને કહેતા "રમણભાઈ તમારે દેશની બહુ સેવા કરવી છે કે થોડી ?"

રમણભાઇ—બહુ.

અંબાલાલભાઇ—તો શરીર સાચવો. આમ તો બહુ સેવા નહિ થાય ને થોડીએ નહિ થાય.

રમણભાઈ અંબાલાલભાઈનું કહેવું માનપૂર્વક સાંભળી રહ્યા પણ એનો અમલ એ ન કરી શકયા. સેવા અર્થે એમણે પોતાની જાત ને હોમી નાખી હતી.

સાહિત્યના અભ્યાસથી એમની બુદ્ધિ તેજસ્વી થઇ હતી. જીવનના અને દેશના મહાન પ્રશ્નો એમણે સમજી લીધા હતા. કવિતાના ઉપભોગથી એમનું હૃદય સુકોમળ અને આર્દ્ર થયું હતું. સંસ્કૃતના જ્ઞાનથી આપણા દેશની સંસ્કૃતમાં જે કંઈ સારૂં હતું તેની સાથે એમણે પોતાનો સંબંધ બાંધ્યો હતો. પશ્ચિમના કેટલાક સારા રીતરીવાજ ને સંસ્કૃતિના એ પૂજક હતા. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના યોગથી જ નવો યુગ ઘડાવવો જોઈએ એમ એ માનતા અને પોતાનું સમગ્રજીવન અને પોતાના કુટુંબના આચારવિચાર એમણે પૂર્વ અને પશ્ચિમનાં ઉત્તમ તત્ત્વોનાં મિશ્રણથી સર્જ્યાં હતાં.

સંગીત, સાહિત્ય અને કલાની ઉપાસનાથી એમણે પોતાનું અને પોતાનાં સગાં સંબંધીઓનું જીવન ઉચ્ચ અને રસિક બનાવ્યું હતું. કલા અને કવિતાનો ઉદ્દેશ આનંદ આપવાનો છે એમ એમણેજ પ્રતિપાદન કર્યું છે; અને આનંદ એટલે સચ્ચિદાનંદ પરમાત્માના આનંદસ્વરૂપનો અનુભવ એમ જ એમના કહેવાનું તાત્પર્ય હતું.

પરમાત્માનું દર્શન એ કુદરતમાં—સૃષ્ટિસૌંદર્યમાં કરતા. પ્રાર્થના સમાજના એક ઉપદેશકમાં એમણે કહેલું મને બરાબર યાદ છે કે પ્રભુનું દર્શન કુદરતમાં, મહાન પુરૂષોના જીવનમાં, ગીતા કે બાયબલ જેવા ગ્રંથોમાં અને આપણા પોતાના હૃદયમંદિરમાં થાય છે.

એ પરમાત્માના પરમ ભક્ત હતા—ઇશ્વરને સગુણરૂપે એ ભજતા. સપ્રેમ શ્રદ્ધા, સ્તુતિ, પ્રાર્થના અને સદાચાર એને, એ ભક્તિ ગણતા. ધર્મ એ જીવનમાં ઉતરવો જોઈએ એમ કહી ચારિત્ર્ય પવિત્ર બનાવવાનો એ આગ્રહ રાખતા. નિષ્કામ બુદ્ધિથી કર્તવ્ય કર્મ બજાવી સાચી લોકસેવામાં એમણે પોતાનું સમગ્ર જીવન વ્યતીત કર્યું છે.

લખીને, ભાષણો કરીને અને ઉપદેશથી એમણે ઉચ્ચજીવન અને અને સાચા ધર્મનો બોધ વારંવાર કર્યો છે

એડીમન પાસેથી એ હાસ્યરસ શિખ્યા—માર્ટીનો પાસેથી એ ધર્મવિચાર શિખ્યા અને એન્સાઈક્લોપિડિયા બ્રિટાનિકા પરથી અને મમ્મટ પરથી એ કાવ્યશાસ્ત્ર અને અલંકાર વગેરે પર વિવેચન કરે છે એમ કહી કહી અમારા સહાધ્યાયીઓમાથી કેટલાએ રમણભાઈ પ્રત્યેની મારી ગુરૂભક્તિ ઓછી કરાવવાનો પ્રયત્ન કરેલો પણ હું સ્થિર રહ્યો હતો કારણ એ હતુ કે દરેક મુમુક્ષુને જ્ઞાન ગમે ત્યાંથી લેવાની રજા છે કોઈપણ વિદ્વાન કશુ નવુ ઉત્પન્ન કરતો નથી માત્ર સ્વ. દી. બા અંબાલાલભાઈના શબ્દોમા કહુ તો દરેક અભ્યાસીએ, પોતે મેળવેલુ જ્ઞાન પોતાના કોઠામા ઉતારવુ જોઈએ રમણભાઈએ ઉપલા લેખકોનો બરાબર લાભ લીધો હશે એમા મને શકા નથી પણ એ બધુ જ્ઞાન એમણે પોતાના કોઠામા ઉતારી દીધુ હતુ આપણા સમાજનું એમણે અવલોકન કર્યું હતુ આપણા પ્રાચીન અને અર્વાચીન સાહિત્યનો બહુ લાગણીપૂર્વક એમણે અભ્યાસ કર્યો હતો અને આપણો દેશકાળ વિચારીને એમણે પોતાના જ્ઞાનનો આપણી જનતાના ઉદ્ધાર અર્થે ઉપયોગ કર્યો હતો, એટલુ મારે માટે બસ હતુ ધર્મ, સાહિત્ય તત્ત્વજ્ઞાન અને કાવ્યની આટલી બધી સાધનસામગ્રી કોઈ એક પુરૂષમા હોય તો એ વિરલ પુરૂષ મારે મન પૂજ્ય અને અનુકરણીય હતા

પ્રાર્થના સમાજમા, વાર્ષિક ઉત્સવો વખતે એમણે ઘણા કીર્તનો કર્યાં છે એ કીર્તનો મારફતે એમણે શુદ્ધ અને સરળ ધાર્મિક જીવનનો જે અનુપમ બોધ આપ્યો છે તે કદિ વિસરાય એવો નથી

ધાર્મિકજીવનનુ પ્રથમ લક્ષણ ચારિત્ર્યશુદ્ધિ છે અને ચારિત્ર્યશુદ્ધિ ' આત્મપરીક્ષા વગર થઈ શકતી નથી પ્રાર્થના સમાજના એક ઉપદેશમા એમણે કહ્યુ હતુ કે —

"બુરા દેખન મેં ગયો, બુરા ન મિલિયો કોય;
જો દેખું દિલ ખોજકે, મોસે બુરા ન કોય."

હૃદય હલાવી નાંખે એવી છટાથી એ ઉપલો દુહો બોલ્યા હતા. આત્મશ્લાઘા અને પરનિન્દામાંથી પરવારી, મનુષ્યે પોતાના અંતર તરફ વળવાનો એમાં એમણે બોધ કર્યો હતો. જો દિલ તપાસીને આપણે જોઈએ તો લાગ્યા વગર રહેતું જ નથી કે "મારા કરતાં વધારે ખરાબ તો કોઈ જ નથી." પછી નમ્રતા આવે છે, દીનતા આવે છે અને મનુષ્ય બંધુઓ તરફ સમભાવ થાય છે. ધર્મ માર્ગે જનાર માટે આત્મપરીક્ષા, નમ્રતા અને સમભાવ એ પહેલાં પગથિયાં છે.

પોતાના દોષ તારવી, ઈશ્વર સાંનિધ્ય મેળવવા ઇચ્છતા દરેક ભક્તે એ દોષો દૂર કરવા સફળ પ્રયત્નો કરવા જોઈએ. ધર્મમાં બાહ્ય આચારો બહુ કામના નથી. મનશુદ્ધિ એ જ ખરી શુદ્ધિ છે એમ એમનું કહેવું હતું:—

"નહિ, ગંગા સ્નાને, નહિ જલ પાને;
નહિ, વ્રત દાને, પાપ જાય.
મલ મલિનતા, શુદ્ધ કીધા વિના;
ધ્યાન, ઉપાસના, સર્વ વૃથા.
વૃથા સર્વ તીર્થ, વૃથા સર્વ તપ;
વૃથા સર્વ જપ, કર્મ વૃથા."

અંતરમાં પાપ ભર્યાં હોય ત્યાં સુધી પ્રભુમય જીવન બને જ શકતું નથી.—

ચન્દન સર્પ લિપેટિયા, ચન્દન કહા કરાય?
રોમ રોમ વિષ ભિનિયા, અમૃત કહા સમાય?

પાપમાં જ રચ્યોપચ્યો જીવ ઝેરી સાપ જેવો છે. એના રોમે રોમમાં વિષ ભરેલું છે. ત્યાં કદાપી પ્રભુરૂપી અમૃત એને મળે તોપણ એ સમાય ક્યાં?

ચંદનવૃક્ષને સાપ વીંટાઈને રહે પણ સુગંધીદાર ચંદન એને શું લાભ આપી શકે ? આ દૃષ્ટાંતથી એમણે પાપરૂપી ઝેરમાંથી મુક્ત થવા અમને સમજાવ્યા હતા. ( ઈ. સ. ૧૮૯૭ )

પાપ દૂર કર્યા પછી જ—જેમ નિર્મળ જળમાં આપણું સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે તેમ આપણા જીવનમાં પ્રભુનાં દર્શન થઇ શકે. જીવ, જગત અને બ્રહ્મનું ખરૂં સ્વરૂપ ખરો ભક્ત સમજી જાય અને પ્રભુપ્રાપ્તિથી કેવા અવિચળ સુખનો એ અધિકારી થાય છે તેનુ વર્ણન એમણે ઈ. સ ૧૮૯૮માં અમદાવાદ પ્રાર્થના સમાજના ૨૭ મા વાર્ષિકોત્સવ સમયે કર્યું હતુઃ—

" પાપ તાપ દુઃખ છુટિયાં, તિમિર ગયા મહુ દૂર;
હરિમુખ સંમુખ સર્વદા, મોદ અખંડિત ઉર.
બન્ધન બાધા નવ નડે, સત્કૃતિ ભક્તિ કરંત;
જતી રહી ભીતિ મૃત્યુની, સતત શાંતિ અનંત.—"

પ્રભુભક્તને પાપની પછી થતા પશ્ચાત્તાપનુ દુઃખ છુટી જાય છે એની બુદ્ધિમાં અજ્ઞાનરૂપી અંધકાર નથી. એનુ તિમિર દૂર થયુ છે મત્ર્ જ્ઞાનરૂપી દીપ એનો પ્રગટયો છે. એને ખરૂં જ્ઞાન થઈ ચુકયું છે. પ્રભુની સન્મુખ અને સન્મુખ—હરહમેશ એ રહે છે અને તેથી એના અંતઃકરણમા હમેશાં આનંદ છે ( મોદ અખંડિત ઉર )

એને સંસારેનાં કોઈ બંધન કે હરકતો નડતી નથી વાસનાઓ અને ઇન્દ્રિયોનાં પ્રલોભનો એ ઈશ્વરકૃપાથી જીતી શકયો છે. એનાં કર્મ, બધાં સારાં હોય છે-(લોકસંગ્રહ અર્થે એ વ્યવહાર કરે છે ) અને સદાયે કાળ એનું જીવન પ્રભુની પૂજાને જ અર્થે હોય છે

આ જગતમાં મોટામાં મોટી બીક પ્રાણીમાત્રને મોતની છે; પરન્તુ ભક્તને તો એ બીક પણ જતી રહી છે. એ સમજી ગયો છે કે મૃત્યુથી પણ પ્રભુના સામ્રાજ્યમાંથી તો દૂર જવાનુ નથી માત્ર

સ્થાન અને સ્થિતિ બદલાય છે. મીરાંબાઇનું આખ્યાન કહેતાં કીર્તનોમાં વર્ણવતા કે:—

"નથી ખિન્ન હું માત લગ્નપ્રસંગે,
નથી ચિત્ત મારૂં ભરાતું ઉમંગે;
વસ્યા નાથ સચ્ચિદ્‌ઘનાનંદ ચિત્તે,
જ્યાહાં જાઉં ત્યાં તે રહે સંગ નિત્યે."

પછી

મીરાંનાં ઝેર પીવાના પ્રસંગનું વર્ણન કરતાં એ કહે છે કે:-

વિષ પાન કરૂં, યદિ વા ન કરૂં,
હરિની સ્તુતિ હું કદી ના વિસરૂં,
વિષપાન વિના હરિ સંમુખ છે,
વિષ પાન પછી હરિનું સુખ છે.

ખરા ભક્તજનો સુખથી છલકાતા નથી. દુઃખથી ગભરાતા નથી. મોતથી પણ ડરતા નથી. એવા સુખી જીવોને હમેશાં અનંત શાંતિ હોય છે. જીવતાં જ એમને મોક્ષસુખ—શાંતિ પ્રાપ્ત થાય છે.

ઈ. સ. ૧૮૯૮માં છપ્પનિયો દુકાળ હતો. સ્વ. રમણભાઈ જો જુની પદ્ધતિના ભક્ત હોત, તો માત્ર ભગવાનનું ભજનકીર્તન કરીને એ સમય વિતાવત; પરન્તુ સ્વાર્થ પુરતા એ ભક્ત ન હતા. જે સમાજમાં એ ઉછર્યા હતા તેના દુઃખથી એમનું અંતર બળતું. એ વર્ષે જે કીર્તન એમણે કર્યું તેમાં:—

"દુઃખમેં ડરના સ્હેલ હૈ, ઠરના હે મુશ્કેલ;
શ્રદ્ધામેં ગાફેલ જો, વાકો દુઃખમેં ફેલ,
હરિ સે ગ્યાની હોત જો, દેવત હરિકો દોષ;
હરિ લીલાકો પાર નહીં, કયોં ને ધરોં સંતોષ!"

એ પદ ઉપર બોધ રચ્યો હતો. દૃષ્ટાંતો આપીને, એમણે સિદ્ધ કર્યું હતું કે ઇશ્વરના નિયમો બધા કંઈ આપણાથી સમજી શકાતા

નથી. પરન્તુ શ્રદ્ધા રાખીને આપણે માનવા જેવું છે કે એની બધી યોજનાઓ જીવોના કલ્યાણને જ માટે છે.

એ પ્રસંગે એમણે પુરાણોના જેવી એક નીચે પ્રમાણે કથા પણ ઉપજાવી કહાડી હતી.

મહા દુષ્કાળને અંતે લોકોએ કરી પ્રાર્થના:
'અન્ય કોને પ્રભુ ! સોંપો, વર્ષા કરી નિયત્રણા.

× × ×

છે આધાર અમારો તો સદા વર્ષાદના પર,
તે વિના વ્યર્થ આ જીવે, તૃષાર્ત ને ક્ષુધાતુર,
વનસ્પતિ પશુ પક્ષિ મનુષ્ય પ્રાણી ઉત્તમ,
જીવીએ સર્વ વર્ષાથી, વર્ષા એ સર્વનું ધન.'

× × ×

વર્ષાનું જ્યાં જલ નહિ મળ્યું, દુ:ખ સંતાપ ઉગ્ર,
લીલાં ક્ષેત્રો ઉજડ બનતા, પ્રાન્તના પ્રાન્ત વ્યગ્ર.
પામે ના કયા અગણિત જનો ધાન્યનો એક ગ્રાસ;
નાનાં મોટાં સ્થળ સ્થળ ભમે, છોડીને સર્વ આશ

× × ×

અસહ્ય એ છે પ્રભુ દુઃખ સર્વ,
એવી દશામાં નથી રહેતું ધૈર્ય,
અસંખ્ય છે ઇશ તમારી સૃષ્ટિ,
હશે જણાતી નહિં સ્વલ્પ પૃથ્વી
વિશાળ વિશ્વે ઉડિ ને અનેક,
ઐશ્વર્ય - ચિંતા તમને હશે જ;
એ સર્વમાં આ ક્ષિતિ કેરૂં વૃત્ત,
ચોડી હશે રે ગણનાનું લક્ષ્ય.

કદાપી સામ્રાજ્ય અપાર મળ્યે,
થની હશે વિસ્મૃતિ વૃષ્ટિ તંત્રે;
ને થાય તેનાં પરિણામ કારી,
ને વર્ષ વીતે ક્ષણ જ્યાં તમારી.

સોંપો તેથી, પ્રભુ અવરને, વૃષ્ટિની, આ વ્યવસ્થા;
લાવે વર્ષા, વિવિધ રીત જે, જ્યાંહ જ્યારે અપેક્ષા.

× × ×

કરો તેને આજ્ઞા શ્રવણ અમ વિજ્ઞાપન કરે,
કરે જેવી યાચના જન, વિધીથી તે વર્ષણ પડે.

બધે વર્સે વર્ષા ફળ ફુલ ભરેલી સહુ મહી,
અનાવૃષ્ટિ કિંવા વિપદ અતિવૃષ્ટિ તણિ નહી.
વિષ્ણુએ ઇન્દ્રને સોંપી, વર્ષાની ઘટના બધી;
પામ્યા સંતોષ લોકો ને આશાઓ ચિત્તમાં વધી.

આવ્યું ચોમાસુ ઝાપટું થયું, પાણી યથેચ્છ સૌ સ્થળે પડયું;
ઇન્દ્ર પાસે ખેડુત જઇ ઉભા, આવ્યાં અનેક આવતા બીજા.
માગ્યું કૈંકે વર્ષાદ તુર્ત આપો, કૈંકે માગ્યું હાલ બંધ રાખો,
માગ્યું કૈંકે આંતરે લીલું સૂકું; કૈંકે માંગ્યું માગ્યું પાણી પૂરૂં.

× × ×

પૂરતાં સર્વની ઇચ્છા, હાનિ ત્યાં સર્વને થઇ;
બગડયા પાક સર્વેના ઇચ્છાઓ અધુરી રહી.

જે ભૂમિયોમાં, થતી સ્વલ્પ વૃષ્ટિ,
ત્યાંના જનોએ બહુ માગી લીધી;
ને જ્યાં થતી વૃષ્ટિ વિશેષ નિત્ય,
ત્યાંના જને વૃષ્ટિ કરાવી સ્વલ્પ.

કોહ્યાં કૈંક ઠેકાણે ધાન, રેલે ઘેરાયાં કૈંક ગામ;
ફાટયાં વળી કૈંક તળાવ, જાત જાતના ફેલાયા તાવ.

કૈંક તરસે મુઆં પક્ષી પ્રાણી, કૈંક વૃક્ષોની જાત સુકાણી
કૈંક નદીઓમાં ખુટયાં નીર, પાંપત પામ્યા રંક અમીર.

× × ×

ફરી આવી વર્ષા ઋતુ જ્યારે, મહેલ રાજાનો બંધાતો ત્યારે
રાજા હતો બળવાન મોટો, જેનો અમલ બહુ દૂર પહોંચ્યો.
તેણે ઇન્દ્રને મોકલ્યું કહેણ, વર્ષા રોકજો છે મુજ વેણ;
મહેલ મારો હાલ બગડશે, એકાએક મેઘ જો પડશે.

× × ×

વળી અન્ય ભૂપે કરી યાચના કે,
ન વર્ષાદ વૈરી તણે દેશ આવે.
ઘણો દુષ્ટ વૈરી, દમતો પ્રજાને,
હરાવી હું રાખું સુખી ત્યાં બધાને.

વર્ષ એમાં પડયાં ભાર દુ:ખ સંકટ લોકમાં
અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ પીડા બે તણી સાથ જ્યાં.

વિપત્તિઓ ત્યાં વળી બીજી, વિધવિધ જે માગી લીધી,
ઉત્પાત થાયે વારે વારે, વાયુ, વિદ્યુત સૂર્યના ભારે.
ઇન્દ્રને કહેવા ગયા જ્યારે, કહે માત્ર વર્ષા વશ મારે;
જાણું ન સૂર્યના સર્વ નીમ, જાણું ન વાયુ કનડે કેમ.
જાણી સતાવશે વાર વાર, ઇન્દ્રે દીધાં પુરના દ્વાર;
અપ્સરા નૃત્ય જોવા બેઠો, છાને થાયે શોરજ હેઠો.
અમરાવતીમાં આનંદ કરે, કલ્પવૃક્ષની માળા ધરે,
બહારથી જે જન ઠોકે દ્વાર, વજ્રથી કરે તેને ઠાર.

ગયા વિષ્ણુ પાસે ફરીથી મનુષ્ય,
'અમારી હતી મૂર્ખતા એ અવશ્ય;
હિતાહિત જાણો તમે માત્ર સત્ય.

× × ×

બધી શક્તિ ધારો, તમે માત્રનિત્ય.
તમે સર્વ ચિંતા ધરો છો અમારી,
મૂકી મોહ આવ્યા સમીપે તમારી
સદા છો કૃપાળુ અહો નાથ હાથ '
કરી પ્રાર્થનાએ નમ્યો ભક્તસાથ.

એજ પ્રસંગે, એમણે કીર્તનમાં, એક સમુદ્ર માર્ગે સફર કરતાં વરવહુની વાત કહી હતી. "વહાણ ભરદરિયે હતું અને વાવાઝોડું થઇ આવ્યું. ઉતારૂઓ બધાં ગભરાઈ ગયાં. રોકકળ ચાલી પરંતુ પેલો પુરૂષ બિલકુલ ગભરાયા વગર ઇશ્વિર ઉપર ભરોસો રાખીને એક ખુણે શાન્તિથી બેઠેલો એની સ્ત્રીએ જોયો. સ્ત્રી પુછે છે—

" નથી કાંઇ બીતિ કેમ તમ મનેરે ?
જલનિધિ ભયંકર ઘણો. નથી કાંઇ
તરંગ ઉંચા નાવ લઈ કૂદે,
મહાવેગ થકિ ઝંઝાનિલ વહેરે,
જલનિધિ ભયંકર ઘણો."

જવાબમાં, પુરૂષ મ્યાનમાંથી તરવાર કહાડીને ઉભો રહે છે.

ખડ્ગ ખેંચી ધર્યું સામે, ઉગ્રધારા સ્ફુરી રહી,
પુછ્યું, " આથી બિહો છો શું ! લેશ એ મનની મહીં ! "

સ્ત્રી કહે છેઃ —

" ભય શાને ધરૂં ! અસિ પ્રિય કરે રૈ,
અસિધારા અતિ તીક્ષ્ણ ભલે, ભય શાને !
હસ્તે છે અસિ એવા કે મારા,
શુભ વિના બીજું કદી નવ કરે રે—
અસિધારા અતિ તીક્ષ્ણ ભલે. "

ત્યારે પતિ કહે છેઃ—

" સામગ્રી આ ભયભરી જલવાયુ કેરી,
છે એહવા પ્રિયકરે નિયમે રહેલી;
કે સુંદરી ! મનુજ ના શુભત્રીણ અન્ય,
ના સાધના કદિ કરે શિવ એહ હસ્ત.
કલ્યાણકારી કરૂણામય જે નિયંતા,
છે તેહના નિયમ મંગલ સિદ્ધિમંતા,
જે યોગ્ય તેજ કરતો પ્રભુ તે સમર્થ,
કો વ્યાધિ કાં મરણ કાં ભય કાં અનર્થ "

૧૮૦૫ માં તુકારામ બુવાનું ચરિત્ર એમણે કહેલું એનો મુખ્ય ભાગ નીચે પ્રમાણે હતોઃ—

" પ્રભુ ભક્તિમાં થયા લીન, તુકારામ બાવારે,
હરિને યાચે થઇ દીન, પ્રેમ રસ પાવા રે.
વ્યવહારે ચિંતા ઓછી, પરમાર્થે ભારે રે,
ભોળા સાદા તેથી લોકો ઠગે વાર વારે રે.
ભવસાગર તરવો મારે, ચિત્તમાં એ ચિંતા રે

ગણકારે નવ લેશ માત્ર, લોકની નિંદા રે.
કહાનોબા ભાઈ કર્યું તેણે ખતપત્ર ઝાઝાં રે,
ઉધરાણીએ સાથે ચાલો, લોકે રહે માઝા રે.
તુકોબા કહે ભાઇ એ છે કાગળના ઘોડા રે,
ભાગે જ્યાં ભવસાગરે આવે લોભ કેરા હોડા રે.
દુરાશા કેરૂં મૂળ એમાં ભર્યાં ખરા ખેટાં રે,
એમે ઈંદ્રાયણી માંહે નાખો, જાય પાપ હેઠાં રે.
કહાનોબા કહે 'તમે વૈરાગી સંતતીનું શું થાશે રે ?
ધન દ્રવ્યને નાશ કરો તો, કુટુંબ શું ખાશે? ' "

સાખી.

ખતમાંથી વ્હેંચી દીધાં, ક્હાનોબાને અર્ધ
અર્ધા નિજ નદીને દીધાં, ટાળ્યું સહુ દિલદર્દ.

આગળ ઉપર છત્રપતિ શિવાજી મહારાજ તુકાબાને મળવા બોલાવે છે.

"ઘણાં મોકલ્યાં વહાણો ને સવારો;
ક્હાવ્યું મુલાકાત માટે પધારો."
પાછો વાળ્યો તુકાબાએ, અને ઉત્તર મોકલ્યો;
રાજદ્વારે નહિ આવું હરિદ્વારે રહું વસ્યો,
છત્રપતિ મહારાજ પામ્યા આશ્ચર્ય એ થકી;
જાતે ગયા જુવા પાસે અષ્ટ પ્રધાનને લઇ.
દ્રવ્ય રત્ન મહામૂલ્ય ભેટ મૂક્યાં શિવાજીએ,
લીધાં નહિ તુકારામે ને વદ્યા મૃદુ વાણીએ.

મુજ દ્રવ્ય હરિ, મુજ રત્ન હરિ! હરિ ખોળું સદા બહુ યત્ન કરી,
હરિ પ્રેમ સુધા રસ પાન વિના તરવો શિં રિતે ભવસાગર આ!

ઇ. સ. ૧૯૨૫માં જે કીર્તન કર્યું તેમાં એક ગદાધર સ્વામીની વાત એમણે કહી હતી તે નીચે પ્રમાણે છેઃ

માર્ગે મંદિર જોયું ભારે ગદાધર દાસ ઉભા દ્વારેઃ
દર્શન કરવાં બહુ લોક જાય, મંદિરનો મહિમા વખણાય.
અચરત એવું દીઠું ત્યાંય દૃષ્ટિ ન કોની દર્શન માંય;
પાછું વળીને જે તે જોય, રખે જોડા ચોરે કોય.
જોડા સંભાળે ને પગે લાગે, બન્ને કાર્યો ચાલે સાથેઃ
જોડા એ દેવ ને જોડા એ વિત્ત, દર્શનમાં નથી કોનું ચિત્ત.

ન્યૂનતા ભક્તિની જોઈ, થયા ખિન્ન ગદાધરઃ
દ્વારપાલ થઇ ઉભા, ભક્તિની વૃદ્ધિ ખાતર.

કહ્યું ત્યાં લોક સર્વેને, 'જાઓ નિશ્ચિંત મંદિરે;
સાચવું છું અહિં જોડા, પાછું જોશો ન કોઇરે.'
ગદાધર બેઠા ખૂણે આવે, આવ્યો ચોર ત્યાં થોડી વારે;
ધાર્યું લાગે છે એકાન્ત ઠીક, પરદેશીની ન લાગી બીક.
બાંધ્યો ગાંસડે જોડાનો ઢગ, કહ્યું અલ્યા ઉચક ઝટ;
મૂગે મ્હોડે મજૂર થયા, ચોરની સાથે સ્વામી ગયા.
સ્વામીને ઓળખ્યા કોએ, વાટે પુછ્યું મહેનત શાને માટે?
હસીને સ્વામી કહે વચન એવાં, પાપથી સહુને બચાવી લેવા.
મંદિરે આવે જે દર્શન સાટે, વળી ચોર જે આવે ચોરી માટે:
બન્નેની લાલચ જેમાં લાગી, પાપ મૂળ હું લઈ જાવું ત્યાગી.

આવાં દૃષ્ટાંતો અને કથાઓ કહ્યા પછી એ ગીતાનો સુપ્રસિદ્ધ શ્લોક ટાંકતા હતા કેઃ—

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥**

ઉપર મુજબ આટલું જ્ઞાન થયા છતાં, કર્મના અને આચરણના નિયમો સ્પષ્ટપણે સમજાવ્યા છતાં આપણે મનની દૃઢતા કેળવવામાં ઘણીવાર નબળા રહીએ છીએ. ઇશ્વર ઉપર શ્રદ્ધા-ભક્તિ હોય છે છતાં કોઇ અણીને પ્રસંગે આપણે નિશ્ચયાત્મક પગલું ભરતા નથી અને કોઇ છૂપી વાસનાને વશ થઈ જઈએ છીએ. આખા જીવન-ભરનું જ્ઞાન તે વખતે જાણે જતું રહે છે અને ચારિત્ર્યની દૃઢતા સચવાતી નથી. મનુષ્યજીવનમા જો કોઈ કરુણરસિક પ્રસંગ હોય તો તે આવો સંજોગ છે. સ્વ. મણિશંકર ભટ્ટનું "વસંતવિજય" એના કાવ્ય તરીકેના ઉત્તમ ગુણો ઉપરાંત જો સ્વ. રમણભાઇને અત્યંત પસંદ પડયું હોય તો એમાં પાંડુ રાજા અણીને પ્રસંગે વિવેક ખોઇ બેઠો છે તેને લઈને હતું એમ મારૂં માનવું છે. એવે પ્રસંગે સ્વ. રમણભાઈ ઈશ્વરની પ્રાર્થના કરવાની ભલામણ કરે છે; અને પોતાના બળનું અભિમાન ન રાખવા ચેતવે છે.

રાઈના પર્વતમાં જો કાઈપણ ઉત્તમ બોધ હોય તો રાઈ જ્યારે ધર્મનું જ પાલન કરવાનો નિશ્ચય કરે છે તે પ્રસંગે એ બોધ આપણુને મળે છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે રાઈના પર્વતનો એ જ central idea-મુખ્ય આશય છેઃ—

એ રહ્યા તુજ સમીપ માર્ગ જ્યાં
તું ગ્રહે ઉભયમાંયિ એક ત્યાં.

એમ સ્પષ્ટ થતાંજ રાઈ નિશ્ચય કરી નાખે છે અને તે જ પ્રમાણે બહાદુરાઈથી વર્તે છે તે વખતે એ બરાબર કહે છે કેઃ—

"જાઓ ભલે જીવન આશ સર્વે !
ઉત્પાત થાઓ ! ઉપહાસ થાઓ !
થાઓ તિરસ્કાર વિનાશ થાઓ !
ન એક થાજો પ્રભુ પ્રીતિ નાશ."

પછી ( ઘુંટણીએ પડીને ) "પતિતોદ્ધારક પ્રભુ !" એમ કહીને એ સ્તુતિ કરે છે.

સન્મતિ પ્રેરી છે જેવી, આપજો બળ તેહવું;
કે હું સર્વસ્વ છોડીને, તમને વળગી રહું.

પછી ( ઉભો થઈને ) કહે છેઃ

"હવે મને ભીતિ નથી. શંકા નથી. મારા કર્તવ્યનો માર્ગ સ્પષ્ટ અને સીધો દેખાય છે. આજે હું ઘણે મહિને નિરાંતે ઉંઘીશ."

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

મને લાગે છે કે સ્વ. રમણભાઈના ધર્મનો અર્ક મેં ઉપરના ઉતારામાંથી આપને આપ્યો છે.

જીવનમાંથી, "ન એક થાજો પ્રભુ પ્રીતિ નાશ." એ, એક લીટીમાં પણ એમનો જીવન મંત્ર સમાઈ જાય છે.

અનેક પ્રસંગે, એ જ વસ્તુ એમણે બહુ રીતેથી અમને કીર્તનોમાં કહેલી મને યાદ છેઃ—

"હરિ પ્રેમ સુધારસ પિયે બિના,
ભવસાગર કિસ વિધ તરના હૈ?"

એમ ૧૯૦૫ મા કહ્યુ હતું. પછી ૧૯૧૨ મા

જીનકે હૃદયે, ભગવત નહીં,
ઉન નર અવતાર લિયે ન લિયે

એ દુહા પર ઉપદેશ કર્યો હતો અને કહ્યુ હતુ કે

"શુષ્ક જ્ઞાનસે કુછ નહી સુધરે
ક્યોં લિખ લિખ પુસ્તક ધરના હૈ
પ્રાણો માહે મન રાખો ઉન્હે
યદિ ભય દુ ખ શોક નિવરના હૈ"

એમનુ છેલ્લુ ઉત્તમ કીર્તન ઘણુ કરીને ૧૯૨૫ મા થયુ હતું એમા પણ એ જ વાત હતી

"પરમ પવિત્ર પુરુષસે જીનકી,
પ્રીતિ નિરતર લાગી,
પ્રભુ સેવા બિન ઔર ન ઇચ્છા
સોઇ પુરુષ બડ ભાગી"

સ્વ રમણભાઇ પણ બડભાગી—મડા ભાગ્યશાળી હતા સાક્ષર જીવન એમનુ સાર્થક થયુ હતું કવિતા, સગીત અને કલાની મદદથી પેતે ઉન્નત જીવન ભોગવ્યુ હતુ અને બીજાઓ ભોગવે એવા અવિશ્રાત પ્રયત્નો કર્યા હતા રસેશને એમણે ઓળખી લીધા હતા તેથી શુષ્ક ઉપદેશકોના જેવો એમનો ઉપદેશ ન હતો "રસ હાગ" મા એ રહેતા એમણે પોતે જીવનભર હરિરસ ખૂબ પીધો હતો અને અમને પણ પાયો હતો

૬-૩-૩૧
પ્રીતમનગર—અમદાવાદ } હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ.

(બુદ્ધિપ્રકાશ માર્ચ-એપ્રીલ ૧૯૩૧)

## સ્વ. સર રમણભાઈ સાથેનો એક પ્રસંગ.

नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता। રાજા અને લોકો એનું કાર્ય કરે એવો પુરુષ મળવો દુર્લભ છે. આ વચન સાક્ષર સર રમણભાઈને પૂરેપૂરૂં લાગુ પડે છે, અને તેના પુરાવા અર્થે નીચેની હકીકત જણાવવા રજા લઉં છું.

સને ૧૯૧૦ ના સપ્ટેંબરની ચોથી તારીખે અમદાવાદના સ્વદેશી મિત્રમંડળે પ્રતિ વર્ષના શિરસ્તા મુજબ જાહેર મેળાવડો કરી હિંદના દાદા દાદાભાઈની જયંતિનો ઉત્સવ ઉજવ્યો હતો. ત્રણ ચાર વર્ષથી તે પ્રસંગના અંગે મંડળી તરફથી "સ્વદેશી કીર્તન" નામનું નાનું પુસ્તક માન્ય લેખકોના સ્વદેશાભિમાની ગીતોના સંગ્રહ રૂપે છપાતું હતું. તે પ્રમાણે ઉપર દર્શાવેલા વર્ષમાં પ્રસ્તુત વાર્ષિક ઉત્સવના પ્રસંગે પણ તે પુસ્તક છપાયું હતું.

હિંદના વાઇસરોય લૉર્ડ કર્ઝને બંગાળ ઇલાકાના વિભાગ કર્યા તેના પરિણામે *બંગભંગની વિરુદ્ધ તીવ્ર ચળવળ આખા હિંદુસ્તાનમાં* જન્મ પામી હતી. રાજકીય વાતાવરણમાં જે પ્રચંડ જાગૃતિ તે સમયે ઉત્પન્ન થઇ તે હાલ ભૂતકાળની ઐતિહાસિક બીના બની છે, પણ તેનાથી લોકોમાં રાજકીય બાબતનો દૃષ્ટિકોણ સદંતર બદલાઈ ગયો અને આખા દેશને પોતાનું ભાવિ ઘડવાનો અબાધિત હક છે એવો ભાવ કેટલાકના મનમાં ઉદ્ભવ્યો. જો કે લૉર્ડ કર્ઝન ઈંગ્લાંડના સાર્વભૌમત્વ (Imperialism) નો અથંગ પ્રતિપાદક હતો અને

હિંદુસ્તાન પરત્વે તેનાં સઘળાં કૃત્યો તેને સદાની ગુલામગીરીમાં નાખવા માટે યોજાએલાં હતાં છતાં તેનાં કૃત્યોની પરંપરાની એની હાકેમગીરીથી જે શરૂઆત થઇ તેની ટોચ ઉપર ચડે એવા બંગભંગના એની કારકીર્દીના છેવટના કૃત્યથી હિંદ હિમાલયથી કામોરીન સુધી ખળભળી ઉઠયું અને એનાથી સ્વદેશને હિતકર જુદી જુદી જાતની હિલચાલોને એવી અનન્ય પ્રકારની પ્રગતિ મળી છે તેવી રીતે હિંદને પણ વૈરભાવે લૉર્ડ કર્ઝનરૂપી ઉદ્ધારક મળ્યો એમ સર્વ સ્થળે મનાયું.

અમદાવાદમાં પ્રથમ જણાવ્યું તે પ્રમાણે બંગભંગના પરિણામે લોકોમાં સ્વદેશી ચળવળ ચલાવવા સ્વદેશી મિત્રમંડળ નામની સંસ્થા સ્થપાઇ હતી. લોકોમાં સ્વદેશી ચળવળ ફેલાવવા અને રાજકીય જાગૃતિ લાવવાનું કામ તે યથાશક્તિ કરતી હતી. જો કે પ્રસ્તુત મંડળે પોલીસની અને તે દ્વારા સરકારની કાંઇક ખફગી શરૂઆતથી વહોરી હતી છતાં તેના કાર્યમા રાજદ્રોહનું સીધું આરોપણ ત્યાં સુધીમાં થયું ન હતું. પણ તે સમયના કેટલાક રાજ્યચારોને અમદાવાદમાં કાંઇક સનસનાટી ( Sensation ) કરી બતાવવાની અને તે દ્વારા તેમના બળનું પ્રદર્શન કરી બતાવવાની ઇચ્છા નિમિત્તે સ્વદેશ કીર્તનના પુસ્તકમાં તેમને રાજ્યદ્રોહની ગંધ જણાઇ. અને ત્રણ ચાર વર્ષથી જે પુસ્તક અને ગીતો છપાતાં હતાં અને જે નિર્દોષ મનાતાં હતા તેને રાજ્યદ્રોહી ગણી મંડળના મંત્રી અને પુસ્તકના પ્રકાશક, નીચે સહી કરનાર અને તેના સહતંત્રી શ્રીયુત મણીલાલ કેશવલાલ પરીખ તે બે ઉપર રાજ્યદ્રોહી પુસ્તક પ્રકાશ કરવા બાબત ૨૦૦૦ રૂપિયાના જામીન અને ૨૦૦૦ રૂપિયાના હાથ મુચરકા પ્રત્યેક પાસેથી લેવા સરકાર તરફથી ફોજદારી મુકરદમો માંડવામાં આવ્યો.

સદરહુ મુકરદમામાં પુસ્તકનું પ્રકાશન કાર્ય કબુલ કરી તે રાજ્યદ્રોહી હોવાનો ઇનકાર કરવામાં આવ્યો અને બચાવની તૈયારી

કરી. ફરિયાદનામામાં આખા પુસ્તકને બ્રિટિશ વિરોધી ભાવ (Anti-British Spirit) વાળું અને ૧૨૪ અ કલમ નીચે આવી જતું જણાવવામાં આવ્યું હતું અને ખાસ કરીને સ્વ૦ જીવાભાઈ અમીચંદના " દુઃખીઆનો વિસામો રે, માડી ત્હારી ઝુંપડી " અને શ્રીયુત સંઘવીનો " હું દીવાનો દેશનો, મ્હને કોઇ ન સતાવો " આ બે ગાયનોને રાજ્યદ્રોહી જણાવવામાં આવ્યાં હતાં. બચાવ અર્થે પુસ્તકમાં ગીતોનો યથાર્થ અર્થ કરી શકે તેવા સમર્થ વિદ્વાનને તેમ જ બે માણસ આરોપીઓની સારી વર્તણુક વિષે કહી જાય એવાને સાક્ષી તરીકે બોલાવવા નિર્ણય થયો. સાક્ષર તરીકે સર ( તે વખતે રા. રા. ) રમણભાઈને ખાસ બોલાવવાની જરૂર જણાઇ. કારણ કે સાક્ષરોમાં અગ્રેસર તરીકે તેમ જ સાહિત્યસભા કે જેના તેઓ પ્રમુખ હતા તેની તરફથી પણ આવું એક પુસ્તક છપાયું હતું તેમાં સદરહુ ગાયનોનો સમાવેશ થએલો હતો, તે તરીકે તેમની સાક્ષી ઉપયોગી થઇ પડે. પ્રશ્ન એ હતો કે રા. રા. રમણભાઇ સરકારની વિરુદ્ધ અને તે પણ કહેવાતા રાજ્યદ્રોહના કેસમાં સાક્ષી પુરવા જેટલી હિંમત ધરાવશે કે નહિ; તે પ્રશ્ન વાસ્તવિક રીતે મુશ્કેલી ભર્યો હતો. કારણ કે જે પાંચ ગૃહસ્થોને સાક્ષી તરીકે બોલાવવા ધાર્યા હતા તેમાંના એકે સાક્ષી તરીકે આવવા ના પાડી અને કારણ તરીકે જણાવ્યું કે તેમને જુબાની આપવી ફાવશે નહિ અને કદાચ જુબાની વખતે તે ગભરાઈ જાય. બીજા એક ગૃહસ્થ જે રાવ બહાદુરની ઉપાધિથી વિભૂષિત હતા અને જે સરકારી નોકરીમાંથી ફારેગ થએલા હતા તથા જેમની સાથે આ લેખકને ગાઢો અંગત સંબંધ હતો અને જેમણે ગુજરાતના સામાજિક જીવનમાં અતિશય ઉત્તમ કાર્ય જીંદગીભર બજાવેલું હતું તેમને પૂછવામા આવતાં તેમણે અતિશય ધૃણા સાથે ઉદ્‌ગાર કહાડયા કે, ' ભાઇ, દાદાભાઈ જયંતિ વિગેરે ઉજવો છો તે ઠીક છે, મ્હને જો કે આવી રાજકીય હિલચાલો પસંદ નથી છતાં હું એક વખત આ જયંતિમાં આવ્યો હતો અને તેમાં તમે સ્વદેશી કીર્તનનાં જે ગાયનો

ગવડાવો છો, તેમાં ખાસ કરીને "એક દિન એવો આવશે જ્યારે અમીઝરણો ઝરતા પૃથ્વીને ય પલાળશે" એ ગાયન જ્યારે નાના છોકરાઓના સમક્ષ મ્હેં ગવાતાં સાભળ્યું ત્યારે તેમના કુમળા મનમાં જે ઝેર તમે રેડના હતા તેનાથી મ્હને કંપારી છૂટી!!!'* રા. રા. મગનભાઈ ચતુરભાઇ પટેલના આ ગીતનો ભાવ કેટલો ઉચ્ચ છે અને તેનો જે અર્થ રાવ બહાદૂરે કર્યો તે કેટલો વિપરીત હતો તે ચર્ચવાનુ આ સ્થાન નથી આ બે ગૃહસ્થોના ઉત્તર સાંભળી અમે કાઇક નાસીપાસ થયા અને કાઇક વિસ્મણુ મને રા. રમણભાઇને ત્યા ગયા એમને મળી સઘળી હકીકત જણાવી અને પૂછ્યું કે તેઓ અમારા સાક્ષી તરીકે આવશે કે કેમ ? તેના ઉત્તરમાં તેમણે કોઈપણુ જાતના સંકોચ વિના હા પાડી. તેમના ઉપર સમન્સ કઢાવવા જણાવ્યુ અને વિશેષમા મુદતની ખબર વખતો વખત આપતા રહેવાને માટે અમને કહ્યુ. સાક્ષી તરીક આવવા આટલી તત્પરતા બતાવી એટલું જ નહિ પણ મુદતના દિવસે કોર્ટમા એમની ઘરની ગાડીમા વખતસર હાજર હતા. અને સરકારે તો અમારા સામેનો મુકદ્દમો પાછો ખેચી લીધો એટલે એમની અગર બીજા કોઇની સાક્ષીની અમને જરૂર પડી નહિ છતાં અમને મુકદમો પાછો ખેચી લેવાવાના કારણે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ મી સ્લેડને છોડી મેલેલા જાહેર કરી જવા રજા આપ્યા બાદ, "મ્હારૂં કાંઇ હવે કામ છે, મ્હને રજા છે ?" એવા અતિશય વિનય અને સૌજન્યભર્યા શબ્દોથી જવાને અમારી અનુમતિ લીધા બાદ તેઓ (રા. રમણભાઈ) અમારાથી જુદા પડયા. ખરેખર, તેમના આવા ઉચ્ચ પ્રકારના સૌજન્ય, નિડરતા અને વિવેકે અમારા મનપર ઉડી છાપ પાડી અને બીજાના પડખે વિરોધરૂપે કાઇક અનેરા

---

* આમા કાઇ રાવબહાદૂરનો દોષ કહાડવાનો આશય નથી.

સરકારી સેવામાથી નિવૃત્ત થએલા તેમ જ સરકાર સાથે ન્યૂનાધિક નિસ્બત ધરાવનારા મનુષ્યનું માનસ સામાન્ય રીતે તે સમયે એવું જ હતુ. રાવબહાદુરની લોકોપયોગી તેમ જ સામાજિક સેવાનુ મૂલ્ય આ લેખક બહુ જ ઉચુ આકે છે.

પ્રકારની ભાત પાડી. અમને તે વખતે તેમની સાક્ષરતા અને વિદ્વત્તાની સાથે તેઓ "Every Inch a Gentleman" હતા, તેમ જ ઔદાર્ય અને મતાંતરક્ષમતાના ગુણ પણ તેમનામાં વિશિષ્ટ રીતે હતા તેનું પણ ભાન થયું. ગુજરાતની સૌથી શ્રેષ્ઠ ગણાતી વડનગરા નાગર જાતિના તેઓ ખરેખર ભૂષણરૂપ હતા અને "નાગરિકતા"ના નામથી સૂચવાતા ગુણો તેમ જ culture થી તે અલંકૃત હતા તે બાબતના તેમની સાથેના પ્રસંગો તેમના લેખો અને તેમનાં ભાષણો પુરતી રીતે પ્રમાણ રૂપ છે જેમાં આશા છે કે આ પ્રસંગ ઉમેરો કરશે.

અમદાવાદ
તા. ૨૧-૯-૨૮

ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

(વસન્ત વર્ષ ૨૭ અંક ૮)



હીરાલાલ ફોજદારની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલનું રહેઠાણ

•

## રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠનું જીવનવૃત્તાંત.

સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ નીલકંઠ મહેતાએ નવાબના દરબારી તરીકે સારી નામના મેળવેલી. ત્યારથી એમના વંશજો નીલકંઠ મહેતાના ઉપનામથી ઓળખાય છે. એ જ કુટુંબમાં રા. સા. મહીપતરામનો જન્મ થયેલો સૌ કોઈ કાળું પાણી–દરિયો–ઓળગવાને ડરતું અને નાતનો વળી ત્રાસ, તેવે વખતે શિક્ષણ પદ્ધતિનું નવું જ્ઞાન અને વિશેષ અનુભવ લેવાને તેમણે ઇંગ્લાંડ જવાનું સાહસ ખેડેલું. એ રીતે પરદેશ ગમનનું દ્વાર ગુજરાતીઓ માટે ખુલ્લુ કરી આપવાનું માન તેમને ઘટે છે. પણ તેના કરતાએ કેળવણીકાર તરીકે તેમની પ્રસિદ્ધિ અને કીર્તિ જાદે છે. ખરી રીતે ગુજરાતમાં કેળવણીનું વૃક્ષ તેમણે જ ઉછેરી પોષેલું, જેનાં મિષ્ટ ફળ આપણે અત્યારે અનુભવી રહ્યા છીએ. તેમના હાથ નીચે શિક્ષણ લીધેલા સેંકડો સ્કોલરો અદ્યાપિ તેમના પ્રતિ ગુરૂભક્તિ દર્શાવી તેમનું પ્રેમપૂર્વક સ્મરણ કરે છે.

પોતે કેળવણી અને જ્ઞાનનાં સારાં અને સુંદર પરિણામ જોએલાં તેથી જનતામાં તેનો બને તેટલો પ્રચાર કરવાને તેઓ યથાશક્તિ યત્ન કરતા. હરકોઇ સાર્વજનિક હિલચાલમાં તેઓ જોડાતા. ઘણાં વર્ષો સુધી તેઓ "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" ના ઑનરરી સેક્રેટરી રહ્યા હતા. વળી "અમદાવાદ પ્રાર્થના સમાજ" સ્થાપવામાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધેલો. એમનાં પત્ની પાર્વતીકુંવર

પણ એટલાં સુશીલ અને પ્રેમાળ હતાં, અને પોતાના પતિ સાથે તેઓ પણ જાહેર હીલચાલમાં રસ લેતાં. એમના ગુણોનું સુંદર વર્ણન સ્વ. કવિ ગણપતરામે તેમના પાર્વતીકુંવર ચરિત્રમાં કર્યું છે. એવી પુણ્યશાળી બાઈના પેટે જન્મ લેવો એ પણ એક સદ્ભાગ્ય છે.

સન ૧૮૬૮ ના માર્ચની ૧૩ મી તારીખે રા. બ. રમણભાઈનો જન્મ થયો હતો. તેઓ રા. સા. મહીપતરામના ત્રીજા–સૌથી ન્હાના પુત્ર હતા. તાજુબી ભરેલું તો એ છે કે ચાર વર્ષની છેક કાચી વયે, કેળવણી શાસ્ત્રમાં નિષ્ણાત એવા રા. સા. મહીપતરામે, તેમને–રમણભાઈને–પ્રાથમિક શિક્ષણ આપવું શરૂ કરેલું. આઠ વર્ષની વયે તો તેઓ ઈંગ્રેજી વર્ગમાં દાખલ થએલા અને પંદરમે વર્ષે સન. ૧૮૮૩ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા અમદાવાદ વિભાગમાં સૌથી ઉંચે નંબરે પાસ કરેલી. યુનિવરસિટિની પરીક્ષામાં ફત્તેહમંદ નિવડતાં તેઓ સન ૧૮૮૪ માં ગુજરાત કૉલેજમાં જોડાયા; એક સ્કોલરશીપ પણ મળી. પણ તે વખતે મુંબાઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થનું આકર્ષણ જબરૂં હતું; તેથી બીજે વર્ષે અહિંની શિષ્યવૃત્તિનો, લાભ છોડીને તેઓ એલ્ફીન્સ્ટન કૉલેજમાં ગયેલા.

નબળી તબીયતને લીધે ૧૮૮૬ માં ૭ માસ સુધી તેમણે અભ્યાસ શિથિલ કર્યો તે પ્રસંગે તેઓ પાછા ગુજરાત કૉલેજમાં થોડો વખત આવેલા. પણ બી. એ. ની ડેગ્રીની પરીક્ષા તો તેમણે સન. ૧૮૮૭ માં એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી જ પાસ કરેલી. આપણા ઘણાખરા દેશનેતાઓ પોતે એલ્ફીન્સ્ટોનીઅન હોવા માટે મગરૂરી લે છે તેમ રા. બા. રમણભાઈ પણ પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થના હાથ નીચે શિક્ષણ અને તેમનો સહસંપાદન કરવાની સાથે એક એલ્ફીન્સ્ટોનીઅન તરીકે પોતાના હક–Privilege–લેખતા હતા. બી. એ.માં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એમનો ઐચ્છિક વિષય હતો. એમ. એ. માં તત્ત્વજ્ઞાન લઈને બેસવાની તેમની ઉમેદ હતી પણ તે બર આવેલી નહિ. તેમના સહાધ્યાયીઓમાં સર મનુભાઈ નંદશંકર મહેતા, મણિશંકર

રતનજી ભટ્ટ અને પ્રો. કાશીરામ સેવકરામ દવે. એઓ મુખ્ય હતા.
પ્રો. બળવંતરાય તો તેમની એક વર્ષ આગળ હતા. છતાં એ ગુજરાતી
મંડળીએ કૉલેજમાં ગુજરાતી એલ્ફીન્સ્ટન સભા સ્થાપેલી, જેમાં
રા. બા. રમણભાઈએ 'કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ' વિષે વ્યાખ્યાન
આપેલું, જે હજી પણ મનનીય માલુમ પડશે.

સન ૧૮૮૯ માં એમનાં લગ્ન જાણીતા સુધારક સરદાર ભોળાનાથ
સારાભાઈનાં દૌહિત્રી વિદ્યાગૌરી સાથે થયાં. એમનું પહેલું લગ્ન સુરતમાં
સન ૧૮૮૪માં થયેલું પણ પહેલાં પત્ની સન ૧૮૮૮માં સ્વર્ગસ્થ થયેલાં.

એમ. એ ના અભ્યાસ માટે પ્રયત્ન જારી રાખ્યો હતો. તે
દરમ્યાન અમદાવાદ ડિસ્ટ્રીકટ કોર્ટના હેડ ક્લાર્ક અને ક્લાર્ક ઑફ ધી
કોર્ટ (શીરસ્તેદાર) નિમાયા. તે પછી એલ. એલ. બી. થઈને એક
માસ અમદાવાદમાં સબ જડજ નિમાયા તે પૂર્વે સન. ૧૮૯૧
માં રા. સા. મહીપતરામભાઈ કૉલેરાના એકાએક ભોગ થઇ પડ્યા
એ દુઃખદ બનાવ પછી અમદાવાદ છોડવું તેમને ગમ્યું નહિ અને તેથી
અમદાવાદ ડિસ્ટ્રીક્ટ કોર્ટમાંની નોકરી સને ૧૮૯૭ માં છોડી તેમણે
વકીલાત કરવા માંડી. આ પછી તેમની સબ જડજ તરીકે ગોઠવેણ
નિમણૂક થઇ પણ તેમણે તે વાત ના પાડી. આજે એક બાહોશ
અને આગેવાન વકીલોમાં તેમની ગણના થાય છે. કેટલાક માને છે
કે એક સબ જડજ તરીકે તેઓ ચાલુ રહ્યા હોત તો તેમની કારકિર્દી
કંઇ જૂદુંજ રૂપ લેત; તેઓ સાહિત્યના ક્ષેત્રમાં વિશેષ ફાળો આપી
શકત; પણ એ પ્રશ્નની ચર્ચામાં આપણે અહિં નહીં ઉતરીએ. સને
૧૮૮૮ માં બ્રાહ્મણોમાં પ્રચલિત વિવાહપદ્ધતિનું (મંત્રો, આચારની
ક્રિયાઓ અને ભાષાન્તર સાથેનું) 'વિવાહ વિધિ'નામે પુસ્તક તેમણે
બહાર પાડ્યું.

સન ૧૮૮૭ માં બી. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી
"પ્રાર્થના સમાજ" તરફથી પ્રસિદ્ધ થતા માસિક 'જ્ઞાન સુધા

નું તંત્રીપદ તેમણે સ્વીકાર્યું જે પદે સન ૧૯૧૮ માં એ પત્ર બંધ થતાં સુધી કાર્ય કર્યું. ગુજરાતી માસિક સાહિત્યમાં 'જ્ઞાનસુધા' નો ફાળો કિમતી છે; તેમાં રમણભાઇના વ્યક્તિત્વની છાપ સ્પષ્ટ માલુમ પડી આવે છે, બલ્કે રમણભાઈ એ જ 'જ્ઞાનસુધા' એમ આપણે કહી શકીએ,

વળી વસન્તના તંત્રી તરીકે તેમણે બાર વર્ષ કાર્ય કર્યું તેની નોંધ તે પદ ફરીને સ્વીકારતાં પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવે નીચેના શબ્દોમાં લીધી હતી, તે અત્રે ઉતારવી પ્રસંગોચિત થઇ પડશે:

"પ્રભુએ આ જીવનમાં મને મ્હોટામાં મ્હોટું સુખ આપ્યું છે તે મિત્રોનું છે. ખરે અણીને વખતે ભાઇ રમણભાઇને પ્રેરણા થઇ કે વસન્તનો સઘળો ભાર એમણે પોતે ઉપાડી લેવો. અને મને ઉપર કહેલી ચિન્તાથી મુક્ત કરવો. રા. રમણભાઈએ તે પ્રમાણે મને સૂચના કરી, અને ઉપકારથી ઊભરાતા આર્દ્ર હૃદયે એ મેં સ્વીકારી અને વસન્ત તે દિવસથી રા. રા. રમણભાઈના તન્ત્રીપદ નીચે મુકાયું. આ ગઇ કાલની વાતને આજ બાર વર્ષ થયાં; ગંગાનાં નીર કેટલાંએ વહી ગયાં !

સહુને જાણીતું છે કે રા. રમણભાઇની લોક સેવા સર્વતોમુખી હોઇ એમને સાહિત્ય ક્ષેત્રમાં કાર્ય કરવાનો થોડો જ વખત મળે છે. તથાપિ એમના જીવનની ધન્યતા, એમના સુખી કૌટુમ્બિક જીવનની પછી બીજે દરજ્જે, સાહિત્યની સેવામાં જ એ માને છે. એમના અસંખ્ય વ્યવસાયોમાંથી સમય કાઢી એમણે આ પત્રના તન્ત્રી તરીકે જે કામ કર્યું છે, તે માટે જેમ હું એમનો ઉપકૃત છું તેમ ગુજરાત પણ એમનું આભારી છે. સમય થોડો મળવાથી એ આ પત્રમાં બહુ લખી શકતા નહોતા, પરંતુ જ્યારે જ્યારે એમણે લખ્યું છે ત્યારે ત્યારે ઉત્તમ જ લખ્યું છે, અને ગુજરાતના સાહિત્યના ઉત્કર્ષ બાદ હું એમને સવિનય પ્રાર્થના કરૂં છું કે વસન્તનું તંત્રીપદ

છોડવા પછી પણ વસન્ત પ્રત્યે મમત્વ ધરાવજો, અને તમારા સુંદર અને વિચરમ્યાં લેખોથી એનાં પાનાં દીપાવજો."

[ વસંત વર્ષ ૨૩, અંક ૧ માઘ, સંવત્ ૧૯૮૦. ]

આ પ્રમાણે એક સમર્થ વિવેચક તરીકે તેમણે સારી પ્રાતષ્ઠા મેળવી હતી અને આપણા વિવેચન સાહિત્યમાં મેકોલેના નિબંધોની પેઠે પાછળથી "કવિતા અને સાહિત્ય" એ નામથી પ્રસિદ્ધ થયેલા તેમના એ લેખોનો સંગ્રહ કાયમ ઉપયોગના એક શિષ્ટ ગ્રંથ તરીકે બહુ ઉંચું સ્થાન ભોગવે છે.

'જ્ઞાન સુધા' નું તંત્રીપદ તેમનો ઓછો સમય લેતું નહિ, છતાં તે સાથે અન્ય સાહિત્યસેવા ચાલુ હતી. આપણાં કેટલાંક સામાજિક રૂઢિ બંધનો અને જ્ઞાતિના રીતરિવાજો નિરર્થક અને નડનર રૂપ થઇ પડેલા છે તે નિર્મૂળ કરવાને સખ્ત ઉપાય લેવાની જરૂર તેમણે જોઈ; પણ તે કાર્ય ઉપદેશ કે ઠરાવથી ઝટ થઇ શકે તેમ નથી તે માટે પ્રાચીન સમયથી ચાલતું આવ્યું છે તેમ satire—કટાક્ષમય લખાણ એ જ ઉત્તમ શસ્ત્ર છે અને આપણી ખાત્રી થઇ છે કે રમણભાઈ રચિત "ભદ્રંભદ્ર" ધાર્યું કાર્ય સિદ્ધ કર્યું છે સન ૧૯૦૦ માં તે પ્રસિદ્ધ થયું ત્યારે સમાજમાં સહેજ ખળભળાટ થયો હતો પણ હવે સૌ કોઇ તે પુસ્તકની યથાર્થતા અને ઉપયોગિતા જોઈ શકયું છે; પણ તે સાથે એટલું કહેવું પડશે કે ગુજરાતી સાહિત્યમાં એવું બાજું એક પુસ્તક હાસ્ય રસ અને કટાક્ષમય સાહિત્યનું આપણને મળ્યું નથી. ડિકન્સના 'પિકવિક' ની પેઠે "ભદ્રંભદ્ર" પણ આપણા જીવનમાં એક જીવંત પાત્ર થઇ પડયું છે, એ કર્તા માટે ઓછું માનાસ્પદ નથી.

તે પછી લાંબે ગાળે છેક સન. ૧૯૧૪ માં આપણને રમણભાઇ પાસેથી "રાઇનો પર્વત" એ નામનું એક નવીન નાટક મળ્યું, આપણે અહિં સ્વતંત્ર નાટકનાં પુસ્તકો ગણ્યા ગાંઠયા છે, છતાં જે છે તેમાં 'રાઇનો પર્વત' બહુ ઉંચી કોટિનું ગણાયું છે અને અન્ય ભાષાના

ઉંચી પ્રતિના નાટ્ય સાહિત્ય સાથે તે હરિફાઈમાં ઉભું રહી શકે એટલું ઉત્તમ છે.

દરમિયાન રા. જીવનલાલ અમરશી મહેતાએ તેમની જ્ઞાનવર્ધક ગ્રંથમાળામાં તેમના હાસ્યરસના લેખોનો સંગ્રહ "હાસ્યમંદિર" એ નામથી બહાર પાડ્યો. હાસ્યરસ જમાવવામાં તેઓ કેટલા કુશળ છે અને કેવા સફળ નિવડ્યા છે તે પ્રસ્તુત પુસ્તકના વાચક સારી રીતે જોઈ શકશે. તેમાં હાસ્યરસ વિષેનો સ્વતંત્ર લેખ તો તે વિષેના ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ લેખાય. સૌ. વિદ્યાગૌરીના હાસ્યરસમય લેખોનો પણ એ ગ્રંથમાં સમાવેશ થયેલો છે.

સન ૧૯૦૪ માં અમદાવાદમાં "ગુજરાત સાહિત્ય સભા" પ્રથમ સ્થાપવામાં આવી; રા. બા. રમણભાઈને તેના પ્રમુખ નિમવામાં આવ્યા; તેમનો એ સંબંધ હજુ ચાલુ છે. સન ૧૯૦૫ માં પહેલી સાહિત્ય પરિષદ મળી ત્યારે સત્કાર કમિટીના અધ્યક્ષ તરીકે એક વિચારપૂર્ણ ભાષણ તેમણે આપ્યું હતું બીજી સાહિત્ય પરિષદમાં "અલંકારશાસ્ત્ર" વિષે, ત્રીજી સાહિત્ય પરિષદમાં "ગુજરાતીભાષાના આરંભ" વિષે, ચોથી સાહિત્ય પરિષદમાં "ગુજરાતી ભાષાના ઉચ્ચારણ" વિષે, પાંચમીમાં લેખ મોકલી શકેલા નહિ પણ મ્હોડે ચર્ચા કરેલી. ત્યારે છઠ્ઠી પરિષદમાં બે નિબંધો "ગુજરાતી અને મારવાડી ભાષાનું સગપણ" અને (૨) "જીપ્સી અને ગુજરાતી ભાષાઓમાંના સામાન્ય અંશ" વિષે લેખો લખેલા. તે ઉપરાંત સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે એક વિદ્વત્તાપૂર્ણ ભાષણ પણ આપ્યું હતું. સાતમી પરિષદમાં તેમણે પ્રાચીન ગુજરાતી સાહિત્યમ વિવેચનના અંશ વિષે ચર્ચા કરી હતી. આ પ્રમાણે પરિષદની બની શકે તેટલી સાહિત્ય સેવા કરવાનું તેઓ ચૂક્યા નથી; અને પરિષદના એક મંત્રી તરીકે પણ તેને સ્થાયી અને વ્યવહારૂ સ્વરૂપ આપવાને હંમેશ પ્રયત્નશીલ રહ્યા છે.

ગુજરાતી સાહિત્ય, સાહિત્ય સભા અને સાહિત્ય પરિષદ, એ સર્વ સાથે આપણે ઉપર જોયું કે તેમનો સંબંધ બહુ નિકટ અને

ગાઢ છે અને તે પાછળ તેઓ પોતાનો કેટલો સમય ,વ્યતીત કરે છે, તે પાછળ જે શ્રમ ઉઠાવે છે, તેનો પુરતો ખ્યાલ તેમની સાથે કાર્ય કરનારાઓને જ આવી શકે એમ છે.

રા. સા. મહીપત્તરામના સમયથી રા. બા. રમણભાઈનું કુટુંબ એક સુધારક કુટુંબ તરીકે પ્રસિદ્ધ છે રા. સા. મહીપતરામે માત્ર પરદેશ ગમનનુ બીડું ઝડપીને સંતોષ માનેલો નહિ પણ આપણા સમાજમાં સુધારાનુ કાર્ય આગળ વધારવાને અથાગ શ્રમ લીધેલો. અને અહિં સંતોષપૂર્વક નોંધવું જોઈએ કે રા. બા રમણભાઇએ એ કાર્ય ચાલુ રાખી, તેનો વેગ વધારવામાં શરૂઆતથી અગ્રેસર ભાગ લીધો છે.

" ગુજરાત સંસાર સુધારા મંડળ" ના તેઓ પ્રમુખ છે; ગુજરાતમાં એવું એકે પુનર્લગ્ન નહિ હોય કે જે તેમની મદદ વિના થયું હોય. " મહીપતરામ અનાથાશ્રમ"જ, બ્હેરા મુંગાની શાળા, " " પ્રાર્થના સમાજ, " " રેડક્રોસ, " " મદ્યપાન નિષેધક મંડળ" " સ્ત્રી કેળવણી મંડળ' " " નર્સિંગ એસોસિએશન " ", મેડીકલ રીલીફ ફંડ, " વગેરે વગેરે મંડળો, જે સમાજ સેવા અર્થે સ્થપાએલાં તેના તેઓ મુખ્ય ચાલક અને જવાબદાર કાર્યવાહક બનતા રહ્યા છે

તેમનો સુધારો બહુ વ્યાપક, ભ્રાતૃભાવ, સમાનતા અને વ્યક્તિ સ્વાતંત્ર્યના સિદ્ધાંતો પર બંધાયલો છે ' સ્ત્રીબોધ જ્યુબિલિ " પ્રસંગે આપેલું ' સુધારાની પદ્ધતિઓ ' વિષેનું ભાષણ તેમ જ નડિયાદમાં ભરાયેલી " ગુજરાત સમાજ સુધારા પરિષદ " ના પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન, ( સુધારાના ભાવનારૂપ સિદ્ધાંતો વિષેનું ) એ બંને આપણને વિચાર અને વિવરણ શૈલીમાં સ્વ. રાનાડેના વાર્ષિક પ્રસ્તાવિક ભાષણોનું સ્મરણ કરાવે છે અને તે મૂળ સિદ્ધાંતો ચર્ચતાં હોવાથી તેની અસર કાયમ રહેવાની.

ખરી રીતે રા. બા રમણભાઇએ સુધારાને જીવી જાણ્યો છે. સુધારાના સિદ્ધાંતોનો તેમણે માત્ર ઉપદેશ કર્યો નથી પણ તેને આ-

ચરણમાં ઉતારવા સતત પ્રયત્ન કરેલો છે; તદનુસાર પોતાનું કૌટુંબિક હિત ઘડયુ છે. નહિ તો, લગ્ન પછી હિંદુ સંસારમાં સ્ત્રી–પત્ની, બારે વર્ષે મૅન્ચુએટ થાય એ સંભવે જ કેમ? અને મૅન્યુએટ થાય અને પોતાની પાછળ સ્ત્રી મૅન્યુએટોની ટુકડી ઉભી કરે એ શું ઓછું આશ્ચર્યજનક છે!

એ પ્રેમાળ જોડું આપણા સામાજિક કાર્યોમાં રસપૂર્વક આગળ પડતો ભાગ લે છે, અને સમાજે પ્રસંગોપાત્ત કૉન્ફરન્સ કે મેળાવડાઓમાં તેમને પ્રમુખપદે નીમી તેમની મહત્તા અને યોગ્યતા સ્વીકાર્યાં છે.

થોડા જ વખતપર સૌ વિદ્યાગૌરીને નામદાર સરકારે "કૈસરે-હિન્દ"નો રૂપાનો ચાંદ બક્ષ્યો. તે પ્રસંગે તેમને અભિનંદન આપવાને જે જાહેર મેળાવડો અમદાવાદમાં થયો હતો, તેમાં જુદા જુદા અને ભિન્ન ભિન્ન કોમના વકતાઓએ તેમની પ્રશંશામાં જે ઉદ્‌ગાર કાઢયા હતા તે તેમના પ્રત્યે જનતાની માન અને આભારની લાગણી અને લોક પ્રીતિ દર્શાવવાને પુરતા હતા.

ખાસ કરીને એઓએ એમના લગ્ન દિવસનો પચીસમો સૌભાગ્ય ઉત્સવ જાહેર રીતે ઉજવ્યો હતો, તે પ્રસંગે પ્રિન્સિપાલ આનંદશંકરે "વસન્ત" માં તે બનાવની નોંધ લેતાં ને વિચાર દર્શાવ્યા હતા તે અત્રે ઉતારવા ઠીક થઇ પડશેઃ—

"બને દંપતી સર્વ પ્રકારે સુખી છેઃ એક હૃદય સાથે, બંનેએ ઉત્તમ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરી છે, અને એ કેળવણીને શોભા આપે એવો ઉત્તમ ગૃહસ્થાશ્રમ તેઓ ચલાવે છે. રા. રમણભાઇએ સાક્ષરતા ઉપરાંત લોકસેવા જીવનથી રાજદરબારમાં માન અને પ્રતિષ્ઠા મેળવ્યાં છે. સૌ. વિદ્યા, ગંભીર વિદ્યાનો આનન્દ લેવા ઉપરાંત, છોકરાં ઉછેરવાં અને એમને સારી કેળવણી આપવી—એ ગૃહિણીનો પ્રથમ અને પરમ ધર્મ બહુ સારી રીતે બજાવે છે, અને ગુજરાતમાં સ્ત્રી

કેળવણીની ઉત્તમ ભાવના પોતાના દૃષ્ટાંતથી લોક આગળ સતત ઉપસ્થિત કરે છે ”

( વસન્ત વર્ષ ૧૩ અંક ૩ જો પૃ ૧૩૮ )

૨૧ બ રમણભાઇના સાર્વજનિક કાર્યોમા અમદાવાદ મ્યુનિસિપાલિટી અને ‘ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ” એ મુખ્ય છે સન ૧૮૯૮ થી તેઓ અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભાસદ છે તેના ચેરમેન તથા ઉપપ્રમુખ તરીકે પણ તેમણે કેટલોક સમય કામ કરેલુ અને છેલ્લુ બોર્ડ આવતા પૂર્વે તેઓ તેના પ્રમુખ ઘણા વર્ષોથી હતા મ્યુનિસિપાલિટીના એકે એક ખાતાથી તેઓ સારી રીતે માહિતગાર છે અને એવુ કોઇ મ્યુનિસિપલ વહિવટનુ કાર્ય નહિ હોય કે જે એમની નજર બહાર હોય એ કાર્યમા તેમનો પુષ્કળ સમય જતો છતા અન્ય રોકાણોને ગૌણ રાખીને, કર્તવ્ય બુદ્ધિથી તેમા તે પ્રવૃત્ત રહેતા તેથી મ્યુનિસિપલ બોર્ડનો તેઓ સપૂર્ણ વિશ્વાસ સપાદન કરી શક્યા છે અને અત્યારે પણ દરેક મહત્ત્વના અને મુદ્દાના કાર્યમા તેમની સલાહ અને સૂચના પ્રથમ લેવામા આવે છે

સોસાયટીની વ્યવસ્થાપક સભાના સભાસદ તો જ્યારથી તેઓ જાહેર જીવનમા જોડાયા ત્યારથી સન ૧૮૯૫ થી છે, અને સન ૧૯૧૨ મા ર બા લાલશકર સાદા પડ્યા ત્યારથી તો તેઓ આનરરી સેક્રેટરી છે સોસાયટીના કાર્યમા એમની ઝીણવટ અને નજર બહુ ઉડી ઉતરેલી છે, પણ એ પ્રકરણ કોઇ અન્ય પ્રસગે ચર્ચીશુ આ સિવાય તેઓ હિમાભાઇ ઈન્સ્ટીટ્યુટ આપાગાવ લાઇબ્રેરી અને લીગલ લીગની અમદાવાદ શાખાના પ્રમુખ છે ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઈન્સ્ટીટ્યુટ, નેશનલ ઇન્ડીયન એસોસીએશન ગુજરાત પ્રાન્ત, લાલશકર કેળવણી ફડ, મુગા પ્રાણી પ્રતિ ક્રૂરતા અટકાવનાર મંડળીના ઑનરરી સેક્રેટરી છે, અને એવી બીજી અનેક જાહેર સસ્થાઓ સાથે

એક વા અન્ય રીતે જોડાયેલા છે, જેમાં તેમની હાજરી અને સલાહ મદદગાર થઈ પડે છે.

એમનાં આ સાર્વજનિક કામોની કદર કરી નામદાર સરકારે સન. ૧૯૧૧ માં કોરોનેશન પ્રસંગે રા. બા. નો ઈલ્કાબ બક્ષ્યો હતો. તે વખતે એક નોંધવા જેવો બનાવ એ બન્યો હતો કે અમદાવાદના છાપખાનાવાળાઓ અને પત્રોએ તેમને માનપત્ર આપ્યું હતું. એવી સુંદર કદર સૌ. વિદ્યાગવરીને એમ. બી. ઈ. નો ઈલ્કાબ, અને "કૈસરે હિન્દ" ના ચાંદ મળ્યા, ત્યારે સમાજ તરફથી કરવામાં આવી હતી. એ બધું આપણા સમાજજીવનમાં આગેવાન તરીકે જે ઉચ્ચું સ્થાન એ બનેએ પ્રાપ્ત કર્યું છે અને લોકોના વિશ્વાસ અને ચાહ સંપાદન કર્યા છે તેના સૂચક ચિહ્નરૂપ કહી શકાય.

પોતાની કૃતિઓ કરતાં મનુષ્ય હંમેશ મહાન છે તેમ આ સર્વ કાર્યપ્રવૃત્તિની પાછળ રહેલી વ્યક્તિનો-તેમના આત્માનો—પરિચય કરવો, તેમના નિકટ સમાગમમાં આવવું એ પણ આપણે માટે ઈચ્છવા યોગ્ય અને શ્રેયસ્કર પ્રસંગ છે. રા. બા. રમણભાઈને મળવું એટલે સૌજન્યનો પ્રત્યક્ષ પરિચય થવો. ગમે તેવા ભારે કામમાં ગુંથાએલા હોય પણ સામા આવનાર મનુષ્યને તેઓ પાછો નહિ મોકલે, અને તેને કહેવાનું સાંભળી લેશે. એક પ્રસંગે એક મિનિટ કલાક જેટલી કિમતી હતી; બીજે દિવસે વ્યાખ્યાન છાપીને મોકલી આપવાનું હતું. તે લખવા માટે એકાંત શોધી તેઓ બેઠા હતા. સૌ કોઇને આવવાની મના હતી. છતાં એક વયોવૃદ્ધ પુરુષ તેમને મળવાને આવી પહોંચ્યા; તે રોક્યા રોકાય એવા નહોના. તેમનું કામ પણ જીવવિનાનું હતું તોપણ રમણભાઇએ પા કલાક સુધી તેમના મુખપર અણગમો કે કંટાળો બતાવ્યા વિના તેમની વાત સાંભળ્યા કરી અને તેમને સંતોષ આપીને જ વિદાય કર્યા.

એમને રાગદ્વેષ હોય એવું કોઈને કહેતાં અમે સાંભળ્યા નથી. તેમનો કદી વિરોધી પણ કોઇ ગુંચવારેલા પ્રશ્ન વિષે તેમની સલાહ કે

અભિપ્રાય લેવાને આવે, તોપણ તેઓ તેને ખરો માર્ગ જ બતાવવાના કોઈનું અહિત કદી ઇચ્છવાના નહિ એક મિત્રે તો તેમને અજાતશત્રુ કહ્યા છે અને આપણા આગેવાનોએ એ ગુણ અવશ્ય કેળવવા જેવો છે ક્રોધ તો તેમણે કદી કરી જાણ્યો નથી, ક્ષમાવૃત્તિ અને દયા એ જ તેમનું સાચુ ભૂષણ છે

પ્રમાણિકપણુ અને સચ્ચાઈ તો રા મા મહીપતરામભાઈ તરફથી એમને વારસામા ઉતરેલા છે એવુ સાંભળ્યુ છે કે એક વખત તેમના નોકરે ઘરમાથી ચોરી કરી રા બા રમણભાઈએ તેને ચોરી કરતા જ પકડ્યો તેને પોલીસને સોંપતા કે બીજી સજા ન કરતા એટલુ જ કહ્યુ કે જા, તને કહાડી મૂકુ છુ તારૂ મ્હો બતાવતો નહિ હું કોઈ ગરીબ કોઈનું હરામનુ લેતો નથી

વળી અમદાવાદ પ્રાર્થના સમાજમાના તેમના વ્યાખ્યાન તેમની ભક્તિમત્તા તથા ઈશ્વરપરાયણતા પ્રગટ કરે છે

આમ નીતિના તથા ભક્તિના સિદ્ધાંતો પર જ તેમનુ આખુ જીવન ઘડાયુ છે નીતિ તથા ભક્તિને જ તેઓ સર્વોપરિ અને સર્વસ્વ માને છે અને વળી એ પ્રમાણે તેઓ વર્તે છે એ તો જાણીતુ સત્ય છે કે જીવનમા નીતિ તથા ભક્તિ જ આવશ્યક અને અનુસરવા યોગ્ય અગત્યની વસ્તુઓ છે અને તેને મૂર્તિમંત કરનાર પ્રત્યે આપણુ શિર નમે એ સ્વાભાવિક છે એથી વિશેષ ઉચ્ચ આદર્શ આપણે માટે બીજો શો હોઈ શકે! આપણે ઇચ્છીએ જ કે જનસમાજ તેમને પગલે અનુસરે અને નીતિમય અને ભક્તિપૂર્ણ બની રહે

ઉપરાંત, એમણે ગદ્યના ગાયનો પણ રચેલા છે, અને તેમા નીતિમય જીવનનું પોષણ અનુક્રમણિકા આદિ ... ૨૯ ... તેમના ... કાવ્યમાંથી થોડીક પંક્તિઓ અત્રે ઉતારી લિયેઈયે —

" મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે,
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ વાસ વસો, મુજ મર્મ વિશે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં !
મુજ જીવન કેરૂં રહસ્ય ઊંડું,
બની પ્રેરક ચાલક શાસક તું. "

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ.

( વસન્ત. માર્ગશિર્ષ. ૧૯૮૨. )

---

# સર રમણભાઇનો સ્વર્ગવાસ.

એ વર્ષ પર માર્ચ મહિનાની શરૂઆતમા જ મુંબઈમા મળનારી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે આપવાનુ પોતાનુ ભાષણ લખવાની પૂર્વ તૈયારી કરી રહ્યા હતા એવામા એક દિવસ નસકોરી વાટે પુષ્કળ લોહી એકાએક તુટી પડયુ તે દિવસથી સર રમણભાઈનુ શરીર કથળ્યુ તે ફરી સુધર્યું જ નહિ. શરૂઆતમા એમ સમજવામા આવ્યુ કે અતિશય માનસિક શ્રમને લીધે મગજમા લોહી ગઠાઈ ગયેલુ ને બગડેલુ લોહી બહાર નિકળી પડયુ, એ સારૂ જ થયુ પણ એ પ્રસંગે વિશ્રાંતિમાં આરામ લેવાની જે જરૂર હતી, તે પ્રતિ ધ્યાન અપાયુ નહિ પૂર્વવત્ કાર્યવ્યવસાય ચાલુ રહ્યો, અને જે કાંઈ સમય ફાજલ પડતો—મળતો—તેમાં પરિષદનુ વ્યાખ્યાન લખાતુ—તૈયાર થતું ચાલ્યુ. પણ શાન્તિ—આરામ—મેળવવાની તક લીધી નહિ દરમિયાન દાતનુ દરદ ઉભળ્યુ અને તેને લઈને શારીરિક અસ્વસ્થતા—બિમારી—ઉભી થઈ છે એમ કહેવામા આવ્યુ તેથી પરિષદની બેઠક પૂરી થતા જ તેમણે પોતાના બધા દાત પડાવી નાખ્યા, અને એ માનસિક વ્યથા—વ્યાધિના કારણથી તેઓ પોતે પ્રમુખ તરીકનું ભાષણ વાચવા શક્તિમાન થયેલા નહિ તે પછી એમના મજ્જાતંત્ર ( nervous system ) પર અસર થઈ હોય એવી રીતે એમની જીભ ખેંચાઇ, વાચા અસ્પષ્ટ થવા માંડી પણ બીજી રીતે બહારથી તબીઅત સારી જણાતી, અને જે કાંઈ વ્યાધિ છે તે દાંત પડાવવાથી ઉદ્ભવ્યો છે, એવી સમજથી

જો તે પ્રવૃત્તિ બંધ ન કરતાં, એમણે પોતાથી બની શક્યું ત્યાં સુધી કામ કરવાનું ખેંચ્યા કર્યું. તેના પરિણામે કહો, વા કુદરતે, અગાઉથી ચેતવણી આપ્યાછતાં, તેના નિયમોની અવગણના થતી જોઇ, એમને બધી રીતે અશક્ત કર્યા જાણે લકવો થયો ન હોય તેમ વાચા બંધાઈ ગઈ, હાથનું લખવું ધ્રુજતું–અસ્થિર–બન્યું; અને હરવુંફરવું પણ ત્રાસદાયક થઈ પડયું. આ સ્થિતિ ખરેખર દુઃખદ હતી. એમનો ઘણોખરો સમય પ્રવૃત્તિમાં–વ્યવસાયમાં વ્યતીત થતો તે આમ એકદમ બંધનમાં જકડાઇ પડે, તેમનાં બધાં અંગો અપંગ થઈ પડે, એમની મુંઝવણ અને વ્યથાનુ કહેવું જ શું? દવાદારૂથી, સારવારથી અને આરામથી સુધારાની આશા બંધાની હતી. તે અરસામાં નવા વર્ષની ખુશાલીમાં નામદાર સરકારે, એમની લાંબી જાહેર સેવાની કદર બુજી નાઇટહુડનો માનવંતો ઇલ્કાબ નવાજેશ કર્યો. તે ખબરની જાણ થતાં સૌનાં ચિત્ત પ્રફુલ્લિત થયાં અને આટલી મોડી પણ એમના કાર્ય–સેવાની યોગ્ય પિછાન થઈ એથી સર્વત્ર સંતોષ વ્યાપી રહ્યો. એટલું જ નહિ પણ એમની અનેકવિધ સાર્વજનિક સેવા માટે માન અને આભારની લાગણી પ્રદર્શિત કરવાની આ યોગ્ય તક છે, અને તેનો લાભ લઇ, એમના સન્માનાર્થ જાહેર મેળાવડા અને પાર્ટી શહેરની જૂદી જૂદી સંસ્થાઓ અને પ્રજા તરફથી યોજવામાં આવ્યાં. અને તેમાં સર રમણભાઇને હાજરી આપતા જોઈ સૌ કોઇ એક પ્રકારનો આનંદ અને સંતોષ દર્શાવતા. વળી એમનો વ્યાધિ એવો જીવલેણ નહોતો કે તેઓ ફરી પાછા સાજા થવાની આશા ન બંધાય; અને પુરતી આશાયેશ મળવાથી, કેટલાક માનતા કે તેઓ પહેલાની શક્તિ અને આરોગ્ય પ્રાપ્ત કરશે; છતાં એમનો અંત આટલો જલદી આવશે એવી કોઇને શંકા નહોતી, કેમકે એટલી મોટી એમની ઉમર નહોતી; જો કે તે દુઃખથી પીડાતા હતા અને એમની સ્થિતિ ગ્લાનિ ઉપજાવતી; તેમ છતાં એમની કર્તવ્યની ભાવના એટલી બધી તીવ્ર હતી કે પ્રસંગોપાત્ત મોટી જાહેર સભામાં વા મ્યુનિસિપલ મિટિંગમાં જવાનો ખૂબ આગ્રહ કરતા અને ખેંચાઇને જતા; ખાસ કરીને એક પ્રસંગનું સ્મરણ કદી

વિસરાશે નહિ નડિઆદમા સાહિત્ય પરિષદની સ્વાગતમંડળની મિટિંગ ભરાવાની હતી તે દિવસે પ્રમુખ, વિભાગી પ્રમુખ વગેરેની ચુંટણી થનારી હતી આવી દર્દભરી અને નરમ સ્થિતિમા હોવા છતા ત્યા જવુ જ એવો પોતે નિશ્ચય કર્યો નડિયાદ નહિ જવા એમને ઘણુ સમજાવવામા આવ્યા, એમની મુશ્કેલીઓનો ખ્યાલ આપ્યો, પણ પોતે મંડળના પ્રમુખ છે અને જાતે જવુ જ જોઇએ, એ એમનુ કર્ત્તવ્ય છે, એ વિચાર અને લાગણીથી તેઓ તેમના સંકલ્પને દૃઢ વળગી રહ્યા અને ત્યા જઈ આવ્યા ત્યારે જ તેમના મનને શાન્તિ વળી આ એક કાર્યમા નહિ પણ એવી બીજી ઘણી ઝીણી વિગતોમા, જાતે અશક્ત થયા છતા, તેઓ ચિત્ત પરોવતા, તેમા કોઇના પત્રનો ઉત્તર લખાયો ન હોય તો તેમને જે બેચેની થતી તે એમની પાસે કામ કરનારા કદી ભૂલશે નહિ એટલે કે જીવનભર જે ધોરણોને અનુસરેલા અને જેને પોતાનુ કર્ત્તવ્ય માનેલુ તેને છેવટ સુધી તેઓ ચુસ્ત રીતે વળગી રહેલા અને કેટલીક ટેવો એવી દૃઢ બધાઇ ગયેલી કે માંદગીમા પણ habit is second nature–ટેવ એ બીજી પ્રકૃતિ છે-એ સૂત્ર પ્રમાણે કેટલુક કાર્ય યંત્રવત બન્યુ જતુ હતુ; જે જોઈ સર્વને આશ્ચર્ય થતુ આમ આખી જીંદગી જેમણે કર્ત્તવ્ય કરવામા અને કામ કરવામા ગાળેલી, તેમને આખરના ભાગમા, ઘવાયલો સિંહ પિંજરામા પુરાઇ, જે મનોવ્યથા અને શારીરિક વેદના ભોગવતો હોય તેમ, સર રમણભાઇને એમના બંગલામા અનાજ, અશક્ત અને અપંગ, ગોંધાઇ રહેલા જોઇ ખેદ થતો અને આવા ઉદારચરિત અને સાધુપુરુષની આવી પરવશ અને દુઃખદ સ્થિતિનો ખ્યાલ પ્રભુના શાસનમા શંકા ઉત્પન્ન કરતો પણ પરમાત્માના માર્ગ કોણ સમજી શક્યુ છે? થોડાક માસથી એમનું શરીર કંઇક ટટાર થયલુ, મુખપર દીપ્તિ આવેલી, અને એવી આશા પડતી કે ભયનો સમય વીતી ગયો છે પણ ભાવિ કોણ વાચી શક્યુ છે? ઋતુના ફેરફાર સાથે હોળીના બે દિવસ આગમચ એમને સહેજ તાવ આવ્યો અને સોમવારે તો તે ઉતરી ગયો હતો, છેક મૃત્યુને સવાર સુધી કોઈ વાતનો ખુલાસો

પૂછવામાં આવેલો તે એમણે કરેલો; ભયનું કશું ચિહ્ન માલુમ પડતું નહોતું. પણ જીવન અવધિ પૂરો થતાં તા. ૬ ઠ્ઠી માર્ચ અને મંગળવારની બપોરે એમનો આત્મા પ્રભુના અક્ષરધામમાં જઈ મળ્યો; અને શહેરમાં એ શોકજનક સમાચાર પહોંચતાં, જ્યાં ત્યાં ખેદની લાગણી પ્રસરી રહી અને આગેવાન શહેરીઓ, મિત્રો, જ્ઞાતિજનો વગેરે સારી સંખ્યામાં મર્હુમને છેવટનું માન આપવા એમને બંગલે જઈ પહોંચ્યા અને પાયદસ્તમાં જોડાયા.

આધુનિક ગુજરાતનું પ્રજાજીવન ઘડવામાં, તેને યોગ્ય વળણ અને વેગ આપવામાં, તેને વિકસાવવામાં, તેને સંસ્કારી અને ઉન્નત કરવામાં જે જે ગણ્યાગાંઠ્યા પુરુષોએ પોતાનો હિસ્સો આપ્યો છે અને તે પર પોતાના વ્યક્તિત્વની અને કાર્યની સબળ છાપ બેસાડી છે, તેમાં સર રમણભાઇનું સ્થાન માનભર્યું અને પ્રથમ પંક્તિમાં છે.

આપણા જાહેરજીવનનો પાછલો ઇતિહાસ જોઇશું તો તેની શરૂઆત બહુ થોડા સમયથી થયેલી માલુમ પડશે. આપણી સુસ્તી અને પ્રમાદ, અજ્ઞાનતા અને વહેમ ધીમે ધીમે દૂર થતાં જઇ, આપણે જાગ્રત થવા લાગ્યા છીએ; હજુ સુષુપ્તિ પૂરી દૂર થઈ નથી; અને પ્રજાને પાકી સમજ આવવાને, સારાનરસાની પરીક્ષા કરતા થવાને, એકસૂપી સાધવાને અને સ્વમાન માટે લડત લડવાને વધુ તાલીમ મળવાની અગત્ય સૌ કોઇ સ્વીકારશે. પરંતુ આપણે પ્રગતિના પંથે ચઢ્યા છીએ; અને કદમબકદમ આગળ વધીશું, એવી આશા પડે છે; છતાં આપણે એવી પરિસ્થિતિમાંથી પસાર થઇએ છીએ કે આપણા આગેવાનોને એક જ ક્ષેત્રમાં વળગી રહેવું નહિ પરવડે; આપણને એટલું બધું કામ ઉપાડવાનું છે; એટલી બધી દિશાઓમાં ધ્યાન આપવાનું છે, પ્રજા એટલી બધી પછાત અને અજ્ઞાન છે; એટલા ઓછા કામ કરનારાઓ છે, અને સાધનસંપત્તિ પણ એટલી જુજ છે કે આપણી શક્તિ એક જ કેન્દ્રમાં ન રોકી દેતાં, તેને પાથરી દેવી

પડશે વખતે તેમા વિશિષ્ટતા નહિ આવે, પણ જીવનની સમાનતા—uniformity જરૂર પ્રાપ્ત થશે જે ગુણમા ઓછશુ તે મપ્પામા મેળવીશુ અને આ દષ્ટિબિન્દુ આપણી સમક્ષ રાખીને આપણે આપણા નેતાઓનુ જીવન અને જીવનકાર્ય તપાસવુ જોઇએ નહિ તો આપણે તેમને યોગ્ય ન્યાય નહિ આપી શકીએ જેમ ખેડુત ખેતરમા બી રોપે છે અને તે બીમાથી અનેક બી પેદા થાય છે તેમ આપણો નેતા, કાર્યકર્તા અસત મીની પેઠે પોતાનુ આખુ વ્યક્તિત્વ જૂદી જૂદી સમાજસેવામા ઓતપ્રોત કરી નાખે છે અને ઉત્પન્ન થયેના ડુડાના મણના અનેક બીઆમાથી મૂળ બી કયુ એ આપણે શોધી કાઢી શકતા નથી તેમ આપણા આગેવાનો પણ સ્વને ભૂલી જઈ પ્રજાની અનેક વિધ સેવામા કેટલે દરજ્જે સેવામય બન્યા છે તે જ પારખી એમના કાર્યની કસોટી કરીએ અને તેનુ મૂલ્ય આકીએ એ જ અત્યારની સ્થિતિમા મહત્ત્વનુ છે અને સર રમણભાઈનું કાર્ય અમે એ જ ધોરણે અવલોકીશુ

આખા ગુજરાતમા રાવસાહેબ મહીપતરામભાઈનુ નામ એક કેળવણીકાર તરીકે મશહુર છે પણ એમની કાયસેવા માત્ર કેળવણીના ક્ષેત્રમા સમાપ્ત થતી નહોતી સમાજસુધારો અને પ્રાર્થનાસમાજનો પાયો ચણવામા પણ એમણે કીમતી ફાળો આપેલો અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઉત્કર્ષ અર્થે એમણે જે પ્રયાસ કરેલો અને ગુજરાતી સાહિત્યને ઉત્તેજન અને ગતિ આપેલા, એ કાર્ય વિસરાય એવા નથી એમના બે ગ્રથો 'વનરાજ ચાવડો' અને 'સિદ્ધરાજ જયસિંહ' ગુજરાતી સાહિત્યમા ચિરસ્થાયી સ્થાન પ્રાપ્ત કર્યુ છે એમના સાથીઓ સ્વર્ગસ્થ મગનભાઈ ભોળાનાથભાઈ અને રાવસાહેબ ગણુછોડલાલ અડગ લડવૈયા હતા, જેઓ આધુનિક અમદાવાદ વા ગુજરાત પ્રાતના ભાગ્યવિધાયકો કહી શકાય કે જેમણે ગુજરાતી પ્રજાને તૈયાર કરવામા અવિશ્રાત શ્રમ ઉઠાવ્યો છે, અને ભાવિ નવજીવનના બીજ રોપ્યા છે

સર રમણભાઈનુ માનસ આ સંસ્કારી, પ્રોત્સાહક, પ્રેરણાભર્યા અને સેવામય વાતાવરણમા ઉછરી પોષણ પામ્યુ અને આપણે હવે

એ જ જોવાનું છે કે એ સંસ્કારો–ધર્મ સાહિત્ય, સમાજસુધારો અને કેળવણી વિષયક–ની છાપ એમના જીવનમાં કેવી રીતે વિકસી ખીલી ઉઠી; તેમાંનું એમણે કેટલું ઝીલ્યું અને જીરવ્યું; કેટલું સમૃદ્ધ અને નવપલ્લવિત કર્યું તે પરથી એમના સમસ્ત કાર્યનો આપણને ખ્યાલ આવશે.

છેક પંદર વર્ષની નાની વયે તેમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરેલી પણ તેમાં આશ્ચર્યકારક એ છે કે તેઓ સૌથી ઉંચે નંબરે–અમદાવાદ વિભાગમાં–આવેલા. એમની કૉલેજ કારકીર્દી પણ એવી જ યશસ્વી નિવડી હતી, પણ એ બધામાં સ્થાયી યાદ રહે, એવું એમનું 'કવિતા' વિશે, એલ્ફીન્સ્ટન કોલેજ ગુજરાતી મંડળ સમક્ષ આપેલું વ્યાખ્યાન છે; જે હજુ મનનીય માલુમ પડશે. એમના વિદ્યાર્થી-જીવનમાં બુદ્ધિની તેજસ્વિતા સ્પષ્ટ રીતે ઝળહળી ઉઠે છે. પણ આટલી ન્હાની વયે કાવ્યશાસ્ત્ર જેવા ગહન વિષય પર ચર્ચા કરી, તે ધોરણે આપણી ગુજરાતી કવિતા અવલોકવી, એ કેવું દુર્ઘટ કાર્ય છે, એ લક્ષમાં લેતાં, આપણને તેમની બુદ્ધિ શક્તિ માટે માન પેદા થાય છે, અને આપણે તાજુબ થઈએ છીએ કે એ વિષયમાં તેઓ કેટલા ઉંડા ગયલા છે; એ વિષયપર કેવો કાબુ મેળવ્યો છે; એમનું વાચન અને અભ્યાસ કેટલો ઝીણો અને વ્યાપક છે.

અને પ્રસ્તુત કથનનું સમર્થન રા. વિનાયક મહેતાએ 'લીડર' પત્રમાં સ્વર્ગસ્થ વિષે એક સુંદર નોંધ લખી છે, તેમાં સ્વતંત્ર રીતે થાય છે.

આ સમયથી એમની સાહિત્ય પ્રવૃત્તિના ગણેશ મંડાયા એમ કહી શકાય; કારણ કે તે પછી કેટલેક સમયે તેઓ પ્રાર્થનાસમાજ તરફથી પ્રસિદ્ધ થતું માસિક જ્ઞાનસુધાનું તંત્રીપદ હાથમાં લે છે.

એ સમયે પાશ્ચાત્ય શિક્ષણ અને સાહિત્યના અભ્યાસનો નવો પરિપાક ઊતરતો હતો; નવશિક્ષિત ઉછરતા યુવક વર્ગમાં યુવાનીના

...લ્લાદ અને અભિનાષ સાથે પાશ્ચાત્ય સંસ્કૃતિએ તેમને નવીન દૃષ્ટિ-...ણુ મહ્યો, તેમાથી પ્રેરણા મળી, અવનવા વિચાર અને ભાવના પ્રગટચા, પોષણ મળ્યુ; નવીન બળ આવ્યુ; અને જીવન ચેતનવત બની, વેગભર્યા ઉછાળા મારવા માડ્યુ, અને તે પ્રવાહને ઝીલવાનુ અને તેનો સદેશો પ્રજાને પહોચાડવાનુ કાર્ય 'જ્ઞાનસુધા'એ ઉપાડી લીધુ આમ 'જ્ઞાનસુધા' સમાજ, ધર્મ, સાહિત્યના વિષયો નવીન દૃષ્ટિએ, બુદ્ધિ, તર્ક અને ન્યાયસ્થાપિત ધોરણે, ચર્ચનાર, નવ આદર્શ, ઉદાત્ત ભાવના અને શાસ્ત્રીય વિચારનો પ્રચાર કરનાર, સુધારાનુ એક મુખ્ય અગ થઈ પડયુ, અને નવા જુનાના મથનકાળમા, પુનરુજ્જીવનના સમયે, વિરોધતા, પ્રતિપક્ષ–સરક્ષકવાદી તરફથી ઉદ્ભવે એ સહજ સમજાય એવુ છે એ વિરોધ પક્ષનુ પાત્ર 'સુદર્શન' થઈ પડયુ, જેનુ તત્ર સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ હસ્તક હતુ સ મણિલાલ આર્યસંસ્કૃતિના હિમાયતી હતા, પાશ્ચાત્ય, નવુ ગ્રહણ કરતા ખંચકાતા, તે પ્રતિ ઉદાસીનતા દાખવતા, જ્યારે સર રમણભાઈ નવીન વિચારના પ્રતિપાદક અને પ્રચારક હતા, ન્યાય, તર્ક અને બુદ્ધિવાદના અનુયાયી હતા, સત્યને પ્રિય માની જ્યાથી તે લાધનુ તે મેળવવા ઉત્કટ રહેતા એ બે પ્રતિસ્પર્ધિ વચ્ચે જ્ઞાનસુધા અને સુદર્શનના પૃષ્ઠોમા જે વાગ્યુદ્ધ જામતુ, તેની તુલના અને સમાલોચના કરવાનો આ પ્રસગ નથી, સ પ્રાણલાલ દેસાઈના શબ્દોમા કહુ તો એવી સમર્થ અને વિદ્વત્તાભરી સાહિત્યચર્ચા તે પછી આપણા સાહિત્ય ક્ષેત્રમા થયેલી જાણવામા નથી.

અહિ એટલુ કહેવુ જોઈએ કે નવીન કાવ્ય સાહિત્ય ધીમે ધીમે લોકપ્રિય થતું જાય છે, અને એમાના આદર્શ–સિદ્ધાન્ત–સ્વીકારાયા છે, સમાજ સુધારો અને ધર્મની ભાવનામા પણ પ્રજા બહુ આગળ વધી છે જુના આચાર અને રૂઢિ નષ્ટ થતા જાય, નવીન આદર્શ ઝીલવા અને ધોરણ સ્વીકારવા પ્રજા તત્પર માલુમ પડે છે; અને તર્ક, બુદ્ધિ, ન્યાય

અને શાસ્ત્ર ( વિજ્ઞાન ) ના માર્ગે–સત્યને અવલંબી પ્રજા આગળ વધવા ઇચ્છે છે; જે માટે સર રમણભાઈ લડત લડી રહ્યા હતા.

જ્ઞાનસુધામાંના કાવ્ય અને સમાલોચનાને લગતા લેખો 'કવિતા અને સાહિત્ય ' એ નામથી પુસ્તકરૂપે પ્રકટ થયેલા તેની નવી આવૃત્તિ હાલમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી બેભાગમાં બહાર પાડવામાં આવી છે અને એમના બીજા બધા લેખોનો સંગ્રહ પણ જૂદા જૂદા વિભાગમાં વહેંચી નાંખી પુસ્તકરૂપે હવે પછી પ્રસિદ્ધ થનાર રહેશે.

ભદ્રંભદ્ર પણ જ્ઞાનસુધામાં પ્રથમ છૂટક છૂટક સળંગ છપાયલું પણ તે જૂદું પુસ્તક રૂપે બહાર પડતાં જનતામાં ખળભળાટ થઇ રહેલો; અને સર રમણભાઈને તે માટે નિંદવામાં વિરોધપક્ષે બાકી રાખેલું નહિ કોઇ પણ તટસ્થ વિવેચક કહી શકશે કે આપણા સમાજમાંના અનિષ્ટ અને વિઘાતક અંશો નષ્ટ કરવા માટે એવું માર્મિક, કટાક્ષમય લખાણ આવશ્યક હતું, અને કાકા સાહેબ કાલેલકરના શબ્દો વાપરી કહું તો એ સમાજશુદ્ધિ માટે એક પ્રકારના એસિડનો પ્રયોગ હતો; ભદ્રંભદ્ર ગુજરાતી સાહિત્યમાં એક અદ્વિતીય પુસ્તક છે; અને ચાર્લસ ડીકન્સના પિકવિકની પેઠે તે સદા સજીવંત રહેશે; એ પાત્ર કદી ભૂલાશે નહિ. એવું જ મર્માળું લખાણ ' ચીઠ્ઠી ' નામક એક ન્હાની વાર્તામાં આલેખાયું છે. એમની પાસેથી ચીઠ્ઠીઓ મેળવવા વખતોવખત બહુ દબાણ થતું; અનેક સિફારસો આવતી. એથી તેઓ બહુ કંટાળતા પણ એ ખટકતા અને કંટાળો આપનાર પ્રસંગને એમણે એવી રસિકતાથી ચિતર્યો કે જે વાંચતાં આપણને આનંદ થાય છે. એમાં એમના મર્માળા હાસ્યની ખૂબી રહેલી છે ઘણી વખત તેઓ ખાનગી મિત્રોના મેળાવડામા રમુજી ટુચકાઓ કહી સંભળાવી સભાને આનંદ આપતા. એમનો દુભાશ્યાનો સંવાદ તો અનેકના સ્મરણમાં હશે જ. આપણા સાહિત્યમ પારસી લખાણ બાદ કરતાં, હાસ્યરસનું સાહિત્ય બહુ જૂજ છે; પણ તે પથે જેમો પ્રયાણ કરી રહ્યા છે, તેમાં સર રમણભાઈનું

સ્થાન બહુ ઉચું આવે છે અને એમના હાસ્યરસનાં લખાણોનું પુસ્તક હમેશાં ઉલટભર વંચાશે એ નિઃસંદેહ છે.

ભાષા, વ્યાકરણ, જોડણી, અલંકાર, સમાલોચના, સાહિત્ય અને નાટક વિષે ચર્ચા અને વિવેચન કરતાં એમના લેખોનો મોટો સંગ્રહ થાય એમ છે; અને એ બધું લખાણ તલસ્પર્શી, શાસ્ત્રીય અને સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતું, તેમ જ ગંભીર વિચારભર્યું માલુમ પડશે.

પણ એ બધામાં એમનું નાટક " રાઇનો પર્વત " ગુજરાતી નાટક સાહિત્યમાં પ્રથમ પંક્તિમાં મૂકી શકાય એવું તેજસ્વી અને પ્રતિભાવાળું છે; અને કુસુમમાંથી જેમ અત્તરને તાવી નિતારી કાઢવામાં આવે છે, તેમ સર રમણભાઇના વિચાર, ભાવના અને આદર્શનું દોહન ઉત્તમ અંશો–એમાં ઉતરેલા મળી આવશે. એ ત્રણે કૃતિઓ, કવિતા અને સાહિત્ય, ભદ્રંભદ્ર અને રાઇનો પર્વત, એટલી બધી સુંદર અને ઉત્તમ છે, સ્વતંત્ર અને અજોડ છે કે ગુજરાતી સાહિત્યમાં એવાં બીજાં પુસ્તકો બહુ ઓછાં મળી આવશે; અને એ જ ગ્રંથો સર રમણભાઈનું નામ સદા તાજું રાખશે.

જેમ વ્યવસાયમાં વધુ રોકાતા ગયા અને મ્યુનિસિપલ કામકાજ વધારે અને વધારે સમય લેતું ચાલ્યું તેમ સાહિત્ય પાછળ ધ્યાન આપવું અઘરૂં થઈ પડયું; અને રજાના દિવસો, જે કાંઈ નવરાસનો સમય, જે તે કાર્ય પૂરૂં થઈ રહ્યા પછી મળે, તે સાહિત્ય સેવામાં, પુસ્તકના વાચન અને અભ્યાસમાં વ્યતીત થતો; અને આવી મુશ્કેલીના કારણે જ્ઞાનસુધાના અંકો ઘણી વખત પ્રતિ માસે બહાર પાડવાનું બનતું નહિ અને તે કેટલીકવાર બાર માસના એકસામટા ભેગા કાઢવામાં આવતા; અને આમ લાંબી મુદત સુધી નભાવેલું. પણ જ્યારે એમણે જોયું કે માસિક સાહિત્ય ખીલતું જાય છે અને તેની સંખ્યા વધી છે, ત્યારે તેને ટકાવી રાખવું વાજબી ધાર્યું નહિ; કેમકે તેમાં

મોટી ખોટ જતી હતી અને તે કાર્યમાં જેટલું લક્ષ આપવું જોઇએ તે અપાતું નહોતું.

પણ એમનું સાહિત્યમય જીવન–life literary–સદા ચાલુ હતું તેઓ બહુ પુસ્તકો વાંચતા નહિ; અપ–ટુ–ડેટ રહેવા જેટલો સમય મળતો નહિ; જે કાંઈ વંચાતું તે મુસાફરીમાં વા બીજા વ્યવસાયમાંથી વખત કાઢી કડકે કડકે વાંચતા; એકાદ પુસ્તક હંમેશાં એમની બૅગ ભેગું હોય જ; એમની સ્મરણ શક્તિ એટલી અદ્‌ભૂત હતી; ગ્રહણશક્તિ એટલી અસાધારણ હતી કે બીજા કાર્યમાં ચિત્ત પરોવાયલું હોય છતાં, પાછલી વાત–અનુસંધાન–સ્મરણમાં લાવી શકતા અને ગમે તે મુદ્દાની ઝીણી વિગત તેમના લક્ષ બહાર જતી નહોતી. તેનું તારતમ્ય સહજ પ્રાપ્ત થતું; અને એ અસાધારણ ગ્રહણશક્તિ અને અદ્‌ભૂત સ્મરણ શક્તિના પ્રભાવે, આટલા બધા અને અનેકવિધ વ્યવસાયોમાં તેઓ પોતાનું કાર્ય યથાસ્થિત, પદ્ધતિસર અને સારી રીતે પાર ઉતારવા શક્તિમાન થતા એકાદ પરિષદના પ્રમુખ તરીકે વ્યાખ્યાન લખવાનું હોય, કોઈ ભાષાશાસ્ત્રનો મુદ્દો વિચારવાનો હોય પોતાને પ્રિય એવા વિષયની ચર્ચા નજરે પડી આવી હોય, તો તેમાં એમનું લક્ષ ઝટ પરોવાતું; જુનાં સ્મરણો સાથે તે સંકળાઇ જતું; અને એકમેક થઇ જતું. મોઢેરા અને જાવાની જૂની સંસ્કૃતિ અને ઇતિહાસ વિષે એમને લેખ લખવાની બહુ ઇચ્છા હતી. સોસાયટી તરફથી અપાતા વાર્ષિક વ્યાખ્યાન માટે એ વિષયપસંદ કરી રાખેલો; પણ પોતે એટલા નિરભિમાની કે જ્યાં સુધી બહારથી વિદ્વાનો વ્યાખ્યાન માટે મળી આવતા હોય ત્યાં સુધી પોતે તે આપવાની ઇચ્છા વ્યક્ત કરેલી નહિ પણ જ્યારે કોઇ વિદ્વાન ના લખી મોકલે ત્યારે તેઓ એ વ્યાખ્યાન આપવા તૈયાર થઇ રહેતા. ગયે વર્ષે રા. નર્મદાશંકરે માંદગીના કારણે પોતે વાર્ષિક વ્યાખ્યાન લખી મોકલી નહિ શકે એવો પત્ર આવતાં, પોતાની અશક્તિ અને માંદગી હોવા છતાં તેમણે રાસમાળા અને બીજાં ઐતિહાસિક પુસ્તકો ભેગાં કરી, મોઢેરા વિષે લખવા

તયારી કરવા માડી, એ સ્થિતિમા એમનાથી કાઇ લખાય એમ નહોતું છતા એમનો એ વિષય પ્રતિનો પ્રેમ એટલો બધો તીવ્ર હતો કે કોઈ તક મળતા તેનો ઉપયોગ કરવાનું ચૂકતા નહિ એવી જ ભાવનાથી વસન્ત અને આનન્દશકરભાઈ પ્રત્યેના માન અને પ્રેમના એ વસન્ત સ્મારક ગ્રથ માટે, પોતે પૂરી સહી કરી નહોતા શકતા, એવી સ્થિતિમા એક ન્હાનો લેખ, વાકા ચૂકા અક્ષરોમા લખી આપલો અને એ જ એમનુ છેલ્લુ લખાણુ હતુ સેવાકાર્યમા રચ્યાપચ્યા રહેવા છતા પણુ સાહિત્ય વ્યાસગ એમણે છોડયો નહોતો, અને એના સંસ્કારોથી તેઓ સદા રગાયલા, ઓતપ્રોત રહેતા વસ્તુત સાહિત્ય એ જ એમના પ્રાણુનુ પોષક તત્ત્વ હતુ

સાહિત્યની પેઠે એમની સસાર સુધારાની પ્રવૃત્તિ પણુ સ્તુતિપાત્ર અને ઉપકારક હતી સુધારાનુ રસપાન એમને ગળથુથીમ થી મળ્યુ હતું મહીપતરામભાઈનુ પરદેશગમન તે સમયે ગુજરાતી હિન્દુ સમાજ મા ભારે વિવાદગ્રસ્ત પ્રશ્ન થઈ પડયો હતો જ્ઞાતિનો ત્રાસ જેવો તેવો નહોતો તે પછી પરિસ્થિતિ પલટાઈ ગઈ છે સાગરગમન અને કન્યાવિક્રયના પ્રશ્નો સરલ થઈ પડયા છે, પણુ વિધવાવિવાહનો પ્રશ્ન હજુ એવો જ કટક ભર્યો છે જો કે તેમાની ઉગ્રતા જતી રહી છે કન્યા કેળવણીનો પ્રચાર વધતો જાય છે, સ્ત્રી માટે જૂદી કૉલેજો નિકળી છે અને સ્ત્રી ગ્રૅજ્યુએટોની સખ્યા પણુ પ્રમાણુમા સારી વધે છે અત્યજો પ્રત્યેનો આભડછેટનો ભાવ નિકળવા માડયો છે અને રોકકળ પણુ પહેલા જેવી ત્રાસજનક રહી નથી સ્ત્રીજાતિ પ્રત્યેનુ માન વધ્યુ છે, તેમના સ્વાતત્ર્ય માટે લડત જાગી છે, વિવાહ-લગ્નનો પ્રશ્ન સકુચિત મટી એનુ કાર્યક્ષેત્ર વિશાળ અને ઉદાર બન્યુ છે, કોમ અને પર કોમ વચ્ચે લગ્ન સબધ બધાવા શરૂ થયા છે; મોટી ઉમરે લગ્ન થાય છે, એટલુ જ નહિ પણુ પહેલા કુવારી સ્ત્રી મળવી એ અસભવિત મનાતુ તેને સ્થાને અત્યારે અનેક કુવારી બ્હેનો—સ્ત્રીઓ મળી આવશે સમાજમા સ્ત્રી જીવનનુ સ્થાન નિશ્ચિન્ત થઇ તેમના જીવનનો વિકાસ

થાય અને જાહેર કાર્યમાં તેઓ સ્વતંત્ર રીતે જોડાય સહચારી બને એવી સ્થિતિ ઉદ્દ્ભવતી જાય છે; તેઓ મત આપવાને પાત્ર ગણાય છે અને મ્યુનિસિપાલેટી અને કૌન્સિલમાં સભાસદ થઈ શકે છે. આ પ્રમાણે સંસાર સુધારામાં પ્રગતિ થતી રહી છે અને સમાજ જીવનના નવીન પ્રશ્નો, જેમકે મજૂર અને મૂડીવાદ, શેઠ નોકરના સંબંધ; રહેવાનાં મકાનો, વિશ્રાંતિ સ્થાનો, સ્નેહલગ્ન; છૂટાછેડા; પતિતોનો ઉદ્ધાર, સ્ત્રી જીવનની મુક્તિ અને વ્યક્તિ સ્વાતંત્ર્ય વગેરે; સમાજ સેવકોનું અને સુધારકોનું વિશેષ લક્ષ રોકે છે અને આગળ જે હિલ-ચાલને સંસાર સુધારાના નામે ઉલ્લેખવામાં આવતી, તેમાં નવીન પ્રશ્નોનો સમાવેશ થવાથી સમાજ સુધારો એ નામથી સંબોધવામાં આવે છે. આ બધાંમાં સર રમણભાઈનો હિસ્સો છે જ. વિધવાઓને પુનર્લગ્ન કરવામાં તેઓ સરળતા કરી આપી જે સહાયતા આપતા અને એ રીતે જે આશીર્વાદ મેળવતા તેની કલ્પના પણ રસિક કથા માત્ર એ કાર્યમાં જોડાનાર સહાયકો જાણે છે; અને એ સેવા અપ્રતિમ કહી શકાય દુઃખી વિધવાના આંસુ લહોવામાં પણ જવાબદારી ઓછી નહોતી. મહાત્માજીએ ખરું જ કહ્યું છે કે "જે માણસ એક પણ વિધવાનાં આંસુ લુછે છે, જે એક પણ બાળાને લગ્નના નામે ઓળખાતા પશુયજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની નિઃસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે ને સંભવ છે કે મહાધુરંધર રાજ્ય—પ્રકરણી યોદ્ધાની લડત ભૂલાઈ જશે ત્યારે આવી ખુણેખાચરે થતી સેવા ફળ આપ્યાં જ કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી, પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે, તે સેવા તો ખરી છે જ. આવી સેવા રમણભાઈની હતી."

વિધવા બ્હેનોને સહાયતા આપતા તેમ જ અંત્યજ પ્રત્યે પણ તેઓ સમભાવ ધરાવતા, તેમનો ઉદ્ધાર કરવા અને તેમને કેળવણી આપવા પોતે તજવીજ કરતા. એમના હસ્તકના લાલશંકર કેળવણી ફંડમાંથી અં[illegible] ઓ [illegible] મિળે છે જ

અનાથો માટે મહીપતરામ આશ્રમ છે, અને લગભગ ૩૫ વર્ષથી એના વહિવટમાં એમનો હાથ રહ્યો હતો આમ અનાથ માટે અંત્યજો માટે અને વિધવા માટે, તેઓ હમેશ સેવા કાર્યમા તત્પર અને મોખરે રહેતા. સ્ત્રી કેળવણીના તો તેઓ ચૂસ્ત હિમાવતી હતા. સૌ શારદાબ્હેને મર્હુમ વિષે જાહેર મિટિંગમાં બોલતાં જણાવ્યુ હતું કે "પોતાને સંસ્કૃતના અભ્યાસમા દરરોજ દોઢ કલાક શિખવી કિમતી મદદ આપેલી" અને એવી સવડ અને સહાનુભૂતિ અને ઉત્તેજનના પરિણામે લગ્ન થયા પછી બાર ચૌદ વર્ષ લાગટ ચાલુ અભ્યાસ રાખી વિદ્યાબ્હેન બી એ ની ડીગ્રી મેળવવા ભાગ્યશાળી થયા હતા, અને એની અસર સમાજ પર શી થઈ છે, તે આપણી આંખ સમક્ષ છે ગુજરાતમા એ બે બ્હેનો પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ થઇ હતી. અને એમના દાખલાથી આકર્ષાઇ એકલા એ બે કુટુંબમાથી સ્ત્રી ગ્રેજ્યુએટોની એક ટુકડી થાય એટલી સંખ્યા થઈ છે, એટલુ જ નહિ પણ બીજી બ્હેનો પણ મોટી સંખ્યામા ઉંચુ શિક્ષણ લેતી અને ડીગ્રી ધારણ કરતી થઈ છે.

સ્ત્રી સ્વાતંત્ર્ય, સ્ત્રી જીવનના વિકાસ અને સ્ત્રી હક્કની સમાનતા અર્થે સર રમણભાઇ અને એમના કુટુંબે જે કાર્ય કર્યાં છે, સમાજ જીવન પર જે છાપ પાડી છે અને જે ઉત્તમ સેવા કરી છે, તેની અમર ચોતરફ પ્રસરેલી છે અને તેથી આદર્શસુધારક તરીકે એ કુટુંબને ગુજરાતી સમાજમા પ્રથમ સ્થાન અપાય છે. દાંપત્ય જીવનનું સુખ અનેક કુટુંબ અનુભવતા હશે પણ એ ધન્ય જીવનનો લહાવો, એ સુખનો આનંદ, લગ્ન જીવનના પચીસ વર્ષ પૂરા થતા સર રમણભાઇએ તેનો રજત ઉત્સવ ઉજવી એક નવીન પ્રથા પાડેલી, જે અનુકરણીય છે. એક સુધારક તરીકે જે સદ્‌ગુણોની, જે ઉન્નત વિચાર અને ભાવનાની જે ઉદાત્ત અને સેવામય કાર્યોની આપણે એમની પાસેથી અપેક્ષા રાખીએ, તે સર્વ એમના જીવનમાં વણાઈ રહેલા આપણને પ્રત્યક્ષ થાય છે.

સુધારાની ભાવના અને સુધારાની પદ્ધતિ વિષે એમણે બે વ્યાખ્યાનો આપેલા હતા; તે અને સમાજસુધારકે અભ્યાસ અને

મનન કરવા યોગ્ય છે. એમનો સુધારો એક પક્ષે ન્યાય અને સત્યપર તેમ અન્ય પક્ષે વ્યક્તિ સ્વાતંત્ર્ય,સમાનતા અને સ્વતંત્રતાપર રચાયલો હતો. દરેક જણને પછી તે સ્ત્રી કે પુરુષ હોય—પોતાના વિકાસ માટે સંપૂર્ણ છૂટ અને તક મળવાં જોઈએ, એ સિદ્ધાંતના તેઓ અડગ હિમાયતી હતા અને તે માર્ગે તેઓ આગળ વધવા ઉહાપોહ કરતા અને એ જ વિચાર અને ભાવનાનું સમર્થન કરતા. તેઓએ માત્ર સુધારાનો ઉપદેશ કર્યો નહોતો; પણ તે પ્રમાણે એમણે પોતાનું વર્તન રાખ્યું હતું. એ પ્રમાણે પોતે જીવન જીવી જાણ્યું હતું. જેમ અનેક પુસ્તકોના વાચન કરતાં એક પ્રત્યક્ષ દૃષ્ટાંત વિશેષ ફળદાયી નિવડે છે તેમ અનેક વ્યાખ્યાનોએ જે અસર પેદા નથી કરી તે અસર રમણભાઈનું ઉન્નત જીવન પેદા કરી શક્યું છે, અને તેથી સર રમણભાઈ અને એમના કુટુંબની અગ્રગણ્ય સુધારક તરીકે જ નહિ પણ એક આદર્શ સુધારક તરીકે એમની ખ્યાતિ ચોગમ પ્રસરેલી છે. એ અસર આંકડા મૂકી બતાવાય એવી નથી પણ અનેક કુટુંબો પર એમના જીવને વત્તી ઓછી અસર કરેલી માલુમ પડશે અને સૌ એમને પગલે અનુસરવા તજવીજ કરતા જણાશે. એ જ એ જીવનની સાર્થકતા છે, એમાં જ એની ધન્યતા રહેલી છે.

સર રમણભાઈના ધાર્મિક જીવનનો ખ્યાલ પ્રાર્થનાસમાજમાં નહિ જનારાઓને ઝાઝો નહિ હોય. પણ એ જીવન ખરૂં સાધુમય, એક સાચા સંતનું, ભક્તનું હતું, એમ અમદાવાદ પ્રાર્થનાસમાજની વેદી પરથી જેઓએ એમને ઉપદેશ આપતા સાંભળ્યા હશે તે જરૂર કહેશે. અને એમનાં ધાર્મિક વ્યાખ્યાનો જે જ્ઞાનસુધામાં અવારનવાર છપાયાં છે, તે વાંચ્યાથી, એની કંઈક પ્રતીતિ થશે. જગતના નીતિમય શાસનમાં તેઓ દૃઢ શ્રદ્ધા ધરાવતા અને પ્રભુને અનન્ય ભાવે ભજતા. એક પ્રસંગે એક જાણીતા ગૃહસ્થે વાદવિવાદમાં ઉશ્કેરાઈ જઈ એમને કોર્ટમાં લઈ જવાનો ભય બતાવ્યો; એ સાવ ધમકીના ઉદ્ગારો હતા; પણ સર રમણભાઈએ, એ શબ્દોની અને એ પુરુષની પરવા ન

કરતાં, શાન્તિથી પણ મક્કમ રીતે સંભળાવી દીધું કે જે મેં કર્યું છે તે વાજબી છે, તમને યોગ્ય લાગે તે કરો. 'There is a higher tribunal to judge'; ઉપર એક ઉચી સત્તા પ્રવર્તિ રહી છે; પરંતુ એમના નીતિમય, ભક્તિપૂર્ણ, સાધુહૃદયનો પરિચય કરવો હોય તો વાચકે એમના કાવ્યો જોવા; તેમા તે એમનુ હૃદય વાચી શકશે. એમણે પોતે કવિ હોવાનો કદી દાવો કર્યો નથી; પ્રસંગોપાત્ત એમનાં હૃદયઝરણામાંથી જે ભાવો પ્રકટી ઉઠતા, જે લાગણી તીવ્ર બનતી, જે વિચાર મનને મુગ્ધ કરી બળ આપતા, તેને કાવ્યમાં છંદની રીતે ગોઠવ્યા છે; તેમા સરલતા છે અને નૈસર્ગિકતા છે. લાગણીનો ઓઘ વહે છે તેમાં આપણે તલ્લીન થઇએ છીએ, તેમાથી નવીન અને પ્રેરક બળ, ઉત્સાહ અને પ્રેરણા મેળવીએ છીએ એ કાવ્યો સંખ્યામા અતિ અલ્પ છે, છતા દરેક કાવ્યસંગ્રહમા તેને અવશ્ય સ્થાન મળશે; કિંમતી પાણીદાર મોતી સાથે સરખાવી શકાય અને જેમ મોતીની માળા ધારણ કરનાર શોભી ઉઠે અને દીપે તેમ એ કાવ્યમાની ભાવના અને વિચારને અનુસરનાર જરૂર સુખી અને ઉન્નત જીવન પ્રાપ્ત કરે.

ડૉ. હરિપ્રસાદે ગુજરાત સાહિત્ય સભાની મિટિંગમા સર રમણભાઈના જીવન કાર્યને વિષે વિવેચન કરતા, પોતાના ધાર્મિક જીવન પર એમણે કેવી ઉડી અસર કરેલી તેનુ બ્યાન આપતા, એ પ્રસંગો કહી સંભળાવેલા, અને એ ઉપકારની લાગણીથી જ પ્રેરાઇને "પાપીની દશા" એ નામનુ વાર્તાનુ પુસ્તક સર રમણભાઈને અર્પણ કર્યું છે ડૉ હરિપ્રસાદના રાજકીય વિચાર જાણીતા છે અને તેઓ સર રમણભાઇના અંધ અને શ્રદ્ધાળુ પૂજક નથી તેમ છતા તેઓ સર રમણભાઈના ધાર્મિક ઉપદેશની પ્રસંશા કરે ત્યારે એ પ્રમાણપત્ર વિશેષ મૂલ્યવાન બને છે તેની વાસ્તવિકતા એ બે પ્રસંગો વિચાર્યાથી સ્પષ્ટ થશે. એક પ્રસંગ તે એવી રીતે વર્ણવે છે કે કોઇ શાણો પુરુષ ખરા મનુષ્યોના શોધમા બહાર નિકળ્યો પણ કોઇ ખરો મનુષ્ય મળ્યો નહિ અને જ્યારે અંતરમા તપાસ કરી ત્યારે પોતાને માલુમ પડ્યુ કે હુ ક્યા ઓછો ખરાઈનો ભરેલો છુ કે અન્યની શોધમા જાઉ.—

બુરા દેખન મેં ગયો બુરો ન મિલિયો કોય
જો દેખું દીલ ખોજકે મોંસે બુરો ન કોય.

બીજો ઉપદેશ પ્રસંગ એવો છે કે એક પ્રસંગે એક ધાર્મિક પુરુષ પોતાની પત્ની સાથે વહાણમાં બેસીને સમુદ્રપ્રયાણ કરતો હતો તેવામાં એકાએક મોટું તોફાન થઇ આવ્યું. અને વહાણ ડુબવા ની સ્થિતિમાં આવી પડયું. આવા ભયંકર પ્રસંગે પણ પેલા પુરુષને શાન્ત જોઇને તેની પત્ની તેને પૂછે છે કે આવાં મોટાં અને વિકરાળ મોજાં આવે છે અને વહાણ ડુબવાની સ્થિતિમાં છે, છતાં તમને કેમ કશો ભય લાગતો નથી ?

પત્નીએ આવો પ્રશ્ન કર્યો ત્યારે તે પુરુષે હાથમાં તલવાર લઇને પત્ની સામે ઉગામી અને પૂછયું કે તમને બીતિ લાગે છે ? પત્નીએ હસીને કહ્યું કે પ્રિયના હાથમાં અસિ હોવાથી મને તેની દહેશત લાગતી નથી. તે પરથી પુરુષે બોધ કર્યો કે પ્રભુ કૃપાળુ છે અને તે કાંઈ કરે છે તે તેના કલ્યાણ અર્થેજ છે; માટે તેનામાં અચળ શ્રદ્ધા રાખી, ભક્તિ ભાવે, જે સુખ દુઃખ આપે તેને સમાન માની, તેને વશ વર્તી રહેવું:—

"ભય શાને ધરૂં અસિ પ્રિય કરે રે
અસિ ધારા હો, તિક્ષણ ભલે,

સામગ્રી આ ભયભરી જલવાયુ કેરી
છે એહવા પ્રિય કરે નિયમે ધરેલી."

આમ આંતર પરીક્ષા અને આંતરનાદનું અનુસરણ, તેમ જ ભય અને આફતના પ્રસંગે પણ પ્રભુમાં અચળ શ્રદ્ધા અને ભક્તિ ધારણ કરવાનાં સૂત્રો, એ બે ઉપદેશદ્વારા સમજાવ્યાં તેનું મહત્ત્વ કેટલું બધું છે અને મનુષ્યને તે કેટલાં બધાં કલ્યાણકારક છે તે સુજ્ઞ સહજ જોઈ શકશે.

સર રમણભાઈના જીવન કાર્યના ત્રણ અંશો સાહિત્ય, સમાજ-સુધારો અને ધર્મ ઉપદેશની ઉપર સમાલોચના કરી હવે છેલ્લી એમની મ્યુનિસિપલ અને જાહેર સંસ્થાઓના કાર્યની સેવાની નોંધ લઈએ. એ કાર્ય એમણે કર્તવ્યરૂપે લેખ્યું હતુ અને તે પાછળ સમય, શક્તિ અને કેટલેક અંશે નાણાનો જે ભોગ તેમને આપવો પડયો છે તેનો ઘણાંને ખ્યાલ નહિ હોય. એઓ મ્યુનિસિપાલેટીમા દાખલ થયા ન હોત તો કેટલાકનું માનવુ છે કે એક લેખક તરીકે તેઓ હજુ વિશેષ કૃતિઓ આપણને આપી શક્યા હોત. એ વ્યવસાયને લઇને તેઓ પ્રાર્થના સમાજના કાર્યમા ઝાઝું લક્ષ અને દેખરેખ રાખી શકતા નહિ, એમ પણ સમાજમા જનારા થોડાક માને છે; ગુજરાત અસાર સુધારા સમાજના મુખ્ય સચાલક તરીકે તેના પ્રચારકાર્ય પાછળ વિશેષ ખત રાખી હોત, તો તે ઉદ્દેશો તેઓ ગામડે ગામડે નવી સંસ્થાઓ સ્થાપી પહોચાડી શકત પણ શરૂઆતમા નોંધ્યુ તેમ આપણા નેતાઓ પોતાની સર્વ શક્તિ અને સમય એક જ કાર્યમા રોકી, તે પાછળ સતત મચ્યા રહે, એવી હજી આપણા સમાજની સ્થિતિ નથી કાર્ય કરનારાઓની સખ્યા ન્હાની હોવાથી, દરેક દિશામા એના એ જ કાર્યકરોને માથું મારવાનુ હોય છે; ખરી રીતે એમને શિર એ કર્તવ્ય આવી પડે છે એટલે નિરૂપાય, પરિસ્થિતિને વશ થઈ, જે તે કાર્યમા પૂરૂ લક્ષ નહિ અપાવાથી અને તેથી સચોટતાનો વત્તો ઓછો ભોગ આપી, મની શકે એટલુ કાર્ય કરવા અને ચલાવી લેવા ફરજ પડે છે

કોઇને સર રમણભાઈના જાહેર કાર્યમા સચોટ અને ઉડી છાપ નહિ માલુમ પડે તો તેનુ કારણ ઉપર દર્શાવ્યુ તે જ છે; તેમ છતા એમના દરેક કાર્યમા એમના વ્યક્તિત્વની છાપને અને ઉદ્યમ, પ્રમાણિકપણુ, નિયમિતતા, ચોકસાઈ અને સાચાપણુ-જરૂર માલુમ પડશે અને તે કારણથી સૌ કોઈ તેમને શોધતા; તેમની મદદ માગતા; એમની શક્તિ અને બુદ્ધિ ઉપયોગમા-કાર્યમા લેતા

સર ફિરોઝશાહ મહેતાની પેઠે શહેરની-મ્યુનિસિપલ-સેવાને સર રમણભાઇએ પ્રથમ સ્થાન આપ્યું હતું. થોડો સમય સભ્ય રહ્યા બાદ પાછળથી ઉપ-પ્રમુખ અને સ્કુલ બોર્ડના ચેરમેન તરીકે તેમને ઘણું કાર્ય કરવાનું આવતું. લિગલ ડેલીગેટ તરીકે એમને જે તુમારો વાંચવા પડતા અને તેના ઠરાવો લખવા પડતા તેના શ્રમનો ખ્યાલ બહારનાને નહિ આવે. ખરેખર, એ તો બોચી પર કાંકરો મૂકી, ઘસરડાનું કાર્ય હતું. નહોતું તેમાં કાંઇ રસપડે એવું, કે નહોતું કાંઇ આનંદ આપનારૂં. એ તો યંત્રની માફક જે કાંઈ રજુ થાય તેનો નિકાલ કરવાનો રહ્યો. તેમાં ઘણો કિમતી સમય જતો અને પ્રમુખ થયા તે પછી લાગટ ત્રણ ચાર કલાક મ્યુનિસિપલ કામકાજ કરવાના તેમને હોય જ, અને તે ઉપ-રાંત કમિટી અને બોર્ડની મિટિંગો ચલાવ વાની હોય તે જૂદી. એક પ્રમુખ તરીકે, વિરોધી પક્ષ પણ કહેશે કે તેઓ નિષ્પક્ષપાત અને પ્રામાણિક હતા; અને જ્યાં તીવ્ર મતભેદનો પ્રશ્ન હોય ત્યાં બીજા મુદ્દાઓ ગૌણ રાખી માત્ર કાયદાની દૃષ્ટિએ જોઇ વિચારી તે પ્રમાણે તેનું રૂલિંગ આપતા. *મ્યુનિસિપાલેટીનું કામકાજ કરવામાં અને તેનું હિત સાચવવામાં એમણે કદી પોતાની જાતને સંભાળી નથી. પોતે કંઇને કંઈ વેઠ્યું હશે. કેટલાક અંગત કાર્યો જતાં કર્યા હશે પણ મ્યુનિસિપાલેટીમાં હાજરી આપવાનું તેઓ કદી ચૂકતા નહિ. અને મ્યુનિસિપલ વહીવટનું એમનું જ્ઞાન એટલું બધું ઝીણું અને વિગતવાર હતું કે એમના જેવો બીજો મ્યુનિસિપાલેટીના બધા વિષયોનો જાણકાર ખાતાંમાંથી વા બોર્ડમાંથી મળવો મુશ્કેલ થઇ પડે. આવું તેમનું મ્યુનિસિપલ વહીવટનું જ્ઞાન હતું. અને ખુશી થવા જેવું એ છે કે શ્રીયુત વલ્લભભાઇ જેઓ ઘણોખરો સમય

* (જુઓ ઇંડિયન સોશિયલ રીફોર્મર તા. ૨૪-૩-૨૮ " He was then (in 1921) the President of the Municipality and astute lawyers from both sides often troubled him with intricate points of order. But his rulings were always just and impartial." P. K. D.)

મ્યુનિસિપાલીટીમા હાજરી આપી તેનુ કામ કાજ પ્રમુખ તરીકે ચલાવે છે તેઓએ એમની મ્યુનિસિપલ સેવાની અને ચારિત્રની મુક્તકંઠે પ્રશંસા કરી છે

અને અમદાવાદમા એવી થોડી સાર્વજનિક સસ્થાઓ મળી આવશે જેની કમિટીના તેઓ સભાસદ ટ્રીઝેરર વા સેક્રેટરી પ્રમુખ વા ઉપ-પ્રમુખ નહિ હોય ! એવી કોઈ જાહેર હિલચાલ નહિ હોય, જેમા સર રમણભાઇની હાજરી માલુમ નહિ પડે વા તેઓ તેના એક કાર્યકર કે સચાલક નહિ હોય જે માટે તેમની સલાહ વા સહકાર પૂછવામા આવ્યા નહિ હોય, પછી તે પ્રજાહિતની વા સરકારી ગમે તે પ્રકારની હિલચાલ વા સભા હોય

જેઓ જાહેર કામકાજમા ભાગ લે છે, તેઓ કબુલ કરશે કે તે પાછળ જે શ્રમ ઉઠાવવો પડે છે જે અગવડ વેઠવી પડે છે, જે તૈયારી રાખવી પડે છે, અને જે થોડો ઘણો આત્મભોગ આપવો આપવો પડે છે, તેનો સુમાર હોતો નથી અને તેથી ઘણાખરા બધી પ્રવૃત્તિમા જોડાતા નથી અને એક બેમા દાખલ થઇ સતોષ માને છે પણ રમણભાઈ જેવા અગ્રગણ્ય પુરુષની સલાહ અભિપ્રાય અને હાજરીની સૌ કોઇ ઇચ્છા દાખવે અને રમણભાઈ સ્વભાવે એવા મુલાયમ કે જાતે અગવડ વેઠી લે, પણ સામાને ના ન પાડે, એવી એમની સુજનતા હતી

આ બધી વિગતો પરથી વાચક જોઇ શકશે કે સેવાવૃત્તિ એ એમનુ જીવનસૂત્ર હતું અને એ સર્વ સાર્વજનિક કાર્યો બન્યુ ત્યા સુધી કરવામા—ખેચવામા, અતિશય માનસિક શ્રમના બોજા હેઠળ દબાઈ જઇ એમણે પોતાનું આયુષ્ય ટુકુ કર્યું, એટલુ જ નહિ પણ એમની બુદ્ધિ અને શક્તિ સાહિત્ય સમાજ સુધારો અને ધર્મના વિષયોમા જે કિમતી ફાળો હજુ વધુ મોટા પ્રમાણમા આપી શકત

તેની મર્યાદા સંકુચિત કરી, અને જે કાર્યનો દેખીતો બદલો નથી અને માત્ર કર્તવ્ય ખાતર તે કરવાનું છે; તે સેવા પાછળ પોતે અંત સુધી વળગી રહ્યા. આટલી તીવ્ર અને ઉંડી એમની સેવાભાવના હતી અને તે પાછળ એમણે આપેલો આત્મભોગ, આપણે સ્વીકારવું પડશે કે વિરલ હતો

આ બધાં કાર્યોમાં આપણું ધ્યાન ખેંચે અને આપણા પર અસર કરે એવું એમનું સૌજન્યભર્યું વર્તન હતું. એમણે કોઈ દિવસ કટુ શબ્દ વાપર્યો હોય, એવું મારા જાણવામાં નથી; કોઇકે જ તેમને ગુસ્સે થયેલા જોયા હશે; અને કટ્ટા વિરોધી પ્રત્યે પણ વિનય દાખવવાનું એઓ ચૂકતા નહિ હોય. સ્વભાવે તે સત્યપ્રિય હતા; એમના કામકાજમાં પ્રામાણિકપણાની ઉંડી છાપ રહેલી હતી; વકીલ તરીકે પોતે એક પક્ષકાર બનતા, છતાં ન્યાય માટે ઉત્સુક રહેતા; અને એ ન્યાયવૃત્તિ એમની પ્રવૃત્તિમાં એવી વણાઇ ગયલી કે સામા મનુષ્ય પર ગમે તેટલા આક્ષેપો થયેલા હોય, પણ તેનો ગુન્હો પૂરવાર થયો ન હોય ત્યાં સુધી તેને તેઓ નિર્દોષ માનતા અને તેને ન્યાય આપવા તત્પરતા બતાવતા. એવી જ રીતે તેઓ કોઇનો પક્ષપાત કરતા નહિ પોતાનો જે અભિપ્રાય બંધાતો તેને દ્દઢતાથી વળગી રહેતા અને તે પ્રમાણે વર્તતા. મનુષ્ય સ્વભાવની નબળાઇ તેઓ સમજતા, તેથી એમનો દયા ભાવ પણ સ્વતઃ પ્રકટી ઉઠતો; એક કહેવાતા સુધારકે સંસાર સુધારા વિરુદ્ધ આચરણ કર્યું. કોઇક તેમને સમાજ સુધારાની કમિટી પર રાખવા વાંધો ઉઠાવ્યો. સર રમણભાઇએ એના પ્રત્યુત્તરમાં દલીલનું ખરાપણું સ્વીકારી, એટલું જ કહ્યું કે સુધારાના એકપણ સિદ્ધાંતને કબૂલ રાખતો હોય ત્યાં સુધી આપણે તેનો બહિષ્કાર કરવો જોઈએ નહિ. એવો જ બીજો એક પ્રસંગ રા. પ્રાણલાલે સાહિત્ય સભાની મિટિંગમાં વર્ણવ્યો હતો. રાષ્ટ્રિય શાળાના વિદ્યાર્થીઓએ સહેજસાજ તોફાન કર્યું, સુપરવાઇઝર અને માસ્તરો પર ધૂળ ઉડાડી; કાદવ ફેંક્યો. તે માટે કેટલાક સભ્યોએ કાયદેસર પગલાં લેવાનું

સૂચવ્યું અને દબાણ પણ કર્યું. પણ સુરતની કોંગ્રેસ વખતે ભારે ગભરાટ હોવા છતાં સર ફિરોજશાહે, પોલીસની મદદ લેવા ના પાડેલી અને એ માંહોમાંહેની તકરાર આપો આપ સમાઈ જશે અને ફરી એકસંપી થશે તે ઉદાર ધોરણે એ પણ વર્તેલા. રા. પ્રાણશંકરના જ શબ્દો અહિં આપીશું, " અસહકાર વખતે એ સ્કુલ્સ કમિટીના ચેરમેન હતા અને હું સેક્રેટરી હતો ત્યારે તેમણે મને કહેલું કે અત્યારે અમે તટસ્થ વિરોધ હોય તોપણ મિત્રાચારી સજીવન કરવાના તણખા હોલવી ન નાખવા " આવી એમની મનની મોટાઇ હતી નહોતો એમનામાં રાગ કે નહોતો એમનામાં દ્વેષ એમનું જીવન એકધારૂં અને કર્તવ્યપરાયણ હતું, નહિ તેમાં ઉલ્લાસ કે નહિ તેમાં તોફાનના ચમકારા નજરે પડતા સુધારકનું બંડ કરવાનું લોહી એમનામાં ઉછળતું હતું, છતાં પરંપરાને એમણે તોડી નથી નિખાલસતા તો એમની પોતાની, એટલા બધા સારા કે કોઇને એમની પાસે જતા ભય લાગે નહિ કોઇને શ્રમ આપવાનું તો શિખેલા જ નહિ ઘણુંખરૂં કાર્ય જાતે જ આટોપી લેતા, બીજા પાસેથી કાર્ય તેઓ સહેલાઈથી અને વિના ઉપકાર, માત્ર બે શબ્દ કહ્યાથી લઇ શકે એમ હતું; તેમ છતાં એવો સ્વભાવ પડી ગયેલા કે જે તે કાર્ય જાતે જ કરે ત્યારે ચેન પડે, અને તેમાં કાળજી અને ચોક્કસાઈ માટે કશું કહેવાનું હોય નહિ વખતે બીજા પાસે કામ લીધું હોય તોપણ તે છેવટે પોતે જોઇ જવાના જ જેથી ભૂલ થવા કે રહેવા ન પામે શ્રીયુત વિનાયક ન દલા કરે એમની સાદાઇનો એક રમુજી દાખલો નોંધ્યો છે તેઓ સુરત જનાર હતા; જેમને ત્યાં ઉતરવાનું હતું તેમને અગાઉથી કાર્ડથી ખબર લખી મોકલેલી. કોઇ કારણસર કાર્ડ વખતસર મળ્યું નહિ—મળ્યું કે સુરત ઉતરવાનું; ઉતારે ગયા ત્યાં સૌ કોઈ સુતેલા. એ સ્થિતિમાં પોતે કલાક બે કલાક બાંકડા પર નિરાંતે બેસી રહ્યા જાતે તકલીફ ઉઠાવી, બીજા કોઈને શ્રમ આપ્યો નહિ

આવા એમના કોમળ સ્વભાવને કેટલાક એમની નબળાઈ કહેતા, અતિ સાલસમાર્ગનું વિશેષણ આપતા; એથી એમના કામમાં જુસ્સો

આવતો નહિ. જે હોયતે ખરૂં. પણ એમનો જીવનપ્રવાહ કદીપણ ન્હાના વોકળાની પેઠે, ઉછાળા મારતો, તરંગોથી નાચતો અને દોડતો જોવામાં આવ્યો નથી. પણ એક મોટી સરિતા ઉંડા નીરે, ધીરી, ગંભીર અને શાંત વહી રહે, અને તેના સમાગમમાં આવતા સૌ કોઇને આનંદ આપે સુખ બક્ષે અને વળી આસપાસની ધરતીને રસાળ અને ફળવંતી કરે, એવી સર રમણભાઇની જીવન ચર્યા અને કાર્ય હતાં; અને એક વાક્યમાં કહીએ તો He was a gentlman among men મનુષ્યમાં તેઓ સજ્જન હતા.

હિરાલાલ ત્રીભોવનદાસ પારેખ.

( વસન્ત, ફાલ્ગુન, ૧૯૮૪. )

---

# સ્વલ્પ પરિચય.

તા ૭ મી સવારમા જેવુ 'ટાઇમ્સ' ખોલ્યુ તેવુ જ એ એ-ન્છબીવાળે પાને ઉઘડી ગયુ છબી સર રમણભાઇની એ જોતા જ જે અમગળની કલ્પના થયેલી, તે જોડેના ખબર વાચતા ખરી પડી .... . એમને વિશેના મારા સસ્મરણો થોડા પણ મધુરા સભાર અને એમના અનુકરણીય ચારિત્રના દ્યોતક છે (૧) 'ગુજરાત'નુ પહેલુ વર્ષ ચાલતુ હતુ ઉપતત્રીને માથે જેટલો હોઇ શકે તેટલો બધો ય ભારે ભાગ નાના માથા પર હતો તેમા 'સ્મરણ મુકુર' માટે સ્વ મહીપતરામની છબી પેદા કરવાનુ' પણ ખરુ મુબઇમા તો એ કોની પાસે હોય ' પણ ત્યા તો મને ખબર મળી કે જાણે મારી મુઝવણ ટાળવા માટે જ પોતે આવ્યા હોય તેમ, એવામા એક જ દિવસ માટે રમણભાઇ કોઈ રાજકીય પ્રસગે મુબઇમા આવ્યા છે અને કૃષ્ણલાલભાઇને ત્યા ઉતર્યા છે એ ઉતારે હુ સાજે ઓરીસમાથી પરભાર્યો ગયો યજમાનમહેમાન સને નીચે જમતા હતા ઉપર જઇને હું અંદરના ઓરડામા બેઠો પહેલા મહેમાન ઉપર આવ્યા મે ઉભા થઈ નમસ્કાર કર્યા એમણે પ્રતિનમસ્કાર કરી ટ્રક ગોઠવવા માડી હુ ધીરજ કેળવવા લાગ્યો; થોથવાયા વિના કેમ વાત કરવી તેની માનસિક તૈયારીઓ કરવા લાગ્યો થોડી વારે તેઓ સોફા પર બેઠા, કૈંક લખવા માડયુ, એ સખાઈ રહ્યુ કે મે જેમતેમ કહી નાખ્યુ " આપને ફુરસદ હોય તો થોડી વાત કરવી છે" એમને નવાઈ લાગી હોય તેવો મુખભાવ થયો મને બેસાડી ગયા સદનની દીલગીરી પણ તેમા હતી "મારુ કામ છે, તમારે ?"–'જી હા"–"મારુ કે

કૃષ્ણલાલનું ?"—"જી આપનું જ." એમના મનમાં એમાંથી એક હશેઃ અજાણ્યો માણસ, છેક સ્ટેશને જવાની વખતે, મુંબઈમાં ઘર શોધતો શીદ આવે ?–કે પછી, હું એમને બરાબર ઓળખતો ન ને ભુલથી એમને ઘરધણી માની લઉં છું, એમ લાગ્યું હોય હોય તે. પણ મેં મારી ઓળખાણ પાડીને છબીની વિનંતિ ક તુરત બોલ્યાઃ "નાની છબી છે કે નહીં તેની મને ચોક્કસ નથી. પણ હશે તો જરૂર મોકલીશ–કાલે જ." મેં ઉપકાર માની લીધી. ત્રીજે દિવસે કેબીનેટ-કદની છબી રજીસ્ટરથી કાર્યાલયમાં પહોંચી. ને બ્લોક કરાવી મેં એ પાછી મોકલી ત્યારે પણ વેળાસર સુરક્ષિત પાછી મોકલવા માટેનો આભારદર્શક કાગળ લખ પણ પોતે ચુક્યા નહિં. કેટલા એમના જેટલા વ્યવસાયી લોક આવી કાળજી રાખતા હશે ? અને સામાન્ય રીતે પણ, પ જવાબ, અનિવાર્ય અસામાન્ય કારણ ન હોય ત્યારે, તેઓ અ નિયમિતપણે આપતા.

(૨) ૧૯૮૦ કે ૮૧ની વાત. વડોદરામાં શરદ હતો. પહેલે દિવસે દયારામના એક શિષ્યના કીર્તનની સ હતી. ત્યાં રમણભાઇસાહેબે મને જરા આઘેથી જોયો હશે. પાસે આવ્યા. મેં તો એમને અચાનક જ જોએલા, એટલે ઉતા હાથ જોડયા. એમણે એનો ઉત્તર વાળ્યો. "તમે અહીં છો કે "જી હા. આ પ્રસંગ પર આવ્યો છું."—"તમે 'કૌમુદી'માં ચર્ચા લ્યો છો કે નહીં." "હાજી, લઉં છું. આપને કૈં ખાસ મોકલવાનું 'હા, એટલે...એક બાબતમાં તમારી થોડી ગેરસમજ થઈ છે–મા સુરતના ભાષણ સંબંધી." હું અંદરથી ગભરાયો પણ બનતી તાવકાઈ એમનો ખુલાસો મોકલવા વિનંતિ કરી. એ તો આવ્યો ને છપાયે પણ વધારે નિકટ પરિચયના આ પ્રસંગે, એમના સ્વભાવની અદ્ભુત કશીએ આડપડદો–મોટાઈનો, ભોભાનો, કે વયનો–રાખ્યા વિના ખુલ્લ દીલે વાત કરવાની રીત, એ શુષ્ક લાગતા મુખ પરનું પણ ભાવપૂ સ્મિત–આ બધું ભૂલ્યું ભૂલાય તેવું નથી.

(૩) પોતે યજમાન હોય ત્યારે મહેમાનોમાના એકેએક નાનામોટાનો સત્કાર રહી જાય નહીં તેની તેઓ કેટલી જાતદેખરેખ રાખતા એ મે ત્રણેક વર્ષ પર લેડીઝ ઇન્સ્ટીટયુટના ટેનીમ-પાર્ટ પર શરદુત્સવના ગરબા વખતે અનુભવ્યુ હતું હું મોડો પહોચ્યો હતો એટલે પહોચ્યો તેવો જ, જે મે ની નીચે જમીન પર બેઠેલી, તેમા ગંઠાચાતો ગોઠવાઈ ગયો કેટલાકને ચહા પીતા જોઇ મને એ મળશે એવી વાસના પણ થઇ હશે ... મારી પાછળ ચાલવા માટે થોડી છુટી જગ્યા હતી અને તે જગ્યા પાછળ ની ખુરશીઓની હારમા ગ મ રમણભાઇ, મટુભાઇ ઉમરવાડીઆ અને અમદાવાદની આર્થિક-સામાજીક શ્રેષ્ઠતાના પ્રતિનિધિઓ બિરાજ્યા હતા મને જોયો કે તરત રમણભાઇ ઉઠ્યા, મારી કને આવ્યા પુછ્યુ "વિજયરાય" તમે ચહા લીધી કે નહી ?"—"હાજી" આ ાથી બેનાઇ જવાયુ કેમકે એમના જેવા માણસ આમ ચાહીને નાગ જેવા સાધારણ માણસને ચહા મળ્યા ન મળ્યાની તપાસ રાખે, એ ઘટનાથી જ હું એટલો લેવાઇ ગયો હઇશ કે સાચુ બોલીને એમને વધુ તસ્દી આપવાની-મને ચહા મગાવી આપવાની તસ્દી આપવાની હીમત જ રહી નહી હોય, એમ આજે એ બધુ સંભારતા લાગે છે, પણ ટુંભાઇથી રહેવાય ? મે અસતમાથી સત ઉપજાવવાનો અખતરો કર્યો છે તેમણે જેવુ જોયુ તેવા જ બોલી ઉઠ્યા "એઇ, જીઠુ બોનો છો કે ?" મે નાકે આગળી મુકી ' શુ-શુ-શુ ! " કર્યુ પણ રમણભાઇએ પોતે અમારા મત્રાદ પરથી શુ ધર્યું હશે ?

(૪) મુંબઈવાળી સાહિત્ય પરિષદ પાસે આવતી હતી ત્યારે-પણ તેઓ પ્રમુખ ચુટાવા પહેના-એકવાર અમદાવાદમા એમને કોઈ કામપ્રસંગે મળવાનું થતા મે ફરીઆદ કરી ' બીજુ તો બધુ ચનાવી લઇએ પણ લીટરરી લાઇફ્મા મે આ મુબઇના વર્કર્સ કામ થોડુ કરે ને દેખાવ ઝાઝો કરે, એ કેટલુ ખોટુ ' ઉત્તર મળ્યો "એ તો રાજધાની નુ શહેર ખરૂ ને, એટલે ત્યા બધી એકટીવીટીઝમા એમ જ થાય" આ શબ્દોમા જેવુ જીવનભરના નગરદરીરનુ ડાહપણ દષ્ટિગોચર

થાય છે, તેવુંજ હાવકાપણું અને શાંતિ એમના સ્વરમાં પણ હતાં. ઘડીક પછી એમની એ શક્તિઓનો વિશેષ પરિચય થયો. મારી બીજી ફરીઆદ બીનલાયકોને પરિષદમંડળમાં બેસાડી દેવામાં આવ્યા હતા, તેની સામે હતી: "મંડળમાં અત્યારે તો ગમે તેવો માણસ ત્રણ રુપીઆ આપીને આવી શકે તેવું છે, એને બદલે, યુનીવર્સીટીસેનેટની ચુંટણી કરનારમાં ગ્રેજ્યુએટ હોવાનો ક્વૉલીફીકેશન આવશ્યક છે, તેવું કૈંક આમાં પણ ન કરી શકાય ?"—" પણ યુનીવર્સિટી તો પરીક્ષા લઇને, કોણ ગ્રેજ્યુએટ થઈ શકે તે નક્કી કરે છે. પરિષદ પાસે એવું સાધન કે સત્તા ક્યાં છે ?"

(૫) પરિષદ પછી અઢી કે ત્રણ મહીને 'કૌમુદી' મારેના એમના આશ્રયદાનનો ચેક લેવા હું ગયો હતો. ચેક લખવા માંડતાં મારી ભવિષ્યની અગવડ ટાળવા, એમણે પહેલેથી પુછી લીધું: "હાઉ ડુ યુ સ્પેલ યૉર નેમ ?" મેં જોડણી લખાવી એ પ્રમાણે લખીને તેમણે ચેક આપ્યો. નાની સરખી બાબતમાં પણ કેટલી કાળજી ! સામાની સ્થિતિનું કેટલું તીવ્ર ભાન ! ... ... એમનું છેલ્લું દર્શન ગયા ડીસેમ્બરમાં એમને બંગલે થયું હતું. વર્ણવતાં જીવ ન ચાલે એટલું એ કરુણ અને હૃદયદ્રાવક હતું.

વિજયરાય ક. વૈદ્ય.

કૌમુદી, વૈશાખ ( ૧૯૮૪ )

---

# રમણભાઈનું ધાર્મિક અને સામાજિક કાર્ય.

રમણભાઈનું જીવનકાર્ય અમદાવાદની પ્રાર્થના સમાજમાં પ્રધાનપણે વ્યનીત થયું છે. પ્રાર્થનાસમાજની વેદિ ઉપરથી તેમણે ધાર્મિક વ્યાખ્યાનો બહુ જ મોટી સંખ્યામાં આપ્યાં છે જે જ્ઞાનસુધામાં છપાતાં હતાં, ઘણાં અપ્રસિદ્ધ પણ છે. તે પુસ્તકરૂપે પ્રગટ થાય તો ગુર્જર જનતા રમણભાઈને એક ધાર્મિક વ્યાખ્યાનકાર તરીકે, ધાર્મિક પ્રશ્નોના ચિંતક તરીકે, કીર્તનકાર તરીકે નવા જ રૂપમાં ઓળખતાં શીખશે. આજે ગુજરાત રમણભાઈને પ્રખર સંસાર સુધારક તરીકે, વિધવા વિવાહના હિમાયતી તરીકે, કન્યા કેળવણીના પ્રચારક તરીકે, ગુર્જર સાક્ષર તરીકે, સારી રીતે ઓળખે છે પણ ઘણા જ થોડા તેમને એકેશ્વરી મતના ધાર્મિક વ્યાખ્યાનકાર અને ચિંતક કે લેખક તરીકે ઓળખે છે.

રમણભાઈના પિતા મહીપતરામભાઈ પ્રાર્થના સમાજના બીજા અગ્રેસર હતા. પ્રથમ સ્થાપક અને અગ્રેસર ભોળાનાથભાઈ હતા. ભોળાનાથભાઈ જુના ભક્તિમાર્ગમાં ઉછરેલા હતા પણ અવલોકન અને અભ્યાસથી તેઓની શ્રદ્ધા અનેક દેવ દેવીઓની મૂર્તિપૂજા ઉપરથી ઉઠી ગઈ અને તેઓ એકેશ્વરી ભક્તિમાર્ગ તરફ વળ્યા. બ્રહ્મોસમાજના દ્વિતીય આગેવાન મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરની આદિ બ્રહ્મોસમાજનો પરિચય ભોળાનાથભાઈને થયો હતો, મહર્ષિના પુત્ર સત્યેન્દ્રનાથ ટાગોર ગુજરાતમાં ઈન્ડીયન સીવીલ સરવીસમાં હતા તેમનો નિકટનો પરિચય

ભોળાનાથભાઈને થયો તેથી અમદાવાદ સમાજને આદિ બ્રહ્મોસમાજના સિદ્ધાંતો તથા સ્વરૂપ મળ્યાં. ભોળાનાથભાઈએ એકેશ્વરી મતને અનુકુળ ભજનો તથા પદો રચ્યાં, નવું મંદિર બંધાવ્યું, અઠવાડિક જાહેર ઉપાસના શરૂ કરી; અનેક દેવ દેવીઓની મૂર્તિની પૂજા છોડી એક ઈશ્વરની સાત્વિક ઉપાસના આ મંદિરમાં થવા લાગી. સદાચરણ અને નીતિયુક્ત આચરણ ઉપર જોર દેવામાં આવ્યું. બાળવિવાહ બંધ કરવા, કન્યા કેળવણી ફેલાવવી, વિધવા વિવાહને ઉત્તેજન આપવું, પરદેશ ગમન કરવું, વિ. સામાજીક પ્રશ્નો પણ સાથે સાથે હાથ ધરવામાં આવ્યા. આથી પ્રાર્થનાસમાજની છાપ જનતામાં સંસાર સુધારા મંડળ તરીકે પડી. પ્રાર્થના સમાજ ભક્તિમાર્ગ છે છતાં તેમાં વૈષ્ણવની ઉત્કટ ભક્તિને સ્થાન નહોતું. પખવાજને કરતાલીવાં વાળા ઓચ્છવો પ્રાર્થના સમાજમાં દાખલ ન થયા. નગર સંસ્કારનો શિક્ષિત વર્ગને અનુકુળ ન લાગ્યાં. ધર્મોપદેશોમાં પણ ખંડન નીતિ વધારે હતી. આ સર્વથી ગુજરાતની જનતામાં પ્રાર્થના સમાજની ધાર્મિકતાની છાપ ન પડી.

ભોળાનાથ પછી પ્રાર્થના સમાજનું સુકાન મહીપતરામભાઈ અને પછી લાલશંકરભાઈના હાથમાં ગયું. મહિપતરામભાઈને નવી કેળવણી અને નવા સંસ્કાર તરફ પક્ષપાત હતો. ભોળાનાથભાઈનો જુના ધર્મ સંસ્કારનો વારસો તેમને નહોતો. આથી પ્રાર્થના સમાજનું વલણ તથા સ્વરૂપ સંસાર સુધારા તરફ વધારે વળ્યું. મૂર્તિપૂજાનું ખંડન અને જુના રીતરિવાજોનો ઉપહાસ એ ઉપદેશમાં બહુ અંશે સંભળાવા લાગ્યા. આથી ગુજરાતની ભક્તિ ભાજન જનતા ભડકી ગઈ અને નૃસિંહાચાર્ય વિગેરેના નવીન પંથ તરફ વળવા લાગી, લાલશંકરભાઈએ પરોપકારના કાર્યો તરફ સમાજને વાળી અને મહીપતરામ અનાથાશ્રમ અને બાળહત્યા પ્રતિબંધગૃહ અમદાવાદમાં સ્થપાયાં અને તેની વ્યવસ્થા સમાજને હસ્તક સોંપાઈ. આ વખતે આગેવાનોએ સાધારણ બ્રહ્મોસમાજ કે નવ વિધાન બ્રહ્મોસમાજના સિદ્ધાંતો કે કાર્યપદ્ધતિ

અમદાવા'ની સમાજમા દાખલ ન કર્યા આથી તેનુ સ્વરૂપ હતું તે જ ગયુ ન તેમા ઉત્કટ ભક્તિ દેખાઈ કે ન તેમા જ્ઞાતિબધન તોડવાનું જોમ દેખાયુ

લાલશંકરભાઈ સમાજના પ્રમુખ હતા ત્યારે રમણભાઇ તેના મત્રી હતા, અથી રમણભાઇ સ્વતત્રપણે પ્રાર્થના સમાજને કાંઈ નવુ સ્વરૂપ આપી ન શકતા રમણભાઈનો ઉત્તમ ગુણ નિયતિસ્થાપકતા હતો જે સસ્થા તેમના હાથમા આવતી તે તેઓ બહુ સારી રીતે જાળવી રાખતા તેની વ્યવસ્થામા દોષ ન આવે, હિસાબ બરાબર રહે, નિયમસર કામ થાય, કોઈને અન્યાય ન થાય અસત્યાચરણ ન થાય તે વિષે તેઓ બહુ કાળજી રાખતા પ્રાર્થના સમાજનુ પુસ્તક ભડોળ છે, પ્રચારક ભડોળ પણ છે એ બધાના હિસાબ બરાબર તેઓ રખાવતા અને તે ફડોમા વ્યાજ વિગેરે વધ્યા છે અનાથાશ્રમ નો વહિવટ પણ ચોખ્ખો અને નિયમિત રહેતો તેમાની વિધવાઓ કે કન્યાઓના લગ્નો પણ નિયમ પ્રમાણે થતા હલકા વર્ણની કન્યા ઉચ્ચ વર્ણમા ઘુસાડવા કોઈ લગ્નના ઉમેદવારો ખોટા મર્યાદા માગતા તો તેની માગણીનો રમણભાઈ અનાદર કરતા આવો એક દાખલો મ્હારી સમક્ષ બનેલો અને તે વખતે મ્હારા ઉપર રમણભાઈની અડગ નીતિની છાપ પડી હતી

રમણભાઇના વખતમા પ્રાર્થના સમાજને ઘણી વિપરીત પરિસ્થિતિમાથી પસાર થવુ પડયુ હતુ ગુજરાતમા ધર્મ ચેતનાનુ પ્રબળ હતુ ને હજી પણ છે એક બાજુ કોઈ કોઇ યુનિવર્સીટીના પદવીધરો હવેલીની ધર્મપદ્ધતિનો બચાવ કરતા તો બીજી બાજુ નૃસિંહાચાર્ય જેવા નવીન આચાર્યોથી પદવીધરો આકર્ષાતા પ્રાચીન પદ્ધતિનો બચાવ કરવા મણિભાઇ નભુભાઈ જેવા પ્રખર વિદ્વાન મેદાને પડતા આ સૌ સામે અર્જુન બાણાવળીની પેઠે બુદ્ધિવાદની લડાઇ એકને હાથે રમણભાઈ લડતા થોડો વખત મણિશંકર રત્નજી ભટ્ટની તેમને મદદ હતી પણ

તેઓ થોડા વખતમાં ફ્રીથીઆનીડીમાં જોડાયા અને તેથી રમણભાઈ અંતે એકલા જ રહ્યા. તેમને સુધારાના વિરોધીઓ સાથે પણ લડાઈ લડવી પડતી અને તેમને ભદ્રંભદ્ર જેવું હાસ્યરસિક પુસ્તક લખવું પડયું. આ રીતે રમણભાઇના જીવનનો મોટો ભાગ આવી સાક્ષરી લડાઈ લડવામાં ગયો. મ્હારો પ્રમાણિક મત તો એવો છે કે રમણભાઇને ચંદાવરકર જેવા નેતા સાથે કામ કરવાનું હોત, મુંબાઈ જેવું પ્રગતિપૂજક શહેર તેમનું કાર્યક્ષેત્ર હોત, સમાજમાં નવું લોહી આવતું રહેત તો તેઓએ અમદાવાદની પ્રાર્થનાસમાજને કાંઇ જુદી જ બનાવી હોત. પ્રતિકૂળ પરિસ્થિતિમાં, એકલે હાથે લડવામાં જ તેમની શક્તિઓ રોકાઇ ગઈ અને તેથી પ્રાર્થના સમાજને ટકાવી રાખવા કરતાં વિશેષ તેઓ કરી શકયા નહીં. તેમના પ્રયાસનું ફળ બીજે સ્થળે વિશેષ રૂપે આજે દેખાય છે. આજે મહાત્મા ગાંધી સાબરમતીના આશ્રમમાં પ્રાર્થના સમાજનું જ કાર્ય કરી રહ્યા છે. ત્યાં નિત્ય સાયંકાળે ભજનો ગવાય છે, પ્રાર્થના થાય છે, આશ્રમવાસીઓ તેમાં સક્રિય ભાગ લે છે, ગાંધીજી ધર્મના, સમાજ સુધારાના પ્રશ્નો નવજીવનમાં પ્રશ્નોત્તરરૂપે ચર્ચી રહ્યા છે. મનુષ્ય માત્ર ભાઇઓ, એક પિતાના પુત્રો છે, ઉંચ નીચ ભેદ ઈશ્વરકૃત નથી એ જે બ્રહ્મોસમાજ અને પ્રાર્થના સમાજનો મુખ્ય ધર્મસિદ્ધાન્ત છે, તે સિદ્ધાંત પ્રમાણે આશ્રમમાં વર્તન થાય છે. આશ્રમવાસીઓમાં વર્ણાન્તર લગ્નો થયાં છે, સાદી બીન ખર્ચાળુ ધર્મક્રિયાથી લગ્નોત્સવ થાય છે આ બધું મ્હને તો પ્રાર્થના સમાજનું જ કાર્ય દેખાય છે. ગાંધીજી ગયે વર્ષે પ્રાર્થના સમાજમાં આવી ગયા અને બ્રાહ્મસમાજના ધાર્મિક અને સામાજિક કાર્યની પ્રશંસા કરી ગયા. એ જ બતાવે છે કે ગુજરાતના ઘડતરમાં પ્રાર્થના સમાજનું સ્થાન ઉંચું છે. આજે રમણભાઈ હોત અને તેમનામાં યુવકનું જોમ હોત તો તેઓ પ્રાર્થના સમાજની પ્રગતિ જોરશોર કરત. તેમનામાં ખરી ધાર્મિકતાના ગુણો હતા; માત્ર સંજોગો પ્રતિકૂળ હતા અને તેથી સમાજને નિભાવી રાખવામાં જ તેમની બધી શક્તિઓ રોકાઈ ગઈ હતી. તેમની સાદાઈ સર્વને વિદિત હતી. તેઓ વકીલના ધંધામાં

રોકાયેલા હતા છતાં તેઓનું જ્ઞાન તાજું જ હતું અને ટુંકી અવધિમાં પણ તેઓ ઉપાસના માટે કે વ્યાખ્યાન માટે તૈયાર થઈ શકતા. તેઓ દરેક નાતાલની રજામાં કોંગ્રેસમાં, સંસાર સુધારા પરિષદમાં કે એકેશ્વરી ધર્મ પરિષદમાં ભાગ લેવા જતા અને આથી દરેક હીલચાલમાં તેઓ સક્રિય ભાગ લેતા. તેઓના ધારાસભાના કામનો મ્હને અંગત પરિચય હતો. અમો બન્ને ૧૯૨૧'૨૩ ની ધારાસભામાં સાથે હતા. તેઓ વિનીતપક્ષના હતા છતાં તેમના વિવેચનો અને તેમની ટીકાઓ નિડર હતી. તેઓ પ્રજાપક્ષે રહી લડત કરતા અને પ્રિન્સ ઓફ વેલ્સના આગમન વખતે સરકારે ૧૦ લાખ રૂપીઆ ખર્ચવાની માગણી કરી ત્યારે તે રકમ ઓછી કરવાની દરખાસ્ત રમણભાઇએ જ કરી હતી. આથી તે વખતે અસહકારી દળમાં તેમની પ્રશંસા થઈ હતી. તેમના ધારાસભાના કાર્યથી તેમણે ગુજરાતની જનતાની ખાત્રી કરી આપી કે વિનીતો પ્રજાકીય અર્થમાં મોળા હોતા નથી. માત્ર તેમની વાણીમાં કડવાશ કે ધિક્કાર નહોતો. માર્ગસૂચક ટીકાઓ તેઓ કરતા. આ રીતે રમણભાઇએ એકેશ્વરી ધર્મ, સંસાર સુધારા અને વિનીતપક્ષનું કાર્ય જીવનભર કરી પોતાના ઉચ્ચ ગુણોથી ગુજરાતની સેવા કરી છે. તે સેવાની કદર કરી આજનો યુવકવર્ગ તેમના ધાર્મિક અને સામાજિક સિદ્ધાંતો પ્રમાણે પોતાના જીવનનું ઘડતર ઘડી તે સિદ્ધાંતોનો સંદેશ ગુજરાતના ગામડે ગામડે લઈ જાય તો ગુજરાતની પ્રગતિ જલદી થાય. લોકો હજી વહેમમાં સબડે છે, કન્યા કેળવણીનો પ્રચાર અપૂર્ણ છે, વિધવાની સ્થિતિ શોચનીય છે, જ્ઞાતિ અને પેટા જ્ઞાતિઓ અને તેના ન્હાના ન્હાના ગોળો અને વાડાઓમાં ગુજરાતની જનતા ઝકડાઈ ગઈ છે, કેળવણીના પ્રચાર સાથે ચારિત્ર્ય બળ ખીલ્યું નથી, અસ્પૃશ્યતાનું કલંક ગયું નથી. આ દિશામાં રમણભાઇએ માર્ગ દર્શાવ્યો છે. ગાંધીજીએ નવજીવનમાં નિવાપાંજલિ આપતાં રમણભાઇ વિષે લખ્યું હતું કે તેમણે નિરાધાર વિધવાઓનાં આંસુ લુછી દેશની મોટી સેવા કરી હતી. સ્વરાજ્ય અને સ્વતંત્રતાની વાતો કરવી સહેલી છે પણ સેવા કરવી કઠણ છે. એવી સેવા એ રમણભાઇનો જીવનમંત્ર

હતો; વિધવાને સહાય કરવા માટે દૈનિક કે અઠવાડિક પત્રોમાં તેમની પ્રશંસાઓ આવી નહીં હોય પણ તેથી તેમનો અંતરાત્મા સંતુષ્ટ રહેતો અને ગાંધીજીએ તેમના તે જીવનકાર્યને ગુજરાત આગળ ધર્યું હતું. પ્રભુ કૃપાથી તેમનાં ધર્મપત્ની લેડી વિદ્યાબ્હેન અને તેમની શિક્ષિત પદવીધર પુત્રીઓએ તેમનું કાર્ય ઉપાડી લીધું છે. પ્રભુ કૃપા કરે કે તેઓ તે કાર્યને પવિત્ર વારસો ગણી તેની પ્રગતિ કરે. નૂતન ગુજરાત ઘડવામાં રમણભાઈના પણ પ્રયાસો હતા. તે પ્રયાસો સ્મરણમાં રાખી આજના કાર્યવાહકો આગળ વધે અને નૂતન ગુજરાત પ્રભુપ્રેમી, બંધુભાવી, કર્મકુશળ, વિશાળ, ઉદાર દૃષ્ટિવાળું થાય એ જ આપણી પ્રાર્થના છે.

ગિરિજાશંકર ભગવાનજી ત્રિવેદિ.

---

# સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સર રમણભાઈ વિષેનો સ્મારક અંક પ્રસિદ્ધ કરવાનો ઇરાદો રાખે છે, ને તેમા એમના યુવાવસ્થાના તથા બાલ્યાવસ્થાના સ્મરણો મને યાદ હોય તો તે લખી મોકલવા મને નિમંત્રણ થયાથી એવા એકાદ બે સ્મરણો લખી મોકલી એ રીતે શ્રદ્ધાંજલિ આપી કૃતકૃત્ય થાઉ છુ

સર રમણભાઈના પિતા રાવ સાહેબ મહીપતરામની નોકરી અમદાવાદમા હતી એટલે એમની બાલ્યાવસ્થા મુખ્યત્વે કરીને અમદાવાદમા જ ગળાયેલી હતી તથાપિ રજાના દિવસોમા એ સુરત આવતા ત્યારે એમની સાથેનો સબધ બહુત્રયનો હોવાથી અમારૂ એમનુ ઉઠવુ તથા આવનજાવન એમને ત્યા વિશેષ થતુ હતુ એ ઉપરાત અમે બને સમાન વયના હતા માત્ર એકાદ વર્ષ એ મારાથી નાના હશે આ પ્રમાણે અમે બને સમવયસ્ક હોવાથી અમારૂ બાળપણ જ્યારે જ્યારે એમનુ આગમન સુરતમા થતુ ત્યારે ત્યારે એક સાથે જ ખેલાતુ હતુ

સર રમણભાઈની બાલ્યાવસ્થા વિશેષત વિદ્યાભ્યાસ પાછળ વ્યતીત થયેલી હતી એ સમયમા એ બહુ મોના ન હતા અભ્યાસ સિવાય એમને બીજુ કોઈ ધ્યેય ન હતુ તથાપિ એ બા લાવસ્થામાથી જ એમની હોશિયારી તથા વિશેષ દૃષ્ટિ જોવામા આવી હતી સને ૧૮૭૭-૭૮મા એમનુ વય આઠ નવ વર્ષનુ હશે તે વખતે અમારૂ બન્નેનુ કુટુબ કોલક મુકામે હવાફેર કરવાને ગયુ હતુ ત્યા દરિયા કિનારે રહેવાગમાંજ ફરતા,

કાંઠાની રેતીમાં રમતાં, દોડતાં તથા સીપાણિ શંખલાં વગેરે અનેક દરિયાઇ પ્રાણીઓનાં ખોખાં વીણતાં એમણે એમનું બૌદ્ધિકૌશલ્ય દાખવ્યું હતું. કોઈ નવી અકર્ષક વસ્તુ એમના જોવામાં આવતી ત્યારે તેને વિષે વિશેષ જાણવાને માટે એ ઉત્સુક જણાતા એટલું જ નહિ પણ તે સંબંધી અનેક પ્રશ્નો પૂછી તેનો ખુલાસો મેળવવાનો પ્રયત્ન કરતા ને પોતાના મનને સંતોષકારક પ્રત્યુત્તર મળે નહિ ત્યાંસુધી તે જંપીને બેસતા નહિ. પ્રત્યેક વસ્તુનો ઝીણવટથી અભ્યાસ કરવાની એમની વૃત્તિ છેક નાનપણથી જ પ્રત્યક્ષ થયેલી હતી.

અમદાવાદની ગુજરાત કૉલેજમાંથી 'પ્રીવિયસ'ની પરીક્ષામાં પ્રથમ પદે ઉત્તીર્ણ થયા પછી એ મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરવા ગયા. ત્યાર પછી એમનું ખોળિયું બહુ બદલાયું. એમના વિચારો વિસ્તૃત બન્યા, ને નવું જીવન, નવી આશા એમના હૃદયમાં રેડાવા લાગ્યાં એટલુ જ નહિ પણ નવી સૃષ્ટિ એમની દૃષ્ટિમર્યાદામાં ગોચર થવા લાગી. સંસ્કારી પિતાના પુત્ર સંસ્કારી તો હોય જ. એ સંસ્કારમાં વિદ્વાન સન્મિત્રોના સમાગમથી વૃદ્ધિ થવા લાગી. સાહિત્ય પ્રતિ પ્રેમ તો એમનામાં પિતાથી જ ઉતરી આવેલો હતો, એટલે એમનો એ પ્રેમ વૃદ્ધિ પામતો ગયો, ને પરિણામે સાહિત્યપ્રેમી પુરુષો સાથે એમને મૈત્રી બંધાઇ. મુંબાઇમાં એ એમના મસીઆઇ બંધુ મુકુંદરામ નિત્યારામ મહેતાને ત્યાં રહેતા હતા. મુકુંદરામ પોતે પણ સાહિત્યપ્રેમી તેથી એમને ત્યાં માર્કંડ (માજુભાઈ) નંદશંકર, મનુભાઇ નદશંકર વગેરે સાહિત્ય રસિક અને આનંદી પુરુષોની બેઠક રહેતી. માજુભાઇ ઘણા જ આનંદી ને મસ્કરા; તે એવા કે વખતે વિવાહનું વરસી કરી દે તેવા એ ગૃહસ્થ વિદ્વાન, સાહિત્યસેવક ને કાવ્યકાર હતા. એ સિવાય એમણે નવીનિ નામની નવલકથા પણ લખી હતી, પરંતુ એ બધું અપ્રસિદ્ધ રહ્યું છે. મનુભાઇ પણ વિદ્વાન, બહુ જ થોડા બોલા ને મૂછમાં હસનારાળા. એ બોલે ત્યારે એવી મીઠી મશ્કરી કરે કે તેથી સામાને હસવું આવ્યા વિના રહે જ નહિ એવા એ હાસ્યવિનોદી. એ બન્ને ભાઇઓ પણ એ સમયે એલ્ફિન્સ્ટન

કોલેજના વિદ્યાર્થી હતા, એટલે એમની સાથેની રમણભાઈની મિત્રતા દિવસે દિવસે ગાઢ થતી ગઇ અને રમણભાઇએ પણ હોઠ બોયા તથા એ વિનોદી મન્યા અર રમણભાઇનો એ હાસ્યવિનોદ દિનપ્રતિદિન એટલો બધો વૃદ્ધિ પામતો ગયો કે અતે ભદ્રભદ્ર હાસ્યમદિર જેવા હાસ્યરસના પુસ્તકો એમના તરફથી પ્રગટ થયા ને એમણે ગુજરાતમા હાસ્યરસને માટે ચિરજીવ સ્થાન પ્રાપ્ત કર્યું

ગુજરાત કાઠિયાવાડમા 'કાન્ત'ને નામે પ્રસિદ્ધ થયેલા મણિશકર રત્નજી ભટ્ટ રમણભાઇના બીજા સાહિત્યરસિક વિદ્વાન મિત્ર હતા એ મણિશકર પણ એ જ સમયે એ જ કૉલેજના વિદ્યાર્થી હતા રમણભાઇના એ સન્મિત્રે 'ક્રીસ્તી' નામનુ એમનુ પ્રથમનુ કાવ્ય—

'મોજા તોફાનીની અદર ઝુકાવી છે મે ક્રીસ્તી'

કડી રચ્યુ હતુ તેના ઉપર રમણભાઈ આફરીન થયા હતા, ને મણિશકરની કાવ્યશક્તિની પ્રશસા મારી આગળ કરી હતી તે મને યાદ આવે છે. આ પ્રમાણે રમણભાઈના સાહિત્ય પ્રતિના સસ્કારો એમના વિદ્યાર્થી જીવનમથી જ પોષાતા જતા હતા અ બધાનુ પરિણામ એ આવ્યુ કે મને ૧૮૮૭મા એમણે બી-એ ની ઉપાધિ લીધી તે પછી એમણે પણ કવિતા ને સાહિત્યના ક્ષેત્રમ પોતાનુ નાવડુ ઝુકાવ્યુ ને એમા અમર કીર્તિ મેળવી કૉલેજમા એમણે ભાષણો આપ્યા હશે, પરતુ એમનો સાહિત્ય ક્ષેત્રમાનો પ્રથમનો લેખ તો કવિતા ઉપરનો જ હતો ને તે લેખ સુરતમા આરભાયો હતો એ પછી કવિતા ને કાવ્યો ઉપર સમાલોચના કરવાનો એમનો વિચાર થયો હતો એ જ અરસામા હુ ભાવનગર ઉલાસગરમે પ્રસિદ્ધ કરેલા 'કનાત કવિ' અને, 'સૌદર્ય લહરી' નામના કાવ્યો વાચતો હતો રમણભાઇનો વિચાર એ કાવ્યો ઉપર ટીકા લખવાનો થયો ને તેથી એમણે એ પુસ્તકો મારી પાસેથી લઈ વાચ્યા પણ એમણે એ કાવ્યો ઉપર ટીકા કરવાનો વિચાર માડી વાળ્યો કારણ એમા એમને અશ્લીલતા વિશેષ

જણાઈ. તથાપિ બીજા લેખકોનાં તથા કવિઓનાં કાવ્યો ઉપર એમણે સચોટ ટીકા કરી ને એ પ્રમાણે ગુજરાતના સુપ્રસિદ્ધ આદ્ય ટીકાકાર નવલરામની પછી બીજા ટીકાકાર તો એ જ ગણાયા. ગુજરાતના કવિઓનાં કાવ્યો ઉપર ટીકા લખતાં જ્યાં જ્યાં એમને અશ્લીલતા ગ્રામ્યતા આદિ માલમ પડ્યું ત્યાં ત્યાં એમણે પ્રહાર કર્યો છે. અશ્લીલતા, ગ્રામ્યતા એ કાવ્યદોષ ગણાય છે તેથી એ પ્રહારો કર્યા હશે એ ખરૂં, પરંતુ અશ્લીલ વચનો પ્રત્યે એમને કેટલો તિરસ્કાર હતો એ એમના પ્રહારો ઉપરથી પ્રત્યક્ષ થાય છે. એ જ સમયે મને પણ એમણે પદ્ય લખવું છોડી દઇ ગદ્ય લખવા પ્રેર્યો હતો. એ વખતે એમણે મને કહ્યું હતું કે આપણી ભાષામાં પદ્યસાહિત્ય તો ઢગલેબંધ છે પરંતુ ગદ્યસાહિત્ય પ્રમાણમાં ઘણું થોડું છે તેથી ભાષાને ઉન્નત કરવી હોય તો જેમ બને તેમ સંગીન ને વિચારશીલ ગદ્યસાહિત્ય વધારવાની જરૂર છે. રમણભાઇ કહેતા કે પદ્ય લખવું બહુ અઘરૂં નથી, પરંતુ ગદ્ય લખવું ઘણું કઠિન છે, કારણ એમાં ઘણી બાબતો લક્ષમાં રાખવાની હોય છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે રમણભાઇને પદ્ય લખતાં નહોતું આવડતું. એમણે પ્રસંગોપાત્ત કેટલાંક કાવ્યો લખ્યાં છે, ને તે ઘણાં સારાં ગણાયાં છે. સને ૧૮૮૮ માં એમનાં પહેલીવારનાં પત્નીનું અવસાન થયું તે પછી એમણે 'તું ગઇ' એ નામનું કાવ્ય લખ્યું છે. એ સિવાય છૂટાં છૂટાં કાવ્યો એમનાં ઘણાં છે. એ પ્રમાણે છે છતાં પણ એમના ગદ્ય સાહિત્ય કરતાં એમનું પદ્ય સાહિત્ય ઘણું જ થોડું છે.

જેને આપણે મિત્ર એવું નામ આપીએ એવા રમણભાઈના જીગરના મિત્ર તો દિવાન બહાદૂર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એ બે વચ્ચેની મૈત્રી તો આખર સુધી ટકી રહી હતી કોલેજોમાં રજા પડે અને રમણભાઈ, માણુભાઈ, મનુભાઇ, ઝવેરી વગેરે સુરત આવે ત્યારે દરરોજની અમારી બેઠક રમણભાઈને ત્યાં અથવા રાવ સાહેબ ઘરમાં હોય તો એમના ઘરની જોડેના રા. ચીમનરાયના ઘરમાં થતી. આ મિત્રમંડળ માત્ર આનંદ લૂટવાને જ એકત્ર થતું. એ મંડળમાં

કોઈ મૂછ્ જણાતુ કે રહેતુ તો તેના ગાર વાગી જતા તેની મીઠી મશ્કરી કરી તેને બનાવવામા આવતો આવા રમુજી ને વિનોદી વાતાવરણમા અમુક અશે કાઇક ઉણપ હશે તેથી એ મડળમા કૃષ્ણલાલ ઝવેરીનો ઉમેરો થયો એ ગૃહસ્થ પણ વિદ્વાન અને વિનોદી, વળી ફારસી ભાષાના ઉસ્તાદ અને ભાષા શાસ્ત્રી આથી કૃષ્ણલાલ જોડે રમણભાઈની મૈત્રી વધી ને તે સુદૃઢ થઈ મુબાઇમા રમણભાઈ રામવાડીને નાકે રહેતા હતા તે વખતે, ઝવેરીની રોજની આવજા એમને ત્યા થતી એ બન્ને સાહિત્યપ્રેમી ભાષાશાસ્ત્રીઓ મારવાડી બોલી બોલતા ને માહોમાહે ગપ્પા ઉડાવી આનદ માણતા એટલુ જ નહીં પણ એ જુદીજુદી ભાષાઓ વચ્ચેની સમાનતા વગેરે સમજવાનો પ્રયાસ કરતા હતા અમારૂ મિત્રમડળ કોઇ રીતે તોફાની નહોતું નિર્દોષ બાળચેષ્ટા તથા આનદ એને તોફાન કહેવામા આવે તો એ પ્રકારનુ તોફાન અમારૂ હતુ ખરૂ મીઠી મશ્કરી અને હાસ્ય વિનોદ એ પ્રકૃતિ અમારી ગદ્દાપચીસીની હતી

રમણભાઈ સ્વભાવે તો ઘણા ઓછાબોલા ને ઠઠ્ઠામશ્કરીમા આગળ પડતો ભાગ લેનારા નહિ જ તો પણ ધીમે ધીમે મગજમાથી તેમના પગ બહાર નીકળવા માડેલા એ વિનોદી મનના ગના ને પ્રસગોપાત્ત ડાહળી મશ્કરી પણ કરી લેતા થયા સને ૧૮૮૬ મા તે સમયના હિંદુસ્તાનના વાઈસરાય લાર્ડ ડફરીનની પધરામણી વડોદરે થઇ હતી એ વખતે ત્યાનો જનસો જોવાને માટે અમદાવાદથી રમણભાઈ વગેરે ને હુ સુરતથી વડોદરે ગના હતા જલસો પૂરો થયા પછી રમણભાઈ અમદાવાદ જવાના હતા એ સમયે આસપાસના ગામડામાથી પુષ્કળ લોકો તમાશો જોવા આવેલા તેઓ પણ પાછા ઘેર જવાને માટે દોડાદોડી કરી રહ્યા હતા તેથી ભીડ ઝાઝી હોવાને લીધે ટીકીટ મળશે કે કેમ તેની અમને શકા હતી આથી અમે બધાએ આગલી રાત્રિએ સ્ટેશન ઉપર આની પડાવ નાખવાનો વિચાર રાખ્યો ને ટીકીટ આપવી શરૂ થાય એટલે મેદનીમા ઘુસી રસ્તો

કરી વેળાસર ટીકીટ લઇ લેવાનો નિશ્ચય કર્યો. એ વિચારે અમે સ્ટેશને વહેલા આવ્યા અને પગથિયાં ઉપર ધામો નાખ્યો. મૂગા મૂગા બેસી રહી રાત્રિ ગાળવી એ અમારી પ્રકૃતિમાં નહોતું તેથી ગમ્મત કરવાનો અમને વિચાર આવ્યો. એ ગમ્મતને માટે સાધન શોધવા જવું પડે એમ નહોતું. અમે બેઠા હતા ત્યાં આસપાસનાં તથા દૂરનાં ગામડાંનાં ઘણાં માણસો—સ્ત્રી ને પુરુષો—પણ બેઠેલાં હતાં પ્રથમ તો અમે તેમની સાથે ઓળખાણ કરવાની શરૂઆત કરી.એકાદ ગામડીઆને ભાઇ, તમારે ક્યાં જવું એવું પૂછ્યું. પૂછતાં જ અમને પ્રતિઉત્તર મળ્યો કે અણુદે. ‘ તમારે કયાં જવું ’ એવો સવાલ એમના તરફથી તરત જ થયો એટલે અમે કહ્યું અમદાવાદ. આ પ્રમાણે આરંભની ઓળખાણ થયા પછી અનેક સવાલ જવાબો થયા. લોકો માંહોમાંહે વાતો કરતા હતા તેમાં લીમડાને બદલે લેંમડો, પીપળાને બદલે પેંપળો, હીંડ ને બદલે હેંડ, આણંદ ને બદલે અણુદ, સ્ટેશનને સ્થાને ઠેશન, સિગ્નલને બદલે સીંગલ એવા ચરોતરના કે ગામડીઆના શબ્દોચ્ચાર ને તેમની ગામડીઆ બોલી અમારે કાને પડતી ને તેથી અમને હસવું તો આવતું પરંતુ તે હસવું દબાવી કંઈ એવા નિરક્ષર ને અભણ પરંતુ નિખાલસ હૃદયના ગામડીઆઓને એવી બોલીથી બનાવવાની મઝાહ પડશે એમ અમારા ભાવા શાસ્ત્રીને લાગવાથી એમણે અહીંથી અણુદ કેટલું છેટું એવો સવાલ કર્યો. તરત જ ઉત્તર મળ્યો કે અહીંથી ચોથું ઠેશન અણુદ કેમ ! તમે નથી જાણતા? જુઓ. પહેલું આવશે મજતું ( આજવા ). બીજું વાસદ, ત્રીજું નાવલું ( નાવલી ) ને ચોથું અણુદ. રમણભાઇએ પોતાનું હસવું ખાળીને પહેલું બાજતું, પછી વાસદ, તે પછી નાવલું ને છેલ્લું અણુદ એમ જ કે નહિ ! એમ કહી પોતાની અજ્ઞાનતાનો ડાળો મ્હોંડે બતાવી. ગામડીઆના જ શબ્દોની તથા તેમની ઉચ્ચાર પદ્ધતિની આબેહૂબ નકલ કરી રમણભાઇ બોલ્યાથી અમને ખડખડ હસવું આવ્યું. આ પ્રમાણે ગરીબ બિચારા ગામડીઆઓની મીઠી મશ્કરી કરતાં કરતાં સવાર પાડી એનું મને પરેપૂરૂં સ્મરણ છે.

રમણભાઇનો ભાષાનો તથા સાહિત્યનો શોખ ઘણો વખોણ હતો ગજૂર તથા કારીગર વર્ગોના વિલાયતી ઓજારોના અંગ્રેજી નામો તેમના ઉપરી અંગ્રેજ અમલદારોના મુખે સાભળી તે અંગ્રેજી નામોનો શુદ્ધ ઉચ્ચાર તેઓ કરી શકતા નહિ પરંતુ તેઓ તેમનો અશુદ્ધ ઉચ્ચાર કરતા એટલુ જ નહીં પણ મૂળ અંગ્રેજી શબ્દ કયો છે તે તેમના અશુદ્ધ ઉચ્ચારથી સમજી શકાય નહિ એટલો સઘળો વિકાર તેમા તેઓ કરતા તેથી એવા વિકૃત થયેલા ઘણા શબ્દો આપણી ભાષામા ઘુસી ગયા છે તે રમણભાઇની દૃષ્ટિ બહાર નહોતુ પોતાનુ નવુ ઘર સુરતમા બંધાતુ હતુ તે વખતે સુથારોને તેમના ઓજારોના નામો એ પૂછતા અને અંગ્રેજી નામનો અશુદ્ધ ઉચ્ચાર સાભળી હસતા એઓ તેમને શુદ્ધ ઉચ્ચાર કહી સમજાવતા ને તે પ્રમાણે બોલવાનુ તેમને કહેતા ઉચ્ચારનો શુદ્ધ ઉચ્ચાર તેમનાથી થઇ શકતો નહીં એટલું જ નહીં પણ અશુદ્ધ પરંતુ મોઢે ચઢી ગયેલા અશુદ્ધ ઉચ્ચારને જ તેઓ વળગી રહેતા એ સંબંધી એક પ્રસગનુ હુ દૃષ્ટાત આપીશ એ નવા ઘરને બારીબારણા ચઢ્યા, પછી વચલા બારણાને તાળુ દેવાને માટે સાકળ જડવાને બદલે પિત્તળનો હોલ્ડફાસ્ટ બેસાડ્યો હતો હુ ગયો ત્યારે રમણભાઇ મને એ બારણા પાસે લઇ ગયા ને મને એ નવી જાતની સાકળનુ નામ પૂછ્યુ મને એનુ ખાસ નામ આવડતુ નહતુ ને વળી રમણભાઇ શા મુદ્દાથી આ પ્રમાણે મને પૂછે છે તે નહિ સમજાવાથી હુ તો મૂગો જ રહ્યો મે ઉત્તર ન દીધો ત્યારે એમણે મને કહ્યુ એનુ નામ હોલ્ડફ્રોક હુ વિચારમા પડી ગયો એટલે રમણભાઈએ પાસે સુથાર કામ કરતો હતો તેને પૂછ્યુ કેમ હોલ્ડફ્રોક કે નહિ સુથારોને તો આ પ્રસગ કુતૂહલ જેવા લાગ્યો હશે પરંતુ એમા રમણભાઇનો ઝીણવટથી ભાષાનો અભ્યાસ જ હતો, એમ હુ તરત સમજી શક્યો

ઉપર વર્ણવેલા બધા પ્રસગો રમણભાઇના પહેલા આશ્રમના એટલે કે અભ્યાસકાળના હતા એ આશ્રમમા જ બીજારોપણ થયુ હતુ,

અને એમાં જ અંકુરોદ્‌ભવ થયો હતો. ભાષા સાહિત્ય ઉપરના રમણભાઇના કાળનું મૂળ તો એમના અભ્યાસકાળવાળા આશ્રમમાં થયો, એનો વિકાસ એ પછીના આશ્રમોમાં જ થયો અને ભાષા સાહિત્યને ઉચ્ચ સ્થાને લઈ જવાને એમણે અવિરત પ્રયત્ન કર્યો. સંસ્કારો તો જન્મસિદ્ધ હતા, પરંતુ તે સંસ્કારોને સુમાર્ગે દોરી તેમને ફળદાયી બનાવ્યા એ જ એમની ભાષા સાહિત્ય પ્રત્યેની લાગણી. પિતાની વિજાતીય પ્રવૃત્તિનો ભાર પોતાને શિરે ઉપાડી લઇ પોતે બાપકર્મી નહિ રહેતાં આપકર્મી રહ્યા એટલું જ નહિ પણ ટુંકાણમાં કહું તો બાપ કરતાં બેટો સવાયો નીવડયો એવું એનું નિખાલસ અને સત્યપ્રિય હૃદય જોતાં સર્વ કોઇ કહી શકશે.

મહીપતરામને વિલાયતના કે વિદેશગમનના ઝગડામાં ઘણું વીત્યું હતું, તે છતાં ઇ-સ-૧૮૮૭-૮૮માં એમણે એમના સન્મિત્ર નંદશંકર તુળજાશંકર સાથે, છોકરાઓને વિલાયત મોકલવા સંબંધી વાત કરી હતી. એમણે નંદશંકરને કહ્યું કે તમે જો મનુભાઇને વિલાયત મોકલવા માગતા હો તો રમણભાઇને મોકલવાની મારી ઇચ્છા છે. નંદશંકર સુધારાના હિમાયતી હતા, એટલે એમને તો એ વિચાર ગમ્યો, પરંતુ તેમના સસરા વિદ્યારામના વિરોધને લીધે એમને ના કહેવી પડી. આ વાત મારા વડીલોએ મને કહેલી તેથી એ હકીકત હું અત્રે જણાવું છું.

રમણભાઇ સને ૧૮૮૯માં બીજીવાર પરણ્યા ને ગૃહસ્થાશ્રમી થયા, એટલે એમની બાલ્યાવસ્થાના કે એમના અભ્યાસકાળના પહેલા આશ્રમ ની સમાપ્તિ થઇ ને તેથી હું પણ એટલેથી જ વિરમીશ.

અષાઢી પૂર્ણિમા<br>
સં. ૧૯૮૭. ૨૯ જુલાઈ<br>
૧૯૩૧.

ભાનુસુખરામ નિ. મહેતા.

# રાઇનો પર્વત.*

દુનિયાના આરંભકાળથી જ અમુક સાધ્યને માટેના સાધન સંબંધી બે મતો પ્રવર્તતા દેખાય છે. એક મતવાળા એવું માનનારા છે કે સાધ્ય શુદ્ધ હોવું જોઈએ, સાધન ગમે તેવાં વાપરીએ તેમાં ખોટું નથી. બીજા મતવાળા એવું માને છે કે સાધ્ય જો શુદ્ધ હોય તો સાધન તો અવશ્ય શુદ્ધ હોવાં જોઇએ. એવા લોકો એમ માને છે કે પરિણામની શુભાશુભતા માણસના હાથમા નથી; પણ સાધનની શુદ્ધતા તો માણસના હાથની વાત છે, અને માણસની જવાબદારી પણ તેટલા પૂરતી જ છે. कर्मण्येवाधिकारस्ते એ તેમને સંપૂર્ણ રીતે માન્ય હોય છે.

આ બે મતોની શાસ્ત્રીય નહિ, પણ કવિત્વમય મીમાંસા 'રાઈના પર્વત' માં છે. તેમાં પ્રધાન પાત્ર બે છે. પોતાના પતિનું ગએલું રાજ્ય પુત્રને પાછું અપાવવા માલણ વેષે રહેલી જાલકા, અને રાજકુળનો પરંતુ રાજદ્વારી પ્રપંચોનો પાસ જેને નથી લાગેલો એવો તેનો પુત્ર રાઈ. આ રાઈને તેના પિતાનું રાજ્ય પાછું અપાવવા સાધનની શુદ્ધાશુદ્ધતા વિષે દરકાર રાખ્યા વિના જાલકાએ પોતાની જાળ પાથરી છે. રાઈએ તેમા ફસાવું કે નહિ એ તેની સમક્ષ પ્રશ્ન છે. તે સ્વભાવે શુદ્ધ સાધનોનો ઉપાસક છે. પરંતુ માતાના પ્રેમ આગળ પ્રથમ તો તે સંશયગ્રસ્ત થઇ જાય છે અને જાલકાની યોજનાનો વિરોધ કરતો નથી. પણ રાણી લીલાવતીના પતિ બનીને કપટમય

* ગુજરાત મહાવિદ્યાલયમાં 'રાઈનો પર્વત'ના વર્ગમા કરેલું વિવેચન.

પાપવ્યવહાર કરવાના બારીક પ્રસંગનું તેને ભાન થાય છે ત્યારે તે બરાબર જાગ્રત થાય છે તે પહેલાં તો જાલકાની જાળ ખૂબ પથરાઈ ગઈ હોય છે. છતાં રાઈ નિશ્ચય કરે છે કે ગમે તેવા શુદ્ધ સાધ્ય માટે અથવા માતાના પ્રેમની ખાતર પણ અનીતિ તો ન જ આચરી શકાય. આમ વાત્સલ્ય ભાવથી ઉભરાતી માતા અને તેના પ્રેમની સંપૂર્ણ કદર જાણનારો પુત્ર, એ બે વચ્ચે નાટકકારે વૃત્તિવિરોધ કલ્પેલો છે. સાધારણ નાટકકાર આ બે મતોની મીમાંસા કરવા સારૂ એક શુભ સાધ્ય માટે બે જુદાં જુદાં સાધનો અખત્યાર કરનારા હરિફો અથવા શત્રુ કલ્પે. પણ અહિં રાઇ અને જાલકા હરિફ નથી. બંનેનો હિતસબંધ તો એક જ છે પણ આદર્શભેદ મટી શકતો નથી. તેને લીધે જે વિરોધ ઉત્પન્ન થાય છે તે નીતિનિર્ણયની દૃષ્ટિએ અત્યંત જટિલ અને તેથી જ કળાની દૃષ્ટિએ અત્યંત મનોહર છે.

રાઈના હૃદયમાં પ્રશ્ન ઉત્પન્ન થયો છેઃ

પ્રેમને સત્ય એ બન્ને અંશો એક જ ઈશના,<br>
તથાપિ કેમ દેખાતા વિરોધી માર્ગ તેમના ?

એનો જવાબ, એની મા અમૃતદેવી, જ્યારે તેને પોતાનાં પાપને માટે પશ્ચાત્તાપ થયો અને તેની અંતરદૃષ્ટિ ખુલી થઈ ગઇ ત્યારે આપે છે.

વિરોધી સત્યનો એવો પ્રેમ વિશ્વે અશક્ય છે;<br>
જ્યાં સત્ય ત્યાં જ છે પ્રેમ, જ્યાં પ્રેમ ત્યાં જ સત્ય છે.

ખરે જ, પ્રેમ અને સત્યનું યથાર્થ સ્વરૂપ નહિ જાણવાથી જ એ વિરોધ ઉત્પન્ન થાય છે, વિરોધનો આભાસ થાય છે. જેમ સત્યનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે, તેમ પ્રેમનું સ્વરૂપ પણ અતિ સૂક્ષ્મ છે.

આ નાટકમાં શંકાનો જવાબ જો કે બરાબર મૂકેલો છે, છતાં કવિએ સત્યનું સૂક્ષ્મ સ્વરૂપ જેટલું બતાવ્યું છે તેટલું પ્રેમનું બતાવ્યું છે એમ કહી શકાતુ નથી. જેમ આત્મસાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધી અહંકાર એ જ આત્મા છે એમ લાગે છે અને એ ભ્રમણાને લીધે જ

આ સમાક્ષાત્કાર થતો મુશ્કેલ પડે છે તેમ જ પ્રેમ અને મોહને વિષે છે પ્રેમ અને મોહ અથવા માયા વચ્ચે પ્રકાશ અને છાયા જેટલું અંતર છે. બન્નેનું સ્વરૂપ ભિન્ન ભિન્ન હોવા છતાં, બન્ને પાસે પાસે રહે છે સત્યનું પણ એમ જ છે સત્ય એ આત્માનું સ્વરૂપ છે

આત્મિક ઉન્નતિને અર્થે સત્યની ઉપાસના જરૂરની છે સત્ય વગર આત્મા ભૂખ્યો મરે પણ જેને આત્માનું ભાન નથી તે એમ જ માને છે કે સત્ય એ દુનિયાના વ્યવહારને માટે છે આપણે દુનિયાનું વ્યવહારિક નુકસાન ન કર્યું એટલે આપણે સત્ય સાચવ્યું પરંતુ આવા સત્યને વ્યવહારિક સત્ય જ કહી શકાય આત્મા અને અહંકાર, પ્રેમ અને મોહ વચ્ચે જે ફેર છે તેજ ફેર કેવળ અથવા શુદ્ધ સત્ય અને વ્યવહારિક સત્ય વચ્ચે છે કેવળ સત્યનો સાક્ષાત્કાર થતો નથી ત્યાં સુધી ઈશ્વરી યોજના અથવા ઈશ્વરી તત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી એમ માનવું જોઈએ સત્યનો સાક્ષાત્કાર થાય ત્યારે જ સત્ય એ પ્રેમ સ્વરૂપ છે એમ અનુભવાય ત્યાં સુધી તે ફક્ત સુભાષિત તરીકે સ્વીકારેલું હોય છે અને સત્ય એ જ પ્રેમ છે એનો સાક્ષાત્કાર જેને થયો નથી, તે માણસ પ્રેમ એ જ સત્ય છે એમ ઝટ સ્વીકારી ભ્રમણામાં પડે છે, અને ઉન્નતિનો માર્ગ છોડી નીચે પડે છે રાઇને પર્વતરાય થઈ લીલાવતીનું પાણિગ્રહણ કરવામાં અસત્ય દેખાય છે, પાપ લાગે છે પણ પ્રજા આગળ પર્વતરાય બની રાજ્ય કારભાર હાથમાં લેવામાં જે અસત્યનું આચરણ થાય છે તેનું એને એટલું ખોટું નથી લાગતું કેમકે, તેમાં લોકહિત છે વ્યવહારિક લાભ છે અને કોઈનું દેખીતું નુકસાન થતું નથી આ અસત્યની કુરૂપતા ઢાંકવા માટે નાટકકારે અનેક આયોજના સિદ્ધ કરી છે રાઇ ઉપર સંકટ આવવાની દહેશત બતાવી છે, રાઇનો રાજગાદી ઉપરનો પહેલો હક હતો એમ ગોઠવ્યું છે અને પોતાના સદ્‌ગુણો તથા ઉદાત્ત ચરિતથી રાઈ રાજા થવા યોગ્ય છે એમ પણ બતાવ્યું છે સમાજ-હૃદય આથી સંતુષ્ટ થાય પણ આવા અસત્યથીયે ઈશ્વરના પ્રેમમંત્રને તો આઘાત પહોંચ્યા વિના રહેતો જ નથી જ્યાં સુધી સત્ય આથી સૂક્ષ્મ થતું નથી

ત્યાં સુધી પ્રેમ એ જ સત્ય છે એમ કહેવું એ અનધિકારીની વાણી છે. આ અનધિકારી વચનથી જ લોકો પડે છે. આ અનધિકારી વચન કલાપીએ સ્વીકારેલું હોય એમ જણાય છે. તેના જાળંધર અને ગોપીચંદ નામના સંવાદમાં તેણે તે જાળંધરના મુખમાં મૂકીને વધારે ભયંકર કરી નાખ્યું છે.

આપણો રાજા શરૂઆતમાં પ્રેમના આભાસને વશ થાય છે. માતાના મોહમાં સપડાઈ જાય છે તેથી જ તે પર્વતરાય થવા સંમત થાય છે. પછી જ્યારે તેને લાગતા આ નિર્દોષ અસત્યમાંથી લીલાવતીને છેતરવાનો ભયંકર દોષ ઉત્પન્ન થાય છે ત્યારે તે ચેતે છે. મોહ સાથે લડે છે અને વિજય મેળવે છે. આ જ વખતે વધારે અંતર્મુખ થઇને તે પ્રજાને પણ નહિ છેતરવાનો નિશ્ચય કરે છે અને ગાદીનો ત્યાગ કરે છે.

આ પ્રમાણે કેવળ સત્યનું સ્વરૂપ કવિએ સુંદર રીતે બતાવ્યું છે. પરંતુ આ જ રીતે ઉંડે ઉતરીને પ્રેમની મીમાંસા તેમણે કરી હોત તો વીણાવતી પાસે 'પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઇષ્ટ છે ? અને લગ્ન તે લગ્ન કરવાની ઇચ્છાનો વિષય નથી ?' એમ દલીલ કરાવી પ્રેમના વ્યવહારિક સ્વરૂપથી જ કવિ અટકી ન જાત. જેમ સત્ય પરિણામનો વિચાર નથી કરતું, તેમ પ્રેમમાં સુખ દુઃખનો વિચાર નથી આવી શકતો. લગ્નમાં દેહ સમર્પણ આવસ્યક હોય છે. તેની સાથે જો આત્મ સમર્પણ હોય તો તે લગ્ન પ્રેમમય થઇ પરમાનંદનું સાધન બને. પરંતુ દુનિયામાં તો અનેક સુખી ગણાતાં લગ્નોમાં પણ આત્મ સમર્પણ નથી જોવામાં આવતું. ઘણુંએ લગ્નોમાં શુદ્ધ પ્રેમ એ પ્રવર્તક કારણ નથી હોતો. આવા દાખલામાં પુરૂષ અથવા સ્ત્રીને આત્મસમર્પણનું બીજું કોઇ સ્થાન મળી જાય તો શું એમ કહી શકાશે કે પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઇષ્ટ નથી માટે પ્રથમ લગ્ન તોડી નાંખી જેના પ્રત્યે પ્રેમનું આકર્ષણ થાય તેની સાથે બીજું લગ્ન કરવું ?

લોકસંગ્રહ અને સમાજશુદ્ધિને માટે સમાજે લગ્નનાં અમુક બંધનો રચેલાં છે. દુનિયામાં કોઈ પણ એવો સંસ્કૃત સમાજ નથી કે જેણે લગ્ન એ કેવળ લગ્ન કરનારની ઇચ્છાનો વિષય રાખ્યો હોય એમ થાય તો સમાજનું બંધારણ જ ન ટકી શકે પ્રેમને આવાં સામાજિક બંધનો બાધા કરી શકતાં નથી. એટલે પ્રેમની સ્વતન્ત્રતા લગ્ન સંબંધને આપવામા પ્રેમને અન્યાય થાય છે અને લગ્ન સંબંધની પવિત્રતા માગનાર સમાજરચનાને પણ અન્યાય થાય છે

આમ વિચાર કરીને જ હિંદુ સમાજ શાસ્ત્રીઓએ વિધવા-વિવાહનો સામાન્ય રીતે નિષેધ કર્યો છે પરન્તુ એવા દાખલા કલ્પી શકાય અથવા એવા દાખલા બને છે કે જેમા જે હેતુથી વિધવા-વિવાહનો નિષેધ કર્યો છે તે હેતુને બાધ ન આવતો હોય. આવા દાખલામા અપવાદ તરિકે વિધવાવિવાહ યોગ્ય ગણાય રમણભાઇએ આ નાટકમા વિધવાવિવાહનું જે દૃષ્ટાન્ત લીધુ છે તેને અમે અપવાદ તરિકે સ્વીકારવા તૈયાર છીએ વીણાવતીને પોતાનું લગ્ન થયેલુ યાદ નથી પોતે વિધવા છે એ જ તે જાણતી નથી તેણે નથી કર્યું આત્મ-સમર્પણ કે નથી કર્યું દેહસમર્પણ રાઈ પણ એની સાથે પ્રેમ સબધ બાધે છે ત્યારે એ વાતથી અજ્ઞાન છે વસ્તુસ્થિતિ જાણ્યા પછી રાજગાદી જાય તોપણ વીણાવતીને નહિ ત્યજવાનો તે નિશ્ચય કરે છે અને છેવટે કલ્યાણકામ, લીનાવતી, અમૃતદેવી વગેરે વડિલોના આશીર્વાદ લઈ તેઓ લગ્ન કરે છે વિધવાવિવાહનો કટ્ટર વિરોધી પણ આવા લગ્નનો વિરોધ કરવાનુ પસંદ નહિ કરે પરન્તુ આ બાબતમા અમારો એક વાંધો મોટો છે દલીલ અતિશય વ્યાપક કરવી ઉપર અમે બતાવી ગયા તેમ એની કે જેમા પ્રથમ લગ્ન તોડી નાખીને બીજુ લગ્ન કરવુ એ પણ યોગ્ય ગણી શકાય, અને દૃષ્ટાન્ત એવો આપવો કે જે યોગ્ય અને અયોગ્ય ની મર્યાદાની બરોબર લીટી ઉપર જ હોય, એ બહુ ભયકર છે. આવા દૃષ્ટાન્તનો સ્વીકાર કરનાર દલીલનો સ્વીકાર કરી લે છે એવો આભાસ ઉત્પન્ન થાય છે અને બીજાઓને ભુલમા નાખે છે કદાપીએ

પોતાની નિર્બળતાનો બચાવ પુષ્પ અને ભ્રમર તથા એવા બી કુદરતના દષ્ટાંત ટાંકી તે ઉપરથી વ્યાપક દલીલો રચી ગુજરાત કેટલાક યુવાનોને ભરમાવ્યા છે!

આપણા નાટકકારે રાઈના ચરિત્રનો વિકાસ ક્રમશઃ થતો ર રસપૂર્ણ રીતે બતાવ્યો છે. માતાપિતાની માયા આગળ, રાજ્ય લોભ ખાત ખાતર કે સુંદરીના મોહમાં અનેક વીર પુરુષોને ચળ ઇતિહાસ પુરાણોમાં આપણે જોઇએ છીએ. એ બધી લાલચો ર આગળ ખુબીથી ગોઠવેલી છે અને તેમાંથી એને પાર ઉતારી રમ ભાઇએ ચારિત્રનો એક આદર્શ સમાજ આગળ રજુ કર્યો છે. અતિશ વિષમ ધર્મસંકટમાં પોતાનો નિશ્ચય રાખી શક્યાં હોય એવા દ ચારિત્રવાળાં પાત્રો ગુજરાતી સાહિત્યમાં જડવાં મુશ્કેલ છે. એક મા સાહિત્યરસિક મિત્ર જેમનો એ ત્રણે ભાષાના સાહિત્ય સાથે ગાઢ પરિચ છે તેમણે એક વખત કહેલું કે મરાઠી સાહિત્યમાં પ્રણયરસનું આલેખ થયું નથી, બંગાળી સાહિત્યમાં વીર રસ પોષાયો નથી અને ગુજરાત સાહિત્યમાં દૃઢ ચારિત્ર્યબળવાળાં પાત્રોનો અભાવ છે. રાઈની પાત્ર આ ટીકાના અપવાદરૂપ છે.

તેના પાત્રનિરૂપણમાં નીતિનો એક મહાન પ્રશ્ન રમણભાઈએ સુંદર રીતે ચર્ચ્યો છે. રાઇના મનમાં શંકા થાય છેઃ

રે વિચિત્ર પટ શું વણાય આ?
તંતુઓ અવશ શા તણાય આ!
કોણ એ શી રીતથી વણે બધું?
માનવી! અબલ તન્તુ અલ્પ તું!

પણ આમ માનવી અબલ અલ્પ તન્તુ હોય, બધું વિધાતાના હાથમાં હોય, તો પછી પાપ પુણ્યનો પ્રશ્ન જ ન રહે. માણસનામાં શું કર્મ-સ્વાતંત્ર્ય નથી? જો ન હોય તો એની બુદ્ધિ શા કામની છે? મિલ્ટને એક સ્થળે કહ્યું છે કે બુદ્ધિ એટલે જ પસંદગી. જ્યાં દુનિયામાં પણ

માણસો પોતાની મરજી વિરુદ્ધ સંજોગોના બળે પોતાને નાપસંદ માર્ગે પોતે ઘસડાયા એવો બચાવ કરનારા મળી આવે છે. પાંડવગીતામાં દુર્યોધન કહે છે: ધર્મ શું છે એ હું જાણું છું; છતાં એ તરફ મ્હારી પ્રવૃત્તિ નથી. અધર્મ શું છે એ પણ હું જાણું છે, છતાં મારાથી તે છોડાતો નથી. મારા હૃદયમાં કોઇ વિચિત્ર દેવ વસે છે તે મારી પાસે જેમ કરાવે છે તેમ હું કરૂં છું. રાઇ પણ જાલકામતિવેગમાં ઘડીભર ઘસડાય છે. તેના સંકલ્પતારકો એ વેગમાં ઘસડાઇ જશે કે શું એવો તેને સંદેહ થાય છે, અને ગુંચવાડાનો ખુલાસો રંગિણી નદીની પાસે શોધવા જવા જેટલી વિવશતા ઘડીભર તે અનુભવે છે. છતાં તે નસીબે હાથ દઇને બેસી રહે એવો નથી. દૈવ વાદીઓની પેઠે માણસના હાથમાં તો કશું નથી, બધું પહેલેથી જ નક્કી થઈ ગયું હશે એમ મનને સમજાવી સંતોષ માને એવો તે નથી. પોતાને નાપસંદ માર્ગે કેટલે સુધી તે તણાઇ ગયો હતો તથા પોતે સંમતિ આપવાથી જે પરિસ્થિતિ ઉત્પન્ન થઈ હતી તેમાં પોતાની જવાબદારી કેટલી હતી તે બધાનો પાકો વિચાર કરી તે તો આ જ સિદ્ધાન્ત માન્ય રાખે છે કે:

ના, નથી અવશ કે અશક્ત તું.<br>
તું વડે જ સહુ કાર્ય આ થતું:<br>
બે રહ્યા તુજ સમીપ માર્ગ જ્યાં,<br>
તું ગ્રહે ઉભયમાંથી એક ત્યાં.

આમ કહીને તે કહે છે, 'ઘસડવાનું કહેવું એ તો માત્ર જવાબદારીમાંથી બચવાનું બ્હાનું છે.' સત્ય વાત જાહેર કરતાં કેવાં પરિણામ આવશે એની કલ્પના કરે છે, 'લીલાવતીનું સ્વામીપણું મૂકી દેતાં પર્વતરાયપણું જશે, કનકપુરની ગાદી જશે, ગુજરાતનું રાજ્ય જશે, ગુર્જરેશ્વરનું આધિપત્ય જશે, દ્રવ્યસુખ વૈભવના ભંડાર જશે, પુરુષાર્થના પ્રસંગ જશે, સંકલ્પ કરી મૂકેલી ધારણાઓ જશે, જાલકાના મનોરથ જશે, સ્નેહીઓનો સંબંધ જશે..'

આટઆટલાં પ્રલોભનો જતાં કરી તે નિશ્ચય કરે છેઃ

જાઓ ભલે જીવન–આશ સર્વે,
ઉત્પાત થાઓ! ઉપહાસ થાઓ!
થાઓ તિરસ્કાર! વિનાશ થાઓ!
ન એક થાજો પ્રભુપ્રીતિ નાશ.

રાઇ અને જાલકાના વ્યવહારમાં બીજો એક નીતિનો સિદ્ધાન્ત- કે માણસ એક બીજાની નૈતિક જવાબદારી પોતાને માથે લઈ શકે નહિ—તેનો નિર્ણય પણ સરસ રીતે થઈ ગયેલો છે. જાલકા રાઇને જે વખતે પોતાની કપટજાળમાં સામેલ કરે છે અને રાઈ આનાકાની કરે છે તે વખતે જાલકા કહે છેઃ 'છલની જે શિક્ષા હશે તે હું ભોગવીશ. પણ તારા પિતાની પ્રતિષ્ઠા ખાતર અને તારી માતાના પ્રેમ ખાતર તું આ પ્રસંગ વ્યર્થ જવા ન દઇશ.' અમુક તત્ત્વનું નિરૂપણ કરવાના હેતુથી, સંસારમાં ન ઉઠનો હોય તેવો કલ્પિત પ્રશ્ન અહિં ઉભો કર્યો છે તેમ નથી. મારા કહેવાથી તું અમુક કામ કર, એનું જે પાપ લાગવાનું હશે તે મારે માથે એમ કહેનારા ઘણા બહાદુરો દુનિયામાં જોવામાં આવે છે, અને આટલાથી જ સંતોષ માની પાપ કર્મ કરવા પ્રવૃત્ત થઈ જનારા બાઘાઓ પણ પણ એટલા જ મળી આવે છે. ઇશ્વરે મનુષ્યને બુદ્ધિ આપી છે તેની સાથે જ તેની જવાબદારી રહેલી છે. તે જવાબદારીનો ત્યાગ કરી માણસ બીજાના હાથનું યંત્ર બની જાય તો તેમાં તેનો અધઃપાત છે. જેમ સુખદુઃખ કીર્તિ અથવા પ્રેમનું સાટું થઈ શકતું નથી તેમ જ પાપપુણ્યનું અને તેની જવાબદારીનું સાટું થઈ શકતું નથી. જો કે દક્ષિણા લઈને આપણે માટે પુણ્યાચરણ કરનારા બ્રાહ્મણો મળી આવે છે ખરા! છતાં યંત્રદ્વારા કરેલા કામમાં જેમ કળાનો નાશ થાય છે, તેમ જ માણસને યંત્ર બનાવીને તેની પાસે કરાવેલું કામ પણ ધર્મ-વિહીન થાય છે, તેમાં કરનાર અને કરાવનાર, એ બંનેનું મનુષ્યત્વ

ધરે છે. રાઈ જ્યાં સુધી જાલકાની મતિએ ચાલતો હતો ત્યાં સુધી તેના રથનું પૈડું પકમાં ગળી જતુ લાગતુ હતું, પણ પોતાની બુદ્ધિથી તેણે પોતાના કાર્ય માટે પોતેજ જવાબદાર છે એમ સમજીને નિર્ણય કર્યો ત્યારે તેને ભીતિ ન રહી, શંકા ન રહી, કર્તવ્યનો માર્ગ સીધો અને સ્પષ્ટ દેખાયો તથા નિરાંતે ઉંઘ આવી. જાલકાને પણ અંતે ભાન થયું કે ઇશ્વરનું નીતિવિધાન તો એવું છે કે મનુષ્યે છલ ન કરવું અને છલની શિક્ષા હોરી ન લેવી. અનીતિની શિક્ષાને પાત્ર થવાનુ કબુલ કરી અનીતિ કરવી એ નીતિવ્યવસ્થા નથી, એ મનુષ્ય ધર્મ નથી.

નીતિ વ્યવસ્થા કરી ઈશ્વરે જે
છે માત્ર તેને અનુકૂળ વિશ્વ
નવી વ્યવસ્થા કરવાની શક્તિ
નથી મનુષ્યત્વ વિષે રહેલી

ઈશ્વરે આ વિશ્વને માટે એક નીતિતંત્ર નક્કી કરેલુ છે તેને વશ થઈને માણસે પોતપોતાનુ કાર્ય કરવાનુ છે એ તંત્રને ઓળખવામાં જ મનુષ્યનુ મનુષ્યત્વ રહેલુ છે. એ તત્રની સામે થઈને પોતાની વાસના પ્રમાણે કરવુ એ પાપ છે—એમા વિનાશ છે જાલકાની અત સમયની સ્થિતિ આ સત્યનુ સુદર દૃષ્ટાંત છે

આ તત્ત્વ બરાબર સમજ્યા વિના કેટલાક એવુ કહેનારા પણ મળી આવે છે કે કરનાર અને કરાવનાર તો પરમેશ્વર છે. આપણાથી શુ થાય છે આપણે કાઇ કરી શકતા નથી તો આપણી જવાબદારી શાની પરમેશ્વરને સહુ ચિન્તા છે આનો જવાબ બીજા પ્રસંગમાં કવિએ કલ્યાણકામના મ્હોમાં મૂક્યો છે કે પરમેશ્વર પોતાની ચિંતાઓના ઉપાય મનુષ્યોદ્વારા જ કરે છે તો જેને માથે ભાર આવ્યો તેનાથી ફેંકી કેમ દેવાય? કાર્યનો ભાર ન ફેંકી દેવાય એટલે જવાબદારી પણ ન જ ફેંકી દેવાય. આ નાટકમાં ત્રીજુ મુખ્ય પાત્ર શીતલસિંહ છે. એ ભાઈ એમના નામ પ્રમાણે શીતળ જ છે જાલકાની હિંમત ચતુરાઈ અને જ્વાજલ્યતાને તેના વિરોધી ગુણોના પડછાથી

દીપાવવા આ પાત્રની યોજના કરી હોય એવું જણાય છે. આ બે પાત્રોમાં એક સામ્ય છે કે બન્ને પોતપોતાના સ્વાર્થમાં મચેલાં છે અને બન્ને અશુદ્ધ સાધનોનાં ઉપાસક છે. બીજી બધી બાબતોમાં આ બે પાત્રો વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે. જાલકાના ઉદ્દેશોનો બચાવ કરી શકાય તેમ છે, ત્યારે શીતલસિંહ કેવળ લોભી, સ્વાર્થી, અને હીચકારો છે. જાલકામાં અસાધારણ હિંમત અને અદ્‌ભુત ચતુરાઈ છે, ત્યારે શીતલસિંહમાં બાયલાપણું અને બાધાઈ સીવાય બીજું કાંઈ જ નથી. એ સ્વતંત્ર રીતે એક તણખલું પણ તોડી શકે એવો નથી. પહેલા કાવતરામાં જાલકાના કહેવા પ્રમાણે તે ભાગ ભજવે છે. બીજા કાવતરામાં મંજરીની તે ગાય બની જાય છે. પર્વતરાય, રાઈ, લીલાવતી બધાંને તો એકી સાથે વફાદાર સામન્ત થઇ શકે છે. છતાં એના લોભનો કાંઈ થોભ નથી. પછી

મહત્ત્વ લોભે નર મૂર્ખ થાય,  
મિથ્યા તરંગે કરીને ફુલાય;  
મર્યાદ ભૂલી નિજ યોગ્યતાની  
ભરે ફલંગો કંઇ લંગડાતી.

એ દશાને એ પામે છે. પ્રબળ મનનો મનુષ્ય દુષ્ટ થાય છે ત્યારે માત્ર પોતાની ધારણા જેટલું જ અહિત કરી શકે છે, પણ નિર્બળ મનનો દુષ્ટ મનુષ્ય તો અનેક દુષ્ટોની ધારણાઓનો સાધનભૂત બને છે. શીતલસિંહનું પાત્ર—આલેખન આ સત્યના પદાર્થ પાઠ જેવું છે.

રમણભાઈ જેવા ચુસ્ત સંસારસુધારકના નાટકમાં શાપની ઘટના જોઇને કેટલાકને નવાઈ લાગી હશે. અમને તો લાગે છે કે શાપ ઉપર વિશ્વાસ હોય કે ન હોય તેને કથાવસ્તુમાં લાવવાનો મોહ ભાગ્યે જ કોઈ કવિ છોડી શકે છે. રામાયણ, મહાભારત વગેરે સંસ્કૃત કાવ્યો અને પુરાણોમાં જ શાપ સ્થળે સ્થળે નજરે પડે છે

એમ નથી યુરોપીય સાહિત્યકારોએ પણ તેમના ગ્રથોમા શાપનો ઠીક ઉપયોગ કરેલો દેખાય છે શેક્સ્પીયરના ઘણા નાટકોમા શાપના પ્રસગો માલુમ પડે છે તેના 'રીચર્ડધી થર્ડ' મા તો શાપ આપવાનુ શાસ્ત્ર પણ આમ દીધુ છે, કે આટલા દિવસ સુધી ઉપવાસ કરવા વીગેરે સર વોલ્ટર સ્કોટે પોતાની ગદ્ય અને પદ્ય નવલકથાઓમા શાપનો ખૂબ ઉપયોગ કર્યો છે શાપનો પ્રસગ અને તે સાચો પાડવાનો પ્રકાર લાવવાથી કાવ્યમા રસવૃદ્ધિ કેમ થાય છે તેનો વિચાર કરીશુ તો સાહિત્યમા શાપનો ઉપયોગ આટલો બધો કેમ થાય છે તેનો ખુલાસો મળી જશે

કાવ્યનો એક ઉદ્દેશ દુનિયાનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરી તેનુ યથાર્થ વર્ણન કરવુ તે હોય છે પરતુ એથી મહત્ત્વનો ઉદ્દેશ સૃષ્ટિવ્યવસ્થા વિષે મનુષ્યના હૃદયમા જે અસતોષ રહેલો છે તે વ્યક્ત કરી મનુષ્યના હૃદયમા ન્યાય પ્રેમ અને નીતિ વિષેની ઉચ્ચ કલ્પનાઓ છે તેને પોષક એવી આદર્શ સૃષ્ટિ ઉભી કરી તેનું ચિત્ર જોવામા જે **विगलितवेद्यान्तर*** અને નિરતિશય આનદ મળે છે તે અનુભવવો એ હોય છે યથાર્થ વર્ણન રૂપ કાવ્યમા માત્ર સ્મૃતિનો આનદ રહેલો છે ત્યારે આદર્શ વર્ણનમા કલ્પનાતૃપ્તિનો, સર્જન શક્તિનો આનદ છે એવુ જ્ઞાન **नियतिकृतनियमरहित×** હોય છે દુનિયામા લોકો શાપ અને વર આપે છે તેમા એ જ વૃત્તિ હોય છે, ફરક માત્ર એટલો જ હોય છે કે શાપ અથવા વરનો ઉપયોગ કરવામા કવિનો આનદ શુદ્ધ આનદ હોય છે, ત્યારે શાપ કે વર આપનારી વૃત્તિ પુણ્ય અથવા પાપ વાસનાથી દુષિત હોય છે છતા તેની અદર બ્રહ્મદેવની સૃષ્ટિમા જે ફેરફાર કરવાની ઇચ્છા રહેલી છે તે જ

* જ્યા બીજી બધી લાગણી નષ્ટ થઇ છે, બધુ પડી ગયુ છે એવો કાવ્યાનદ જુઓ કાવ્યપ્રકાશ પ્રથમ ઉલ્લાસ

× બ્રહ્મદેવની સૃષ્ટિમા જે કાર્યકારણની નિયતિ (Destiny) છે તેના નિયમથી પર

ઉત્તમ કાવ્યમાં પણ હોવાથી સ્વાભાવિક રીતે કવિ પોતાના કાવ્યમાં શાપ અને વરના પ્રસંગ લાવે છે.

ઘણીવાર નિર્દોષ માણસને દુઃખ વેઠવું પડે છે અને યોગ્ય માણસની કદર થતી નથી સત્કર્મનું ફળ મળતું નથી અને કુકર્મને સજા થતી નથી એમ આપણને ભાસ થાય છે; અને તેથી હૃદયમાં જે ન્યાયના સામ્રાજ્યની અભિલાષા કે કલ્પના હોય છે તેને આઘાત પહોંચે છે, તે આઘાત જ દુનિયાની આ ખામી દુરસ્ત કરવા માટે શાપ અથવા વરની યોજના કરે છે.

આપણા નાટકમાં રાઈને જગદીપ તરીકે ગાદી મળી ત્યાર-પછી, સાધારણ વ્યવહારમાં આપણે કલ્પી શકીએ તે પ્રમાણે તો એવું બને કે જાલકા અમૃતદેવી થઈને રાજમાતાનું પદ ભોગવે. પણ જે સ્ત્રીએ આટઆટલા પ્રપંચ કર્યા, પોતે ક્ષત્રિયાણીનો દાવો કરી બીજી શુદ્ધ ક્ષત્રિયાણીના શિયળ ભંગ સુધી કાવતરૂં કરતાં જે અટકી નહીં તે જો રાજમાતાનું પદ ભોગવે તો વાચકને કેટલો આઘાત થાય! પછી એમાં શુદ્ધ કાવ્યાનંદ ન અનુભવી શકાય. એટલે જાલકાને તેના કર્મની યોગ્ય શિક્ષા આપવા સારૂ લીલાવતીના શાપની યોજના સીવાય કવિ પાસે બીજો સહેલો અને સુંદર રસ્તો હતો જ નહીં.

શાપ આપવાની વૃત્તિ ક્યાંથી ઉત્પન્ન થાય છે એ તો અમે ઉપર સમજાવી ગયા. પરંતુ બુદ્ધિગમ્ય અને અનુભવગમ્ય જ વાત સ્વીકારનારા આ જમાનામાં, શાપ સાચા પડે કે નહિં? શાપનો અને નીતિતંત્રનો શો સંબંધ છે? શાપ સાચો પડે કે ન પડે પરંતુ શાપ આપનાર પર તેની અસર થાય કે નહિં? એ પ્રશ્નો ઉઠ્યા વિના રહેશે નહીં. આ પ્રશ્નો માનસશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના છે, પરંતુ કવિઓએ પોત પોતાની માન્યતાઓ પ્રમાણે એ પ્રશ્નોનું નિરાકરણ કરવાના પ્રયત્ન કરેલા છે. શાપની આ મીમાંસા બંગાળની બાલ કવિની તરુલતા દત્તે શ્રવણવધના પ્રસંગનું વર્ણન કરતાં બહુ સુંદર રીતે આપી છે.

Shravana:

No Curses, No !–I bear no grudge,
Not thou my blood has spilt.
Lo : here before the unseen judge,
Thee I absolve from guilt.
The iron red-hot as it burns,
Burns those that touch it too,
Not such my nature for it spurns,
Thank God, the like to do.

The Father:

We do not curse thee, God forbid !
But to my inner eye
The future is no longer hid,
Thou too shall like us die.

શ્રવણ તો શાપ દેતો જ નથી, પરંતુ તેના પિતાએ શાપ દીધો એવો જે ઇતિહાસ છે તેનો સુંદર અર્થ કર્યો છે. પિતા શાપ દેતો નથી પરંતુ દુઃખાતિરેકને લીધે તેનાં અંતરચક્ષુ ઉઘડી જાય છે અને ભવિષ્ય આખું છતું થઇ જાય છે. દશરથનું મૃત્યુ પુત્રશોકથી જ નિર્માએલું હતું તે તે મૃત્યુના દ્વાર આગળ ઉભો ઉભો જોઇ શકે છે. જે ભાવિ ઘટના બનનાર જ હતી તે પ્રથમથી જણાવી દશરથને દુઃખી કરે છે એટલું તેના વચનમાં બળ છે.

આપણા નાટકકારે પોતાની શાપ વિષેની મીમાંસા બે ઠેકાણે આ નાટકમાં આણી છે. ઉપર આપણે જોઈ ગયા કે મનુષ્યના હૃદયમાં રહેલા ન્યાયના સામ્રાજ્યની અભિલાષા કે કલ્પનાની દુનિયાના વ્યવહારમાં આઘાત પહોંચવામાંથી શાપ કે વરની ઉત્પત્તિ થાય છે. પણ

આ આઘાત પાછળ અજ્ઞાનની અથવા વિકારવશતાની અંધતા રહેલી હોય છે. શ્રદ્ધાની દૃષ્ટિએ દુનિયામાં ક્યાંય અજુગતું દેખાતું નથી. ઈશ્વરી ન્યાયનું સામ્રાજ્ય બધેય અબાધિત છે એમ દૃઢ પ્રતીતિ શ્રદ્ધાના મનમાં હોય છે. એ ન્યાયનું સ્વરૂપ નિરાકાર અને નિર્ગુણ નથી, તે પ્રેમમય છે. તેથી શ્રદ્ધા કહે છે કે શાપ આપવો નહિ.

શાપ એ છે અનાચાર,
શાપ દેવો ન કોઈને;
આઘાત થાય છે તેથી,
પ્રભુના પ્રેમ તંત્રને..

એ જ ભાવના મરાઠી કવિ મોરોપન્તે જુદી રીતે મૂકેલી મારા એક મહારાષ્ટ્રિ મિત્રે મને બતાવી તે અહિં ઉતારૂં છું. વિશ્વામિત્ર વસિષ્ઠની કામધેનુ લઈ જાય છે ત્યારે વસિષ્ઠ કહે છે:

**मत्तेजक्षांति मला म्हणति**
**महाहो ने ओक शापा तें**

મારૂં તેજ અને ક્ષમા મ્હને કહે છે, અરે શાપ ઓક મા.

શાપ ફળે છે કે નહિ તેનો જવાબ આપણા નાટકકારે જાલકા પાસે અપાવ્યો છે કે મ્હારૂં મરણ આણવાની કે મ્હને માલણ રાખવાની લીલાવતીની સત્તા નથી પણ એ વચન સાંભળ્યાં તે જ વખતે મ્હને ભાન થયું કે એ શિક્ષા મ્હને ઘટે છે. એટલે કે શાપ ફળે નહિ પણ ઘણી વખત શાપવચનની પાછળ વ્યક્તિની પેઠે નિયતિની પણ ઈચ્છા રહેલી હોય છે અને તેમાં જ શાપની સાર્થકતા અથવા યથાર્થતા છે. અન્યાય અથવા દુઃખ સહન કરનાર માણસને જે સ્થિતિ અસહ્ય થાય છે તે સ્થિતિ પ્રભુના ન્યાયતંત્રને પણ અસહ્ય થાય છે અને શાપ વચન એ ન્યાયતંત્રની સ્વાભાવિક સજા (Retribution) નું માત્ર ઉચ્ચારણ જ હોય છે. છતાં શાપ આપનારની કડુતા કુકર્મ

થઈને શાપ આપનારને તો નડે જ છે. શાપ આપનારની વૃત્તિ હીન થવાથી તેટલે દરજ્જે તેનું અધ:પતન થાય છે. લીલાવતીની સ્થિતિ તે આ દશાનું આબેહુબ દૃષ્ટાંત છે. જાલકાને જે વચનો તેણે કહેલાં તેના ભણકારા તેના કાનમાં વાગ્યાં જ કરે છે. તેમાંથી સમાધાન મેળવવા સહુના દેખતાં તે વચન પાછા ખેંચી લેવા તે ઇચ્છા કરે છે, પરંતુ જ્યારે તેને સમાચાર મળે છે કે જાલકા તો મરી ગઈ ત્યારે તેને બરછી ભોંકાયા સમાન વેદના થાય છે.,

આમ રસવૃદ્ધિને માટે શાપનો ઉપયોગ કરી લઇ, નીતિશાસ્ત્રની દૃષ્ટિએ પણ તેની મીમાંસા રમણભાઇએ ઉત્તમ કલાવિધાન વાપરીને કરી લીધી છે.

પરંતુ આ બીજી અનેક રીતે સુંદર કળામય કૃતિમાં એક ક્ષતિ બહુ ખુંચે એવી છે. છઠ્ઠો અંક આખો જાણે બહારથી આણીને બેસાડી દીધા જેવો લાગે છે, નાટકના મુખ્ય વસ્તુ સાથે આ અંકના પ્રસંગને કંઇ જ સંબંધ નથી. નાટકનું કાર્ય તો પાંચ અંક પૂરા થાય છે ત્યાં જ પુરૂં થવા આવે છે. માત્ર રાઈને ગાદીએ બેસાડવાની તથા શીતલસિંહ જાલકા, લીલાવતી વગેરેની વ્યવસ્થા કરવાની બાકી રહે છે. છતાં છઠ્ઠા અંકમાં નવી જ વસ્તુ દાખલ થાય છે. જગદીપ અને વીણાવતીના મિલનનું વર્ણન બહુ રમ્ય છે. પરંતુ આ નાટકમા તેનું શું સ્થાન છે? એમ હોઈ શકે કે ધીરોદત્ત નાયકની પ્રાચીન કલ્પના પ્રમાણે તે વીરત્વના પ્રસંગમાં શૂર તેમ જ પ્રણયવ્યાપારમાં ચતુર હોવો જોઈએ. માટે રાઇને ગાદી તો અપાવવી જ, પણ તેનો સુખોપભોગ પૂર્ણ કરવા તેને એક રમણી પણ અપાવવી જોઈએ એમ રમણભાઈએ ધાર્યું હોય. એમ માનીએ તો પણ રચનામાં ક્ષતિ તો રહે છે જ. વીણાવતી રાઇ સાથે પ્રેમ બાંધી તેની સાથે લગ્ન કર્યા સિવાય નાટકની હેતુસિદ્ધિમાં બીજું શું કામ કરે છે: સુંદર નાટકમાં એક પાત્ર કે પ્રસંગ એવો ન હોવો જોઈએ, જેને કહાડી નાખવાથી

નાટકની મુખ્ય વસ્તુ ખંડિત ન થાય. વીણાવતીને પહેલેથી જ દાખલ કરીનાટકના વિધાનમાં તેને કાંઈ ભાગ લેવડાવ્યો હોત તો આ દોષ ટળત.

પરંતુ વીણાવતી પ્રત્યે રાઇનું જરા પણ આકર્ષણ પહેલેથી બતાવ્યું હોત તો વીણાવતી જેવી રૂપવતી લલનાથી આકર્ષાએલો નાયક લીલાવતીના પ્રસંગમાં દૃઢ રહે તેમાં એની વિશેષતા ન જણાત. એટલે રાઇને લીલાવતી સમક્ષ પ્રવેશ કરાવતી વખતે બીજી કોઈ પણ સ્ત્રી પ્રત્યે તેને નહીં આકર્ષાએલો બતાવ્યો છે. એ ઘટના ઉચિત જ છે. પરંતુ આવા તર્ક વિતર્ક નકામા છે. નાટક જેવું છે તેવું આપણે તપાસવાનું છે. અને જેવી છે તેવી વસ્તુ સંકલનામાં વીણાવતીનો પ્રસંગ નથી ગોઠવાઈ શકતો. જગદીપ પોતાના ભાવિ લગ્નની વાત અમૃતદેવી આગળ કરે છે ત્યારે તે પ્રત્યે જેમ ઉદાસીનતા બતાવે છે તેમ જ આ અંક પ્રત્યે અમને ઉદાસીન રહેવાનું મન થાય છે.

પરંતુ જગદીપને રાણી અપાવવા ઉપરાંત બીજા પણ ઉદ્દેશથી આ અંક યોજવા આપણા નાટકકાર લલચાયા હોય એમ અમને લાગે છે. આ નાટકમાં તેના પ્રધાન ઉદ્દેશ સાથે સાંકળેલો બીજો એક ગૌણ ઉદ્દેશ પણ જણાય છે. આપણા સમાજમાં લગ્ન વિષે કેવા કેવા ખ્યાલ પ્રવર્તે છે તેનું દર્શન કરાવવા લેખકે જુદી જુદી જાતનાં જોડાં કલ્પ્યાં છે. કલ્યાણકામ અને સાવિત્રીનું પ્રૌઢ સંસ્કારિક જોડું, દુર્ગેશ અને કમલાનું યુવાન નવપ્રેમી જોડું, પર્વતરાય અને લીલાવતીનું કજોડું, એ બધાંને નાટકની વસ્તુ સાથે ઠીક સાંકળી લીધાં છે. કન્યાવિક્રયનાં માઠાં પરિણામ તથા વૃદ્ધ પતિની યુવાન સ્ત્રીની લોકોમાં થતી ઠઠ્ઠામશ્કરી એ બતાવવાના પ્રસંગો પણ કવિ લાવવાનું ચુકયા નથી. પરંતુ વિધવાવિવાહ વિના લગ્ન પ્રકરણ પુરૂં તો ન થાય. માટે નાટકમાં ગમે તેમ કરી તે લાવવા આ અંકની યોજના થએલી દેખાય છે. અમે ઉપર બતાવી ગયા છીએ કે વિધવાવિવાહ ક્યાં યોગ્ય ગણાય તેનો

જમરો દાખલો નાટકકારે આપ્યો છે. પરંતુ અમે કહીએ છીએ કે તેમણે પોતાની કવિત્વશક્તિથી વિધવાવિવાહની હીમાયત કરવી હતી તો તે માટે બીજું નાટક યોજવું હતું. આ નાટકમાં તેના મુખ્ય ઉદ્દેશ સાથે આ ઘટના ભળી શકતી નથી, એટલે ગમે તેવા આકર્ષક સ્વરૂપમ વિધવાવિવાહને તમે મૂકો પણ હિંદુસમાજમાં તે ખુંચતો રહેવાનો જ તેમ, આ અંક ગમે તેવો રમ્ય હોવા છતાં આ નાટકમાં ખુંચને રહે છે જ. સંસારસુધારાના ઉત્સાહમાં રમણભાઇ બીજે એક સ્થળે પણ ઠોકરાઈ પડયા છે. કમળા, રાઇ અને દુર્ગેશ રસ વેચવાને બહાને નગરચર્યા જોવા જાય છે. ત્યાં સમાજમાં સ્ત્રીઓની કેવી અવદશા છે તેનો જે ચીતાર આપ્યો છે તે સચોટ અસર ઉપજાવે છે. પણ રમણભાઇને એટલાથી સંતોષ નથી થતો. ઘેર ગયા પછી રાઇ અને દુર્ગેશ પાસે સ્ત્રી જાતિની અવદશા પરિહારવાને હુતાશન પ્રગટાવવાને કમળા પ્રતિજ્ઞા લેવડાવે છે, ત્યાં કાવ્યનો આત્મા જે રસ તે વ્યક્ત કરવાની દૃષ્ટિ ગૌણ થઇ ઉપદેશની દૃષ્ટિ પ્રધાન થાય છે. ઇસપનીતિમ દરેક વાર્તાને અંતે સાર આપેલો હોય છે તેના જેવો આ શ્લોક લાગે છે

કેટલીક વખત બહુ જ સુંદર ચિત્ર જોઈ તે તરફ આકર્ષાય પછી તેની નીચે પીઅર્સસોપ કે એવી કોઈ જાહેર ખબર વાંચી મનમાં જે ગ્લાનિ થાય છે, તેવી જ ગ્લાનિ આ સુંદર કળામય કૃતિમ સંસારસુધારાની જાહેર ખબર જાણ્યા અજાણ્યે ઘુસી ગએલી જોઈ થાય છે. કેટલીક જગાએ તો કલારસિક રમણભાઇ ઉપર સંસાર સુધારક રમણભાઇએ વિજય મેળવેલો દેખાય છે.

પણ એટલું સારૂ છે કે આ ભાગો નાટકના મુખ્ય વસ્તુને ક્ષતિ પહોંચાડયા વિના જુદા પાડી શકાય તેવા છે. એટલે આ દોષો સહેજે ટાળી શકાય તેવા છે. તેમ કરી લીધું હોય તો આ નાટક સર્વાંગ સુંદર થાય.

આ નાટકનું વસ્તુ જેટલું આકર્ષક છે તેટલી જ આકર્ષક તેની

ભાષા છે. રમણભાઈની ભાષામાં શુદ્ધિનો સવાલ તો હોય જ નહિ. પણ તે ઉપરાંત સરળતા અને પ્રૌઢતાનું મિશ્રણ તેમાં સુંદર રીતે થએલું છે. આપણા વિદ્વાનોની શૈલીમાં સંસ્કૃત શબ્દોના ઉપયોગ અથવા દુરૂપયોગને લીધે મિથ્યા આડંબર તરફ જે વલણ હતું તે ધીમે ધીમે ઓછું થઇ ગયું છે. અત્યારે વિદ્વાનો સંસ્કૃત શબ્દો જ્યાં જરૂર પડે ત્યાં વાપરે છે ખરા, પરંતુ નર્મદાશંકર, નવલરામના જમાનાની અને આ જમાનાની વચલા જમાનાના વિદ્વાનોએ આપણી ગુજરાતી ભાષાને ન ચાલી શકે એવી ભારે બનાવી મૂકી હતી. તે ભારમાંથી તે બહુ ઝપાટાબંધ મુક્ત થવા માંડી છે. અને નવી શૈલીઓમાં રમણભાઈની શૈલી એક નમુનારૂપ છે. તેમની ભાષા સંસ્કારી હોવા છતાં સંસ્કૃતમય નથી, પ્રૌઢ હોવા છતાં ક્લિષ્ટ નથી, સરળ હોવા છતાં ચમત્કાર વિનાની નથી. તેમાં દોષ જ કાઢવો હોય તો જુસ્સાની ખામીનો દોષ કાઢી શકાય. છતાં પોતાને અનિષ્ટ મત અથવા વસ્તુ પ્રત્યે મર્માળા કટાક્ષથી પોતાનો વિરોધ અસરકારક રીતે બતાવવાની રમણભાઇની શક્તિ તો અદેખાઈ ઉત્પન્ન કરે એવી છે. હાસ્યરસ તો એમણે ઠીક સાધ્યો છે.

આપણા નાટકોમાં થાથાથૈ કરીને ચેકડી કરનારા તથા પોતાના વિનોદથી પોતે જ હીહી કરીને હસનારા રંગલા અથવા વિદૂષકોને જોઇ કંટાળેલા મનને રમણભાઇના વંઠુલનો ઉચ્ચ પ્રકારનો સાભિપ્રાય અને લક્ષવેધી વિનોદ જોઈ આનંદ થાય છે. આયુર્વેધૃતમ્‌ના વિચિત્ર અર્થમાં તથા સ્ત્રીઓ માટે પુરુષોએ ઠરાવેલા નિયમ સ્ત્રી પાસે પળાવવા એટલો જ નિયમ સ્ત્રી પરત્વે પુરુષે પાળવાનો છે એમાં જેટલો વિનોદ છે તેટલું જ અત્યારની આપણી સમાજસ્થિતિનું યથાર્થ દર્શન પણ છે. આવાં આવાં સચોટ કટાક્ષો આ નાટકમાં અનેક છે. એક બીજો દાખલો ટાંકીશું :

"કલ્યાણ—યોગ્ય અયોગ્યનો નાત વિચાર નહિ કરે !

બીજો માણસ—નાત તે વળી એવો વિચાર કરે ભગવંત?

કલ્યાણ—નાત સત અસત પણ જુએ નહિ?

બીજો માણસ—શી રીતે જુએ?

રમણભાઈની આ ખુબીએ ગુજરાતી સાહિત્યમાં તેમની શૈલીને એક વિશિષ્ટ સ્થાન અપાવ્યું છે.

આ નાટક પ્રથમ સને ૧૯૧૪માં પ્રગટ થયું છે. તેને આજે આઠ વર્ષ થયાં પણ ગુજરાત રમણભાઈની બીજી પ્રસાદી પામવા ભાગ્યશાળી થયું નથી. તે જોઈ કાન્તા નાટક વિષે ટીકા કરતાં તેના લેખક સ્વ. મણિલાલ નભુભાઈ વિષે રમણભાઈએ લખેલું કે "પોતાની શક્તિ અનુકૂળ આ માર્ગ મૂકી દઈ રા. રા. મણિલાલે જેટલો પોતાની કિર્તિને તેટલો જ ગુજરાતી ભાષાને અન્યાય કર્યો છે."—આ વચન અમને યાદ આવે છે અને તે રા. બા. રમણભાઈને જ પોતાને લગાડવાનું મન થઈ જાય છે.

નરહરિ દ્વારકાદાસ પરીખ.

વસંત ૧૯૭૮. માગશર. તથા પોષ.

## જીવન વિધાયક.

આ સંસારમાં અનેક વ્યક્તિઓ એવી હતી અને છે કે જે અન્યનાં જીવનના વિધાયક બને છે–તેમનો જીવનક્રમ ઘડે છે અને તેમના ભાગ્યવિધાતા લગભગ બને છે એમ કહીએ તો ચાલે. આ બાબતમાં સત્તા, ધન અને ચારિત્ર્ય એ અગત્યનો ભાગ ભજવે છે. થોડાં દષ્ટાંત લઇશું. રાજ્યસત્તા એવી છે કે જે વડે એક જ મનુષ્ય પોતાના અંગત નજીવા કારણસર હજારોને લડાઇમાં ઉતારી તેમાંના ઘણાને મૃત્યુને શરણ કરી દે છે અને તેને પરિણામે તેમની આયુષ્યદોરી ટુંકી કરે છે એટલું જ નહિ પરંતુ તેમને અવલંબી રહેનારના ભાગ્યની ગતિ પણ બદલાઇ જાય છે. ધનવાન માણસ કોઇ વ્યક્તિઓને એવી સહાયતા કરે કે તેઓ તે વડે નહીં કલ્પેલી સ્થિતિઓ પ્રાપ્ત કરી શકે છે અને એ રીતે ધનિકો બીજાનાં ભાગ્ય રચનાર બને છે ચારિત્ર્યશાળી મનુષ્યો, સંતો વગેરે અનેકના જીવનક્રમ પલટાવી નાખે છે. તેવાનો સમાગમ અને વાણી કેવાં અણધારેલાં પરિણામ નીપજાવે છે, તે માત્ર ઈતિહાસની જ નહીં પણ આપણા જીવનમાં બનેલી અને જોએલી હકીકત છે. જેમના આધ્યાત્મિક બળથી સેંકડો અને હજારો ગાઉથી શ્રીમંત અને સંસ્કારી સ્ત્રીપુરુષો આકર્ષાઇ આવે, નજીકથી સંસ્કારી અને અસંસ્કારી સર્વે ઘરબાર સુખવૈભવનો ત્યાગ કરે અને અધમ ગણાતા ગરીબ હરિજનની સેવા કરવા પ્રેરાય એ

પુણ્યપ્રભાવ ગાંધીજીએ કેટનાના આત્મા ઉન્નત કર્યા છે એ એક દષ્ટાંત હાલના સમજ માટે પુરતુ છે

ઉપરના તો માત્ર દષ્ટાંત જ છે પ્રસ્તુત મળધમા એવી ગન્ય, ધન કે આધ્યાત્મિક સત્તા માટે કહેવાનુ નથી માત્ર એક મનુષ્ય બીજાનો જીવન ક્રમ રચી શકે છે એટલુ જ તાત્પર્ય છે, એટલે કે મનુષ્ય જીવનની રચનાના પાયાઓ પૂર્વજોના સસ્કાર પરિસ્થિતિ અને શિક્ષણ તેમા પરિસ્થિતિ કેટલો મોટો ભાગ ભજવે છે તે સહજ જણાઈ આવશે મારે પોતાને વિષે કહુ તો હુ યત્કિંચિત્ જે કાંઈ છુ તે પરિસ્થિતિને લીવે જ છુ મારા શિક્ષણનો પ્રબધ પણ એ પરિસ્થિતિને આભારી છે એટલે એ પરિસ્થિતિમા ન હોત તો શિક્ષણનો માર્ગ પણ ખુલત નહી જેમણે પોતાના જીવનના ઉત્કર્ષ સાથે મારૂ જીવન ઘડયુ તેમને મારા અનેક કોટિ વદન છે

ચાળીસ વરસના સતત સહવાસમા—જેમા છ મહીનાનુ પણ ભાગ્યે અતર નહી પડેલુ—અસખ્ય મા તો મની હશે જે સ્વર્ગસ્થના ચરિત્ર નિરૂપણ પર પ્રકાશ નાખી શકે પરતુ તેની નોધ દુર્ભાગ્યે કોઈએ રાખી નથી વળી મારી યાદદાસ્ત આવી બાબતોમા અત્યત નબળી છે, વિશેષમા મે એવી વિગતો યાદ રાખવાની દરકાર નહી કરેલી કારણ કે મે પૂર્ણ વિશ્વાસથી માનેલુ કે મારા સુખમય જીવનનો અત પહેલા આવશે અને મારે આ પ્રસંગો યાદ કરવાની અગત્ય જ નહી રહે પરતુ મારો વિશ્વાસ ભૂલ ભરેલો નીકળ્યો અને આજ મારી કલમને આ લખવાનું પ્રાપ્ત થયુ છે એ મારૂ દુર્દૈવ છે

આપણા હિંદુ સમાજમા પ્રત્યેક પરિણિત સ્ત્રી સૌભાગ્યવતી કહેવાય છે પરતુ લગ્ન સૌભાગ્યરૂપ કેટલાને થાય છે એના આકડા કાઢવા મુશ્કેલ છે દેખીતા અણુબનાવો કલેશ ત્યાગ ઉપરાત પણ લોકલજ્જા સાધનના અભાવ અજ્ઞાન વગેરે કારણોથી બહાર ન જોવામા આવતા દુ ખમય હોતી ગણુતરી કોણ કરી શકે તેમ છે

જન સમાજમાં લગ્ન માટે ભાગે બંધન અને બેડી રૂપ બની સ્ત્રી વર્ગને તો ખાસ કરીને જકડી રાખનાર છે, અને જગતના વ્યવહાર માટે એથી સારો બીજો માર્ગ નહીં હોવાથી શ્રેયસ્કર મનાય છે. પરંતુ એને આદર્શ માન્યો છે તે એ જ કારણથી કે જેમના જીવન સંબંધમાં કોઈ પણ જાતના અંતરાયો નથી આવતા તેઓ પરમ સૌભાગ્ય પ્રાપ્ત કરે છે અને એવું સૌભાગ્ય લગ્નથી જ મળે છે જેથી સૌભાગ્યવતી કહેવડાવવાનો હક પરિણિત સ્ત્રીને રહે છે.* સૌમ્ય, સરળ, ઋજુ, શાંત, સત્યનિષ્ઠ, બુદ્ધિશાળી, વત્સલ, રસિક, સંસ્કારી અને નિષ્કલંક જીવન સાથી મેળવનાર પરમ સૌભાગ્યવાન કહેવાય અને તેવું સૌભાગ્ય ઈશ્વરે મને આપ્યું હતું એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. પરંતુ પુણ્યની કાંઈ ઉણપ મારી જેથી મારા જીવનના અંત સુધી પહોંચ્યું નહીં અને આજ એ સાથીના ગુણ ગણાવાનું મારા નસીબમાં આવ્યું છે.

સ્વ. રા. બા. ભોળાનાથભાઈને સ્વ. રા. સા. મહીપતરામના કુટુંબ સાથે લગ્ન સબંધ બાંધવાની તીવ્ર ઈચ્છા હતી, ભોળાનાથભાઈનું કુટુંબ બહોળું પણ મહીપતરામભાઈનું ત્રણ પુત્રોનું બહુ જ નાનું કુટુંબ અને બધાનો સંબંધ ગોઠવાઈ ગએલો. પાછળથી ભોળાનાથભાઈની હયાતી બાદ મારૂં લગ્ન થયું. એ પછીનાં લગભગ ચાળીસ વર્ષને ત્રણ વિભાગમાં વહેંચી શકાય તેમ છે. (૧) સરકારી નોકરીનો સમય (૨) વકીલાતના ધંધાની શરૂઆતથી રા. બા. લાલશંકરભાઈના મૃત્યુ સુધીનો સમય અને (૩) તે પછીનો-સને ૧૯૨૮ સુધીનો.

નોકરીના સમયમાં મારો અભ્યાસ ચાલતો હતો; એક શિક્ષક પિતાના પુત્રને શિક્ષણ આપવાનો અતિશય શોખ હતો એની પ્રતીતિ

---

* અલબત્ત આ પ્રથા વડીલો પોતાની કન્યાને સૌભાગ્યવતી થાય એવી ઇચ્છા વાળા આશીર્વાદ રૂપે શરૂ થાય છે. એને હમેશા નામ સાથે જોડવાનો કાંઇ અર્થ નથી.

ઘણાંને થઇ ગઇ છે. મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજને અંગે અંગ્રેજી વર્ગો હતા તેમાં માત્ર અંગ્રેજી પાઠય પુસ્તકો શીખવાતાં. બીજા કોઇ વિષયો ચાલતા નહીં. અમે પાંચમા ધોરણમાં આવ્યાં ત્યારે ત્યાંનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટના ભલા પતિ મી. મેકફીએ અમને એલજીબ્રા, જ્યોમેટ્રી શીખવવાની શરૂઆત પોતાની ઇચ્છાથી કરી. તે પછી છઠ્ઠા ધોરણમાં ચાલુ રાખી. મીસીસ મેકફીના મનમાં એવો તરંગ ઉઠયો કે આ છઠ્ઠા ધોરણની ત્રણ વિદ્યાર્થીનીઓ (મીસીસ યશોદાબાઇ ઠાકુર, મીસ ગુલબાનુ પટેલ અને હું) તૈયાર કરી મેટ્રીકની પરીક્ષામાં મોકલીએ તો કેમ—એ વિચાર આવ્યો ને અમલમાં મુકવા તૈયારી કરવામાં આવી. નિશાળમાં તો ટ્રેનિંગ કૉલેજના ગુજરાતી શિક્ષકો અને અંગ્રેજીશાળાનાં બે અંગ્રેજી બાનુઓ જેઓ તે વખતે આજની પેઠે ગ્રેજ્યુએટ વર્ગમાંથી નહોતાં લેવાનાં—એટલે કોઇ પણ આ શિક્ષણ આપી શકે તેમ નહોતું. આને માટે પાંચ કે છ ખાનગી શિક્ષકો રોકયા જે નિશાળમાં આવી વર્ગને શીખવે. વિજ્ઞાનનો તો એક અક્ષર પણ અમે જોએલો નહીં. જુના વખતમાં માત્ર સાતમા ધોરણમાંજ ખગોળવિદ્યા, રસાયનશાસ્ત્ર (Chemistry) અને મેકેનીક્સ એ સર્વ શીખવાતું. અંગ્રેજી ઇતિહાસ અને ભૂગોળ મીસીસ મેકફી જાતે શીખવતાં બાકીનું બધું શિક્ષકો ચલાવતા. સાથે છઠ્ઠા ધોરણની રીતસરની પરીક્ષા પણ આપવાની હતી. કેમકે તેમ ન થાયતો કદાચ મેટ્રીકમાં સફળ ન થવાય તો પાછું છઠ્ઠા ધોરણમાં રહેવું પડે. ત્વરીતમાં આ બધો વિચાર બીજા ટર્મમાં કર્યો. અમે ત્રણે વિદ્યાર્થિનીઓના કુટુંબીજનોએ જે અનુકુલતા કરવામાં સંકોચ રાખ્યો હોત તો આ વસ્તુ કદી સિદ્ધ થાત નહીં. શિક્ષકો ઉપરાંત પ્રત્યેક વિષયમાં મને તો ઘેર પૂણ મદદ મળેલી. આ વખતે મેટ્રીકની પરીક્ષા મારાથી અપાઇ ના હોત તો કદી તે અપાત નહીં એમ હું ચોક્કસ માનું છું અને અભ્યાસ ત્યાંજ અટકી પડત. એ પરીક્ષા પસાર કર્યા પછી આગળ કૉલેજમાં જવાનો જરા પણ ખ્યાલ નહોતો, એટલે ઘેર અભ્યાસ કરવાનો શરૂ કર્યો. સંસ્કૃત ભાષા અને લૉજીક એ બે વિષયો પોતે શીખવવા શરૂ કર્યા. આમ શીખવામાં જેમ એક પ્રકારનો આનંદ હતો તેમ સાથે

કાઈવાર સમજણ ના પડે કે કાંઈ આવડે નહીં ત્યારે મનને ઘણીવાર માનહાનિની દશા જેવું લાગતું—અને બહારના શિક્ષક પાસે શીખવામાં આવી સ્થિતિ ન થાય એમ પણ થઇ જતું. અંગ્રેજી પુસ્તકો, બાઇબલ, ગીતા, શાંકરભાષ્ય વગેરે અનેક પુસ્તકોમાંથી એકાદનું વાંચન હમેશ થતું અને તેમાં શ્રી. યશોદાબાઈ ઠાકુર, રા. ગટુલાલ, સૌ. શારદા બહેન વગેરે, ઘણાં પુસ્તકો વાંચવામાં સાથે હતાં.

જ્ઞાનસુધા પત્રની ચઢતીકળા આ સમયમાં જ હતી અને તેને માટે લેખો લખવાનું કામ ખૂબ વેગથી ચાલતું. આપણે ત્યાં પત્ર છપાવવામાં માત્ર લેખ લખીને જ બેસી રહેવાનું ભાગે જ હોય છે. તેને છપાવવાની સર્વ વ્યવસ્થા એટલે કે પ્રુફ વાંચવા વગેરેની તંત્રીને જ શિર ઘણુંખરૂં હોય છે. અહીંનાં છાપખાનાં હજી પણ એટલી દશાને નથી પહોંચ્યાં કે લેખની નકલ આપી એટલે કાંઇ જ જોવાનું પછીથી ન રહે. રાત્રે ઉજાગરા વેઠી લેખ લખવા અને તેમાં પ્રુફ તપાસવામાં તેટલો જ વખત કાઢી આંખને ત્રાસ આપવાનું એ ખરેખર દુઃખદ છે. જ્ઞાનસુધાની નાણાની સ્થિતિ ઘણી જ નબળી એટલે કોઇને એ કામ કરવા રોકવાનું બને તેમ નહોતું તેમજ જે ચોકસાઈ, ચીવટ અને કાળજી પોતેજાતે રાખે તેવી કોઈ રાખી જ શકે નહીં તેથી એ કામ માથે લેવા મારી પણ હિંમત નહોતી. પ્રુફ વાંચવામાં મદદ કરતી અને એ તમામ લેખો એ રીતે મેં વાંચેલા છે પરંતુ પ્રુફ તપાસવાની જવાબદારી કોઈ જ લઇ શકે તેમ નહોતું.

ભદ્રંભદ્ર છપાયું. અને તેના સામે ખૂબ રોષ પ્રદર્શિત થયો. એમાં શિષ્ટતાની મર્યાદા ઓળંગાઇ. આ પ્રસંગે અમને બન્નેને અત્યંત કષ્ટ થતું પરંતુ એ બાબત સ્વર્ગસ્થે એક અક્ષર કોઇને મોઢે ફરીયાદ કરી નથી. ઉલટું ટીકાકારોને જવાબો લખવા તૈયાર થનારને વારવામાં આવ્યા હતા. આટલા બધા અઘટિત નીચ હુમલા સામે પૂર્ણ શાંતિ જાળવવી અને મનમાં પણ એ સંબંધે ન લગાડવું એ શી રીતે બનતું તે અમે

કોઇ સમજી શકતાં નહીં. પરંતુ એ માર્ગગ્રહણની યથાયોગ્યતા સમયે પૂરવાર કરી છે.

આ ગાળામાં જ મારો કૉલેજનો અભ્યાસ ચાલતો જેમાં અનેક પ્રકારની મદદ મને મળેલી.

આ પછી રા. બા. લાલશંકરભાઈની અમદાવાદ બદલી થઈ. થોડા વખત પછી રા. બા. ભીમભાઇ કીરપારામ અહીં તાલુકદારી સેટલમેંટ ઓફીસની જગાએ આવ્યા. આ બે સદ્ગ્રહસ્થોના સમાગમથી અમદાવાદના જાહેર જીવનમાં જોડાવાનો સ્વર્ગસ્થને પ્રસંગ પ્રાપ્ત થયો. લાલશંકરભાઈ તો રા. સા. મહીપતરામના શિષ્ય અને કુટુંબના હિતૈષી પ્રથમથી જ હતા. પરંતુ રા. બા. ભીમભાઇ સાથેનું ઓળખાણ નવું જ હતું. તેઓ સરકારી નોકર છતા અજબ હિંમતવાળા હતા એ વાત સર્વ વિદિત છે. વકીલાતનો ધંધો કરવાની ઇચ્છાને આ બંને ગૃહસ્થોનો સંપૂર્ણ ટેકો હતો બલકે એ તરફ વૃત્તિ કરવામાં ઘણું જ ઉત્તેજન આપેલું. અમદાવાદમાં રહી જાહેર સેવા કરવાની તક મેળવવી એ જ તે બંનેનો ઉદ્દેશ હતો. જાહેર સેવાના પદાર્થપાઠો રા. બા. ભીમભાઈને ત્યાં ખૂબ મળતા. દિ. બા. સ્વ. હરિલાલભાઈ પણ એ જ શાળામાં તૈયાર થએલા. લાલશંકરભાઇ, ભીમભાઈ અને શેઠ મનસુખભાઇ ભગુભાઈ એ ત્રણે જુદી જુદી પ્રકૃતિના, જુદા વ્યવસાયના અને જુદાં જ મંતવ્યો વાળા ગૃહસ્થોએ અમદાવાદ મ્યુનિસિપાલીટીના તત્રને નિયંત્રણમાં રાખવા માટે કૌશલ વાપરેલું. આ શહેરની પ્રગતિ માટે તેમણે પુષ્કળ મંત્રણાઓ ચલાવેલી. ગુજરાતની મ્યુમિસિપાલીટીઓ તરફથી ધારાસભામાં એક પ્રતિનિધિ મોકલવામાં આવતો અને તેમાં અમદાવાદના મત સૌથી વધારે ઉપયોગી હતા. ધારાસભામાં સ્વ. ગોકળદાસ કહાનદાસની ઉમેદવારીને ટેકો આપવો એ મૂળ હેતુથી મ્યુનિસિપાલીટીની ચુંટણીમાં તેઓ રસ લેતા થયા કારણ કે ગોકળદાસ એ ત્રણેના પરમ મિત્ર હતા. વળી ગુજરાતના પ્રજાના મોટા હિમાયતી હતા. આ

પછી તો મ્યુનિસિપાલીટી એવી આકર્ષક છે—સીવીક લાઇફ જેને કહેવામાં આવે છે તે વસ્તુ જ એવી છે કે એમાં રસ લેનાર સદાય એમાં મચ્યા રહે તેમ આ ત્રિપુટીએ અમદાવાદના જાહેર જીવનના ઘડતરમાં મોટો હીસ્સો આપ્યો છે. શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરના ઘરમાં રા. બા. ભીમભાઇ રહેતા અને ત્યાં સાંજે શહેરના સંભાવિત ગૃહસ્થોનો અખાડો જામતો. ન્હાનાં તપેલાં ઉકાળી ઘરનાં માણસ કંટાળતાં. અમદાવાદનું જીવન અહીં કેટલીક દિશામાં ઘડાતું હતું.

સરકારી નોકરી છોડી વકીલાત શરૂ કરવા સાથે સ્વર્ગસ્થની જીંદગીનો બીજો તબક્કો શરૂ થાય છે. (બાળપણ અને અભ્યાસ બાદ કરતાં) જાહેર કામોમાં ભાગ લેવામાં પ્રથમ પગથીયું તે મ્યુનિસિપાલીટીમાં દાખલ થવાનું હતું ૧૮૯૮ ની સાલથી આ ચુંટણીમાં દાખલ થયા અને પ્રતિ ચુંટણીમાં ચુંટાઈ મ્યુનિસિપાલીટીમાં જેટલું બન્યું તેટલું કામ કર્યું. મહીપતરામ અનાથાશ્રમ, પ્રાર્થના સમાજ, સંસાર સુધારા સમાજ વગેરેના કામમાં લાલશંકરભાઇએ તેમને જોડયા. એક પિતા પોતાના પુત્રના ભવિષ્ય માટે કાળજી રાખે તેથી વિશેષ લાલશંકરભાઇએ રાખી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પોતાનાં સર્વ કાર્યોના વારસ કરવાની ધારણાથી જ તેમણે આવો ભાવ રાખેલો. સ્વર્ગસ્થે પણ તેમનો સંપૂર્ણ ચાહ અને વિશ્વાસ મેળવેલો, જો કે લાલશંકરસાહના બીજા મિત્રો જેટલો અમારે કુટુંબ સંબંધ નહોતો તથાપિ લાલશંકરભાઇ મારા તરફ વડીલ ભાવ રાખતા અને હું તથા શારદાબેન બી. એ.માં પાસ થયાં ત્યારે તેમના હર્ષનો પાર નહોતો. સ્ત્રીઓની સંસ્થામાં મને જોડનાર પણ લાલશંકરભાઇ જ.

આ અરસામાં જેમ બહારનું કામ વધતું ગયું તેમ સાહિત્ય તરફ ઓછો સમય અપાયો. થોડામાં થોડા વખતમાં વધારેમાં વધારે કામ અને તે પણ અતિશય ચોકસાઈવાળું કરવાની ટેવ દિવસે દિવસે વધતી ગઈ, છતાં આ શક્તિને પણ મર્યાદા હોય છે. વકીલાતના

મોટામાં મોટા કેસો અલ્પ સમયમાં ગ્રહણ કરતા તેમ જ ટુંકાણમાં અને મુદ્દાસર તેને રજુ કરવા માટે ન્યાયાધીશોની પ્રશંસા પામતા, થોડા વખતમાં ઘણું કામ કરવાનું જેમ વધતું ગયું તેમ ગ્રહણ શક્તિ અને મુદ્દાસર વક્તવ્યનો સ્ફોટ કરવાની શક્તિ વિશેષ સબળ બનતી ગઈ.

આમ વિવિધ જાહેર કામોનો અનુભવ સ્વર્ગસ્થે મેળવ્યા પછી ૧૯૧૨માં રા. બા. લાલશંકરભાઇનો સ્વર્ગવાસ થયો. આ પછી તેમનાં સર્વ કાર્યો સ્વર્ગસ્થને શિર આવ્યાં. સાથે મ્યુનિસિપાલીટીમાં પણ જવાબદારી ભરેલું કામ કરવાનું વધવા લાગ્યું કોઈ પણ માણસ ગમે તેવી શક્તિઓવાળો હોય તોપણ ઉપાડવાને અશક્ત બને એટલાં કામોનો બોજો તેમના પર લધાયો. આને પરિણામે જો કે કાર્યદક્ષતા તો અદ્ભુત આવી, કાર્યો પણ અનેકાનેક થયાં પણ માનસિક શક્તિઓ ને અસાધારણ કામ આવ્યું. આપણે સર્વ જાણીએ છીએ તેમ કુદરત પોતાના નિયમોનો ભંગ કદી ચલાવી લેતી નથી તેમ આ ભાર નીચે કચરાતા મનોબળની કાર્ય શક્તિ ટકી શકી નહીં અને છેવટે સામટો વિધ્વંસ આવ્યો સને. ૧૯૦૫ માં અમારા એક સ્નેહી દાક્તરે કહેલું કે શરીરના નિયમોમાં ગુણાકારનો હિસાબ છે તમે એક આંક વધારે મૂકશો તો બીજો ઓછો મુકવો પડશે. શક્તિ વધારે વાપરશો તો વરસના સંખ્યા ઘટાડવી પડશે અને થયું પણ તેમ જ.

કેટકેટલા માણસોનાં કામ કરી આપેલાં તથા તેમનાં કામ પાર પાડવામાં સહાયતા કરેલી તે અમારી જાણમાં નહોતું. તેમના અવસાન સમયે તેવા માણસોના પત્રો આવ્યા ત્યારે જ તે હકીકત અમે જાણી હતી.

લાલશંકરભાઇના મૃત્યુ પછીના આ છેલ્લા તબક્કામાં તો સ્વર્ગસ્થના કામનો સુમાર નહોતો. કુટુંબીઓ તો તેમની સાથે નહીં જેટલો સમય મળી શકતાં. એક વાત પૂછવાની હોય તો સ્વસ્થતા જોઈને કહેતાં અઠવાડીઆં વીતી જતાં. પોતાના ધંધા સાથે આવું

અને આટલું કામ કરનારા થોડા જ હશે. વધારામાં પોતાનું દરેક કામ જાતે કરવું એ ટેવને લીધે નાનામાં નાના કામથી ભારેમાં ભારે કામ કરવાને શ્રમ ઉઠાવવો પડતો. એક ચીઠ્ઠી કે કોઇને મ્હોડે ઉત્તર આપવો હોય તો જાતે જ કરવું એ સ્વભાવથી નકામાં કામો જે ગમે તે કોઇ કરી શકે–એવામાં કાળ અને શક્તિનો વ્યય થતો. પોતાનું કામ પોતે કરી લેવું એ અલબત્ત સારી વસ્તુ છે. પણ તેનું કાંઇક પ્રમાણ હોવું જોઇએ. દેશી રાજ્યોમાં સ્વર્ગસ્થના ઓળખીતા ઘણા દાખલ થઇ પોતાનાં મોજાં બુટ અને કપડાં બીજા પાસે કઢાવે તે ઉપર તેમનો તિરસ્કાર હતો પરંતુ કોઇ પણ કામ બીજા પાસે ન કરાવવું એવી કાર્યની વહેંચણી હોય તો જગતમાં આગળ વધાય જ નહીં. ટપાલ પણ જાતે નાંખવી કેમકે કોઈ કદાચ ભૂલી જાય. કોઇ પાસે પાણી પણ મંગાવીને પીવું નહીં આવી મનોવૃત્તિ. સેક્રેટરી રાખવાની વાત કરીએ તો કહે કે તેને બતાવવામાં જે વખત જાય તે કરતાં થોડા વખતમાં અને વધારે સારૂ કામ હું જાતે કરૂં. ગામ જવાનો સામાન પણ કોઈ કરે તે ફાવે નહીં—વખતે કાંઇ રહી જાય. પોતાની એવી ચોકસાઈ કે કદી જ કશું ભૂલે નહીં એટલે અમારે કબૂલ કરી લેવું પડે કે હા કદાચ કાંઇ રહી જાય એ સંભવ ખરો. પોતાની અસામાન્ય સ્મરણશક્તિને ધોરણે બીજાં કોઇ કામ કરી જ નહીં શકે એવી દૃઢ માન્યતા અને તે સાચી જ. કેટલાંકની યાદદાસ્તી ઝીણી નજીવી બાબતો સંબંધે બહુ જ તેજ હોય છે. નકામી બાબતોની વિગતો તેમને એટલી બધી યાદ રહે કે એકાદ નાના બનાવનું વર્ણન જેટલી વાર કરે તેટલી વાર અક્ષરશઃ એવું એ જ કરી શકે. કેટલાંકની સ્મૃતિમાં મહત્ત્વની બીનાઓ જ સંગ્રહાએલા હોય અને તેમાં જરા પણ ઉણપ ન હોય. પરંતુ સ્વર્ગસ્થની યાદદાસ્ત તો નાની મોટી–નજીવી અને મહત્ત્વની સર્વ બાબતોમાં અત્યંત સચોટ. આવી યાદદાસ્ત મેં કોઇની જોઇ નથી, એટલે એવી દરેક બાબતમાં એમના સંબંધમાં આવનારને નમતું આપવું જ પડતું. અમારે ત્યાં સંખ્યાબંધ પુસ્તકો હતાં, એની યાદી કોઇ ઠેકાણે લખેલી નહોતી પરંતુ છ સાત કબાટમાં દરેકદરેક પુસ્તક ક્યાં છે તેની

ચોક્કસ માહીતી ધરાવનાર અને તેનુ ઉપયોગ સ્થાન વિશે એટલી ભૂલ વગરની સ્મૃતિ કે એક ક્ષણમા શોધી આપે એટલુ જ નહીં પણ કોઇ બીજી જગા ફેરફાર કરી નાખશે એ ભીતિથી જેને જોઇએ તેને પોતે જાતેજ ચોપડી કાઢી આપે—હજાર કામ મુકીને આનદ પૂર્વક પુસ્તક કાઢી આપવામા જરા પણ આનાકાની નહી એ પુસ્તકોની યાદી કરવાની સુચના કુટુબીઓએ અનેક વાર કરેલી પણ તેથી તેમની માનસિક યાદી અસ્તવ્યસ્ત થઇ જાય એમ ધારી કરવા દીધેલી નહી ગમો લાગતુ કે ઉચ્ચ શક્તિઓનો આ નિરર્થક વ્યય થાય છે અગત્યની મીટીંગો અને સભામા જવાનુ હોય પણ તેની નોંધ પણ રાખવાની નહી એમ માનીને કે આથી તો સ્મરણના માર્ગે ઉતરી પડાય છે આમ શરીર અને મનની શક્તિઓ અનિવાર્ય અને નિવાર્ય સામનોમા પુષ્કળ ઘસારો પામી

ચોતરફ કામના ભારથી ભરાઇ ગયેલા જીવન વ્યવહારમા તેમના ખરા સ્વભાવ અને વર્તનનુ દર્શન સાથે રહેનારને જવલ્લે થવા પામતુ પરતુ આમોદપ્રમોદની સીમા મૂકી બહાર ગામ હવા ખાવાને સ્થળે એઓની સર્વ મનોવૃત્તિઓ પરિપૂર્ણ રીતે પ્રદર્શિત થતી કુટુમ્બ વાત્સલ્યના અનન્યપ્રિયતા હાસ્યવિનોદ લેખાવચન અતિથિસત્કાર વગેરેનો સાક્ષાત્કાર અહી જ થતો અને જાણે એ જુદી જ વ્યક્તિઓ એક દેહમા હોય એવુ લાગ્યા વગર રહેતુ નહીં અર્થાત્ એ માણસ ઉપરની રીતે તેથી પણ વધારે કામ માથે પડવાથી જીવનના ઉલ્લાસ, ઉત્સાહ અને પ્રફુલ્લતાને અત્યત હાનિ પહોંચી હતી એટલુ જ કહેવાની મતલબ છે

ફરજ અથવા કર્તવ્યનુ ભાન સરસ્વતીચદ્રના જેવુ ભાગ્યેજ જોવામા આવે છે માથે લીધેલુ અગર આવી પડેલુ કર્તવ્ય યથાયોગ્યરીતે પાર પાડવામા તન મન અને ધન—અક્ષરશ—literally—ખરચી નાખવામા કદી પણ આઘુ પાછુ જોતા નહીં આ બાબતમા મનના

આપવાની કે સૂચના કરવાની પણ કોઈની તાકાત નહોતી: સલાહ આપનાર ધૃણાને પાત્ર બને અને સલાહ માનવામાં તો ન જ આવે. આવો આગ્રહ કેટલીકવાર દુરાગ્રહની મર્યાદાએ પણ પહોંચી જતો. આનાં એક બે દૃષ્ટાંતો બસ થશે. કાઉન્સીલની બેઠકમાં પુષ્કળ તાવ ભરેલે શરીરે કોઈને પણ સાથે લીધા વગર–નોકરને પણ–મુંબઈ જઈ ત્યાં હેરાન થવાનો એકવાર પ્રસંગ આવેલો. પુનામાં લોકલ સેલ્ફ-ગવર્નમેંટની પરિષદમાં છેલ્લા મંદવાડમાં અસ્વસ્થ દેહ સાથે એકલાજ હાજરી આપેલી અને લેખ લખેલો જાતે ન વંચાવાથી તે નર્મદા-શંકરભાઈ પાસે વંચાવેલો આ બાબતમાં અમારૂં કાંઈ જ ઉપજતું નહીં. એ આગ્રહ કર્તવ્ય અને અકર્તવ્યની તુલના અને પરિણામનો વિચાર કરવા પણ ન દેતો. આથી કરીને ધંધા તરફ ઉદાસીનતા રહેતી કુટુંબ તરફ દુર્લક્ષ રહેતું અને જેના ટ્રસ્ટી કે નિયામક હોય તેની ગુમાસ્તી જેવું કામ રાતોના ઉજાગરા વેઠી કરવામાં આવતું. આ વસ્તુસ્થિતિ અમને બહુ સાલતી. કર્તવ્યનિષ્ઠતાની પણ હદ હોય છે, સ્વાર્થ તરફના દુર્લક્ષની ઘટના પણ સંજોગોને અનુકૂલ કરવાની હોય છે. પરંતુ અહીં તેવું કાંઈ નહોતું. અને એમાં કીર્તિલોભ કે લોકૈષ્ણાને જરા પણ સ્થાન નહોતું એ કહેવાની જરૂર નથી. અમારો અફસોસ માત્ર એ જ છે કે જે thankless task—જેની કદર નિષ્ઠુર જગત કરતું નથી તેવા પાછળ પોતાના જીવનનું સર્વસ્વ હોમી દીધું. પરમાત્મના દરબારમાં આવી કર્તવ્યપરાયણતાની કદર થતી હશે એ આશા પરજ સબુરી રાખવાની છે.

અમદાવાદમાં ૧૯૦૨માં કોંગ્રેસ ભરાઇ ત્યારથી રાજકીય બાબતોના તેમના વિચાર જાહેરમાં આવ્યા. તે સમયે તો કોંગ્રેસમાં ભાગ લેવો–એટલે કે અત્યારના વિનીતપક્ષના અભિપ્રાય ધરાવવા એ પણ રાજ્યની ખફગી વહોરવા જેવું હતું. પરંતુ સત્ય જણાય તે માર્ગ અંત:કરની પ્રેરણાનુસાર ચાલવાની રીત મુજબ આ બાબતમાં પણ થયું. એ કોંગ્રેસની સાથે ભરાએલા દેશના ઔદ્યોગિક પ્રદર્શનના

તેઓ મ ત્રી નીમાએલા જેથી દેશના ઉદ્યોગોનો મારીકાઇથી અનુભવ મેળવવાની તક મળેલી અને સ્વદેશી ભાવના વિશેષ કેળવવાની તક મળેલી અમદાવાદમા પહેલો સ્વદેશી સ્ટોર નીકળ્યો તેમા તેમણે સપૂર્ણ સહાનુભૂતિ દર્શાવેલી પ્રતિવર્ષ કોંગ્રેસમા હાજરી આપી કોંગ્રેસની વાર્ષિક તીર્થયાત્રા કરવામા કૌટુમ્બિક અડચણો ને કદી પણ ગણી નહોતી—ત્યા ભરાતી રાજકીય, સામાજિક અને ધાર્મિક પરિષદોમા હાજરી આપવી એ કર્તવ્ય માની લીધેલુ તેથી ગુજરાત સભા જે અમદાવાદનુ પ્રથમ રાજકીય મડળ હતુ તેના પણ પોતે સભ્ય હતા બધારણને માર્ગે દેશની રાજકીય ઉન્નતિ થશે એમ નિશ્ચયપૂર્વક માન્યતા હતી તેથી જ એ માર્ગ છોડી દેવાથી દેશનુ અહિત થશે એવી અત કરણપૂર્વકની માન્યતાને લઇને જ કોંગ્રેસના ઉદ્દામ પક્ષમા પોતે જોડાયા નહીં ઉદ્દામ પક્ષનો કાર્યક્રમ દેશના ભવિષ્યને પાછળ પાડશે એવો મત અને પક્ષનો વધતો જતો વિસ્તાર એ બે વચ્ચે મનને અતિશય મુઝવણ હતી રાજ્ય કરતી પ્રજાને શુ લાગશે, તેમને અપ્રિય થવાશે એ લાગણીથી નહીં પણ પોતાની શ્રદ્ધાથી જ આ ગુચવણ ઉત્પન્ન થઈ હતી વિનીતપક્ષના સર્વ મતવ્યો તેમને માન્ય નહોતા પરતુ વ્યક્તિ તે ગૌણ છે અને પક્ષ તે વધારે મહત્ત્વનો છે એમ દઢતાપૂર્વક માની તે પક્ષના કાર્યક્રમને વળગી રહેવુ ઉચિત માનેલુ મહાત્મા ગાંધીજીના સર્વ રાજકીય અભિપ્રાયો તેમને માન્ય નહોતા પરતુ ગાંધીજીનુ અસામાન્ય મનુષ્યત્વ તેમને જણાયેલુ અને ગાંધીજીની સામાજિક પ્રવૃત્તિઓ-ખાસકરીને અત્યજોદ્ધારના તેમના પ્રયાસો સર્વથા માનથી જોતા એટલુ જ નહીં પરતુ તેમા અને ત્યા જોડાવા માટે તત્પર રહેતા—તેવી સભાઓમા હાજરી આપી એ કાર્યનુ સમર્થન કરવા ચૂકતા નહીં 'નવજીવન'ના પ્રકાશનને તેમણે સહર્ષ વધાવી લીધેલુ ગાંધીજી જેવા મહાપુરુષ જગદ્માન્ય પુરુષને તેઓ ઓળખે નહીં એ બનવુ જ અશકય હતુ અને એ જીવન જો લબાયુ હોત તો મહાત્માજીનું વિરોધને વિશેષ આકર્ષણ થાત એ એમની નાડ જાણનાર કહી શકે તેમ છે

ધર્મ તો એમનો પ્રાણ હતો. પ્રાર્થના સમાજમાં હાજરી આપવા માટે અશક્તાવસ્થામાં પણ રોક્યા રોકાતા નહીં. અને કહેતા કે હું મરણશય્યામાં હોઉં તો પણ ત્યાં તો જવાનો જ. પ્રાર્થનાસમાજમાં જવું એટલાથી કાંઇ ધર્મની પર્યાપ્તિ થતી નથી પરંતુ તેમના ધાર્મિક માનસનું આ માત્ર બાહ્ય ચિહ્ન હતું. આધ્યાત્મિકતા એ એમના જીવનનો મુખ્ય ટેકો હતો. ઇશ્વર પર અડગ શ્રદ્ધા એ એ આધ્યાત્મિકતાનું સ્વાભાવિક પરિણામ હતું. એમની સમીપ અમારી પામરતા અનેકવાર પ્રત્યક્ષ થતી. જેમણે જાણી બુઝીને એક પણ જણનું ખોટું ઇચ્છયું કે કર્યું નથી એવા મહાનુભાવ વિધાયકના હાથમાં જીવનની દોરી સોંપવામાં મને પરમ સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું અને કૃતકૃત્યતા થઈ છે તે દર્શાવવા પુરતી જ આલેખની સાર્થકતા છે.

વિદ્યાબેન ર. નીલકંઠ.



શ્રીગણેશાયનમઃ

## રાવ બહાદૂર રમણભાઇને નામદાર સરકાર તરફથી સરનાઇટનો ઇલકાબ આપ્યો તે પ્રસંગના અભિનંદન આશીર્વાદ.

साहित्यां बुद्धिपारगं सुधिष्णां साहित्यसेवापरं
श्रीविद्यासुविलास रंजितमनो मोदावह कोविदं ।
श्रीमत्सम्राट् सुवितीर्ण मानदमहा सर्नाइट् पदव्यायुतं
पायात् श्रीसकलेश्वरः सुरमणं विद्या वदातं सदा ॥ १॥

सरनाइट श्रीरमणः सुविद्यया शोभितश्चिरजीव्यात्
संपत्या संतत्या सहितः श्रीसार्वभौम सत्कृत्या ॥

ગિરિજાશંકર હરિશંકર જોશી.

## સ્વ. સર રમણભાઇને અમદાવાદની નિવાપાંજલિ.

### જુદી જુદી સંસ્થાઓનું શોકદર્શન.

સર રમણભાઇ મહીપતરામ નીલકંઠના અવસાન માટે દિલગીરીની નોંધ લેવા માટે અને એમની આ શહેરની જાહેર સેવાની યત્કિંચિત કદર તરીકે સ્મારક ઉભું કરવા માટે અમદાવાદના શહેરીઓની જાહેર સભા તા. ૧૪ મી માર્ચ ૧૯૨૮ ને બુધવારના રોજ સાંજે સાડાપાંચ વાગે પ્રેમાભાઈ હોલમાં મળી હતી. શહેરના સર્વ વર્ણોનાં

અને સર્વ પક્ષોનાં સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓએ સભામાં ભાગ લીધો હતો. સર ગિરિજાપ્રસાદ ચીનુભાઇ બેરોનેટને આ સભાનું પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું.

## પ્રમુખનો પ્રસ્તાવ.

પ્રમુખપદના સ્વીકાર પછી સર ગિરિજાપ્રસાદે સદ્‌ગત સર રમણભાઇના અવસાન માટે ઉંડો શોક પ્રદર્શિત કર્યો હતો અને તેમની આ શહેરની જાહેર સેવાઓનો અને અન્ય સમાજિક અને સાહિત્યની પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કર્યો હતો. તેઓએ જણાવ્યું કે સર રમણભાઇ એ આ શહેરની ઉંચા પ્રકારની દીર્ઘ સમય સુધી જાહેર સેવા કરી છે. એ જાહેર સેવા ઘણી શુદ્ધ અને ઉચ્ચ કોટિની હતી. તેમની સુજનતા, કર્ત્તવ્યપરાયણતા અને પ્રમાણિકતા પ્રશંસનીય અને અનુકરણીય હતી. તેઓ એક ઉત્તમ સાક્ષર, નિડર સંસારસુધારક અને પરમ નીતિપરાયણ પુરુષ હતા. તેમનું ધર્મબળ તેમની જુદા જુદા પ્રકારની નિઃસ્વાર્થ જાહેર પ્રવૃત્તિઓને પહોચી વળવામાં ઘણું સહાયક થતું. તેમની કર્ત્તવ્યભાવના ઉંચા પ્રકારની હતી અને તેને લીધે તેઓ આટલી રાજકીય, સામાજીક અને સાહિત્યસેવા કરવાને સમર્થ થયા હતા. રાજા અને પ્રજા ઉભય તેમના પ્રત્યે પ્રેમ અને માનની નજરથી જોતાં. તેમણે આ શહેરની સેવા પોતાના આરોગ્યને ભોગે પણ કરી હતી. આવા માનનીય પુરુષની યાદગીરી કાયમ રાખવા માટે એક યોગ્ય સ્મારક ઉભું કરવું જ જોઇએ. વિદ્યાગૌરી બ્હેન ઉપર આ આવી પડેલી શોકજનક આફત માટે આપણે સર્વ શોક અને સહાનુભૂતિ પ્રદર્શિત કરીએ છીએ છેવટે હું પ્રભુ પ્રત્યે પ્રાર્થું છું કે તે મર્હુમના આત્માને અખંડ શાન્તિ આપે!

## શોકપ્રદર્શનનો ઠરાવ.

પ્રમુખની વિનંતિથી શ્રીયુત વલ્લભભાઇ પટેલે નીચેનો શોક પ્રદર્શન અને સહાનુભૂતિનો ઠરાવ સભા આગળ રજુ કર્યો હતોઃ—

' અમદાવાદના શહેરીઓની આ જાહેર સભા સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ નાઇટના અવસાનથી પડેલી ખોટ માટે ઉંડી લાગણીભરી દિલગીરીની નોંધ લે છે, એટલુ જ નહિ પરંતુ એમની ઉજ્જ્વલ જાહેરસેવાઓ, નિઃસ્વાર્થ કર્તવ્યપરાયણતા અને કાર્યમા પ્રમાણિકતા વગેરે સદા આભારપૂર્વક યાદ કરવામા આવશે

સર રમણભાઈના મરણથી ગુજરાતે અસાધારણ લાયકીવાળો એક પ્રજાનો નેતા, મહાન્ સંસારસુધારક, પ્રથમ પંક્તિનો એક ગુજરાતી સાક્ષર, બાહોશ અને ન્યાયપ્રવીણ વકીલ અને સ્થાનિક સ્વરાજ્યનો એક અડગ વીર ગુમાવ્યો છે

અમદાવાદની અનેક જાહેર સંસ્થાઓ સાથે એમનો સંબંધ માનભર્યો સંકળાએલો હતો અને દરેક સંસ્થા એમના પ્રમાણિકપણાથી તેમજ સતત ઉદ્યોગ, દેખરેખ અને વહીવટથી લાભ પામી આગળ વધતી

છેલ્લા ૩૦ વર્ષ થયા સરકારી કે પ્રજાકીય હરકોઈ જાહેર હિલચાલમા એમની સલાહ અને સહકાર સૌ પ્રથમ પૂછવામા આવતા એને તે સર્વમા તેઓ ઉલટભેર જોડાતા એમણે પોતાનુ જીવન પ્રજાસેવામા અર્પણ કરેલુ હતુ, અને અમદાવાદ મ્યુનિસિપાલીટીના એક સભાસદ, ઉપપ્રમુખ અને પ્રમુખ તરીકે શહેરની ઉત્તમ સેવા બજાવી હતી જે કોઇ પ્રવૃત્તિ વા સંસ્થા સાથે તેમનુ નામ જોડાતું તે તેમના સંસર્ગથી દીપી ઉઠતી, અને તેઓ, એ દરેકમા સહકાર અને પ્રજા ઉભયનો વિશ્વાસ સંપાદન કરતા તેમનો ઉમરાવ સ્વભાવ, ઉંચા પ્રકારની ન્યાયપરાયણતા નિષ્પક્ષપાતતા અને અનુપમ ક્ષમતાથી તેઓએ એમના વિરોધીના પણ દિલ જીતી લઇ સૌનો ચાહ અને માન પ્રાપ્ત કર્યા હતા, અને સૌને પ્રિય અને માન્ય થઈ પડે એવો નેતા મળવો મુશ્કેલ છે

આ સભા લેડી રમણભાઇ અને તેમના કુટુંબના જનોને, સર રમણભાઇના અવસાનથી ગએલી ખોટ માટે લાગણીભર્યા અંત -

ઠરાવ દિલસોજી દાખવે છે અને પ્રમુખ સાહેબને આ ઠરાવ લેડી રમણભાઈ પર મોકલી આપવાની સત્તા આપે છે."

## ઉદાર સજ્જન અને પરમ મિત્ર.

ઉપલો ઠરાવ રજુ કરતાં શ્રી. વલ્લભભાઈએ પોતાની સર રમણભાઈ સાથેની મિત્રતા અને મર્હુમે તેમને મ્યુનિસિપાલીટીના કાર્યમાં આપેલી ઉત્તમ સલાહ અને અમૂલ્ય સહાય વિષે વિવેચન કર્યુ હતું. તેઓએ જણાવ્યું કે મર્હુમની આ શહેરની સેવા ઘણી દીર્ઘ, નિઃસ્વાર્થ અને શ્રમયુક્ત હતી જાહેર જીવનની પ્રવૃત્તિઓ ઘણી ચિંતાભરેલી અને શ્રમસાધક હોય છે અને તેનો બોજો લોકનાયકોના શરીર અને મન ઉપર મોટી અસર કરે છે. આ શહેરની દીર્ઘ અને અવિરત જાહેર સેવાને લીધે જ રમણભાઈને મરજનો વ્યાધિ થયો હતો અને તેને લીધે જ તેમનું વહેલું અવસાન થયું એમ કહીએ તો તેમાં કશું ખોટું નથી. જુદી જુદી જાહેર સંસ્થાઓના ફંડનો હિસાબ લાંબા ઉજાગરા કરીને પણ તેઓ જાતે રાખતા. રાજકીય બાબતોમાં મારી અને તેમની વચ્ચે મોટો મતભેદ હતો છતાં તેઓ મારા પરમમિત્ર હતા. એવો મતભેદ હોવા છતાં અમારી બેની વચ્ચે ક્યારે કડવાશની લાગણી નહોતી એ તેમના સ્વભાવની સુજનતા અને આત્માની ઉદારતા બતાવે છે. મ્યુનિસિપાલીટીના અગત્યના કાર્ય વિષે જ્યારે જ્યારે હું તેમની સલાહ લેવા જતો ત્યારે ત્યારે તેઓ મને બીનસંકોચે બેગર સલાહ આપતા. તેઓ શત્રુ અને મિત્ર ઉભયનાં પ્રેમ અને સન્માન વગુમાવ્યા મેળવી શકતા હતા. આ કાર્ય ઘણું દુર્લભ છે. તેઓ પોતાના ઉત્તમ ગુણોને લીધે જ આ અપજશ સંપાદન કરી શકતા હતા. તેમના અવસાનથી લેડી વિદ્યાગૌરી અને તેમના કુટુંબને જ માત્ર નહિ પણ આખા શહેરને મોટી ખોટ પડી છે અને તેમની દિલગીરી તે આપણી દિલગીરી છે એમ જાણી તેમને કંઈક આશ્વાસન મળશે.

## મહુંમ ની જાહેર પ્રવૃત્તિ અને લોકસેવા

ઉપના ઠરાવને અંગ્રેજીમા અનુમોદન આપતા ખા બા ડૉ ખી એચ નાણાવટીએ મર્હુમ સાથેનો તેમનો પચ્ચીશ વર્ષનો લબો પરિચય અને તે દરમિયાન તેમની અથાગ અને ઉચા પ્રકારની લોકસેવાના વખાણ કર્યા હતા તેમણે જણાવ્યુ કે સર રમણભાઇ સાથે મારે લગભગ પચ્ચીશ વર્ષથી પરિચય હતો તેમનુ ખાનગી અને જાહેર જીવન વિશુદ્ધ કર્તવ્યપરાયણ અને અનિંદનીય હતુ આમા પક્ષના સભાસદો પણ તેમને પ્રેમ અને માનની નજરથી જોતા, વસ્તુત તેમને કોઇ શત્રુ જ નહોતા તેઓ ઘણા સભ્ય માયાળુ અને પક્ષપાતરહિત હતા તેમની પ્રમાણિકતા માટે કોઇને શકા નહોતી તેમણે સરકાર અને પ્રજાના પ્રેમ અને સન્માન પ્રાપ્ત કર્યા હતા તેમને જ્યારે સરકારે ' સર 'નો ઇલ્કાબ આપ્યો ત્યારે આ શહેરના સર્વ જનો ખુશ થયા હતા અને તેમણે તેમને તે માટે અભિનદન આપ્યુ હતુ દિલગીરીની વાત એ છે કે આ ઉચુ માન કે જે માટે તેઓ સર્વ રીતે લાયક હતા તે લાબો સમય ભોગવવાને તેઓ ભાગ્યશાળી ન થયા તેમના પત્ની લેડી વિદ્યાગૌરીને તેમના અવસાનથી જે મોટી ખોટ ગઇ છે તેમા આપણા સર્વની ઉડી લાગણીભરી સહાનુભૂતિ છે રેવ એચ માર્ટિન અને ડૉ જોસફ બેન્જામીને પણ મર્હુમની લોકસેવાના અનેકવિધ જાહેર પ્રવૃત્તિના, અને ઉચ્ચ ચારિત્ર્યના વખાણ કર્યા હતા રેવ માર્ટિને જણાવ્યુ કે શેકસપીઅરે કહ્યુ છે કે મનુષ્યના ગુણ તો તેના હાડકા સાથે દટાઈ જાય છે જ્યારે તેના અવગુણની નિંદા પાછળ દુનિયામા થાય છે પણ સર રમણભાઇના સબધમા એ વાક્ય જુદુ પડે છે, સર રમણભાઇના ગુણોનુ સભારણુ લોકો હમેશા રાખશે ડૉ જોસફ બેન્જામીને સર રમણભાઈનો જુદી જુદી જાહેર સસ્થાઓ સાથેનો સબધ, તે માટે તેમનો શ્રમ અને સહાનુભૂતિ, તેમની સમાજસુધારાની બાબતમા નિડરતા, અને નીતિમત્તાનો ઉલ્લેખ કર્યો હતો પોતાના પત્ની

સેનામા તેમજ સાહિત્યસેનામા માલુમ પડે છે સર રમણભાઇએ પોતાના પુસ્તકો દ્વારા તેમજ પ્રાર્થનાસમાજ દ્વારા હિંદુ ધર્મની સુધારણાના માટે ઘણુ કર્યું છે તેમના "રાઇનો પર્વત" મા પણ સમાજસુધારણા અને ધર્મભાવના મુખ્ય વિષય છે મી એ એન વલીઉલ્લાએ ઉપલા ઠરાવને વધુ ટેકો આપ્યો હતો અને ત્યારબાદ સભાએ ઉભા થઇને તે ઠરાવ પસાર કર્યો હતો

## સ્મારકનો ઠરાવ.

સર રમણભાઈની આ શહેરની ૨૫ વર્ષથી વધુ સમયની ઉજ્જ્વલ અને કીર્તિમત જાહેર સેવાની યત્કિચિત કદર તરીકે એક સ્મારક ઉભુ કરવાનો ઠરાવ શેઠ મગળદાસ ગીરધરદાસે મુક્યો હતો તેને માટે સર ચીનુભાઇ બેરોનેટના પ્રમુખપદ નીચે શહેરના આગેવાનોની એક વગવાળી કમિટિ નિમવામા આવી છે ઠરાવ રજુ કરતા શેઠ મગળદાસે સર રમણભાઇની અમદાવાદની જાહેર સેવા અને ઉચ્ચ ચારિત્ર્ય વિષે જે આગલા વક્તાઓએ વિવેચન કર્યું હતું તે સાથે પોતાની સમતિ બતાવી હતી અને આવા એક ઉત્તમ પુરૂષ માટે યોગ્ય સ્મારક ઉભુ કરવુ જોઇએ એમ જણાવ્યુ હતુ એ ઠરાવ નીચે પ્રમાણે છે —

"અમદાવાદના શહેરીઓની આ જાહેર સભા ઠરાવ કરે છે કે મર્હુમ સર રમણભાઈ મહીપતરામ નીલકઠ નાઇટની આ શહેરની ૨૫ વર્ષથી વધુ સમયની ઉજ્જ્વળ અને કીર્તિમત જાહેર સેવાની યત્કિચિત કદર તરીકે એક સ્મારક ઉભુ કરવા અને તે માટે નાણા એકઠા કરવા નીચે પ્રમાણે એક કમિટી-તેમા વધુ નામો ઉમેરવાની સત્તા સાથે-નિમવી એ સ્મારક કેવા પ્રકારનુ કરવુ એનો નિર્ણય એ ફડના નાણા ભરનારઓ નક્કી કરશે"

## નગુણુ અમદાવાદ

ઉપના ઠરાવને મી પેસ્તનશા એન વકીલે ટેકો આપ્યો હતો અને મર્હુમનું સ્મારક રાખવા વિષે ટૂક વિવેચન કર્યું હતું ઠરાવને

વધુ અનુમોદન આપતાં શ્રીયુત બળવંતરાય ઠાકોરે અમદાવાદના શહેરીઓને ટકોર કરી હતી કે અમદાવાદના શહેરીઓ પોતાના સદ્ગત લોકનાયકો અને અગ્રગણ્ય પુરૂષોના કાર્યની કદર કરવામાં અને ફંડનાં નાણાં ભરવામાં પછાત પડેલા માલૂમ પડ્યા છે. મર્હુમ સર ચીનુભાઈ કે તેમના પિતામહ રા. બા. રણછોડલાલનાં અને અન્ય અગ્રગણ્ય પુરૂષોના જાહેર કાર્યની કદર જેવી કરવી જોઈએ તેવી અમદાવાદે કરી નથી. પ્રથમ ફંડમાં નામ લખવાની જેવી તત્પરતા જોવામાં આવે છે તેવી તત્પરતા પૈસા આપતી વખતે બતાવવામાં આવતી નથી. અરે, કેટલાક તો પોતે લખાવેલા પૈસાનો નકાર વાસવામાં પણ અચકાતા નથી. સર રમણભાઇના સ્મારકની બાબતમાં એવું ન થવું જોઇએ. સૌએ પોતાની શક્તિ પ્રમાણે આ સ્મારક ફંડમાં પૈસા આપી આ શહેર પર જે નગુણાપણાનો આક્ષેપ મુકવામાં આવે છે તે દૂર કરવો જોઇએ. મી. હરિલાલ નાથાભાઇ પારેખે પણ ઉપલા ઠરાવને અંગ્રેજીમાં અનુમોદન આપતાં સર રમણભાઈની રાજકીય સામાજીક, અને સાહિત્યસેવાનાં લંબાણથી વખાણ કર્યાં હતાં અને સભાને ફંડમાં નાણાં ભરવા વિનંતિ કરી હતી.

## મર્હુમના જીવનની કુંચીઓ.

ઉપલા ઠરાવને ગુજરાતીમાં વધુ અનુમોદન આપતાં ડૉ. હરિપ્રસાદે સર રમણભાઈનું જીવન બરાબર સમજવા માટે કેટલાક ચાવીરૂપ પ્રસંગોનું ધ્યાન કર્યું હતું. તેમણે જણાવ્યું હતું કે સર રમણભાઈ એક પરમ ધાર્મિક અને ભક્તિપરાયણ પુરૂષ હતા. પ્રાર્થના સમાજમાં થયેલાં તેમનાં કેટલાંક ધાર્મિક હરિકીર્તનો ધર્મ અને કર્તવ્યની ઉચ્ચ ભાવનાથી ભરપુર અને અસરકારક હતાં. તે પછી ઉપલો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ત્યાર બાદ પ્રમુખનો આભાર માની સભા બરખાસ્ત થઈ હતી.

## ગુજરાત સાહિત્યસભાનો શોક

સ્વ સર રમણભાઇના અવસાન બદલ શોક દર્શાવવા માટે તા ૧૧-૩-૨૮ ના રોજ સાંજે ભોળાનાથ લેડીઝ ઈન્સ્ટીટયુટમા સાહિત્યસભાના સભ્યોનો મેળાવડો સભાના ઉપપ્રમુખ ડૉ. હરિપ્રસાદના પ્રમુખપણા હેઠળ મળ્યો હતો શ્રી શકરરાય અમૃતરાયે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો —

"ગુજરાત સાહિત્યસભાના સભાસદોની આ સભા સદ્ગત સર રમણભાઈ મહીપતરામ નીલકંઠના દુ ખદાયક અવસાનની અત્યત ખેદપૂર્વક નોંધ લે છે સભાની શરૂઆતથી જ એટલે પચીસ વર્ષથી સર રમણભાઈ આ સભાના પ્રમુખ હતા એમણે આ સભાને પોતાના પ્રમુખપદથી અત્યત શોભાવી છે અને તેને પ્રતિષ્ઠા અપાવી છે એમ અમારૂ માનવુ છે સાહિત્યના ક્ષેત્રમા સદ્ગત ની સેવાઓ અમૂલ્ય છે અને એમના મૃત્યુથી ગુજરાતી સાહિત્યને જે ખોટ પડી છે તે પુરાવી મુશ્કેલ છે લેડી વિદ્યાગૌરી તથા એમના કુટુબી જનોપર જે દુ ખ આવી પડ્યુ છે તેમા આ સભાની સપૂર્ણ સહાનુભૂતિ છે ઈશ્વરપ્રત્યે અમારી પ્રાર્થના છે કે સદ્ગતના આત્માને પરમ શાન્તિ હો !"

શ્રી શકરરાયે ઠરાવ રજુ કરતા મર્હુમની સાહિત્યની કૃતિઓ વિષે તેમના નિબધોની અપૂર્વતા વિષેઅને વિવેચક તરીકેની તેમની શક્તિઓ વિષે વિવેચન કર્યું હતુ ઠરાવને ટેકો આપતા શ્રી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખે જણાવ્યુ હતુ કે સર રમણભાઇના જીવનનું સૂત્ર ' સાહિત્યમય અને સેવામય જીવન" એ હતુ કોલેજમા, ધધામા, જાહેર કાર્યોમા અને સર્વત્ર એમના એ જીવનના લક્ષણો કેવી રીતે પ્રકટ થતા હતા તે તેમણે સમજાવ્યુ હતુ શ્રી હરિપ્રસાદ પિતામ્બરદાસે જે વખતે સાહિત્ય સભા સ્થપાઇ તે સમયના સર રમણભાઇના અને સભ્યોના ઉત્સાહની વાતો કહી હતી તેમણે જણાવ્યુ હતુ કે ગુ વ સોસાયટી સાહિત્યના સારા પુસ્તકો તૈયાર કરતી નથી જે માટે અમે જ્યારે ટીકા કરતા ત્યારે

સર રમણભાઈ અમારી ટીકા શાન્તિથી સાંભળીને કહેતા કે સોસાયટી પાસે જે હેતુથી ટ્રસ્ટ ફંડ આવે તે હેતુ પાછળ જ તે વાપરી શકાય અને ઉંચું સાહિત્ય કાંઈ જાહેર ખબરોથી ઉત્પન્ન થઈ શકતું નથી. સર રમણભાઇની સારા કાર્યમાં ભાગ લેવાની તત્પરતા વિષે તેમણે એક દાખલો આપ્યો હતો. શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈએ સર રમણભાઈની સુજનતા વિષે વિવેચન કર્યું હતું. તેમણે જણાવ્યું હતું કે સર રમણભાઈના વિચારો સંબંધે ઘણાઓને મતભેદ હશે, પણ સૌને એટલી ખાત્રી હતી કે તે સોળેસોળ આના સદ્‌ગૃહસ્થ હતા. 'સુદર્શન' અને 'જ્ઞાનસુધા' વચ્ચે લાંબા વખત સુધી કડવી તકરાર ચાલી હતી, છતાં શ્રી. મણિલાલ નભુભાઈના મૃત્યુની જેવી સારી નોંધ સર રમણભાઇએ જ્ઞાનસુધામાં લીધી હતી તેવી શ્રી. મણિલાલના પ્રશંસકોએ પણ ન લીધી હોત, એવી તેમની સુજનતા અને ઉદારતા હતી. સર રમણભાઇની સુજનતા એવી હતી કે તેમને માટે કહેવાતું કે જો તેમની વિરૂદ્ધનો લેખ તેમની પાસે લઇ જઈએ તોપણ તે સુધારી આપે. તેમનો આ ગૃહસ્થાઇનો ગુણ સૌએ શીખવાનો છે.

છેવટે પ્રમુખે વિવેચન કરતાં જણાવ્યું હતું કે સર રમણભાઇના 'જ્ઞાનસુધા' માંના લેખો અને ઉપદેશો ગુ. વ. સોસાયટી છપાવે તો સારૂં. તેમનાં ધાર્મિક પ્રવચનો ઘણાં સુંદર હતાં. છપ્પનીયાના દુષ્કાળમાં તેમના એક કીર્તનમાં એવી સુંદર જીવનચર્યાની છાપ હતી કે તે છાપ હજી સુધી હું વિસર્યો નથી. જો તે બીજા વ્યવસાયમાં ન પડયા હોત તો તે એક ઉત્તમ ધાર્મિક ઉપદેષ્ટા જરૂર થયા હોત. પ્રાર્થના સમાજની પ્રવૃત્તિથી ગુજરાતના ધાર્મિક જીવનને સારો વેગ મળ્યો છે. 'ભદ્રંભદ્ર'ના માર્મિક હાસ્ય વિષે, સંસાર સુધારા મંડળે અનેક વિધવાઓના આશીર્વાદ લીધેલા તે વિષે અને પ્રો. વર્ડઝવર્થના ગુજરાત ઉપરના ઉપકારો વિષે તેમણે વિવેચન કરીને જણાવ્યું હતું કે સર રમણભાઈની શક્તિ અનેક કાર્ય ક્ષેત્રમાં વહેંચાઈ ગઈ હતી: તેમનો અભિપ્રાય મર્હુમ ગોખલેની પેઠે એવો હતો કે આપણા દેશની એટલી બધી

જરૂરીઆતો છે અને અગ્રેસરો એટલા ઓછા છે કે આપણને કોઇ એક બાબતના એક્સપર્ટ બનીને બેસી જવુ પાલવે નહિ કોઇની સાથે એક બાબત વિષે મતની સમાનતા હોય અને બીજી અનેક બાબતોમા વિરોધ હોય, તોપણુ સર રમણભાઇ તે વ્યક્તિનો સહકાર કરતા, એટલી તેમની ઉદારતા હતી છેવટે 'રાઇનો પર્વત ' નાટકમાના મધ્યવર્તી વિચારબિંદુ " ન એક થાજો પ્રભુપ્રીતિ નાશ " એ વિષે વિવેચન કરી તેમણે વિવેચન પૂરૂ કર્યું હતુ સભાએ ઉભા થઇ ઠરાવ પસાર કર્યો હતો અને સભા વિસર્જન થઇ હતી.

## સ્ત્રીઓની સભામાં શોકદર્શન.

તા ૧૨ મી માર્ચ ૧૯૨૮ ના રોજ સાજના સાડાચાર વાગે સર રમણભાઈના અવસાન બદલ ખેદ દર્શાવવા મહિલા મ ડળ તરફથી બોલાવવામા આવેલી સ્ત્રીઓની જાહેર સભા પ્રેમાભાઇ હોલમા પૂ શ્રી કસ્તુરબા ગાધીના પ્રમુખપદે મળી હતી પ્રારભમા મહાલક્ષ્મી બ્હેને સર રમણભાઇની કારકીર્દી તેમજ તેમની જાહેર સેવાઓ વિષે વિવેચન કર્યું હતું અને તેમના અવસાનથી તેમના કુટુબ ઉપર તથા લેડી વિદ્યાગૌરી ઉપર જે મહાન આફત આવી પડી છે એ માટે શોક દર્શાવ્યો હતો સૌ સરલાદેવી અબાલાલે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો જે સૌએ ઉભા થઇ પસાર કર્યો હતો (૧) " સર રમણભાઇ જેવા આગેવાન નાગરિક અને સુધારકના અવસાન માટે અમદાવાદની સ્ત્રીઓની આ જાહેર સભા પોતાની અત્યત ખેદની લાગણી જાહેર કરે છે આ શહેરે અને ગુજરાતે તેમના જેવા વિદ્વાન અને સતત કાર્ય કરનાર શહેરીને ગુમાવ્યાથી આપણને મોટી ખોટ ગઇ છે, તેની આ સભા ખેદપૂર્વક નોધ લે છે અને પ્રભુને પ્રાર્થના કરે છે કે પ્રભુ મરનારના આત્માને શાતિ આપે " (૨) " સર રમણભાઈના ધર્મપત્ની લેડી વિદ્યાગૌરી બહેનને અને તેમના કુટુબને આ આપત્તિથી જે દુ ખ થયુ છે તે માટે સ્ત્રીઓની આ જાહેર સભા તેમના પ્રત્યે શોકની

લાગણી પ્રદર્શિત કરે છે અને જે ધૈર્યથી અને સહનશીલતાથી છેલ્લા દોઢ વર્ષથી વિદ્યાગૌરીબહેને મહુંમના મંદવાડમાં દુઃખ સહન કર્યું હતું તેથી વધારે સહનશીલતાથી આ તેમના ઉપર આવી પડેલું દુઃખ સહન કરવાને પ્રભુ તેમને શક્તિ અને ધૈર્ય આપો એવી પ્રભુ પ્રાર્થના કરે છે." આ ઠરાવોની નકલ લેડી વિદ્યાગૌરીને અને તેમનાં કુટુંબને મોકલવાની પ્રમુખને સત્તા અપાઇ હતી અને સભા વિસર્જન થઇ હતી.

## ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની તા. ૨૦ મી માહે માર્ચ સન ૧૯૨૮ ને મંગળવારના રોજ મળેલી અસાધારણ સામાન્ય સભાનો અહેવાલ.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની અસાધારણ સામાન્ય સભા સોસાયટીના નગરશેઠ પ્રેમાભાઇ હૉલમાં દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપણા નીચે તા. ૨૦ મી માર્ચ ૧૯૨૮ ને મંગળવારના રોજ સાંજના સાડા પાંચ વાગે સર રમણભાઈ મહીપતરામ નીલકંઠના શોકજનક અવસાન માટે દિલગીરી દર્શાવવા તેમ જ એમની લાંબા સમયની સોસાયટીની કિંમતી સેવાની કદર સોસાયટીએ શી રીતે કરવી તે વિષે વિચાર કરવા સારૂ મળી હતી.

પ્રમુખ સાહેબની આજ્ઞાથી આસિ. સેક્રેટરી રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખે સભા મેળવવાની નોટીસ વાંચી સંભળાવી હતી અને જે આઠ ગૃહસ્થો તરફથી દિલસોજીના પત્રો આવેલા તે દર્શાવ્યા બાદ નીચે પ્રમાણે ઠરાવ થયો હતોઃ—

### ઠરાવ.

"ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની આ અસાધારણ સામાન્ય સભા સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ, નાઇટના દુઃખદાયક અવસાન-ની ભારે ખેદ સાથે નોંધ લે છે, છેક સન ૧૮૯૦ થી સોસાયટી સાથે મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે એમનો સંબંધ જોડાયો હતો અને

મન ૧૯૧૨ મા તેઓ તેના ઑનરરી સેક્રેટરી નિમાયા હતા આ પ્રમાણે સોમાયટી સાથેનો એમનો મબધ લાના સમયનો ગાઢ હતો અને સ્વ મહીપતરામના સમયથી ચાલતો આવે છે. એ સેવાકાર્યમા એમણે પોતાનો એટલો બધો સમય આપ્યો છે અને તે પાછળ એટલો પરિશ્રમ ઉઠાવ્યો છે, કે જેનુ મૂલ્ય થાય એમ નથી એવી એમની એ અપૂર્વ અને કીમતી મેવાની યત્કિંચિત કદર કરવા આ સભા ઠરાવ કરે છે કે સોમાઈટીએ પોતના ફડમાથી એમના નામનુ રૂ. ૫૦૦૦) નુ જાદુ સ્મારક સ્થાપવુ અને એ ફડના વ્યાજમાથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી —

૧. મુમાઇ યુનિવરમિટિની બી એ ની પરીક્ષામા ઐચ્છિક વિષય તરીકે ગુજરાતી ઑનર્સ કોર્સ લઈ જે વિદ્યાર્થી ઉચે નબરે પાસ થાય તેને સર રમણભાઇ સુવર્ણચદ્રક દર વર્ષે આપવો

૨ સર રમણભાઇના જીવન વિષે માહિતી આપતા લેખો,— સ્મરણો, નોધ, પત્રો વગેરે એમના મિત્રો, સબધીઓ અને પ્રમશકો પાસે લખાવી મેળવી, તે સંગ્રહ એક સ્મારક ગ્રથ રૂપે બહાર પાડવો

૩. પ્રતિ વર્ષ સુવર્ણચાદનો ખર્ચ બાદ જતા વ્યાજની રકમ બચત રહે અને એકઠી થાય તેમાથી વખતોવખત સાહિત્ય, ભાષાશાસ્ત્ર ઇતિહાસ અને સમાજસુધારાના વિષયને લગતા પુસ્તકો ' સર રમણભાઇ ગ્રથમાળા ' એ નામે લખાવી પ્રસિદ્ધ કરવા ”

## સર રમણભાઇના અવસાન બદલ મ્યુનીસીપલ બોર્ડનો ખેદ.

મ્યુનીસીપાલીટીની ખાસ સામાન્ય સભા બુધવારે સાજના ચાર વાગે પ્રેસીડટ શ્રી વલ્લભભાઇના પ્રમુખપદ નીચે ગાધી હોલમા મળી હતી

## એકેએક પ્રવૃત્તિમાં સર રમણભાઇનો ફાળો.

શરૂઆતમાં આગલી મીટિંગનાં પ્રોસીડીંગ્ઝ વંચાયા બાદ પ્રમુખસ્થાનેથી શ્રી. વલ્લભભાઇએ જણાવ્યું હતું કે આજે એક અતિ દુઃખદાયક બનાવની આપણે નોંધ લેવાની છે. સર રમણભાઈ કે જેમણે મ્યુ. ની અમૂલ્ય સેવાઓ કરી છે, પ્રેસીડંન્ટ તરીકે લાંબા વખત સુધી અને મ્યુ. કાઉન્સીલર તરીકે લગભગ ૨૪-૨૫ વર્ષ સુધી શહેરની સેવા બજાવી છે તેમનું ગઈ કાલે બપોરે અવસાન થયું છે. અમદાવાદની એવી એક પણ જાહેર પ્રવૃત્તિ નહિ હોય જેમાં તેમનો ફાળો નહિ હોય. લગભગ દોઢ બે વર્ષથી તે પક્ષાઘાતના દર્દથી પીડાતા હતા. જ્યારથી તે માંદા પડયા ત્યારથી તેમની ખોટ તો આપણને લાગતી જ હતી પણ કોઈ પણ પ્રસંગે જરૂર પડે ત્યારે તેમને મળી તેમની સલાહ લઈ શકાતી હતી. મ્યુ. ના કામ સિવાય સંસારસુધારા ને સાહિત્યના ક્ષેત્રમાં પણ તેમણે સારી સેવા બજાવી છે. ઇલાકાની ધારાસભામાં પણ તેમણે સારી સેવા બજાવી છે. તે એક સંપૂર્ણ સદ્‌ગૃહસ્થ હતા, તેમના અવસાનથી શહેરને ભારે નુકસાન થયું છે. તેમ મને પણ અંગત રીતે ઘણું નુકસાન થયું છે. ઈશ્વર મર્હુમના આત્માને શાંતિ આપો! રેવ. ગીલેસ્પી જે અગાઉ આ મ્યુ. ના કાઉન્સીલર હતા તે અચાનક ગુજરી ગયા છે. તેમના અવસાન માટે આપણે દીલગીર છીએ. દેશના અગ્રગણ્ય ગણાતા પુરુષોમાંના એક લોર્ડ સીંહા ગુજરી જવાની ખબર મેં મુંબઇમાં જાણી જેથી મને ભારે દુઃખ થયું. આજે સવારે મેં અત્રે આવીને મ્યુ. ની ઓફીસો સર રમણભાઇના માનમાં બંધ રખાવી છે જે સાથે આપ સૌ સંમત થશો. આવતી કાલે મ્યુ. શાળાઓ પણ બંધ રાખવામાં આવશે.

## આદર્શ પતિ અને આદર્શ શહેરી.

ખા. બા. ડૉ. નાણાવટીએ જણાવ્યું હતું કે સર રમણભાઈના અવસાનથી આખું શહેર દીલગીરીમાં ગરકાવ થઇ ગયું છે. તેમની

જાહેર સેવાઓ અમૂલ્ય હતી એવી કોઈ પણ સંસ્થા ન હતી કે જેના તે પ્રમુખ, મંત્રી કે ખજાનચી ન હોય આ બોર્ડમાં ૨૫ વર્ષથી અમે સાથે હતા. તેઓ ૫-૬ વર્ષ પ્રેસીડંટ પણ હતા પ્રમુખ તરીકે તેમણે નિષ્પક્ષપાતપણે કામ કર્યું હતું તે સમાજ સુધારક, કેળવણીકાર અને સાક્ષર હતા ૨૫ વર્ષથી તેમના તેમના સલાહકાર તરીકે તેમની સાથે અંગત રીતે સંબંધમાં આવ્યો છુ તે આદર્શ પતિ અને આદર્શ શહેરી હતા તેમનો નાજુક બાંધો હતો છતા અતિશય શ્રમ કરતા જેના પરિણામે તે માંદા પડ્યા અને ગુજરી ગયા તેમના કુટુંબ અને લેડી વિદ્યાગૌરી ઉપર આવી પડેલા દુ ખમાં આપણે ભાગ લઈએ છીએ

બાદ તેમણે રેવ ગીલેસ્પી અને લોર્ડ સીંહાના અવસાન બદલ ખેદ દર્શાવ્યો હતો

બાદ મી બળવંતરાય ઠાકોરે ખા બા સાહેબાનાના ટેકાથી નીચેનો ઠરાવ મૂક્યો હતો —

## દીલગીરીના ઠરાવ.

સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ જે આ બોર્ડના કેટલાક વર્ષો સુધી પ્રેસીડંટ હતા અને જેમણે આ શહેરની જૂદી જૂદી રીતે મહાન સેવાઓ કરી હતી તેમના દુ ખદ અવસાન બદલ આ બોર્ડ ખેદની ઉંડી લાગણી જાહેર કરે છે હિંદના સૌથી મહાન પુત્રોમાના એક લોર્ડ સિંહા ઓફ રાયપુરના થએલા અચાનક દુ ખદ અવસાન બદલ આ બોર્ડ ખેદની ઉંડી લાગણી જાહેર કરે છે રેવ ગીલેસ્પી કે જે આ બોર્ડના કેટલાક સમય સુધી કાઉન્સીલર હતા તેમના થએલા અચાનક દુ ખદ અવસાન બદલ ખેદની ઉંડી લાગણી આ બોર્ડ જાહેર કરે છે આ મીટિંગ તેઓના માનમા કંઇપણ કામકાજ કર્યા વગર શુક્રવારે સાંજના ચાર વાગ્યા ઉપર મુલતવી રાખવામાં આવે છે તેઓના કુટુંબને તેમના ઉપર આવી પડેલી

આફતમાં ભાગ લેનારો બોર્ડનો સંદેશો પહોંચાડવાની પ્રેસીડંટને સત્તા આપવામાં આવે છે.

## કામનો ભારે બોજો.

મી. બળવંતરાયે ઠરાવ ઉપર બોલતાં જણાવ્યું હતું કે સર રમણભાઈ ખરેખરા સદ્‌ગૃહસ્થ હતા. ગમે તેવા મતભેદવાળા સાથેની પણ તેઓની ગૃહસ્થ તરીકેની વર્તણૂંક ભૂલાય તેમ નથી. કામનો નીકાલ કરવાની તેમની શક્તિ અનહદ હતી. તેમના ઉપર કામનો બોજો એટલો રહેતો કે ચાલુ મીટિંગ વખતે પણ કંઈ ને કંઈ લખવામાં જ રોકાએલા જણાતા. તેમનું અવસાન કામના બોજાને લીધે થયું છે. તેમની દરેક પ્રવૃત્તિ એટલી ઉત્તમ પ્રકારની હતી કે જમાનાઓ સુધી ગુજરાતી આલમ અહેસાન સાથે યાદ કરશે.

## મ્યુ હીત પાછળ ખર્ચેલું જીવન.

ખા. બા. ચાદેવાલાએ જણાવ્યું હતું કે સર રમણભાઈના અવસાનથી અમદાવાદે સાચો આગેવાન ગુમાવ્યો છે. તે જે કોઈ પ્રવૃત્તિ હાથ ધરતા તેમાં પૂરેપૂરો રસ લેતા. જે જે સંસ્થામાં તેમનું નામ જોડાયલું હતું તે તે સંસ્થામાં પ્રગતિ નિશ્ચય હતો. એક નાગરિકમાં જોઈએ એ બધા સદ્‌ગુણો તેમનામાં હતા. સર ફીરોઝશાહની માફક તેમણે વકીલાતના ધંધા કરતાં અમદાવાદ મ્યુ. ના હીત પાછળ પોતાનું જીવન આપ્યું હ. મ્યુ. ને કાયદાની બાબતોમાં તેમણે કંઈપણ મૂલ્ય લીધા વગર સલાહ આપી હતી. મ્યુ. ના કેસોમાં બહુ જ ઓછી ફી થી કામ કર્યું હતું.

મી. અસગરઅલીએ જણાવ્યું હતું કે સર રમણભાઈએ અમદાવાદની પ્રજાની સેવા કોમ કોમના ભેદ સિવાય કરી હતી. તે મો વાં અંજુમને ઇસ્લામના સેક્રેટરી હતા અને લાઈફ મેમ્બર હતા.

મી ફીરોજશાહે જણાવ્યુ હતુ કે મર ૨મણભાઇના અવસાનથી શહેરે એક ખરેખર ઉપયોગી નર ગુમાવ્યો છે તેમણે આ મ્યુ ની ઘણા વર્ષ સુધી નિસ્પૃહી ને નિસ્વાર્થી રીતે સેવા બજાવી છે તે મ્યુ ના એક આદર્શ પ્રમુખ થઈ ગયા છે. દરેક કાઉન્સીલરને તે સરખો ગણતા મ્યુ નો દરેક નાનો મોટા કેમ રૂ ૧૫ ની નામની ફી લેઇ તેમણે ચલાવ્યો હતો જ્યારે અત્યારે મ્યુ ને મોટા કેસોમા રૂ ૨૦૦–૫૦૦ ને ૧૦૦૦ સુધી આપવા પડયા છે

ડો સોલોમને મર ૨મણભાઇની એક લીબરલ નેતા તરીકેની કારકીર્દીના વખાણ કર્યા હતા

રેવ માર્ટીને મર ૨મણભાઇ ને રેવ ગીલેસ્પીના અવસાન માટે ખેદ દર્શાવનારૂ ટુક વિવેચન કર્યું હતુ

## જાહેર કારકીર્દીવાળુ કુટુંબ

મી પેસ્તનશાહે જણાવ્યુ હતું કે આપણા શહેરમા એવા થોડા નરો હશે કે જેમની પેઢી દર પેઢી આવી જાહેર કારકીર્દી ઉતરી આવી હશે સર રમણભાઇના પિતાએ પણ શહેરની સારી સેવા બજાવી હતી સર રમણભાઇના છોકરાઓ પણ નેક માબાપને પગલે ચાલી જાહેર પ્રવૃત્તિઓમા ભાગ લઇ રહ્યા છે લેડી વિદ્યાગૌરી ઉપર આવી પડેલા અપાર દુખમા આપણે ભાગ લઇએ છીએ આવી કારકીર્દી પેઢી દર પેઢી ઉતરી આવી હોય એવુ બીજુ કુટુબ સર ચીનુભાઇનુ છે જે ત્રણ ચાર પેઢીથી શહેરની જાહેર સેવા બજાવી રહ્યું છે.

મી કુમેરદાસે જણાવ્યુ હતું કે સર રમણભાઇની અનાથાશ્રમ અને પ્રાર્થના સમાજની પ્રવૃત્તિઓ વખાણવા લાયક હતી

મી દોલતરામે જણાવ્યુ હતુ કે મર ૨મણભાઇની પ્રવૃત્તિઓ એટલી બધી હતી કે તેનો આપણને અહીં ખ્યાલ ન આવી શકે.

તેમને પૈસાનો લોભ બીલકુલ નહોતો. આવા પુરુષો વકીલાતના ધંધામાં બહુ જ ઓછા મળશે. બાદ તેમણે રેવ. ગીલેસ્પી અને લૉર્ડ સીંહાના અવસાન બદલ ખેદ દર્શાવ્યા પછી સર્વેએ ઉભા થઈ ઠરાવ પસાર કર્યો હતો.

તે પછી મીટિંગ શુક્રવારે સાંજના ચાર વાગ્યા ઉપર મુલતવી રાખવામાં આવી હતી.

**વૈદસભાનો શોક**—ગઇ તા. ૭ મીએ વૈદસભાની બેઠક શ્રી. વૈદરાજ એસ. એમ. શર્માના પ્રમુખપણા નીચે થઇ હતી તેમાં આ શહેરના એક આગેવાન અને સાક્ષર નરરત્ન રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠના અચાનક સ્વર્ગવાસના ખબરથી સભામાં દીલગીરી ફેલાઇ હતી અને તે માટે ઠરાવ કરવામાં આવ્યો કે "અમદાવાદ વૈદ્યસભા અમદાવાદ મ્યુ. ના આગલા પ્રમુખ, વિદ્વાન ધારાશાસ્ત્રી અને સાક્ષર રત્ન આયુર્વેદ પ્રેમી સજ્જન રા. બા. રમણભાઈ સાહેબના ખેદજનક અવસાન માટે દીલગીરી દર્શાવે છે. અને સદ્‌ગતના કુટુંબીયો પ્રત્યે સહાનુભૂતિ દાખવે છે, તેમજ સદ્‌ગતના આત્માની શાંતિ ઇચ્છે છે. ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો અને આખી સભાએ ઉભી થઇ શોકની લાગણી પ્રદર્શીત કરી હતી. ઉપરોક્ત ઠરાવ તેમના કુટુંબીઓને તથા જાહેર છાપામાં મોકલવા નક્કી થયા બાદ સભા વિસર્જન થઇ હતી.

**શાળાઓ બંધ**—સર રમણભાઈના અવસાનને લીધે ગયા બુધવારે મ્યુનીસીપલ શાળાઓ બંધ રાખવામાં આવી હતી તથા ગુરૂવારે અત્રેની મિશન સ્કુલો પણ બંધ રાખવામાં આવી હતી.

તા. ૮ મીએ ડીસ્ટ્રીક્ટ જજ્જ મી. બ્રુમફીલ્ડની કોર્ટમાં સર રમણભાઇના અવસાન માટે શોક દર્શાવવામાં આવ્યો હતો અને વકીલ તરીકે તેમની તારીફ કરી હતી. બાર એસોસીએશન તરફથી મી. શોનાએ સંમતિ બતાવી હતી.

## ડીસ્ટ્રીકટ લૉ લાયબ્રેરીમાં ફોટો ખુલ્લો મુકવાની ક્રિયા

તા. ૯ મીએ સાંજના સાડાચાર વાગે અત્રેની ડીસ્ટ્રીકટ કોર્ટમા અમદાવાદ ડીસ્ટ્રીકટ લૉ લાયબ્રેરીના મેમ્બરોની વાર્ષિક જનરલ મીટીંગ મી. બ્રુમફીલ્ડના પ્રમુખપણા નીચે મળી હતી. શરૂઆતમા પ્રમુખે સર રમણભાઈ નીલકંઠના શોકજનક અવસાનનો ઠરાવ રજુ કર્યો હતો તથા તે ઠરાવની નકલ લેડી વિદ્યાગૌરી તથા કુટુંબના માણસોને મોકલવાની સત્તા આપતા જણાવ્યુ હતું. ઠરાવ પસાર થયો હતો. બાદ સર રમણભાઇની ઓઈલ પેઇન્ટીંગની છબી તૈયાર કરાવવાને ગઇ વાર્ષિક મીટીંગમા જે ઠરાવ થયો હતો તેને અનુસરીને એક ફંડ થયેલું અને તેમાથી એક છબી તૈયાર કરી હતી. રા. મૂળચંદ આશારામે છબી ખુલ્લી મુકવા માટે પ્રમુખને વિનંતિ કરી હતી. અને પ્રમુખે પછી તે ખુલ્લી મુકી હતી. બાદ પ્રમુખનો આભાર માની સૌ વિખરાયા હતા. સર રમણભાઇ કેટલાક વર્ષો સુધી આ લાયબ્રેરીના ઑનરરી સેક્રેટરી હતા.

### સર રમણભાઇના અવસાન બદલ ખેદ

ધારાસભાની તા. ૭ મીને બુધવારની બેઠકમા શરૂઆતમા સવાલ જવાબ થયા પછી સર રમણભાઈના અવસાન બદલ પ્રમુખે ખેદ દર્શાવનારૂ કેટલુંક વિવેચન કર્યા પછી જણાવ્યું હતુ કે આ મહાન પુરૂષના મરણ માટે તેમના કુટુંબ ઉપર દીલસોજીનો સંદેશો મોકલવાની આ ધારાસભા મને રજા આપશે એવી મારી ખાત્રી છે. સરકાર તરફથી સર ચુનીલાલ મહેતા અને બીનસરકારી સભાસદો તરફથી મેસર્સ સ્વામીનારાયણ, જાદવ, બોલે, સોલંકી વગેરેએ મર્હુમના મરણ માટે ખેદની લાગણી જાહેર કરી હતી.

"પ્રજાબંધુ"

તા. ૧૧-૩-૨૮

• સર રમણભાઇનું અવસાન —સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ મંગળવારે બપોરના બાર વાગતા અત્રે ભદ્રમાના તેમના

નિવાસસ્થાનમાં ૬૦ વર્ષની વયે સ્વર્ગવાસી થયા છે. છેલ્લાં ૧॥ વર્ષથી તેમને લકવાની બિમારી લાગુ પડી હતી, અને તેમનાથી બોલી શકાતુ નહિં બની શક્યું ત્યાંસુધી તે ગાડી કે મોટરમાં બેસી ફરવા જતા, પરંતુ ઉત્તરોત્તર તેમની તબીયત વધારે મંદ પડતી જતી હતી. મંગળવારે તેમને કાંઇ ખાસ બેચેની માલૂમ પડી નહોતી, પરંતુ બિછાનામાં જ થોડા વખતમાં તેમનું શાન્તિથી અવસાન થયું હતુ. સ્મશાનયાત્રામાં જાણીતા વકીલો અને નાગરિકોએ ભાગ લીધો હતો, મંગળવારે ધુળેટીનો તહેવાર હોવાથી શાળાઓ કચેરીઓ વગેરે બંધ હતુ અને ગુજરાત કલબ બંધ રાખવામાં આવી હતી. બુધવારને દિવસે તેમના માનમાં ગુજરાત કૉલેજ, મહાવિદ્યાલય, મહિલાવિદ્યાલય, વનિતાવિશ્રામ, વિનયમંદીર, મ્યુ. ઑફીસો, પ્રોપાયટરી, ટયુટોરીયલ, સીટી, મોડેલ અને મીશન હાઇસ્કુલો, સઘળી મ્યુ. પ્રાથમિક શાળાઓ, નવી ગુજરાતી શાળા, ગુ. વ. સોસાયટી, હીમાભાઈ ઇન્સ્ટીટયુટ વગેરે સંસ્થાઓ બંધ રહી હતી. મહાત્મા ગાંધીજીએ બુધવારે લેડી વિદ્યાગૌરીની મુલાકાત લઈ દીલસોજી દર્શાવી હતી.

સીટી મેજીસ્ટ્રેટની કોર્ટ ઉઘડતાં મી. હરીલાલ નાથાભાઈએ સર રમણભાઈની કારકીર્દી વિષે વિવેચન કર્યું હતું. એક લીબરલ રાજદ્વારી આગેવાન તરીકે તેમણે દેશની બજાવેલી સેવા અને રાઉલેટ એક્ટ વખતે તેમણે બતાવેલા વિરોધ વિષે ઉલ્લેખ કરીને મી. હરીલાલે જણાવ્યું હતું કે અમદાવાદ મ્યુ. ની સેવા તેમણે અનેક વર્ષો સુધી બજાવી હતી અને તાલુકદાર એકટમાં તે પ્રવીણ હતા. તેમની સાહિત્યસેવા વિષે પણ તેમણે વિવેચન કર્યું હતું. સીટી મેજીસ્ટ્રેટ મી. સી. એન. જોશીએ પણ દિલસોજી દર્શાવી હતી. વકીલોનું ડેપ્યુટેશન ત્યાર બાદ ડી. મેજીસ્ટ્રેટ મી. ગેરેટને મળવા ગયું હતું, જેમણે કોર્ટ બંધ રાખવાની વકીલોની માંગણી સ્વીકારી હતી. વધારાના સીટી મેજીસ્ટ્રેટ મી. દેસાઇની કોર્ટમાં ખા. બા. એચ. પી. ચાહેવાલાએ સર રમણભાઈની સેવાઓ વિષે વિવેચન કર્યું હતું.

ડીસ્ટ્રીક્ટ જજની કોર્ટ ઉઘડતાં મર રમણભાઇના અવસાન બદલ ડી.જજ મી પ્રુમફીલ્ડે દિલસોજીભર્યા ઉદ્ગારો જાહેર કર્યા હતા અને જણાવ્યુ હતું કે મર રમણભાઇ કોર્ટના વકીલ મંડળના એક ભૂષણરૂપ હતા. બેરીસ્ટર મી એ કે શેઠનાએ વકીલ મંડળ તરફથી શોક પ્રદર્શિત કર્યો હતો.

શ્રી વલ્લભભાઈના પ્રમુખપદ હેઠળ મ્યુ ના સ્ટાફની સભા ગયા ગુરૂવારે મળી હતી જે વખતે ચીફ ઓફીસર મી શેટે એ મર રમણભાઇના મૃત્યુ બદલ શોક જાહેર કરનારો ઠરાવ રજુ કર્યો હતો, જેમા મ્યુ ના મભ્ય તથા પ્રમુખ તરીકે તેમણે બજાવેલી સેવાઓનો, તેમની સુજનતા તથા માયાળુ સ્વભાવનો, તેમના જવાથી સમાજસેવા, સાહિત્ય, અને સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રમા પડેલી ખોટનો ઉલ્લેખ કર્યો હતો મેમર્સ શેટે, પી કે દેસાઇ, આઈ આર ભગત, સી જે. ચગુલાની અને ડૉ એમ એસ. મુનશીનું ડેપ્યુટેશન દિલાસો આપવા માટે લેડી વિદ્યગૌરી પાસે મોકલવાનો ઠરાવ થયો હતો સાજે ડેપ્યુટેશ ગયુ હતુ

અમદાવાદ યુવક મંડળની કાર્યવાહક સમિતિએ સર રમણભાઇના અવસાનની દીલગીરી પૂર્વક નોધ લઇ શોક પ્રદર્શિત કરનારો અને લેડી વિદ્યાગૌરી તથા તેમના સગા વહાલા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ કર્યો છે

અંજુમને ઇસલામે મી એન જે શેખના પ્રમુખપદ હેઠળ સભા મેળવી સર રમણભાઈના અવસાન બદલ શોક દર્શાવ્યો હતો

**સર રમણભાઇનો શોકજનક સ્વર્ગવાસ**—અમદાવાદના જાણીતા નાગરિક, ગુજરાતના સુપ્રસિદ્ધ સંસારસુધારક તથા સાક્ષરરત્ન સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ ગયા મંગળવારે લાંબો સમય લકવાની બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા છે, તે જાણીને ગુજરાતની જનતા શોકગ્રસ્ત થયા વિના રહેશે નહિ. સર રમણભાઈનું જીવન

એકમાર્ગી હતું અને તેમની જાહેર પ્રવૃત્તિ બહુવિધ હતી. તેમની કાર્યક્ષમતા એટલી બધી હતી કે આજે અમદાવાદની અનેક જાહેર સંસ્થાઓઓમાં તેમની સેવાનાં ફળો દીપી રહેલાં જોવામાં આવે છે. સ્વ. રા. બા. લાલશંકર ઉમીયાશંકરના જાહેર જીવનમાં સર રમણભાઇ તેમના જમણા હાથરૂપ હતા અને રા. બા. લાલશંકરના સ્વર્ગવાસ પછી તેમની બધી જાહેર પ્રવૃત્તિઓ સર રમણભાઈએ જ ઉપાડી લીધી હતી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો કાર્યભાર તેમણે એક ધારી રીતે ચલાવ્યો હતો, મ રૂ. અનાથાશ્રમનો વહીવટ તેમને જ હસ્તક હતો, સ્થાનિક મ્યુનિસિપાલીટીમાં સભ્ય તથા પ્રમુખ તરીકે તેમણે લાંબા વખત સુધી શહેરની સેવા બજાવી હતી, સંસાર–સુધારા સમાજ અને પ્રાર્થનાસમાજની ધુરા પણ તેમણે જ વહન કરી હતી. એ ઉપરાંત રાજદ્વારી ક્ષેત્રમાં, કેળવણીના ક્ષેત્રમાં અને સાહિત્યના ક્ષેત્રમાં તેમણે પોતાની સેવાવૃત્તિ ગુજરાતને ચરણે ધરી હતી. રાજદ્વારી વિચારોમાં તે વિનીત પક્ષના હતા અને અસહકારની ચળવળ વેળાએ તેમણે જનતાને એ માર્ગે નહિ જવાનો ઉપદેશ કર્યો હતો. અસહકારીઓની જે જે પ્રવૃત્તિ તેમને મતે દેશહિતની જણાતી હતી તે તે પ્રવૃત્તિઓમાં તેમણે અસહકારીઓનો નિખાલસ દિલે સાથ કર્યો હતો. દરેક જાહેર બાબતમાં પોતાનો અભિપ્રાય સ્પષ્ટતાથી તે દર્શાવતા, તે પ્રત્યે વિરોધ ઉત્પન્ન થાય તો તે ડગતા નહિ. છતાં જો સિદ્ધાંતમાં ભેદ ન હોય તો સહિષ્ણુતાથી મતભેદ સહન કરી લઈને તે દેશહિતની સિદ્ધિ થવા દેતા. નિર્જીવ કારણસર કદાપિ સારા કાર્ય પ્રત્યેની પોતાની સહાનુભૂતિમાં ન્યૂનતા આવવા દેતા નહિ. તેમના સ્વભાવની આવી ઉદારતાથી તેમનું મિત્રમંડળ અત્યંત વિશાળ હતું, સિદ્ધાંતના વિરોધીઓ પણ તેમની પ્રત્યે મિત્રભાવ દાખવતા અને તેમની એ સુજનતાની સુવાસ તેમના હાથ હેઠળનાં સઘળાં જાહેર ખાતાંઓમાં પમરી રહેતી. તેમની સાહિત્યસેવા બહુ વિસ્તૃત્વ નીવડી નથી. થોડાં પુસ્તકો તેમણે લખ્યાં છે તે ગુજરાતી સાહિત્યમાં અગ્રસ્થાન ભોગવી રહ્યાં છે. વાનપ્રસ્થ જીવનમાં સાહિત્યની વધુ જ્વલંત સેવા બજાવવાનો તેમનો

અભિનાષ હતો અને કેટનાક ગ્રથો લખવાનુ તેમણે માથે પણ લીધુ હતું, જાહેર સંસ્થાઓના કાર્યભારના બોજામાથી તે માથુ ઉચુ કરી શક્યા નહિ, નબળી તબીયતે જ તેમને વાનપ્રસ્થ બનાવ્યા અને એ સ્થિતિમા તે પોતાનો અભિનાષ પૂરો કર્યા વિના પરલોક પ્રયાણ કરી ગયા તે એક સુનદા વકીલ હતા, પણ જો તે વકીલ ન હોત તો તેમણે સાહિત્યસેવામા પોતાનો ફાળો વધારે આપ્યો હોત અને પ્રજા-સેવાના ક્ષેત્રમા પણ તેમણે પોતાનો સમય અને શક્તિ વધારે ખર્ચ્યા હોત તેમનુ એકમાર્ગી અને શાન્ત જીવન રાજનગરના જાણીતા લોકસેવકોની નામાવલિમા અવશ્ય દીપી નીકળશે અને અમે આશા રાખીએ છીએ કે એમનુ ચિરંજીવી સ્મારક રાખીને અમદાવાદની જનતા ભવિષ્યની પ્રજાને દૃષ્ટાત પૂરૂ પાડવાની પોતાની ફરજ બજાવશે લેડી રમણભાઈ ઉપર આવી પડેલી આ આપત્તિમા અમે દિલસોજી બતાવીએ છીએ અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે સર રમણભાઇના આત્માને સ્વર્ગમા પરમ શાન્તિની પ્રાપ્તિ થાઓ!

## સાક્ષર સંસાર-સુધારક અને શાંત સેવક.
## સ્વ સર રમણભાઇનો જીવનપરિચય

### કુળપરિચય

સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ મૂળ સુરતના વતની સુરતની વડનગરા નાગર જ્ઞાતિમા નીલકંઠ મહેતાનુ કુટુબ સારી પેઠે જાણીતુ છે નીલકંઠ મહેતાએ સુરતના નવાબના કારભારી તરીકે સારી નામના મેળવેલી તે ઉપરથી ત્યારથી તેમના વંશજોની અટક નીલકંઠ બની ગઈ સર રમણભાઇના પિતા રા સા મહીપતરામ સુરતની નાગરી ન્યાતમા સૌથી પહેલા કાળુ પાણી-દરીઆ ઓળગીને વિલાયત ગયા હતા, જે વખતે પરદેશગમન કરનાર ઉપર ન્યાતો બહુ ત્રાસ ગુજરતી રા સા મહીપતરામ એક જાણીતા કેળવણીકાર હતા અને આજે તેમના હાથ તે જ ભણેલા ઘણા વૃદ્ધ વિદ્યાર્થીઓ

તેમની શિક્ષણશૈલી તથા વિદ્યાર્થીઓ પ્રત્યેના મમત્વની પ્રશંસા કરે છે. અમદાવાદ પ્રાર્થના સમાજ સ્થાપવામાં તેમણે આગળ પડતો ભાગ લીધેલો અને ગુ. વ. સોસાયટીના ઓનરરી સેક્રેટરી પણ તે ઘણાં વર્ષો સુધી હતા.

## બાલ્ય અને વિદ્યાર્થી અવસ્થા.

સર રમણભાઇનો જન્મ તા. ૧૩-૩-૧૮૬૮ ને રોજ થએલો. રા. સા. મહીપતરામના તે સૌથી નાના પુત્ર-ત્રીજા પુત્ર હતા. "નાનામાં નાનો તે શાણામાં શાણો" એ કહેવત તેમના સંબંધમાં ખરૂં પડયું. ચાર વર્ષની કાચી વયે રા. સા મહીપતરામે તેમને શિક્ષણ આપવું શરૂ કર્યું, આઠ વર્ષની વયે તે અંગ્રેજી વર્ગમાં દાખલ થયા અને પંદરમે વર્ષે તેમણે મુંબાઇ યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષા ઉંચે નંબરે પાસ કરી. ૧૮૮૪ માં તે ગુજરાત કૉલેજમાં દાખલ થયા અને તેમને સ્કોલરશીપ પણ મળી; પરંતુ બીજે વર્ષે તે સ્કોલરશીપ છોડીને મુંબાઇની એલફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરવા ગયા. ૧૮૮૭ માં તેમણે એલફીન્સ્ટન કૉલેજમાંથી બી. એ. ની પરીક્ષા પસાર કરી ઈતિહાસ અને અર્થશાસ્ત્ર એ એમનો ઐચ્છિક વિષય હતો. સર મનુભાઈ, સ્વ. કાન્ત અને પ્રો. બ. ક. ઠાકોર એ તેમના સહાધ્યાયીઓ. કૉલેજમાંનું તેમનું જીવન પણ ઉજ્જવલ હતું. ગુજરાતી સાહિત્ય રસના ફુવારા ત્યાં ઉડતા અને કવિતાની સુમધ પમરતી, તેમની પાદપૂર્તિઓની મોજ પણ કૉલેજના વિદ્યાર્થીઓએ ઘણી વાર ચાખેલી. ૧૮૮૪ તેમનું પહેલું લગ્ન સુરતમાં થએલું. તે પત્ની ૧૮૮૮ માં સ્વર્ગવાસી થતાં ૧૮૮૯ તેમનું બીજું લગ્ન સ્વ. ભોળાનાથ સારાભાઇનાં દોહિત્રી તે હાલનાં લેડી વિદ્યાગૌરી વેરે થયું.

## વકીલાતનો ધંધો.

સર રમણભાઈ પહેલાં અમદાવાદની ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં દેડ કલાર્ક નીમાયા, પછી સબ જજ નીમાયા. ૧૮૯૧ માં તેમના પિતાશ્રીનું

કોલેરાથી અવમાન થયુ તેમની બદલી ગોધરે થઈ પણ તેમણે અમદાવાદ છોડવાનો વિચાર હવે માડી વાળ્યો અને વકીલાતનો ધધો શરૂ કર્યો વકીલ તરીકેની તેમની કારકીર્દી એક બાહાશ, મહેનતુ અને સીધી લીટીના વકીલ તરીકે ઉજ્જવલ હતી હસ્તાક્ષરની પરીક્ષામા તેમનો અભિપ્રાય આધારરૂપ લેખાતો અમદાવાદની ડીસ્ટ્રીકટ કોર્ટમા આવેલા ડીસ્ટ્રીકટ જજોનો તેમના માટેનો અભિપ્રાય હમેશા ઉચો હતો

૧૮૮૮ મા તેમણે "વિવાહવિધિ" નામનુ પુસ્તક બહાર પાડયુ હતું જેમા વિવાહના મંત્રો, આચારવિધિ ઈત્યાદિનુ મૂળ અને ભાષાતર હતા તે પૂર્વે ૧૮૮૭ થી પ્રાર્થનાસમાજ તરફથી પ્રસિદ્ધ થતા "જ્ઞાનસુધા" બધ થયુ, ત્યા સુધી તે એ પદ ઉપર ચાલુ હતા સાહિત્ય વિષયક ઘણા મનનીન લેખો અને નિબધો ગુજરાતને 'જ્ઞાનસુધા' ના તત્રી તે થયા હતા ૧૯૧૮મા "જ્ઞાનસુધા" દ્વારા મળ્યા છે અને તે ચિરજીવી થયા છે તેમના વિવેચનના લેખો કે જેમાના કેટલાક જ્ઞાનસુધામા' પ્રસિદ્ધ થએલા અને પાછળથી "કવિતા અને સાહિત્ય" મા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયા તેમા સર રમણભાઈ એક સમર્થ વિવેચક તરીકે દર્શન આપે છે આજે સાહિત્યમા એક શિષ્ટ ગ્રંથ તરીકે તેનું સ્થાન રહેલુ છે સર રમણભાઈ સમાજસુધારક પણ હતા અને જ્ઞાતિઓના કેટલાક હાસ્યજનક રીતરીવાજોની સખ્ત ખબર લેવા માટે તેમણે જૂના જ્ઞાતિ રીવાજો ઉપર કટાક્ષ કરનારૂ 'ભદ્રભદ્ર' પુસ્તક લખ્યુ એ પુસ્તકમા સર રમણભાઇની વિદ્વત્તા, સસારસુધારક તરીકેના તેમના વિચારો અને ઠાવકો હાસ્યરસ ખીલવવાની તેમની શક્તિ એ ત્રણેનુ મિશ્રણ થએલુ માલૂમ પડે છે એ પુસ્તક ૧૯૦૦ મા બહાર પડયુ ત્યારે તે સામે હિંદુ સમાજમા ખળભળાટ થએલો, અને તેમાના વિચારોની નિંદા કરવા માટે એકાદ પુસ્તક પણ બહાર પડેલુ 'ભદ્રભદ્ર' નુ મરાઠી ભાષાતર પણ થયુ છે ત્યાર પછી લાબે ગાળે છેક ૧૯૧૪ મા તેમનુ નાટક "રાઇનો પર્વત" બહાર પડયુ એ નાટક લોક

વાર્તાના એક નાના પ્રસંગ ઉપરથી સરસ રીતે ખીલવણી કરીને લખાયું છે. ૧૯૨૬ માં આ નાટક ગુજરાતી નાટક મંડળીએ અમદાવાદમાં ભજવ્યું, પરંતુ પ્રાકૃત સમાજને તે રસપ્રદ લાગ્યું નહિ. હાસ્યરસની ખીલવણી 'ભદ્રંભદ્ર' માં જ નહિ પણ સર રમણભાઈના કેટલાક પ્રકીર્ણ લેખો અને કથાનકોમાં પણ માલૂમ પડતી. પાછળથી આ લેખોનો સંગ્રહ હાસ્યરસ વિષેના નિબંધ સાથે "હાસ્યમંદિર" નામે બહાર પડયો જેનું સ્થાન હાસ્યરસના સાહિત્યમાં અનેરૂં છે. આ સંગ્રહમાં લેડી વિદ્યાગૌરીના હાસ્યરસના લેખો પણ છે.

## સાહિત્ય પરિષદ અને સર રમણભાઇ.

૧૯૦૪ માં અમદાવાદમાં ગુજરાત સાહિત્ય સભા સ્થપાઈ અને સર રમણભાઈને તેના પ્રમુખ નીમવામાં આવ્યા. છેવટ સુધી તેમનો આ સંબંધ ચાલુ રહ્યો હતો. ૧૯૦૫ માં અમદાવાદમાં પહેલી સાહિત્ય પરિષદ મળી ત્યારે તે સત્કાર સમિતિના પ્રમુખ નીમાયા હતા. * * સાહિત્ય પરિષદ સાથેનો સંબંધ તેમણે શરૂઆતથી છેવટ સુધી સારો જાળવી રાખ્યો હતો. પરિષદ મંડળ બંધારણના નિયમો છૂટછાટથી નક્કી કરી શકયું તે પણ સર રમણભાઈની ઉદારતાથી અને બંધારણની વહેવારૂ ઉપયોગિતા વિષેની તેમની ઉંડી સમજથી.

## સંસાર-સુધારક.

સંસાર-સુધારા વિષેના પિતાના વિચારો સર રમણભાઈમાં પણ મૂર્તિમંત થએલા. રા. બા. લાલશંકરને સંસાર સુધારાને લગતી જાહેર પ્રવૃત્તિમાં સર રમણભાઈની સારી મદદ મળતી અને રા. બા. લાલશંકરના અવસાન પછી એ ભાર તેમણે જ ઉપાડી લીધો હતો. "ગુજરાત સંસાર સુધારા મંડળ" ના તે પ્રમુખ હતા. આ મંડળ ની આગેવાની હેઠળ ગુજરાતમાં અનેક વિધવાવિવાહો થયા છે તેમનો સુધારો વ્યાપક હતો પણ સ્વચ્છંદી નહોતો. સુધારો ઉપદેશતાં કે આચરતાં તે કદાપિ સમાજથી ડરતા કે સંકોચાતા નહિ. "શ્રીબોધ

જ્યુબિલી " પ્રસંગે તેમણે " સુધારાની પદ્ધતિઓ " વિષે આપેલું ભાષણ અને નડીયાદમાં ભરાએલી " ગુજરાત સમાજ સુધારા પરિષદ " ના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ સંસાર તથા સમાજના સુધારા વિષેના તેમના વિચારોનું દર્શન કરાવે છે. મુંબઇના " આર્યન બ્રધર્હુડ " ના સહભોજનમાં ભાગ લેનારાઓમાંના એક સર રમણભાઈ હતા, પણ બીજા કેટલાક ભોજન કરનાર સુધારકો પ્રાયશ્ચિત્ત કરી છૂટ્યા હતા, ત્યારે પોતાના વિચારમાં મક્કમ રહેનારાઓમાંના એક સર રમણભાઈ પણ હતા. સુધારાના સિદ્ધાન્તોને તેમણે પોતાના આચરણમાં પણ ઉતાર્યા છે. લગ્ન પછી લાંબા વખત સુધી પોતાનાં પત્નીને સર રમણભાઈએ અભ્યાસ ચાલુ રાખવા દીધો હતો અને પોતાના પુત્ર પુત્રીઓને તેમણે ઉંચી કેળવણી આપી છે તે સ્ત્રી કેળવણી પ્રત્યેના તેમના સાચા મમત્વથી જ. સર રમણભાઇ અને લેડી વિદ્યાગૌરી સામાજીક કાર્યોમાં રસપૂર્વક ભાગ લેતા એ ગુજરાતે જોયું છે. લેડી વિદ્યાગૌરીને તેમની જાહેર સેવાઓ બદલ સરકારે ' કૈસરે હિંદ "નો રૂપાનો ચાંદ અને એમ. બી. ઇ. નો ખિતાબ આપ્યાં હતાં.

## શાન્ત સેવક.

સર રમણભાઇની જાહેર સેવાને લગતી પ્રવૃત્તિઓ બહુવિધ હતી અને એ બધી પ્રવૃત્તિ તે શાન્ત રીતે—કશી ધમાલ વિના જ કર્યે જતા હતા. " મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ ", " બહેરાં-મુગાંની શાળા " , " પ્રાર્થના સમાજ " , " રેડક્રોસ સોસાયટી " , " મદ્યપાન નિષેધક મંડળ " , " નર્સિંગ એસોસીએશન, " " મેડીકલ રીલીફ ફંડ " ઇત્યાદિ અનેક મંડળો જે જાહેર સેવાનું કાર્ય ઉપાડી લેનારા હતાં તેના તે મુખ્ય ચાલક અથવા તો જવાબદાર કાર્યવાહક હતા. તેમના સાર્વજનિક કાર્યોના ક્ષેત્રોમાં અમદાવાદ મ્યુનીસીપાલીટી અને ગુ. વ. સોસાયટી એ મુખ્ય છે. સને ૧૮૯૮ થી ૧૯૨૭ સુધી એટલે લગભગ ૩૦ વર્ષ સુધી તે અમદાવાદ મ્યુ. ના સભ્ય હતા. તેના પ્રમુખ અને ઉપપ્રમુખ તરીકે પણ તેમણે કેટલોક

સમય કામ કરેલું. મ્યુ. માં અસહકારી સભ્યોની બહુમતી આવી ત્યારે પણ તે મ્યુ. માં સભ્ય હતા અને એ બહુમતીનાં કાર્યોમાંનાં જે જે કાર્યો તેમને વાજબી અને ડહાપણભરેલાં લાગતાં તે તે કાર્યોમાં તે તેમની બાજુએ નિખાલસ દીલે ઉભા રહેતા. મ્યુ. માં પક્ષો બંધાયા હતા, પરંતુ સર રમણભાઇ તો ઘણે ભાગે વાજબી કાર્યના પક્ષમાં જ રહેતા, પછી એ કાર્ય સહકારીઓનું હોય કે અસહકારીઓનું હોય. મ્યુ. બાબતોનો તેમનો વિશાળ અનુભવ છેવટ સુધી મ્યુ.ના પ્રમુખ તથા સભ્યોને ઘણીવાર માર્ગદર્શક થતો. ગુ. વ. સોસાઈટીની વ્યવસ્થાપક સભાના સભાસદ તરીકે તે ૧૮૯૫ની સાલથી છેવટ સુધી હતા. ૧૯૧૨થી તે ઓનરરી સેક્રેટરી હતા. તે ઉપરાંત તે હીમાભાઇ ઇન્સ્ટીટયુટ, આપારાવ લાયબ્રેરી અને લીબરલ લીગની અમદાવાદની શાખાના પ્રમુખ હતા. ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટીટયુટ, લાલશંકર કેળવણીફંડ અને મૂગા પ્રાણીઓ પર ઘાતકીપણું ગુજરતું અટકાવનારી મંડળીના તે ઓનરરી સેક્રેટરી હતા.

## જાહેર રાજદ્વારી જીવન.

સર રમણભાઇ જાહેર રાજદ્વારી જીવનમાં વિનીત પક્ષના-લીબરલ હતા. મુંબઈની ધારાસભામાં તે એકવાર સરકાર તરફથી નીમાઇને અને બીજી વાર જ્યારે દેશમાં અસહકારની હાકલ પડી ત્યારે ચુંટાઇને સભ્ય તરીકે ગયા હતા. દેશ અસહકાર કરે તે તેમને પસંદ નહોતું. અને તેથી તેમણે અત્રે મળેલી પ્રાંતિક પરિષદમાં અસહકાર કરવા સામે વિરોધ દર્શાવ્યો હતો. છતાં સરકારની જાપાની નીતિ સામે અને જ્યારે રાઉલેટ ઍક્ટનો અમલ શરૂ થયો ત્યારે અમદાવાદમાં મળેલી વિરોધની સભામાં તેમણે પોતાનો અવાજ સરકારની વિરૂદ્ધ ઉઠાવ્યો હતો. તેમનું જાહેર જીવન પ્રજામતને કોઇ વાર અનુકૂળ હોતું, કોઇ વાર પ્રતિકૂળ હોતું. છતાં તેમની પ્રત્યે પ્રજાને વિશ્વાસ હતો કે તે પોતાને યોગ્ય લાગે તે જ માર્ગ પકડતા હોવા જોઇએ અને કોઈ

જાતનો તેમનો અંગત હેતુ ન હોવો જોઇએ. આ રીતે સંપૂર્ણ સદ્‌ગૃહસ્થ તરીકે તે પ્રજામાં ઓળખાતા. તેમનાં સાર્વજનિક કામોની કદરમાં સરકારે તેમને ૧૯૧૧ માં રાવબહાદુરનો અને ૧૯૨૭ માં 'સર'નો ખિતાબ આપ્યો હતો.

## સંપુર્ણ સુજનતા.

જાહેર તેમજ ખાનગી જીવનમાં તે સંપૂર્ણ સુજનતાની મૂર્તિરૂપ હતા. તેમને મળવા જનાર કોઇને પણ તેમની એ સુજનતાનો પરિચય થતો. તે હરકોઈ માણસને પોતાનું કામ પડતું મૂકીને પણ મળતા. સમયની સાથે તે બાથંબાથા લડતા અને એક પણ મિનિટ નકામી નહિ જવા દેવાની તે કાળજી રાખતા. કામ કરવાની તેમની ચોક્કસાઈ અદ્‌ભુત હતી મુંબઇની સાહિત્ય પરિષદમાં જવા માટે તે રાત્રે અમદાવાદને સ્ટેશનેથી સેકંડ કલાસમાં રવાના થયા. એ વખતે તેમને લકવાની અસર જણાતી હતી. ગાડીમાં બેઠા પછી તેમણે ટીકીટનો નંબર લખી લેવા માટે ડાયરી કાઢી પણ હાથ ધ્રુજવા લાગ્યો. લેડી વિદ્યાગૌરી સાથે હતાં તેમણે તેમના હાથમાંથી ડાયરી લઇને નંબર લખી આપવાનું કહ્યું. પણ સર રમણભાઈએ તો પોતાને હાથે જ નંબર લખવાનો આગ્રહ બતાવ્યો! જ્યારે તેમને નંબર લખતાં બહુ તકલીફ પડતી જણાઈ ત્યારે લેડી વિદ્યાગૌરીએ ડાયરી તેમના હાથમાંથી લઈ લીધી અને ટીકીટનો નંબર લખવા માંડયો પણ સર રમણભાઇએ સૂચના કરીઃ "રહો, એ ડાયરીના અમુક પાના ઉપર જ મથાળે નંબર લખજો, બીજે ક્યાંય નહિ!" સ્ટેશન પર તેમને મૂકવા ગએલાઓ આવી સ્થિતિમાં પણ તેમની આટલી બધી ચોક્કસાઈ જોઇને સ્તબ્ધ થઈ ગયા હતા.

તેમની સુજનતા, વિચારની પ્રમાણિકતા ક્ષમાશીલતા ઇત્યાદિ ગુણોને લીધે તે બહોળું મિત્રમંડળ ધરાવતા હતા. બધી કોમોમાં તે છૂટથી ભળાતા હતા. તે પોતાની પાછળ પાંચ પુત્રી અને બે પુત્રોનો

પરિવાર મૂકી મરી ગયા છે. તેમની ત્રણ પુત્રીઓ ગ્રેજ્યુએટ છે તથા બે પુત્રીઓ અને એક પુત્ર હજી કૉલેજમાં અભ્યાસ કરે છે. પ્રભુ સર રમણભાઈના આત્માને શાન્તિ આપો અને લેડી વિદ્યાગૌરીને આ આપત્તિ વેઠી લેવાનું બળ આપો !

( પ્રજાબંધુ તા. ૧૧-૩-૨૮ )

## અમદાવાદ શહેરે ગુમાવેલો એક કર્તવ્યનિષ્ઠ નાગરિક.

### સર રમણભાઇ નીલકંઠનું શોકજનક અવસાન.

### સરકારી કચેરીઓ, શાળાઓ તથા મ્યુનિસિપલ ઓફિસો બંધ. મર્હુમના ગુણો વિષે થયેલાં વિવેચનો.

### સંપૂર્ણ સજ્જનતાનો આદર્શ—નિષ્પક્ષપાતપણું—સંસાર સુધારાનો સાચો હિમાયતી—સાહિત્યનો ઉપાસક.

અત્રેના સુપ્રસિદ્ધ શહેરી અને સાર્વજનિક કાર્યોમાં આગળ પડતો ભાગ લેનાર સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ ગયા મંગળવારે બપોરે ગુજરી ગયા છે. જેની નોંધ લેતાં અમને ઘણો ખેદ થાય છે. જો કે તેઓશ્રીને લગભગ બે વર્ષથી લકવાનું દર્દ થયું હતું પરંતુ પાછળથી સારવારને લીધે તબીઅત કાંઇક ઠીક થઇ હતી અને આમ એકાએક અવસાન થશે એમ કોઇએ ધારેલું નહીં. સવરમાં ખા. બા. ડૉ. નાણાવટીએ તેમનું શરીર તપાસ્યું ત્યારે પણ ઓચિંતુ મરણ થાય એવાં ચિન્હો જણાયાં નહોતાં પરંતુ જે બનવાનું તે બન્યું છે. મર્હુમના શબની સ્મશાનયાત્રામાં સર ચીનુભાઈ, ડૉ. બેન્જામીન, મી લૅાંગજી, ખા. બ. ચાહેવાળા, ડૉ. નાણાવટી તથા

શહેરના બીજા અનેક સંભાવિત પુરૂષોની હાજરી હતી. તેમના માનમાં ગુજરાત કલબ તે સાંજે બંધ રાખવામાં આવી હતી.

**મહુ્ર્મના માનમાં**—બુધવારે સવારે શ્રીયુત ગાંધીજી તથા શ્રીમતી કસ્તુરબા પણ ખરખરો કરવા માટે લેડી વિદ્યાગૌરી પાસે પધાર્યાં હતાં ગુજરાત કોલેજ પણ બુધવારે મહુ્ર્મના માનમાં બંધ રાખી હતી તેમજ મ્યુનિસિપલ ઓફિસો અને સ્કુલો પણ બંધ રાખી હતી.

સીટી મેજીસ્ટ્રેટ મી. જોશીની કોર્ટમાં વકીલ મી. હરિલાલ નાથાભાઇ પારેખે મહુ્ર્મના સંબંધમાં જણાવ્યું હતું કે તેઓ ઉદાર મતવાદી હતા અને જ્યારે લોકમત ખરો હોય ત્યારે તે પક્ષમા અને સરકાર ખરી હોય ત્યારે તેના પક્ષે ઉભા રહેતા. રોલેટ એકટ વખતે સર રમણભાઇ પોતાના સિદ્ધાંતને જ વળગી રહ્યા હતા અને અસહકારનો સિદ્ધાંત દેશના હિતને નુકશાનકારક લાગ્યાથી તેઓ તેની વિરૂદ્ધ પડયા હતા સંસાર સુધારાના વિષયમાં તેમણે સારી સેવા બજાવી હતી. મ્યુ. પ્રમુખ તરીકની સેવાનો ઈસારો કરી તાલુકદારી એકટની તેમની પ્રવીણતાને લીધે ધારાસભામાં નિમણૂક થએલી તે તથા સાહિત્યની બાબતમાં તેમનું સ્થાન ઉંચું હતું તે જણાવ્યું હતું અને મહુ્ર્મને એક સંપૂર્ણ સજ્જન જણાવ્યા હતા. મેજીસ્ટ્રેટે પણ એ સાથે સહમતી જણાવી હતી.

સરકારી વકીલ મી. રતિલાલ લાખીઆ વગેરેના આગ્રહથી કલેક્ટર મી. ગેરેટ મેજીસ્ટ્રેટોની કોર્ટો બંધ કરાવી હતી.

વધારાના માજીસ્ટ્રે મી. દેસાઇની કોર્ટમાં પણ મી. ચાહેવાળાએ સર રમણભાઈની સજ્જનતા તથા પ્રમાણિકતાની પ્રશંસા કરી હતી. મી. દેસાઈએ મહુ્ર્મના ભદ્રંભદ્ર નામના પુસ્તકનાં વખાણ કર્યાં હતાં.

અંજુમને ઈસ્લામે પણ મંગળવારે મી. એન. જે. શેખના પ્રમુખપણા નીચે મીટીંગ ભરી મહુ્ર્મના મરણ બદલ શોકની લાગણી દર્શાવી હતી.

આ સિવાય બુધવારની સ્થાનિક મ્યુનિસિપલ મીટીંગ પણ તેમના માનમાં કાંઇપણ કામ કર્યા વિના મુલતવી રાખવામાં આવી હતી તથા ખેદનો ઠરાવ કરી તે લેડી નીલકંઠને મોકલ્યો હતો. આ પ્રસંગે મર્હુમની જાહેર કારકીર્દી વિષે અનેક વિવેચનો થયાં હતાં જે અન્યત્ર મ્યુનિસિપલ મીટીંગના અહેવાલમાં આપેલાં છે * * *.

('ગુજરાતી પંચ' તા. ૧૧-૩-૨૮)

## સાચા શહેરી સર રમણભાઈ.

સ્વર્ગસ્થ નવલરામભાઈ ના મૃત્યુ સમયે એક વ્યક્તિએ કહ્યું હતું કેઃ—

નવલ વિવેચક વિના શૂન્ય સાક્ષરતા ભાસે
ભાષાની માધ્યસ્થી કસીને કોણ તપાસે
ટીકાકારની ગાદી પડી ખાલી ગુજરાતે
કોણ હીરા પારખે ઝવેરી જાતાં આજે ?

સર રમણભાઇ એ ગુજરાતી ભાષાના સાચા ઉપાસક હતા. હાસ્ય રસના તેઓ શિરોમણી હતા, એક વકીલના શબ્દોમાં તેમણે વકીલાતનો ધંધો અંગીકાર કર્યો નહોત, નો તેમણે ગુજરાતી સાહિત્યમાં ઓર વધારો કર્યો હોત.

રાઇનો પર્વત, સરસ્વતીચંદ્ર બહાર પડ્યા પછી ગુજરાતી આલમને ખેંચનાર પ્રથમ જ પુસ્તક હતું. અતિશય વ્યવસાયને અંગે લાંબે ગાળે તે પુસ્તકની પૂર્ણાહુતિ થઈ, પણ તે નમુનેદાર જ થઇ. તેમનું 'કવિતા અને સાહિત્ય' નામનું પુસ્તક ગુજરાતી ભાષાના અભ્યાસકને ખાસ અનુકરણીયજ લાગે. 'ભદ્રંભદ્ર' અને 'હાસ્યમંદિર' એ હાસ્યરસની અમુલખ ખાણો. તેમનાં છુટાં છવાયાં કાવ્યોમાં તેમના અતરનું પ્રતિબિંબ સુંદર રીતે પડતું. પેલી પ્રાર્થના 'મુજ જીવન આ પ્રભુ તુથી ભરૂં' કેટલી ભાવવાહી અને હૃદયસ્પર્શી છે.

સર રમણભાઇ એટલે સાચા સાક્ષર, સમાજ સુધારાનો ગુજરાતી આલમને પંથ બતાવનાર એ વીર પિતાના વીરલા પુત્ર, સ્થાનિક સ્વરાજ્યના એ પ્રેરણાત્મક અને કુશળ કારભાર ચલાવનાર પ્રમુખ, ગુજરાતી ભાષાના ઉત્કર્ષમાં આગેવાની ભર્યો ભાગ ભજવનાર વર્નાક્યુલ સોસાયટીના આજીવનભરના નાવિક, રા. બ. લાલશંકરભાઈનું સ્થાપિત પોતાના પિતાના નામનું મહીપતરામ અનાથાશ્રમ એ એમના કાર્ય-પ્રદેશનું સાચુ સમરાંગણ દુઃખી, ગરીબ, અને અપંગ અનાથોના એ પાલક પિતા.

અમદાવાદની બલ્કે ગુજરાત અને આગળ વધીને મુંબઇ ઈલાકાની જાહેર પ્રવૃત્તિના પ્રાણરૂપ સર રમણભાઇ, ગીતાજીના કથન મુજબ આખી જીંદગી જેણે સેવાધર્મમાં ગાળી, સાચી સેવામાં જેણે માન અપમાન, રાત, મધરાતજોયાં નથી; હાલતાં ચાલતાં, ફરવા જતાં ચોવીસેય કલાક જેણે પારમાર્થિક કાર્યમાં આખું જીવન વીતાડયું એવા ગરવી ગુજરાતના સાચા પુત્ર સર રમણભાઇનું મરણ ગુજરાતને લાંબા વખત સુધી સાલશે.

આજે રાજનગરે એક સાચો રાજ્વી ગુમાવ્યો છે. વર્ષો વીતી ગયા છતાં વખતો વખત જેમ સર ચીનુભાઈ અમદાવાદની પ્રજાને યાદ આવે છે, તેમ સર રમણભાઈએ અમદાવાદની પ્રજાના સાચા સલાહકારક અને નિખાલસ સમાજસેવક હતા. છેલા અનાથાશ્રમના મેળાવડામાં તેમની છબી ખૂલ્લી મૂકતાં એક ગૃહસ્થે કહ્યું હતું તેમ તેમણે આખી જીંદગી મુખ્યત્વે કરીને અનાથાશ્રમ અને મ્યુનિસિપાલીટીની સેવામાંજ પૂરી કરી છે. હાલના યુવાનો અને કાર્યકર્તાઓ તેમનો સંદેશ-લોકાપવાદને ઘોળી પી મુંગે મોંએ સેવા કરવી—શીખે અને અમદાવાદીઓ આવા એક કર્તવ્યવીર અને સાચા શહેરીની યોગ્ય કદર કરી તે મર્હૂમના માનમાં એક યોગ્ય સ્મારક ઉભું કરી પોતાની ફરજ અદા કરે.

ઇશ્વર તેમના અમર આત્માને શાશ્વત શાંતિ આપો.

અમદાવાદ
ઢાળની પોળ. } ગોકળદાસ કુબેરદાસ મહેતા.

# સાક્ષર સર રમણભાઈનો સ્વર્ગવાસ.

## સવૈયા છંદ.

૧

અકથ્ય આ શો અમદાવાદે, પ્રસંગ દુઃસહ પ્રગટ્યો આજ,
રાજ્યપ્રકરણે રાસ્ત ગણાતા, સુધારકો કેરા સરતાજ;
દેશપ્રગતિનાં દાક્ષિણ્યોમાં, પ્રસિદ્ધ જે પંકાયા પ્રજ્ઞ,
એ 'સર' આજે સ્વર્ગ સિધાવ્યા, 'રમણભાઈ' સાહિત્ય રસજ્ઞ

૨

નૃપહિતકરતાને જનનિંદે, જનહિતકર નૃપથી દંડાય,
આત્મબળે એ ઉભયવિરોધો, તરીને પાર પડ્યા પરખાય;
સ્વયં મેખ્ય થઈ સ્વરાજ્ય પ્રાસક, શતધાસુખ આરંભ્યા યજ્ઞ,
એ 'સર' આજે સ્વર્ગ સીધાવ્યા, 'રમણભાઈ' સાહિત્ય રસજ્ઞ

૩

યાવતજીવન ઉથામ્યા પોથાં, સંચાલન માસીકનાં રચાઈ,
વડપણે લેઈ વધારી જગમાં, જેણે ગુર્જરી ગુણ ગભીરાઈ;
પુનર્લગ્નના પ્રતિબોધોથી, ઉત્તેજી અબળાઓ અજ્ઞ,
એ 'સર' આજે સ્વર્ગ સીધાવ્યા, રમણભાઈ સાહિત્ય રસજ્ઞ

૪

મુકી હાડના મર્દ છતાં એ, કારકીર્દીમાં કીર્તિવંત,
પ્રાપ્ત એમને હો પરલોકે, ઐહિકકૃતિના લાભ અનંત;
ભાઈશંકરની અરજ સુણીઆ, શરણુ રાખજો હે સર્વજ્ઞ,
એ 'સર' આજે સ્વર્ગ સિધાવ્યા, 'રમણભાઈ' સાહિત્ય રસજ્ઞ

કવિ ભાઈશંકરજી વિધારામ પંડિત.

# એક મહાન ગુજરાતીનો દેહવિલય.

'ગુજરાતીપંચ' રવિવાર તા ૧૧-૩-૧૯૨૮.

"Though dying fast the lovely flower,
Preserves its one-time hue,
Tis past its splended hour,
And yet its heart is true
Upon us all old age soon creeps,
Too short, alas ! life's span
Yet to the last, the true tint keeps,
In heart of faithful man '

આ શહેરના સુવિખ્યાત નાગરિક સર રમણભાઈ મહીપતરામ નીલકંઠનો દેહોત્સર્ગ ગઈ તા ૬ ઠ્ઠીએ થયાના સમાચાર જાણીને અમને ઘણી જ દિલગીરી થઈ છે સર રમણભાઈ નીલકંઠ છેલ્લા થોડાક વર્ષોથી અમદાવાદનો આત્મા થઈ પડ્યા હતા એમની કીર્તિ માત્ર અમદાવાદમા જ કેન્દ્રિત નહતી, પણ ગુજરાત અને મુંબાઈ ઇલાકામાંયે પ્રસરેલી હતી એમનુ જીવન સર્વદેશીય હોવાને લીધે કોઇ-પણ ક્ષેત્રમા કામ કરનારા કે રસ લેનારાઓથી તેઓ અનભિજ્ઞ નહતા. એક માયાળુ ખંતીના, પોતાના હૃદયને જે લાગે તે ચોખ્ખુ કહી દેનારા, પોતે ઘડેલા સિદ્ધાંતોમા ચુસ્તપણે માન્યતા ધરાવનારા, બની શકતી સેવા કરવામાં પ્રવૃત્તિ રાખનારા તદુપરાત વિદ્વત્તા અને બુદ્ધિ-મત્તાના સુમયોગ સાથે જીવનમા સુખી હોવાને ભાગ્યશાળી બનેલા સર રમણભાઇની ખોટ ગુજરાતને વર્ષો સુધી સાલશે તેમના અવ-સાનથી કિયુ ક્ષેત્ર સૂનુ પડી ગયુ નથી એમ પૂછીશુ તો સહસા ખ્યાલ આવશે કે ગુજરાતે આજ પોતાનુ નૂર ગુમાવ્યુ છે

આધુનિક ગુજરાતીના હાસ્યરસના પિતા, એક નિષ્પક્ષ અને નિષ્ણાત વિવેચક, એક પ્રેમળ કવિ અને એક સમર્થ વિદ્વાન્ તરીક

તેઓની ખોટ સાહિત્યક્ષેત્રમાં પડી છે. એ ક્ષેત્રની તેમની તરવરી આવતી સેવાઓ એટલી બધી મશહૂર છે કે, તે વિશે લખવું એ સોના ઉપર ઢોળ ચઢાવવા બરોબર થઈ પડે. મુંબાઈની સાહિત્ય પરિષદના પ્રમુખ, અમદાવાદની સાહિત્ય સભાના પ્રમુખ, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સેક્રેટરી હોઈ અને તેમની સાહિત્ય સેવાઓથી ભાગ્યે જ કોઈ સાહિત્યરસિક ગુજરાતી અપરિચિત હશે.

જાતિ વર્તનથી દાખલો બેસાડીને સમાજ સુધારાના કાર્યો કરનાર એક પ્રભાવશાળી સંસાર સુધારક તરીકે એ ક્ષેત્રમાંથી એક સુન્દર રત્ન ગુમ થયું છે. સમાજ સેવાનાં અનેક મંડળોના મુખ્ય સંચાલક તરીકે તેમણે અથાગ ફાળો આપ્યો હતો. એ ક્ષેત્રની એમની સેવાઓ કેવી આશીર્વાદાત્મક હતી, એ ગણાવવા બેસીએ તો પુસ્તકોનાં પુસ્તકો ભરાય. ટૂંકમાં એજ કહેવું બસ છે કે, મહીપતરામ અનાથાશ્રમ, મદ્યપાન નિષેધક મંડળ, નર્સિંગ એસોસિએશન, મેડીકલ રિલિફ ફંડ, ગુજરાત સંસાર સુધારા મંડળ, એ સંસ્થાઓનાં કાર્ય તપાસીશું તો તેમાં કેવળ એ સદ્‌ગતના મહાન આત્માની છાયા વિના બીજું કાંઈ જ જણાશે નહીં. તેમના અવસાનથી ધારામંડળે એક બાહોશ કાયદાશાસ્ત્રી ગુમાવ્યો છે. તાલુકદારી કાયદામાં તેઓ એટલા બધા પારંગત હતા કે તાલુકદારી સેટલમેંટ એક્ટ ઘડવામાં તેમની સહાય સરકારે લીધી હતી. હસ્તાક્ષર પરીક્ષામાં પણ તેઓ નિષ્ણાત હતા, જેમાંયે તેમની સેવાઓ સરકારને ઉપયોગી જણાઈ હતી.

મ્યુનિસિપાલિટીએ તો સર રમણભાઈના સ્વર્ગવાસથી એક શિરચ્છત્ર ગુમાવ્યું છે, એમ કહેવું જોઇએ. વર્ષો સુધી તેમણે અહીંની મ્યુનિસિપાલિટીમાં ઉપપ્રમુખ અને પ્રમુખ તરીકે જે કામ કર્યું હતું તે એટલું બધું લોકપ્રિય અને સુન્દર નિવડ્યું હતું કે, તેમના વિરોધીઓને પણ તેમની ઓથ લીધા વિના ચાલ્યું નહતું. મ્યુનિસિપલ પ્રમુખ તરીકે તેઓ એટલા બધા મિલનસાર અને શાન્ત સ્વભાવના

તેમ જ માનવત તરીકે સિદ્ધ થયા હતા કે તેમના પ્રમુખપદ નીચે ભરાતી મ્યુનિસિપલ બોર્ડની સભાઓમા કોઇવાર બે પક્ષો અથવા બે બોલનારાઓ વચ્ચે વાગ્યુદ્ધો ચાલે તોપણ જ્યા પ્રમુખનો ઘટ વાગતો ત્યા તેમના પ્રત્યે અગત માનથી શાન્તિ પમરી જતી કોઈ સભાસદ સાથે પ્રમુખ તરીકે તેમને કદી ટપાટપી કે ગરમાગરમ તકરાર થઈ હોય એવો એકપણ દાખલો અસ્તિત્વમા નથી મ્યુનિસિપલ પ્રમુખ તરીકે સર રમણભાઈએ ભવિષ્યના પ્રમુખો માટે જે દાખલો બેસાડનારૂ વર્તન ચલાવેલુ છે તેના સંસ્મરણો જો કોઈ પ્રગટ કરે તો ખરે જ ઉપયોગી થઇ પડે એવા છે

રાજદ્વારી ક્ષેત્રમા સર રમણભાઈ એક વિનીત પક્ષીય તરીકે જાણીતા હતા જગતમા પરિવર્તન થયુ, રાજદ્વારીઓમા પરિવર્તન થયુ, તરૂણોના કઈ કઇ તાન ઉદભવ્યા અને ઉતર્યા પણ સર રમણભાઇ છેક છેવટ સુધી વિનીત પક્ષીય રાજદ્વારી તરીકે જ રહ્યા હતા વિનીતોને અસહકાર યુગમા લોકસમૂહની ખફગી વહોરવી પડી હતી પણ તે છતા જેમ તેઓમાના ચુસ્ત ગણાતા આ દેશના અન્ય નેતાઓ પોતાના વિચારોને વળગી રહ્યા હતા અને લોકની બહારની વાહ વાહ'ની દરકાર કરતા નહતા તેમ સર રમણભાઈએ પણ ચુસ્તપણુ દાખવ્યુ હતુ અસહકારની ચળવળ તેઓને નાપસદ હતી તેમણે ખુલ્લા શબ્દોમા પોતાની નાપસદગી દર્શાવી હતી તરૂણોને તેમની કિંમત તે વખતે લાગી નહતી "એક વર્ષમા સ્વરાજ" કે "સુત રને તાતણે સ્વરાજ" ના ઉદ્‌ઘોષ કરનારા અને પોતાને 'ત્યાગી' 'આત્મશુદ્ધ' 'ફકીર' 'તુરગવાસની પરવા નહીં કરનારા' ઈત્યાદિ તરીકે ગણાવનારાઓ સર રમણભાઇની હાસી કરતા હતા, પણ આખરે જ્યારે અસહકાર મરી ગયો અને દૂધ તથા પાણી છુટા પડી ગયા ત્યારે એ જ અસહકારીઓને આ ગભીર અને ઠરેલ વિનીત બધુની સહાય લેવી પડી હતી, જે તેમણે મનની ઉદારતાથી આપી હતી એમને માટે એ સાચુ કહેવાયુ છે કે, 'લોકો જ્યારે મતને રાહે હતા

ત્યારે સ્વર્ગસ્થે લોકોનો પક્ષ કર્યો હતો અને લોકો જ્યારે અસત્યને શરણે હતા ત્યારે સ્વર્ગસ્થે સરકારનો પક્ષ લેવામાં આનાકાની કરી નહતી." વિનીત તરીકે તેમને હાંસીમાં ઉડાવનારાઓ, કેવળ અમુક ઢબના પોષાક વડે જ પોતે 'દેશભક્તો' હોવાનો દાવો કરનારાઓ, અમદાવાદના ચઢતા પુરમાં માણેકચોકનાં મેદાન ગજવનારાઓ કે દારૂનાં પીઠાં પર થોડાક કલાક ચોકી પહેરો કરનારાઓ, જો પોતાના હૃદય પર હાથ મૂકીને તોલ કરશે તો તેમને કબૂલ કર્યા સિવાય નહીં ચાલે કે ઉપર્યુ કથન કેવળ સાચું છે. એક વખતના વિરોધીઓ તરીકે કરી ચૂકેલાઓને સર રમણભાઈએ પોતાના પાછલા જીવનમાં એવી તો ઉપયોગી બાંહ્યધરી આપી હતી કે જે અપૂર્વ અને અમૂલ્ય હતી.

અનેકવિધ જીવનક્રમ હોવા છતાં પણ તેમના ગૃહજીવનમાં એક લાયક અને ઉમદા પતિ તરીકે, એક સુદક્ષ અને માયાળુ પિતા તરીકે, કુટુંબીઓમાં એક મિલનસાર સ્નેહી તરીકે અને પરિચિતોમાં એક દિલસોજ સલાહકારક તરીકે સ્વર્ગસ્થનું અનેરું સ્થાન હતું. લેડી વિદ્યાગૌરી સાથે તેમણે સમાજ સેવાનાં ઘણાં કામોમાં ભાગ લીધો હતો. તેમની પુત્રીઓને ઉચ્ચતર અભ્યાસ કરાવવા તેમણે ખાસ કાળજી રાખી હતી, જેને પરિણામે તેમની ત્રણ પુત્રીઓ ગ્રેજ્યુએટ છે; એટલું જ નહીં પણ ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં તેમ જ સ્ત્રીજીવનના ઉદ્ધારના પ્રશ્નોમાં રસ લેનાર તરીકે તેઓ જાણીતી છે.

અમદાવાદમાં શું શ્રીમંત કે શું રંક, કોઈ પણ સર રમણભાઈના નામથી અપરિચિત નથી. એમની સાથે કોઇને કોઈ ક્ષેત્રમાં પરિચયમાં આવનાર સૌ કોઇને આજ કબૂલ કર્યા વિના ચાલશે નહીં કે, એ ગુજરાતના એક મહાન પુત્ર હતા, અમદાવાદના એક હિતચિંતક નાગરિક હતા. આ લેખને મથાળે ટાંકેલા અંગ્રેજી કાવ્ય મુજબ, જેમ એક પુષ્પ છુંદાઇ જવા છતાં પોતાનો પરાગ તજતું નથી તેમ સર રમણભાઈના જીવનની સુવાસ, તેમના ગુણોનો પમરાટ અને તેમનાં સેવાકાર્યોની સુગંધ કદી પણ વિસરાશે નહીં.

આવા એક મહાન ગુજરાતીને માટે અમદાવાદ વિલાપ કરે એમાં નવાઈ નથી. સાહિત્યક્ષેત્ર, સંસાર સુધારા ક્ષેત્ર, સમાજ સેવા ક્ષેત્ર, અને રાજકીય ક્ષેત્રમાં જે ખોટ ગુજરાત અને મુંબાઇ ઇલાકાને સર રમણભાઈના સ્વર્ગવાસથી પડી છે, તે વર્ષો સુધી પૂરાવી મુશ્કેલ છે. લેડી વિદ્યાગૌરી અને તેમનાં કુટુંબીઓ ઉપર આ એક જબરો આઘાત છે. પરમાત્માની ઇચ્છા આગળ માનવ જગતનું કાંઇ જ ચાલી શકતું ન હોવાથી આ આઘાતના દુઃખમાં આપણે પામરો સહિષ્ણુતાથી પરસ્પર દિલાસો લેવા-દેવા સિવાય બીજું શું કરી શકીએ ?

અમે લેડી વિદ્યાગૌરી તરફ અંતઃકરણપૂર્વક દિલસોજી ધરાવી પરમ કૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ કે—આ આઘાત સહેવાની શક્તિ તેમને અને તેમના કુટુંબીઓને આપો અને સ્વર્ગસ્થના આત્માને અમરાપુરીમાં શાશ્વત શાંતિ આપો.

'નૂતન ગુજરાત' તા. ૧૦-૩-૧૯૨૮.

**સર રમણભાઇનું અવસાન**—સર રમણભાઈનું મૃત્યુ ગયા મંગળવારે બપોરે એકાએક થયું. સવારે તેમના કુટુંબ સાથે બેસી તેમણે ખાણું લીધું હતું: ત્યાં જ અચાનક તેમની તબીઅત જરા અસ્વસ્થ થવા લાગી: ખા. બ. ડૉ. નાણાવટીએ તેમને સવારમાંજ તપાસ્યા હતા. પણ તેમને ય ન ખબર પડી કે બે કલાકમાં તેઓ હતા નહતા થઇ જશે; જો કે સર રમણભાઈના અંગ ઉપર કેટલાંક ભયંકર ચિન્હો તો દાકતર સાહેબને જણાયાં હતાં. બપોરે ૧૨-૧ ને સુમારે તો સર રમણભાઈ ગત થઇ ગયા. તેમના શબ પાછળ જવામાં અમદાવાદની પ્રતિષ્ઠિત વ્યક્તિઓ સર ચિનુભાઈ બેરોનેટ, ખા. બ. ડૉ. બી. એચ. નાણાવટી, ખા. બ. એચ. પી. ચાહવાળા, ડૉ. બેન્જામીન, મી. જીવણલાલ દેસાઈ, બાર એસોસી-

એશનના પ્રમુખ મી. હોસંગજી અને બીજા પ્લીડરોએ હાજરી આપી હતી.

*   *   *   ×

અંજુમાન-ઈ-ઇસ્લામે મંગળવારે ધારવાડના આ. જજ મી. એન. જે. શેખના પ્રમુખપદ નીચે સભા ભરી સર રમણભાઈના અવસાનના શોકની નોંધ લીધી હતી.

મર્હુમના માનમાં ગુજરાત કલબ, બજારો શાળાઓ, કચેરીઓ બંધ રહી હતી અને શહેરમાં ભારે ગમગીની ફેલાઇ હતી.

## મર્હુમ સર રમણભાઈ
## આગેવાન સુધારક—સાક્ષર
## તેમના જીવનની રૂપરેખા

'નૂતન ગુજરાત' તા. ૧૦-૩-૧૯૨૮.

ઇશ્વરી લીલાના પડદા પાછળ ભાવિની કંઇ કંઇ શોકધેરી રેખાઓ હોય છે. પણ માનવી તેને ઉકેલવાને શક્તિમાન થતો નથી. હર્ષની પાછળ શોક લાગેલો જ હોય છે તેમ જન્મની પાછળ મૃત્યુ પણ જડાયેલું છે. અચાનક ધુળેટીના રંગથી રંગાએલા અમદાવાદના જીવનમાં શોકની કાલિમા પથરાઈ. સંપૂર્ણ સમભાવી, દયાળુ, પ્રમાણિક આગેવાન સુધારક—સાક્ષર સર રમણભાઇના અવસાનથી અમદાવાદ અને ગુજરાતને જે ભારે ખોટ પડી છે તે જેમ જેમ દિવસો જશે તેમ તેમ જણાશે.

સર રમણભાઇ સને ૧૮૬૮ના માર્ચની તા. ૧૩ મીએ ઉચ્ચ ગૃહસ્થ નાગર કુટુંબમાં જન્મ્યા હતા. તેમના પિતા સ્વ. મહીપતરામના શુભ સંસ્કારો નાનપણમાં જ તેમના મગજ ઉપર પડ્યા હતા. ગુજરાત કૉલેજ અને એલફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરી તેમણે એલએલ. બી. ની ડીગ્રી સંપાદન કરેલી અને અમદાવાદમાં રહી તેઓ વકીલાત કરતા.

## સમાજસુધારક

નાગર કોમમા જન્મવા છતા તેઓ સમાજ સુધારો કરવામા એક્કો હતા નાતજાતનો ભેદ તેમને ન પાળવતો અને તે માટે તેમણે જે સહન કર્યું છે તે ગુજરાતના સમાજ સુધારાના ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાશે જે સમયે સ્ત્રીકેળવણી પ્રતિ સમાજનો મોટો ભાગ વિરૂદ્ધ હતો તે સમયે તેમણે પોતાની પત્નીને અને ત્યાર પછી પોતાની એક પછી એક પુત્રીઓને કોલેજમા બેસાડી બી. એ ની ડીગ્રી લેવા દાધી આજ તેમની ત્રણ પુત્રીઓ ગ્રેજ્યુએટ થયેલી છે અને બીજી બે પુત્રીઓ કોલેજમા અભ્યાસ કરે છે

## વિનીત અને નીડર

રાજકીય ક્ષેત્રમા તેમના વિચારો વિનીત પક્ષના હતા છતા સચુ લાગે તે કહેવાની તેમનામા નૈતિક હિંમત હતી ખરો લાગે તેજ પક્ષમા તેઓ ઉભા રહેતા, તાલુકદાર એક્ટનો તેમને સારો અભ્યાસ હોવાથી મુંબઈની ધારાસભામા સરકારે તેમને નીમ્યા હતા સરકાર તરફથી તેમને રા બ અને સને ૧૯૨૭ મા સરનો ઇલ્કાબ આપવામા આ યો હતો, અસહકારના ચઢતા જુવાળ વખતે તેઓ આત્માને છેતરીને તેમા તણાયા ન હતા, તેમની નિડરતા અને અડગ નિશ્ચય પ્રત્યક્ષ જણાતા

## પ્રજાની સેવા

અમદાવાદના તેઓ અગ્રગણ્ય પુરુષ હતા તેમના કામના બોજા નો પાર ન હતો, રાત્રિના ઉડાણમા Midnight oil વાપરીને પણ તેઓ વાચતા અને લખતા, કોઈ પણ વ્યક્તિની શેહમા તણાયા વગર તેઓ ન્યાય તોળતા અનેક સસ્થાઓની જુમ્મેદારી તેઓ લેતા છતા તેમને જ્યારે જુઓ ત્યારે નમ્રતાનુ કલ્પતરૂ ગમે તેવા કામમા ગુચવાયા છતા તેઓ તેમની પાસે જનારની વાત અપૂર્ણ ચિત્તથી

સાંભળતા અને ચટ દઈને તેને ગ્રંતાવતા. મતભેદ હોવા છતાં તેઓ મિત્રાચારી રાખી શકતા અને જોઇતી મદદ આપી શકતા, તેનો દષ્ટાંત શ્રી. વલ્લભભાઇ સાથેની તેમની મિત્રતા પૂરો પાડે છે.

## સાહિત્યસેવા

સર રમણભાઈ એટલે આધુનિક ગુજરાતી સાહિત્યના હાસ્ય વિભાગના પિતાઃ 'જ્ઞાનસુધા' અને 'વસંત'ના એક વખતના તંત્રી. 'મકરંદ'ની સહીથીથી સુંદર કવિતાઓ તેઓ લખતા. 'જ્ઞાનસુધા'માં સર રમણભાઇ એક વિવેચક તરીકે પ્રસિદ્ધ થએલા. ગુજરાતી સાહિત્યની તેમની સેવા અમર છે એટલું જ નહિ પણ અદ્વિતીય છે. 'ભદ્રંભદ્ર,' 'રાઈનો પર્વત,' 'હાસ્યમંદિર' અને 'કવિતા અને સાહિત્ય' એ તેમની કૃતિઓ છે. ભદ્રંભદ્ર અને હાસ્યમંદિરે ગુજરાતને પેટ પકડીને હસાવ્યું છેઃ આજ તેમાંથી પ્રેરણા મેળવીને હાસ્યરસના કેટલાયે લેખકો પેદા થયા છેઃ રાઈનો પર્વત એ એમનું સફળ નાટક છે; 'કવિતા અને સાહિત્ય' તેમનો ઉત્તમ ગ્રંથ છે અને શ્રી. ચંદ્રશંકર પંડ્યાના શબ્દોમાં કહીએ તો 'કવિતા અને સાહિત્ય' સર રમણભાઈનો સાહિત્યનો કીર્તિસ્તંભ છે. તેમનાં ચાર પુસ્તકોમાં કવિતા અને સાહિત્યની હરોલમાં બેસે તેવું એક પણ પુસ્તક લખાયું નથી. ઉગતા લેખકો-અને ખાસ કરીને કવિઓ અને વિવેચકો માટે-કવિતા અને સાહિત્ય ઉત્તમ આધાર ગ્રંથ છે. આજ પુસ્તકમાં સર રમણભાઇની તીવ્ર રસિક, અને ઝીણવટભરી વિવેચન શક્તિ દષ્ટિગોચર થાય છે. આમ સર રમણભાઈનું નામ ગુજરાતી સાહિત્યમાં કવિ અને વિવેચક તરીકે, અમર રહેશે. સર રમણભાઇ સાહિત્યના વીર, સમાજસુધારાના આગેવાન રાજદ્વારી ક્ષેત્રમાં નીડર અને ખાનગી અને જાહેર જીવનમાં દયાળુ અને ઉદાર હતા.

## અદ્વિતીય વ્યક્તિત્વ

તેમના સદ્‌ગુણોનો પાર નથી, પ્રજા અને સરકાર ઉભય પક્ષમાં તેઓ નીડરતાથી અને આત્માના અવાજને માન આપીને ભળનાર

હતા પૈસા તરફ તેમને જરાયે લોભ ન હતો અને તેમનું દિલ એટલુ બધુ ઉદાર હતુ કે હજાર હજાર રૂપીઆના કેસ તેમણે ૧૫-૧૫ રૂપીઆમા અને જરૂર પડે તો મફત પણ હાથ ધરેલા છે તેમણે ધાર્યુ હોત તો તેઓ સારો પૈસો એકઠો કરી શકત પણ તેમણે પ્રજાસેવા, સાહિત્યસેવાને પૈસા કરતા વધારે કીમતી ગણી

કામમા મરી ફીટવાનો જ્વલન્ત આદર્શ બતાવી ૫૯ વરસની વયે સર રમણભાઇ આજ સમસ્ત ગુજરાતને અને ખાસ કરીને અમદાવાદની જાહેર પ્રજાને વિલાપ કરતી મુકીને ચાલ્યા ગયા છે

## સુધારકયુગનું ગુજરાત (નૂતન ગુજરાત)

સર રમણભાઇ મહીપતરામ નીલકંઠના અવસાનથી ગુજરાતને ભારે ખોટ પડી છે તેમની વિવિધ સેવાઓ ભુલાય તેમ નથી નાજુક તબીયત છતા તેમણે જુદા જુદા ક્ષેત્રોમા સુંદર કાર્ય કર્યુ છે નાની મોટી અનેક સસ્થાઓ ચલાવવા ઉપરાત તેઓ સાહિત્યની સેવા કરતા, મુબઇની ધારાસભામા જતા અને અમદાવાદ મ્યુનીસીપાલીટીના પ્રમુખ તરીકે કામ કરતા આ બધા કામોના ભારથી તેમની તબીયત લથડી અને આપણા મહાપુરુષોની માફક તેમની જીવનદોરી વધારે વખત ન ટકી શકી તેઓ સાચા સમાજસુધારક હતા ગુજરાતમા સમાજસુધારો કીડીને વેગે ચાલે છે તે વખતે તેમનુ જીવન સમાજસુધારાનુ જ્વલન્ત દૃષ્ટાંત પુરૂ પાડતુ હતુ હવે ગુજરાત તેમના જેવા બીજા સમાજસુધારક તરફ દૃષ્ટિ કરી શકે તેમ નથી ગુજરાત નાતોની બેડીઓથી જકડાએલુ છે, તેમાથી તે છુટી શકતુ નથી ગુજરાત કરતા મહા ગુજરાતને નાતોની બેડીઓ વધારે સાલે છે છતા મહા ગુજરાતમા પણ નાતોની બેડીઓ જેવી ને તેવી છે જો નાતોની બેડીઓ તુટે તો જ ગુજરાત ખરેખર મહા ગુજરાત થાય અને દુનિયાની દશે દિશામા ફરી વાણિજ્યમા ઉત્તમોત્તમ સ્થાન પ્રાપ્ત કરે ગુજરાતીઓ વેપાર અર્થે દેશાવર જાય છે

પણ નાતોના બંધનોને લીધે તેઓ ઉડતા પક્ષીઓની માફક ચારો ચરી ઘેર પાછા દોડી આવે છે. જો ગુજરાતે દુનિયાનું વાણિજ્ય ખેડવું હોય તો નાતોના બંધનો તોડી ઠેરઠેર સંસ્થાનો સ્થાપવાં જોઇએ. જગતની મહાપ્રજાઓ જેઓ દુનિયાનું વાણિજ્ય ખેડે છે તેમને નાતોનાં બંધન હોતાં નથી. જ્યાં જાય ત્યાં તેઓ નાતજાત અને ઘર કરીને રહે છે. ગુજરાતને બીજા બધા પ્રાંતો કરતાં સમાજસુધારાની જરૂર વિશેષ છે, અને સર રમણભાઈના જવાથી ગુજરાતનું સમાજસુધારાનું ક્ષેત્ર સૂનું બને છે. સર રમણભાઈનું સ્થાન બીજા ક્ષેત્રોમાં લેનારી વ્યક્તિઓ તેમના કરતાં વધારે સારી છે અને મળી આવશે પણ સમાજસુધારાના ક્ષેત્રમાંનું તેમનું સ્થાન લેનાર ગુજરાતમાં અત્યારે કોઈ જણાતું નથી. ગુજરાત સુધારકસૂનું બન્યું છે.

## ગુજરાતનો ખરી ગએલો સીતારો.

"ખેડુત" તા. ૧૫–૩–૨૮

ગુજરાતના એક મહાન સાહિત્યક અને સુપ્રસિદ્ધ સમાજ સુધારક સર રમણભાઇ મહીપતરામ નીલકંઠના અવસાનના સમાચાર સાંભળી કયા ગુજરાતીના હૃદયમાં જખમ નહી લાગે ? સેવાધર્મના એ મહાન અધ્વર્યુએ ગુજરાતની જનતાના હૃદયને આજે વર્ષોથી જીતી લીધું હતું–ગુજરાત આજે તે મહાન નરની સ્વર્ગયાત્રાને પ્રસંગે અશ્રુ ભરી ભરીને નિવાપાંજલી આપે છે–પ્રભુ તે મહાન નરના આત્માને અખંડ અનંત શાંતિ અને સદ્‌ગતિ દ્યો એમ આજે પ્રત્યેક ગુજરાતીનું હૃદય આશીર્વાદ વર્ષાવી રહ્યું છે.

સર રમણભાઈનું જીવન અનેકરંગી હતું. સાહિત્યક્ષેત્રમાં જુઓ તો ત્યાં પણ રમણભાઈનું સ્થાન વંદનીય હોય, સામાજિકક્ષેત્રમાં પણ ગા. રમણભાઇ મોખરે હોય, રાજકીય બાબતોમાં પણ રમણભાઈ મોખરે હોય, રાજકીય બાબતોમાં પણ રમણભાઈની માન્યતાઓ

નિખાલસ અને વિશુદ્ધ હોય, વકીલાતમાં પણ તેઓ પ્રથમ પંક્તિમાં બિરાજે અને નગરસેવામાં પણ તેમની કારકીર્દી સુવર્ણાક્ષરે અંકિત થઇ હોય આવા એક વિવિધરંગી મહાપુરુષના અવસાનથી આપણે શું ગુમાવ્યું છે તે કરતાં એટલો જ પ્રશ્ન પૂછીશું કે " આપણે શું નથી ગુમાવ્યું ?" તેમના ચારિત્ર્યનો વિચારપૂર્વક ઉલ્લેખ અત્રે કરવાનો સમય કે અવકાશ નથી પરંતુ તેમના જીવનની શતદળ પાંદડીઓમાંની કેટલીક મધુર પાંદડીઓની સુવાસ વિસારી વિસરાય તેમ નથી આજે તેમના અવસાનને પ્રસંગે તે સુવાસની ફોરમ ફરી ફરી પ્રગટે છે અને અમને તેની નોંધ લેવાની સહેજે ઇચ્છા થઇ આવે છે.

સાહિત્ય તરીકે તેમણે વસંતદ્વારા ગુજરાતની સાહિત્યવાડીમાં સાચી વસંત પ્રગટાવી વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખપદેથી તેમણે ગુજરાતની નિરવધિ સેવાઓ કરી આજે પોતાના ઉત્તમોત્તમ પુસ્તકો દ્વારા ગુર્જરી ગિરાની મોટામાં મોટી સેવાઓ તેમણે કરી છે રાઇનો પર્વત એ તેમની અમૂલ્ય બક્ષિસ છે તેમણે રચેલા પુસ્તકો અને કાવ્યો એ ગુજરાતની અણમોલી દોલત છે તેમણે ફક્ત પુસ્તકોદ્વારા જ નહિ પરંતુ સાહિત્યપરિષદ સાથે ગાઢ સંબંધ ધરાવીને ગુજરાતી સાહિત્યની અપ્રતિમ સેવા બજાવી છે તેઓ ગુજરાતના સર્વોત્તમ સાક્ષરોમાં હમેશને માટે એક નિરાળું સ્થાન ધરાવશે અને ભવિષ્યની પ્રજા તેમાંથી સદંતર નવીન પ્રેરણાઓ અને નવીન પ્રોત્સાહન નિરંતર મેળવ્યા કરશે એ નિર્વિવાદ છે

રાજ્યદ્વારી બાબતોમાં તેઓ લીબરલ પક્ષના વિચારો ધરાવતા હતા તેઓ મહાસભાની સાથે રહી શક્યા નહિ છતાં પણ દેશના ઉદ્ધારને માટે જે માર્ગ વાસ્તવિક અને વ્યાજબી લાગ્યો છે તેને તેઓ અત્યંત નિડરતાથી અને નિખાલસપણે વળગી રહ્યા હતા. તેમની આવી પ્રમાણિક શુભ નિષ્ઠાની આપણે કેટલી કીંમત આંકી શકીએ ?

સામાજિક સુધારણાના ક્ષેત્રમાં સર રમણભાઈની તોલે કોઈક જ આવી શકે તેમ છે. હિંદુ સમાજની દુષ્ટ રૂઢીઓના મૂળને ઉચ્છેદવાની પહેલ તેમણે જ કરી છે અને સ્ત્રીસ્વાતંત્ર્ય, સ્ત્રીસન્માન વિગેરેની સાચી ચેતના તેમણે જ ગુજરાતના પ્રાણમાં પુરી છે અને તે ઉપરાંત દારૂ નિષેધ માટે પણ તેમણે ઘણી જ સુંદર પ્રવૃત્તિ ચલાવી હતી. આ ક્ષેત્રમાંની પણ તેમની સેવાઓ અમૂલ્ય હતી.

એક નાગરિક તરીકેની તેમની મ્યુનીસીપાલીટીની સેવાઓ અમદાવાદના શહેરીઓથી અજાણી નથી. તે માટે તો તેમને અનેક ધન્યવાદ ઘટે.

ટુંકમાં તેમની અનેકવિધ સેવાઓ માટે આજે ગુજરાત તેમના પારાવાર અહેશાન નીચે દબાયલું છે. ગુજરાત તે સ્વર્ગસ્થના પુણ્યાત્મા પ્રત્યે સહસ્ત્રાવધ આશીર્વાદ વરસાવે છે. પ્રભુ સદ્‌ગતનું સદા સર્વદા કલ્યાણ કરો !!

## સ્વ. સર રમણભાઈ.

'મુંબાઇ સમાચાર'

સ્વ. સર રમણભાઇ મહીપતરામના શોકજનક અવસાનથી એકલા અમદાવાદે જ નહીં પણ સમસ્ત ગુજરાતે, ગુજરાતી સાહિત્યે અને સંસાર સુધારાની હીલચાલે પોતાનો એક સાચો સેવક ગુમાવ્યો છે. ગુજરાતના પાટનગર અમદાવાદમાં રહી સ્વર્ગસ્થે તેમના પિતા રા. સા. મહીપતરામ રૂપરામને પગલે ચાલી તેમણે મહા મુસીબતની વચ્ચે ઉપાડેલી સંસારસુધારાની હીલચાલ આગળ ધપાવવામાં પોતાની કૃત્યકૃત્યતા માની હતી, અને આ કહેવું ઘટે છે કે તેમાં લેડી વિદ્યાગૌરીએ સ્વર્ગસ્થને પડખે ઉભી તેમને છેવટ સુધી સહાયતા આપી હતી. ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં તો તેમની સેવાઓ છેક જ ન વિસરાય તેવી છે. ગુજરાતમાં જ્યારે કેળવણીનો ઘણો ઓછો પ્રચાર હતો તેવા સમયમાં 'જ્ઞાન સુધા' માસિક ચલાવીને તે દ્વારા તેમણે ગાઢ અંધકારમાં પડેલી

પ્રજા પર જ્ઞાનામૃતનુ સિંચન કરી તેનામા ચેતન આણ્યુ હતુ હાસ્ય-રસના તો સ્વર્ગસ્થ પિતા જ હતા તેમનું 'ભદ્રભદ્ર'' અને ''હાસ્ય-મંદિર'' જે વાચતા ગમે તેવી ગમગીનીમા ગરકાવ બનેલા શખ્સને પણ હાસ્ય ઉપજ્યા વિના રેહે તેમ નથી તેનું સ્થાન ગુજરાતી સાહિત્યમા ઉચુ અને લગભગ અજોડજ રહેશે રાજકીય બાબતોમા સ્વર્ગસ્થ એક લીબરલ હતા એટને તેઓ ભૂતકાળના એક રાજદ્વારી હતા છતા પણ તેઓ એટના તો ઉદાર મનના હતા કે તેમના વિચા રથી જુદા પડનાર પ્રત્યે પણ માનની નજરે જોતા હતા અમદાવાદની મ્યુનિસિપાલીટીના સભ્ય, ઉપ પ્રમુખ અને પ્રમુખ તરીકે ચુટાઈને તેમણે લગભગ ૨૦ વર્ષ સુધી તે શહેરની સુધરાઈની સેવાઓ બજાવી હતી અને મુબઇની ધારાસભાના સભ્ય ચુટાઇને પણ તેમણે તે શહેરની અને ગુજરાતની મુગી છતા અચ્છી સેવાઓ બજાવી હતી આવા એક ઠરેલ વિચારના, ઓછુબોલા છતા નીખાલસ અને વ્યવહારિક તેમજ પ્રમાણિકપણે પોતાની ફરજો બજાવનાર નેતાને ગુમાવવા માટે ગુજરાત અને ઈંગ્લીશ ખરેજ દીલગીર છે સ્વર્ગસ્થના અમર આત્માને શાશ્વત શાતિ પ્રાપ્ત થાવ એ જ પ્રાર્થના

## ગુજરાતે ગુમાવેલુ સાક્ષરરત્ન

સર રમણભાઈ મહીપતરામ નીલકંઠના અવસાનથી ગુજરાતે એક સાચો મસાર સુધારક અને સાક્ષર ગુમાવ્યો છે પોતાના પિતાશ્રીને પગલે ચાલી મહુમ સર રમણભાઈએ ગુજરાતમા સુધારાનો ઝંડા ઉડતો રાખ્યો હતો કન્યાકેળવણી અને વિધવા વિવાહની બાબતમાં સર રમણભાઇ અને લેડી વિદ્યાગૌરીના પ્રયત્નો જાણીતા છે ગુજરાતી સાહિત્યની ખીલવણીમા સર રમણભાઇએ કિમતી ફાળો આપ્યો છે 'રાઇનો પર્વત' અને 'ભદ્રભદ્ર' ના પુસ્તકોથી તેઓ ગુજરાતી સા-હિત્યમા અમર નામના મુકી ગયા છે વિવેચક તરીકેની એમની ખ્યાતિ પણ ગુજરાતમા જાણીતી છે * * * સર રમણભાઈ પ્રત્યે અમદાવાદની

પ્રજા કીધા હતી. એમના અવસાનથી અમદાવાદની જાહેર જીંદગીમાં એક ન પુરાય તેવી ખોટ પડી છે. પ્રભુ, મર્હુમના આત્માને શાંતિ અને લેડી વિદ્યાગૌરીને આ સંકટ સહન કરવાની શક્તિ આપો !

## સ્વ. સર રમણભાઇ નીલકંઠ.

### આગેવાન શહેરીઓની દીલસોજી.

"હિંદુસ્તાન અને પ્રજામિત્ર" અમદાવાદ, તા૦ ૭.

અત્રેના જાણીતા અને આગેવાન શહેરીઓએ લેડી રમણભાઈને ત્યાં શોક પ્રદર્શિત કરવા માટે તેમજ તેમના તરફ દીલસોજી જાહેર કરવા માટે હાજરી આપી હતી, જેઓમાં મહાત્મા ગાંધીજી, પૂજ્ય કસ્તુરબા ગાંધી, શ્રીયુત વલ્લભભાઇ પટેલ, જજ મી૦ હ્યુમરીક્સ, શેઠ ચમનલાલ, શેઠ અંબાલાલ વગેરે પણ હતા. લેડી રમણભાઇને સંખ્યાબંધ દીલાસાના સંદેશાઓ મળ્યા છે જેમાં ઓનરેબલ દિવાન બહાદુર હરિલાલ દેસાઈ, કમીશનર મી૦ ઘીસલ, મેસર્સ કૃષ્ણલાલ ઝવેરી, નટરાજન, આનંદશંકર ધ્રુવ વગેરેના સંદેશાઓ પણ છે.

મરહુમ સર રમણભાઈના મરણ માટે દીલગીરી જાહેર કરવા માટે એક જાહેર સભા બોલાવવાની ગોઠવણો કરવામાં આવે છે.

## સર રમણભાઇ નીલકંઠનું મરણ.

### અમદાવાદના જાણીતા શહેરી અને ગુજરાતીના મોટા સ્કોલર.

'જામે જમશેદ' અમદાવાદ તા૦ ૬ઠી માર્ચ.

સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ. એલ. બી. આજે પાછલા પહોરના ૬૦ વરસની ઉંમરે મરણ પામ્યા હતા. મરનાર અમદાવાદના એક આગેવાન શહેરી હતા અને સ્થાનિક મ્યુનીસીપાલીટીમાં લગભગ ૨૦ વરસ સુધી એક કાઉન્સીલર અને પ્રેસીડંટ તરીકે સેવા બજાવી હતી. મરહુમ સર રમણભાઇ એક

ઉત્સાહી સંસાર સુધારક હતા. અને દરેક સંસાર સુધારાની બાબતમાં આગેવાન ભાગ લેતા હતા. તેઓ એક લીબરલ રાજદ્વારી હતા અને અમદાવાદની લીબરલ લીગના પ્રેસીડંટ હતા. મરનાર એક સુનંદા ગુજરાતી સ્કોલર હતા અને ખાસ કરીને તેઓ ગુજરાતી હાસ્યરસ લેખક તરીકે જાણીતા હતા અને અનેક પુસ્તકોથી ગુજરાતી સાહિત્યને દીપાવ્યું હતું.

મરનારનો જન્મ ૧૮૬૮માં થયો હતો. તેવણે અમદાવાદની ગુજરાત કૉલેજ અને મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં કેળવણી લીધી હતી. નામદાર શહેનશાહે ૧૯૨૭માં મરનારની જાહેર સેવાઓ માટે નાઈટહુડનો ખેતાબ આપ્યો હતો.

## સાહિત્ય સભા ગોધરા

## સદ્‌૦ સર રમણભાઈ મહીપતરામ

ના અવસાન માટે શોક પ્રદર્શિત કરવા પં. રે. સાહિત્ય સભા તરફથી સ્ટુઅર્ટ લાયબ્રેરી હોલમાં જાહેર સભા તેલંગ હાઇસ્કુલના હેડમાસ્તર મી. રાયચંદભાઇ પરીખના પ્રમુખપદે મળી હતી. મી. અંજારીઆએ કહ્યું, આજ આપણે સર રમણલાલના અવસાન માટે દીલગીરીનો ઠરાવ કરવા ભેગા થયા છીએ. પ્રશ્ન એ થાય છે કે આવા ઠરાવ સ્થળે સ્થળે કરવાની શી જરૂર. પ્રજાનો ઇતિહાસ તે નેતાઓનો ઇતિહાસ છે. ગુજરાતનો ઇતિહાસ તેમના જીવન સાથે મારો સંબંધ જાળવશે. તેઓ જાતે વડનગરા નાગર હતા. સમાજ સુધારણાના હિમાયતી હોઇ સુધારક તરીકે બહાર પડતાં કપરા સંજોગો ઉભા થાય છે તે વખત આવ્યે સહનશીલતાથી કામ ન કરે તો તે પકાઇ શકે નહીં. સમાજ સુધારણાની શરૂઆત તેમણે પોતાના કુટુંબમાથી કરી હતી. સ્ત્રી કેળવણીમાં તેમણે પોતાના કુટુંબને કેળવણીની ઉચ્ચ દશાએ લઈ જવાની પહેલ કરી છે. તેઓ ધૈર્યવાન સુધારક, અમદાવાદ મ્યુનીઃ ના પ્રેગી.

તરીકે તેઓ જાણીતા છે. સાહિત્યક તરીકે તેમના હાસ્યરસનો ખ્યાલ આપવા માટે તેમનાં હાસ્યમંદિર અને ભદ્રંભદ્ર પુરતાં છે. હાસ્યરસમાં તેઓ એક્કા હોઈ સાહિત્યમાં ન ભુલાય તેવું વસ્તુ આપ્યું છે. તેમને ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ્યાનું જાણવાથી તેઓ સાચા નાગરિક એટલે શહેરી હતા. અગાઉ તે જ્ઞાતિમાં નામાંકિત હતા. સમયને લઈને હાલ સડો પેઠો હશે છતાં તેમણે ઉચ્ચજ્ઞાતિમાં જન્મી જીવનને ઉચ્ચકોટીએ લઈ જનારને નિવાપાંજલિ આપવા કહેવું તે વધારે પડતું નથી હૃદયથી દીલગીરીનો ઠરાવ પસાર કરવામાં આવે તો તેમના કુટુંબને દીલાસો મળે એમ છે. સ્નેહીજીનાં હૃદયે તેમના અવસાન માટે દીલગીરીનો ઠરાવ કરવા એકઠા થયા છીએ આવા અવસાનો માટે બે આંસુ ખેરવીએ તો યોગ્ય છે. બાદ દીલગીરીનો નીચે મુજબનો ઠરાવ રજુ કર્યો હતો.

આ સભા સદ્ગત સાક્ષર સર રમણભાઇ મહીપતરામ નીલકંઠના અસાનની દુઃખદાયક નોંધ લે છે સાહિત્યના ક્ષેત્રમાં સદ્ગતની સેવાઓ અમૂલ્ય છે એમના મૃત્યુથી ગુજરાતી સાહિત્યને ખોટ પડી છે. લેડી વિદ્યાગૌરીના ઉપર જે દુઃખ આવી પડ્યું છે તે સહન કરવાને પ્રભુ તેમને શક્તિ આપો. તેમના દુઃખમાં આ સભા ભાગ લે છે. ઈશ્વર સદ્ગતના આત્માને શાંતિ આપો.

## સર રમણભાઇ મહીપતરામ નીલકંઠનું શેકજનક અવસાન

"નાગરોદ્ધાર" માર્ચ ૧૯૨૮

માર્ચ માસના આરંભમાં ગુજરાતે એક મહાન નર ગુમાવ્યો છે. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠના અવસાનથી નાગરી ન્યાતમાંથી એક આદર્શ નાગર ઓછો થયો છે. સર રમણભાઈ સુરત નિવાસી વડનગરા નાગર ગૃહસ્થ હતા. અમદવાદ તેમની કર્મભૂમિ હતું. ગુજરાતી ભાષાના એ સમર્થ લેખક કવિ તથા વિવેચક હતા. નવલરામભાઈના મૃત્યુથી ગુજરાતને સમર્થ સમાલોચકની જે ખોટ પડી હતી

તે રમણભાઈએ જ ઘણે અંશે પૂરી હતી. ગુજરાતના હાસ્યરસના લેખકોમાં એમનું સ્થાન સર્વોચ્ચ હતું. 'ભદ્રંભદ્ર' તથા હાસ્યમંદિર એમના હાસ્યરસ ઉપરના અસાધારણ અધિકારોનો જ્વલંત પ્રમાણ છે. 'રાઈનો પર્વત' નાટકોના સાહિત્યમાં એમનું સ્મારક બની રહેશે સંસાર સુધારો અને એકેશ્વરવાદના ક્ષેત્રમાં એમણે યાવજ્જીવન જે સેવા કરી છે એનું મૂલ્ય આંકી શકાય એમ નથી. એમના પૂજ્ય પિતા શ્રી મહીપતરામ રૂપરામના સ્વર્ગવાસથી એમની વ્યવસ્થાવાળી અમદાવાદની અનેક સાર્વજનિક સંસ્થાનો ભાર આપણા પૂજ્ય બંધુ રા. બા લાલશંકરભાઈ ઉપર આવ્યો હતો, અને લાલશંકરભાઈના મૃત્યુ પછી એ બધી પ્રવૃત્તિઓ સર રમણભાઈએ પ્રેમપૂર્વક ઉપાડી લીધી હતી અને ઉત્તમ રીતે ચલાવી હતી

સંસાર સુધારાની સેવા તે પુષ્પની શય્યામાં સુવા જેવું નથી, આરંભના સમાજ સુધારકને અતિશય લોક નિંદા, મિથ્યા અપવાદ, ફજેતારો, પણ જાતિ નિર્વાસન આદિ યાતનાઓ ભોગવવી પડે છે એ બધાની લેશ માત્ર પરવા ન કરતા અડગપણે સુધારાના ન્યાયી માર્ગને વળગી રહે છે તેજ સાચો વીર છે મહાત્મા ગાંધી વ્યાજબી લખે છે કે "જે માણસ એક પણ વિધવાના આંસુ લુછે છે, જે એક પણ બાલાને લગ્નના નામે ઓળખાતા પશુ યજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની શુદ્ધ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે, તે સેવા તો ખરી છે જ, આવી સેવા રમણભાઈની હતી"

રમણભાઈનું જીવન નીતિના ઉચ્ચ આદર્શ ઉપર રચાયું હતું. એમનું જીવન પ્રભુમય હતું, પ્રાર્થના સમાજ વેદી ઉપરથી કરેલા પ્રવચનો એ અમારા જેવા અનેક યુવકોને સન્માર્ગ તરફ પ્રેર્યા છે એ અંકુર ઉપદેશોનું સ્મરણ આજ તાજુ થઈ રમણભાઈને ગુરૂ તરીકે સ્વીકારી

શ્રદ્ધાંજલિ અર્પવા પ્રેરે છે. રમણભાઈની એકાદ પ્રાર્થનાનો પરિચય હમે આગળ એક વાર હમારા વાંચકોને કરાવી ગયા છીએ, હમે હમારા જાતિ અનુભવ ઉપરથી કહીએ છીએ કે જગત સૃષ્ટાની સામાન્ય કૃતિઓમાં એ પ્રભુની કુશલતા જોઈ શકતા. અને સૃષ્ટ વસ્તુઓના અવલોકનથી સૃષ્ટાને પ્રેમપૂર્વક પૂજી શકતા. મૂર્તિપૂજાને ત્યાગ કરનાર શિક્ષિત જનોમાં રમણભાઇ જેવા પ્રભુભક્ત જોવાનું સૌભાગ્ય હમને પ્રાપ્ત થયું નથી.

એ ઉપરાંત રમણભાઇ એટલે સજ્જનતાની મૂર્તિ. એવા નર રત્નના વિયોગથી ગુજરાત અને બૃહત ગુજરાત રડે તો તે સ્વાભાવિક છે હમે પણ અશ્રુથી ભીંજાયલાં નયન સહિત એ મહાન નરના આત્માની સદ્ગતિ માટે પ્રભુની પ્રાર્થના કરીએ છીએ.

સર રમણભાઈની ધર્મપત્ની લેડી વિદ્યાબ્હેનમાં આર્યોની આદર્શ સહધર્મિણીના બધા ગુણ છે. પતિની સર્વ પ્રવૃત્તિઓમાં એ એમની સાથે એકરૂપ થઇ ગયાં હતાં. એમના તથા એમના કુટુંબ ઉપર જે આપત્તિ આવી પડી છે તેમાં હમે હાર્દિક સહાનુભૂતિ પ્રગટ કરીએ છીએ અને નમ્રતા-પૂર્વક યાચીએ છીએ કે આ અસહ્ય ઘા ધૈર્ય સહિત સહન કરી પતિની અધુરી રહેલી સત્ પ્રવૃત્તિઓને પૂર્ણ કરે.

સહતંત્રી.

" નાગરિક " ફાલ્ગુન

ત્રૈ માસિક ૧૯૮૪

સર રમણભાઈ મહીપતરામ નીલકંઠના અવસાનના સમાચાર મળ્યા છે. તે છેલ્લા અઢારેક માસ થયાં અર્ધાંગની તકલીફમાં હતા. પણ તેમનો અંત જરાક અણધાર્યો કહેવાય ખરો.

સર રમણભાઇને ગુજરાત ન ઓળખે તેમ બને ? સાહસી અને ધુરંધર પિતાના પુત્રને ગુજરાત કેમ વિસરે ? શ્રીયુત

મહીપ ત્રામભાઈની સમાજસુધારણાની ઘોષણાને ઝીલી લેનાર રમણભાઈના ઉપકારો સમાજ કેમ કરીને વિસ્મૃતિ પર નાખી દે? તેમનુ કુટુબ જ સુધારક સમાજને માટે લગભગ આદર્શ જીવન ગાળતા એ વીગના જીવનના પડવા તો ઇતિહાસપટે રહીજ ગયા તેમણે બતાવેલ અને આચારમા મુકેલ સમાજસુધારાની ઉત્કટ ઇચ્છાઓ, તેમણે સાહિત્ય ક્ષેત્રમા સ્ફુરાવેલ અપૂર્વ મેવચમકાર, અને તેમનુ સુદર શહેરી જીવન આ બધા તેમને કોઇ અનેરૂ જ વ્યક્તિત્વ આપે છે

નાગરો સાહસિક છે અને ગમે તેવા વાતાવરણમા તરત અનુકૂળ થઈ જાય તેવા છે તે વાતને, સુધારાનો પ્રથમ ઘોષ કરી, આચરણમા મુકી સિદ્ધ કરનાર મહીપતરામભાઈના સર રમણભાઇ પુત્ર થાય ઉત્તમ વિદ્યા પ્રાપ્ત કરી તેમણે અમદાવાદમા વકીલ તરીકેનુ જીવન ગાળ્યુ હતુ તે ઘણા વર્ષ સુધી મ્યુનિસિપાલિટિના પ્રમુખ હતા લેજીસ્લેટિવ કાઉન્સિલના સભ્ય પણ તે હતા આ શહેરી જીવનને લીધે જ સરકારે તેમને 'સર' બનાવ્યા

તેમનુ સાહિત્યજીવન સતત ધારાથી યુક્ત નહિ છતાયે વૈવિધ્યથી ભરપૂર છે 'રાઇનો પર્વત' ગુજરાતને મળ્યા પછી એવુ બીજુ નાટક તેના કર્તા પાસેથી ગુજરાત મેળવે એમ, કયા ગુજરાતીએ નથી ઇચ્છ્યુ? તેમના વિવેચનો તો રૂઢ ગણાયા છે 'કવિતા અને સાહિત્ય'નું સ્થાન આજે અનોખુજ છે અને તેમનો લોકપ્રિય હાસ્યરસ કેમ ભૂલાય? વર્ષો સુધી, મેળાવડાઓને અને શાળા વગેરે સંસ્થાઓને અખુટ ભડાર પુરો પાડનાર, 'હાસ્યમન્દિર' આજે પણ નીરાળુજ ઉભુ છે આવા નરને ગુજરાતે સાહિત્ય પરિષદનુ પ્રમુખપદ આપી, યોગ્ય માન આપ્યુ હતુ

આવી અનેક વિધ સેવા બજાવનાર વ્યક્તિના વિરહે હૃદય શોકમા લીન થાય તેમા નવાઇ શી? માત્ર, ફીનીક્સ પક્ષીની પેઠે, એમના જીવનની પ્રેરણાથી એમના જેવી અનેક વ્યક્તિઓ ગુજરાત મેળવે

એટલી આશા દર્શાવવી રથાને છે. લેડી વિદ્યાબેન તથા તેમના કુટુંબ ઉપર પડેલ આપત્તિમાં અમે પૂરતી સહાનુભૂતિ દર્શાવીએ છીએ.


પ્રભુ સદ્‌ગતના આત્માને શાન્તિ આપો.

'પ્રગતિ'

## ગુજરાતી સુધારક ગયા:—

સુપ્રસિદ્ધ ગુજરાતી સુધારક, સાહિત્યકાર અને જુની "સ્કુલ" ના રાજદ્વારી સર રમણભાઈ મહીપતરામ નીલકંઠને ગુજરાતે ગયા પખવાડીઆમાં ગુમાવ્યા છે એ બીના જાણીને એકએક ગુજરાતીને શોક થયા વિના રહેશે નહિ. સર રમણભાઈએ "ભદ્રંભદ્ર" લખીને સનાતનીઓના અભેદ્ય ગણાતા કિલ્લામાં પહેલું બાકોરૂં પાડ્યુ હતું. જુના જડસુ સમાજના જંગલી રિવાજો પર ક્રૂર કટાક્ષ કરી તેમણે સનાતનીઓનો ક્રોધાગ્નિ એટલો બધો પ્રજ્વલિત કર્યો હતો કે "ભદ્રંભદ્ર"ના પ્રત્યુત્તરમાં અનેક અશ્લીલ પુસ્તકો પ્રગટ થયાં હતાં. નાગર જેવી શિક્ષિત અને સંસ્કારી જ્ઞાતિમાં જન્મવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાથી સ્વર્ગસ્થને "જ્ઞાતિ"ની જુલમી બેડુકમી વેઠવી પડી ન્હોતી. પણ જે સમયે "જુના સનાતન અસત્યો"ને બ્રહ્મવાક્ય માનવામાંજ જણે લોકનો ઉદ્ધાર સમજાતો હતો ત્યારે સનાતનીઓના સગવડીઆ ધર્મ પર પ્રહાર કરીને નવા વિચાર સર્જવામાં સ્વર્ગસ્થે ગુજરાતને સુંદર સહાય કરી હતી. વર્ણોના વાડા તોડવા અથવા વિધવા પુનઃ વિવાહની મંજુરી આપવા માટે સ્વર્ગસ્થે પુષ્કળ ચળવળ ચલાવી હતી; પણ તેમણે પોતાના કુટુંબમાં એવું કોઇ વહેવારૂ પગલું ભર્યું હોય એવી અમને ખબર નથી. સ્વર્ગસ્થ સર રમણભાઇ એક ગંભીર વિવેચક અને હાસ્ય રસિક લેખક હતા. ગુજરાતમાં હાસ્યરસ પ્રગટાવવાની શરૂઆત તેમણે જ કરી હતી, અને તેના પુરાવા રૂપે આપણી પાસે "હાસ્ય મંદિર" પડ્યું છે. રાજદ્વારી ક્ષેત્રમાં તેમને અને અમારે ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલું અંતર હતું, પણ તે

સાથે જુના મવાળ રાજદ્વારી પક્ષના એક સભ્ય કહેવરાવવા ઉપરાંત સ્વર્ગસ્થે રાજદ્વારી ક્ષેત્રમાં ઝાઝી ધમાલ પણ કરી નહોતી. તેમના અવસાનથી ગુજરાતે એક સમર્થ વિચારક અને ઉપયોગી સાહિત્યકાર ગુમાવ્યા છે. આ કરૂણ પ્રસંગે અમે લેડી વિદ્યાગૌરી અને તેમના કુટુંબ પ્રત્યે અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ દર્શાવી સ્વર્ગસ્થના આત્માની શાંતિ ચાહીએ છીએ.

**સ્વ. સર** રમણભાઈના મરણ બદલ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે શોકનો ઠરાવ કર્યો હતો. અને સુરત વી. સ્થળોએ પણ શોક દર્શાવનારી સભાઓ મળી હતી.

## સ્વ. સર રમણભાઇ

"પ્રજામિત્ર, કેસરી" ૧૧ મી માર્ચ ૧૯૨૮

સર રમણભાઈના સ્વર્ગવાસથી ગુજરાતે એક અચ્છા વિદ્વાન, કવિ, લેખક, અને સમાલોચક ગુમાવ્યા છે. નર્મદ–દલપત યુગ ખતમ થતાં, અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના જળમાં અવગાહન કરી, એ સંસ્કૃત અને અંગ્રેજી અસરના રંગે રંગાઈ ગુજરાત સમક્ષ શિષ્ટ સાહિત્યની સુંદર વાનગી ચખાડનાર વિદ્વાન લેખકોનો યુગ જે ગોવર્ધનરામભાઈથી શરૂ થયો હતો તેમાંના સર રમણભાઇ એક આગેવાન સભ્ય હતા.

અમદાવાદના એક પ્રતિષ્ઠિત અને આગેવાન શહેરી તરીક, એક નિડર ગંભાર સુધારક તરીકે અને સાહિત્યક્ષેત્રમાં એક અગ્રગણ્ય સાક્ષર તરીકે સ્વર્ગસ્થ સર રમણભાઇએ પોતાના જમાનામાં કિંમતી અને તારીફ લાયક સેવા બજાવી હતી.

પણ સર રમણભાઇની સૌથી કિંમતી અને હંમેશ માટે યાદગાર રહી જાય એવી સેવા તો એ હતી કે વેપારી ગુજરાતને, વાણીયાબુદ્ધિ ગુજરાતને સર રમણભાઇએ જ પહેલવહેલું ખડખડાટ હસાવ્યું એમના

'ભદ્રંભદ્ર' અને 'હાસ્યમંદિરે' હજારો દીવેલપીધા જેવાં મ્હોડાંવાળાં ગુજરાતીઓને પેટ પકડીને હસાવ્યાં છે અને હજુ પણ હસાવ્યા કરશે.

રમણભાઇની પહેલાંના ગુજરાતી લેખકોમાં હાસ્યરસ નહોતો જ એમ કહેવાનો આશય નથી. નરસિંહ મહેતા, નર્મદ, શામળ, અખા, ભોજા ભગત અને દલપતરાભાઈમાં જોનારને કટાક્ષ અને મીઠી મજાકની વાનગી મળી શકે તેમ છે, પણ એકલા હાસ્યરસને પ્રાધાન્ય આપી સાહિત્યસર્જન કરનાર રમણભાઈ પારસીઓ કહે છે તેમ ગુજરાતી હાસ્યરસ સાહિત્યમાં પાવરધા હતા. સર રમણભાઈને બેશક ગુજરાતી હાસ્યસાહિત્યના રાજાની પદવી આપી શકાય. ખરી રીતે તો મર્હુમ ગુજરાતના ચાર્લ્સ ડીકન્સ હતા.

હસવું અને હસાવવું એ સહેલું નથી. દુનિયાભરનું સાહિત્ય તપાસી વળો અને જોશો કે લોકોને રડાવનારા, લોકોને શૃંગારરસનું કે વીરરસનું પાન કરાવનાર ઘણા હોય છે. જનતાને નવા વિચારો આપી તેમની મનોવૃત્તિ ફેરવનાર ફીલસુફો અને તત્ત્વજ્ઞાનીઓ હોય છે, પણ હસાવનાર તો બહુ જ થોડા હોય છે.

લેખક 'સૂર્ય'

## નોંધ

'સાહિત્ય' એપ્રિલ ૧૯૨૮

જ્યારે સર રમણભાઇના અવસાનના સમાચાર અમે સાંભળ્યા, ત્યારે ઘડીભાર એ વાત માનવામા ન આવી; સ્વ સર રમણભાઈ. કેમકે છેલ્લા કેટલાક દિવસોથી એમની તબીયત સુધરતી હતી. ભાવિ મિથ્યા ન થાય; જાયું તે જાય; અને સર રમણભાઇ પણ ગયા.

એમનુ કુટુબ શોકમા ડુબેલુ છે. એ મહાન ગુજરાતીના સ્વર્ગવાસને લીધે આજ આખો પ્રાત વિલાપ કરે છે

સર રમણભાઇની મોટાઈ ગણાવવાનો આ અવસર નથી તેને માટે યોગ્ય સ્થાન પણ આ અક નથી રાજકાજ, સ્થાનિક સ્વરાજ્ય, સસાર સુધારો, લોકહિત વગેરે વિવિધ પ્રકારના ક્ષેત્રમા એમની પ્રવૃત્તિ હતી, અને એ તમામ પ્રકારની સેવામા એમને સફળતા મળી હતી

પરતુ સુધરાઇના પ્રમુખ, કે વિધવા પુનર્લગ્ન સભાના મત્રી તરીકે અથવા સોસાયટીના સેક્રેટરી કે પ્રાર્થના સમાજના પ્રમુખ તરીકે એમણે જે કીર્તિ સપાદન કરી, તે ગમે તેટલી ઉજ્જવલ ભલે હોય, એનાથી પણ વધુ ઉજ્જવલ હતુ એમનુ સાહિત્યજીવન-સાક્ષર જીવન એ જીવન સર્વથા અનુકરણીય રહેશે વકીલાત કરતા કરતા પણ કાગળની કાપલીઓ ઉપર સાહિત્યને લગતા લેખો તેઓ લખી કાઢતા, કેસની દલીલો વચ્ચે આમ સંગીન વિચાર તરફ તેમની માનસિક પ્રવૃત્તિ વળતી, અને એવા વિરોધી સ્થૂલ વાતાવરણ વચ્ચે ઉદ્ભવેલુ સાહિત્ય ખરેખર અમર રહેવા યોગ્ય થયુ, એ આશ્ચર્યકારક ઘટના ઘણાને લાગે, પરતુ મજૂરની તળાઈમા આળોટનાર કરતા જીવનકલહ વચ્ચે તરફડીઆ મારનાર હમેશા ચિરંજીવ કૃતિઓ દુનિયાને વધારે અર્પી શકે છે

અને સર રમણભાઇની કેટલીક કૃતિઓ એ એમનુ શાશ્વત સ્મારક છે સાહિત્ય ચર્ચા તરફ એમને પ્રીતિ હતી, અને એમના કેટલાક નિબધો સુદર અને શિષ્ટ અને સફળ ટીકાના સારા નમુના હતા 'કવિતા અને સાહિત્ય' એ સગ્રહ એ દૃષ્ટિએ પઢવા લાયક પરતુ સર રમણભાઇની ચિરજીવ થવા સર્જાયલી કૃતિઓ એ નહી પણ આ ચાર છે, ભદ્રભદ્ર, રાઈનો પર્વત, હાસ્ય મદીર અને 'સાહિત્ય પરિષદના' ભાષણો ભદ્રભદ્રને કોઇએ હાસ્ય રસમા પહેલ

હોવાનું કહ્યું છે, તો કોઇએ ડિકન્સ અને થેકરી નામના અંગ્રેજી લેખકોની કૃતિઓ સાથે એને સરખાવ્યું છે. ભદ્રંભદ્ર એ બંને નથી; નથી એ ગુજરાતી સાહિત્યમાં પહેલ કે નથી એ યુરોપની કોઇ કૃતિની વાનર નકલ. ભદ્રંભદ્રમાંનું વસ્તુ સ્વદેશી છે, એનો વિકાસ સ્વદેશી છે, ને છેવટે એનો અંતર્ગત હાસ્યરસ પણ સ્વદેશી છે, ને ને તેથી જ તે આપણા ચિત્તને હંમેશાં પ્રફુલ્લતા બક્ષે છે. હાસ્યમંદિરનું પણ તેમજ.

'રાઇનો પર્વત'–એ વિષે અમે અભિપ્રાય એક વખત આપી ગયા હતા. એ નાટકમાં નવીન વસ્તુ નથી, છતાં એના સુધારાની અંદર પણ 'આર્યત્વ' રાખેલું છે અને નાટકનું આખું ઘડતર પણ નાટ્યશાસ્ત્રને અવલંબીને રચેલું છે તેથી જ એને સફળતા મળી. સાહિત્ય પરિષદમાં નિબંધો પુષ્કળ વંચાય છે. તેમાંના બહુ થોડા નવીન પ્રકાશ પાડનાર નીવડે છે. સર રમણભાઇને જ્યારે કાંઈ નવું કહેવાનું હોય, ત્યારે તેઓ કલમ ઉચકતા, તેથીજ એમના નિબંધોમાં સત્ત્વ અને સત્ય માલમ પડે છે. અને સત્ત્વ અને સત્યથી વધારે ચિરંજીવ શું હોઈ શકે ?

સાહિત્ય પ્રદેશમાં એમની બીજી અમૂલ્ય સેવા તે 'જ્ઞાનસુધા.' હાલ તે બંધ પડ્યું છે; પ્રાર્થના સમાજને અંગે એ પ્રગટ થતું; તોપણ એ માસિકે ઘણાને લખતા કર્યા, ઘણાને ઉત્સાહ અને પ્રેરણાનાં પાન કરાવ્યાં, ને ઘણાને માર્ગે દોર્યા.

અને આ જ્ઞાનસુધાની વાત કરતાં એનો સંબંધ કર્તા બીજો વિષય અમને યાદ આવે છે, તે સર રમણભાઇની સુજનતા. ઘણી વાર અમે એનો લાભ લીધો છે; અને એ યાદ આવતાં અમને એમના જવાથી વિશેષે દિલગીરી થાય છે. ગરીબ મનુષ્યને મન મનાવ્યા શિવાય બીજો ઈલાજ નથી. ઈશ્વિર તેમને ચિરકાળ શાંતિ આપો અને તેમના કુટુંબને કારી ઘા ખમવાની શક્તિ બક્ષો !

# ઉપયોગી જીંદગીનો ખેદયુક્ત અંત.

## ગુજરાતે ગુમાવેલો એક દીલસોજ બેટો.

## સર રમણભાઇ મહીપતરામ નીલકંઠનું અવસાન.

"હિંદિ આફ્રીક"

આ બાહોશ સાક્ષરના દુખભર્યા મરણથી લેખક વર્ગમાથી જેમ એક ચુનંદા લેખક સદાના ગયા તેમ ગુજરાતે એક સાચા સુધારક અને દીલસોજ દોસ્ત હમેશ માટે ગુમાવ્યા છે મરહુમ બી એ એલ એલ બી હતા અમદાવાદ શહેરની લીબરલ લીગના પ્રમુખ તરીકે સર રમણભાઇ એક લીબરલ રાજદ્વારી સદગૃહસ્થ હતા સસાર સુધારામા એમની કુનેહ ફત્તેહમદ નીવડી છે એક આગેવાન શહેરી તરીકે વીસ વર્ષ અમદાવાદ મ્યુનીસીપાલીટીના પ્રમુખ હતા અને શહેરના લાભના કામકાજમા સામેલગીરી રાખી બહુ સારી સેવા બજાવી છે એક વિદ્વાન સાક્ષર ઉપરાત હાસ્યરસ લેખો લખવામા મરહુમ સર રમણભાઈ બહુ કમાલ કરતા અને પુસ્તકો રચીને સાહિત્ય સબંધી એમના ઉચ્ચ જ્ઞાનથી બહુ સારી સેવા બજાવી ગયા છે અનેક દિશામા એમની સેવા અનુપમ સાબિત થઈ છે અને એ રીતે સર રમણભાઈ અમદાવાદમા અને તેની આસપાસના વિસ્તારમા એકેકે અવાજે માન પામેલા ઉપયોગી ગૃહસ્થ મનાયા છે ગયે સાલ એમની જાહેર સેવાઓ માટે સરકાર તરફથી નાઈટહુડનો ખેતાબ આપવામા આવ્યો હતો

* * * *

સર રમણભાઈ બહુ માયાળુ જીગરના, સાદાઇમા માનનારા, શાત જીવન ગાળનારા એક ભલા વડીલ અને સાચા સુધારક હતા, સુગંધ આણી આપતા ફેરફારોનેજ સુધારાની ઉપમાએ પીછાણનારા સદગૃહસ્થ હતા એમનો સસાર બહેન વિદ્યાગવરીની બાહોશી અને

સુખરૂપ કારોબારમાં ખરેજ સુગંધી અને સફળ નીવડયો છે, એજ એમનાં સુખરૂપ સંસારનો મૂળ ભરમ છે. બન્ને પતિ-પત્ની ખરે રસ્તે ઈજ્જતથી સંસાર ચલાવનારાં, ઉચ્ચ આચાર વિચારનાં અને ઉંચ ખ્યાલોમાં બેગાં બળથી શેહેર સેવા બજાવવામાં ખરેજ નમુનેદાર સાબીત થયાં છે. સર રમણભાઈના મરણ પછી એજ એક માનપૂર્વક સખ્યારો રહ્યો છે. ઘણા અફસોસની વાત છે કે ભલાં બહેન લેડી વિદ્યાગવરીનાં સુખનો સૂર્ય ઓચીતો અસ્ત પામ્યો છે. આવા એક ઘર—સંસાર ધરી બેઠેલા હેતવંતા મુરબ્બીની સદાની ગેરહાજરી એમના ખરા સુખી સંસારમાં આફત સમાન થઈ પડે એમાં શક નથી. વિદ્યાગવરી અને એમનાં ફરજંદોની મોટી ગમીમાં અમારી માન પૂર્વક દીલસોજી છે. અમારા ભલા હમશરીક ભાઈ સર રમણભાઈના શુદ્ધ આત્માને ઇશ્વર સ્વર્ગમાં અમર શાંતિ આપો એ અમારી પ્રાર્થના છે.

## હાસ્યરસના પિતાનું અવસાન.

### છેલ્લી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના-પ્રમુખ સર રમણભાઇ નીલકંઠનો સ્વર્ગવાસ.

'બે ઘડી મોજ' તા. ૧૧–૩–૧૯૨૮

તા૦ ૬ ટ્ટી માર્ચને પાછલે પહોરે જાણીતા સાક્ષર સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ સ્વર્ગવાસ પામ્યા છે. સર રમણભાઈ છેલ્લા ૧૮ મહીના થયા લકવાની બીમારીથી પીડાતા હતા, પણ છેલ્લાં છેલ્લાં તેમની તબીઅત સુધરતી જતી હતી. એટલે એમનું અવસાન અચાનક થયું છે.

સર રમણભાઇ એક અથગ સંસાર સુધારક હતા. એમની સાહિત્ય સેવા પણ ગુજરાતને સુવિદિત છે. મુંબઈમાં ભરાયેલી છેલ્લી ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રમુખ સ્થાન એમને મળેલું.

